# સંસાર મિત્ર

અથવા

## ઘરઘતું અને વૈદક નુસખાઓનું ઊપયોગી પુસ્તક.

જેની અંદર જાત જાતની ૪૦૦ બાબતોને લગતા ૪૨૮૦

નુસખાઓનો સુધારા-વધારા સાથ સંગ્રહ કીધો છે.

ત્રીજી આવૃતી.

રચનાર

જરબાઇ નવરોજી લાંમ.

ઠેકાંણું—ન્યુ કવીન્સ રોડ, રૉયલ ઑપેરા હાઊસ પાસે

મુંબઈ:



કીમત રૂ. ૨)

૧૯૨૮.

આ પુસ્તક ધી જ. ન. પીતીત પારસી ઑરફનેજ કૅપતન પ્રિન્ટીંગ વર્કસ નં. ૪૧,
લાલબાગ, પરેલ, મી૦ રૂસ્તમજી દોરાબાઇ શરાફે છાપ્યું છે,
અને બાઇ જરબાઇ નવરોજી લામે, ન્યુ કવીનસ રોડ,
મુંબઇ, મધેથી પ્રગટ કીધું છે.

## અર્પણ પત્રીકા.

મારા બેહસ્તનશીન વહાલાં માતાજી તથા પીતાજીને હેત અને
આભારની લાગણી સહીત આ મારૂં પુસ્તક
માંનપુર્વક અર્પણ કરૂં છું.

# દીબાચો

આ પુસ્તકમાં સમાવેલી દરેક ઘરસંસારી ઉપયોગી બાબતો ઘરબારની સફાઈ સુઘડાઇ, ખોરાકી, ઝાડપાન, જીવજંતુઓ, કપડાંને લગતી તેમજ સરસામન વિગેરેનું ભાગતુત સમારવા અને સાફસુફ કરવાની ઘણીક સુગમ પડતી રીતો સાથે કેટલીક વહેવારૂ બાબતો જેવી તોલ માપના હીસાબો, કોઠાઓ અને કોષ્ટકો તેમજ બીજી પરચુરણ વપરાસની ચીજોને લગતી સમજણ સર્વે એમાં આપેલી છે. દવાદારૂ તથા સાધારણ દુખદરદના ઉપાયો પણ જરૂરની વખતે દરેકને ઉપયોગી થઈ પડે એવા હેતુથી આ ચોપડીના છેલ્લા ભાગમાં દાખલ કર્યા છે, સાથે થોડાક દેશી નુસખાઓ પણ આપ્યા છે.

એ સર્વે બાબતોને લગતાં અંગ્રેજીમાં ઘણુંક લખાણો અને ચોપડીઓ તરેહવાર નુસખાઓને લગતી મારા વાંચવામાં આવી છે, તે ઉપરથી તેમજ મારા અંગત અનુભવપરથી આ પુસ્તક ઉપયોગી થઈ પડે એવા ઇરાદાથી રચ્યું છે.

પહેલી આવૃતીઓમાં સમાવેલી ૩૮૬ બાબતોમો હાલમાં ૪૦૦ જેટલી થઇ છે અને તેને લગતા લગભગ ૪૨૦૦ નુસખાઓ આપ્યા છે.

દરેક બાબતોને લગતા નુસખાઓમાં વપરાતી જણસો તેજાબો ગામઠી તથા વિલાયતી વિગેરેના નામો બન્ને ભષામાં લખીને તેને લગતી સમજણ છેલ્લાં પ્રકરણમાં આપેલી હોવાથી તે નામો સંબંધી મુશ્કેલી પડશે નહિં.

કેટલીક ચીજોનું માપ તોલ કદાચને લખેલું નહિ હોય ત્યાં આપણી સમજ અને ખપ મુજબ લેવું અથવા વાપરવું. એમાંના કેટલાક ઘરઘતુ તથા દવાદારૂના નુસખાઓ અજમાવતી વખતે કોઇ ચીજ કદાચને બગડે કે નુકશાન પહોંચે તે માટે લખનાર જવાબદાર નહિ ગણાય, એટલું છતાં જણાવવું તો જોઇએ કે તે નુસખાઓ ઘણીક જાણીતી ચોપડીઓમાંથી લીધેલા છે.

હાલના જમાનાની કેળવણી પામેલી તેમજ અંગત અનુભવ ધરાવનારી મારી બહેનપણીઓ કદાચ આ પુસ્તકમાં સમાવેલી બાબતોથી જાણકાર હોય એ બનવા જોગ છે, પરંતુ મારી નાની બહેનપણીઓ તેમજ પરકોમની બાનુઓ જેઓ અંગ્રેજી ભાષા નહિ જાણતાં હોય તેઓ સર્વેને ઉપયોગી થઇ પડશે એવી આશા રાખું છું.

"સ્ત્રીની ફરજો"નાં પહેલાં પ્રકરણમાં એક સ્ત્રી તરીકે મારા નાકેશ વિચારો ફકટ દરશાવેલા છે.

ખાદાની મહેરથી આ ત્રીજી આવૃતી બાહર પાડતાં મને વધુ ખુશાલી ઉપજે છે કારણ કે સાહિત્યની પહેલી કોશીશમાં મને મારા મહેરબાન મિત્રો, ખેશ કુટુંબ તથા બીજાઓ તરફથી ઘણું ઉત્તેજન મલવાથી પહેલી બે આવૃતીની ૨૦૦૦ નકલો ઘણા ટુંક વખતમાં પુરી થવાથી ત્રીજી આવૃતી કાઢવાની મને ઉલટ આવી છે, તેમજ એ ચોપડી માટે ઘણાંક આગેવાન અને ભણેલાં બાનુઓ તથા ગ્રહસ્થો, સ્કુલનાં પ્રીનસીપલો અને અત્રેના જાણીતા ગુજરાતી ન્યુસપેપરોનાં અધિપતિ વિગેરેએ ઘણા સારા અભીપ્રાય મારી પર લખી મોકલ્યા છે જે ઘણાંકોના વાંચ્યાંમાં પણ આવ્યા હશે.

આ તકે મને ઉત્તેજન આપવા માટે હું એ સર્વેનો દીલોજાન આભાર માનું છું અને ભવિષ્યમાં બીજી વધુ કોશીશ કરવા સામર્થવાન થવાની ઉમેદ રાખું છું.

જો કે આ ત્રીજી આવૃતી વખતે થોડાક સુધારા વધારા કરવામાં આવ્યા છે તો પણ વંચનાર હજુબી કંઇ ખામી કે ભુલ જણાવશે તો ઉપકાર સાથ તેપર ધ્યાન પુગાડવામાં આવશે.

જરબાઇ નવરોજી લાંમ.

મુંબઈ, તા૦ ૨૧ મી માર્ચ ૧૯૨૮.



# પ્રસ્તાવના. (Foreword)



આપણી રોજીંદી જીંદગીમાં ઉપયોગી થઈ પડતી સામાન્ય બાબતો વિષે સઘળી ખબર ધરાવતી ઘણીક ચોપડીઓ મેં અંગ્રેજી ભાષામાં જોઈ છે, પણ મારી જાણ પ્રમાણે ગુજરાતી ભાષામાં એવી ચોપડી અત્યાર સુધી જોવામાં આવી નથી આ નાની ચોપડી તે મોટી ખોટ પુરી પાડે છે તેમાં દરેક જાતની બાબતો સમાવેલી છે, ખાસ કરીને, ઘરસંસારમાં ઉપયોગી થઈ પડે એવી બાબતોના સંગ્રહમાં ૪૦૦ સુધીની સંખ્યાની જુદી જુદી ૪૨૦૦ ઉપર અગત્યની વિગતો જોવામાં આવે છે. તેનાં કર્તાએ એક ઉપયોગી કીમતી અને અગત પડવે વાપરવા સારૂ ("Reference Book") બનાવવા માટે ઘણી જહેમત ઉઠાવેલી લાગે છે.

બહેન જરબાઈ લાંમ પોતાની બહેન પણીઓને તેમજ સર્વે માટે ઉપયોગી થઈ પડે એવી કીમતી ચોપડી લખવામાં પોતાની ફુરસદનો વખત ગાળયો છે તે માટે તેમને બેશક ધન્યવાદ ઘટે છે, અને તેમની સાહીત્યની આ પહેલી કોશેશ ને પુર ઉત્તેજન અને ફતેહ મળે એવી આશા રાખું છું.

**ભીખાઇજી એ. એનજીનીઅર.**

જે. પી,-એમ. બી. ઈ,-એમ. એ,-એલ. એલ. બી.

મુંબઇના સેવા સદંનનાં વડાં.



# સંસાર મિત્ર.

## સાંકળીયું.

### પ્રકરણ ૧.



### પ્રકરણ ૨.



### પ્રકરણ ૩.



### પ્રકરણ ૪.

## પ્રકરણ ૧૦.

પાનું ૬૦ થી ૬૯.

### જમીનને લગતી બાબતો, કોબો, લાદી, લીનોલીઅંમ, ગાલીચો, સાદડી, લાકડાંની ભોંય વિષે.



## પ્રકરણ ૧૧.

પાનું ૬૯ થી ૭૪.

### ભીંત સંબંધી, તથા ઓરડાની હવા સોજી રાખવી.



## પ્રકરણ ૧૨.

પાનું ૭૪ થી ૭૯.

### કાચ સર્વે જાતનાં બારીબારણા, આરસીઓના ડાઘો ઢકાવા, કાચને કાપવા, રંગીન પીકચરો કાચોપર પાડવાં તથા લખવું.



## પ્રકરણ ૧૩.

પાનું ૭૯ થી ૮૩.

### પીકચરો, ફોટોગ્રાફ, ફ્રેમ વિગેરેની સફાઇ.



## પ્રકરણ ૧૪.

પાનું ૮૩ થી ૯૧.

### લખવા, વાંચવા, તથા કાગળની ચીજો, શાહી, પૅનસીલ, ટીકીટ, નોટ પારખવી, ગાયણ, વાજીંત્રો વિગેરે.

## પ્રકરણ ૧૫.

પાનું ૯૧ થી ૧૦૦.

### ચામડાંની ચીજો સાફ તથા પૉલીશ કરવી જાત જાતનાં બુટો તથા રબર વિષે.



## પ્રકરણ ૧૬.

પાનું ૧૦૦ થી ૧૧૦.

### સીવવાની ઉપયોગી ચીજો, સંચો, કપડાં પૅચવર્ક, પરચુરણ ભરતકામ, કપડાંના ફુલો, છાપ, ગુંથવાનુ વિગેરે.



## પ્રકરણ ૧૭.

પાનું ૧૧૦ થી ૧૨૬.

### કપડાં ધોવાં, સુકવવાં અને અસ્ત્રી કરવાં.



## પ્રકરણ ૧૮.

પાનું ૧૨૬ થી ૧૩૩.

### કપડાંને પાણીથી ધોવા વગર સાફ કરવાં ( ડ્રાઈ કલીનીંગ ).

## પ્રકરણ ૨૨.

પાનું ૧૬૦ થી ૧૭૫.

### સોનું, રૂપું સાફ કરવું, મોતી અને તેનું, તોલ, કોઠા, તથા ઝવેરાતમાં વપરાતાં કીમતી ને હલકાં નંગો વિષે.

૧૭૨-સોનું, ૧૭૩-રૂપું, ૧૭૪-પ્લૅટીનમ, ૧૭૫-મોતી અને તેનાં તોલ, કોઠા, ચવના દાખલાઓ વિગેરેની સમજણ, ૧૭૬-ચવ કાઢવાના દાખલાઓ, ૧૭૭-ઝવેરાતના કીમતી પત્થરો, હીરા, ૧૭૮-પાણા, ૧૭૯-માણેક, ૧૮૦-પીરોજા ઓપલ, શની, ઍમેથીસ્ટ, ૧૮૧-બીજી જાતનાં સોના પથરા પરવાળાં, ઓનીકસ, જેડ, જેટ, લેપીસલેઝુલી, કેરબા વિગેરે.

## પ્રકરણ ૨૩.

પાનું ૧૭૫ થી ૧૭૯.

### પરચુરણ બાબતો ને તેની સમજણ.

૧૮૨-ચુનો ચૉક પુરવાનો, કળીચુનો, સીમેન્ટ ઈંટ, ૧૮૩-રંગની પીછી સાફ કરવી, ૧૮૪-રાજમ, કપુર, શુગર ઑફ લૅડ, ૧૮૫-એક ગ્લાસમાં છુટી રહે તેવી ત્રણ પ્રવાહી ચીજો, ૧૮૬-વરસાદ કેટલો દુર પડે છે તે ગણવાની રીત, ૧૮૭-આતસ પર બળે નહિં તેવું કાગળ તથા દોરો, ૧૮૮-હાથ પાણીમાં બોળી ભીનાયા વગર કાઢવો, ૧૮૯-દરીઆની કોડી સાફ કરવી, ૧૯૦-દોરી દોરડાં ટકાઉ બનાવવાં, ૧૯૧-પાનાં રમવાનાં મેલાં સાફ કરવાં, ૧૯૨-બૉલ ટેનીસનો સાફ કરવો, ૧૯૩-ઘડીઆલનું તેલ, ૧૯૪-મારેલાં પક્ષીને આખાં સ્ટફ કરવાં, ૧૯૫-છુંકતી વખતે અવાજ ધપકારો કમી કરવો, ૧૯૬-કામ કરતી વખતે પગ દુખતા તેમજ કપડાં બચાવવા, ૧૯૭-ચુહલા પરથી ગરમ ચીજ ઉતારવી, ૧૯૮-અપોરીઆની મેળવણી, ૧૯૯-વાસણ લાકડાં પર ચીટકી જાય તેમ કરવું, ૨૦૦-એક જાતનો પદાર્થ બનાવવો, ૨૦૧-બાટલીમાં ચળકતી ચીજો દેખાડવી, ૨૦૨-લીંબુ પેતીકી મેળ ગબડે તેમ કરવું. ૨૦૩-ફુકો રબરનો તથા ફુટબૉલમાં હવા ભરવી, ૨૦૪-હવામાં ફેરફાર પારખવો. ૨૦૫-ટેલફોનનો ઉપયોગ, ૨૦૬-બહારગામ લઈ જવાનો સામાન ૨૦૭-લાંબી લાઈન સરખી દોરવી, ૨૦૮-ચાક રંગીન બનાવવો.

## પ્રકરણ ૨૪.

પાનું ૧૭૯ થી ૧૯૪.

### બગીચો, ઝાડપાન, ખાતર, બી, તથા ઝાડપરના નાશકારક અને બીજાં જંતુઓ, કીડ, કામળીઆ, તીડ, દેડકાં, ભમરા સાંપ, વિગેરે.

૨૦૯-બગીચો, ફુલ તથા ફર્નના ઝાડોની જતન, ૨૧૦-ફુલો ગોઠવવાં તથા શણગાર કરવો, ૨૧૧-તાજાં રાખવાં અને પૅક કરવાં, ૨૧૨-ફુલોના રંગ બદલવા,

૨૧૩-ખાતરો ઘણીક જાતના, તથા કમોસમે ફળ ઉગાડવાની રીત, ૨૧૪-બી વિષે, ૨૧૫-ચોખા ઉગાડવા તથા ખાતમાંથી કાઢવા, ૨૧૬-ઝાડની જગ્યા બદલવી, તથા વગર ઉપયોગના કાઢી નાંખવાં, ૨૧૭-મોટાં ઝાડની ઉંચાઇનું માપ લેવાની રીત, ૨૧૮-ઝાડનાં નાશકારક તથા બીજાં જંતુઓ મારવાં, કીડી, ગોકળગાય, કામળીઆ, કીડ, તીડ, દેડકા, ભમરા, આગીઆ કીડા, કરોળીઆ, મગતરાં વિગેરે, ૨૧૯-પક્ષીઓને ફળ ખાઇ જતાં અટકાવવાં, ૨૨૦-સાંપ વિષે.

## પ્રકરણ ૨૫.

પાનું ૧૯૪ થી ૧૯૯.

### જુદી જુદી જાતનાં જનાવરો વિષે.

૨૨૧-કુતરાંની જતન, ૨૨૨-ઘોડાનો ખોરાક તથા માવજત, ૨૨૩-બકરાં મેંઢાં, ૨૨૪-ગાય, બળદ, ૨૨૫-ઊંદરને નહસાડવા.

## પ્રકરણ ૨૬.

પાનું ૨૦૦ થી ૨૦૬.

### કીડી, કસારી, માખી, મચ્છર, બીજાં જંતુઓ વિગેરે.

૨૨૬-કીડીઓ તથા મકોડા મારવાની રીત, ૨૨૭-કસારી, ૨૨૮-મચ્છર, મગતરાં, ૨૨૯-માખી મારવી તથા તેને પકડવાનાં કાગળો બનાવવાં, ૨૩૦-ચાંચડ, ૨૩૧-માકડ.

## પ્રકરણ ૨૭.

પાનું ૨૦૬ થી ૨૧૪.

### મરઘાં ( Poultry ) ને બીજાં પંખીઓ, તથા કેટલીક જાતનાં માસ માછલી વિષેની સમજણ.

૨૩૨-મરઘાંની જતન, ૨૩૩-ટરકી તથા હાંસ, ૨૩૪-કબુતર અને બીજાં પંખીઓ, ૨૩૫-પોપટ તથા કેનેરી, ૨૩૬-માછલી પારખવી તથા તાજી રાખવી, ઝમના, બુમલા, લેવટા, સાઢ, કરચલાં, કાળુ, સુકી માછલી, મોળાં પાણીની માછલી, ટીનમાં પૅક કીધેલી બીગડેલી પારખવાની વિગેરે, ૨૩૭-ગોશ બકરાંનું, ૨૩૮-ગોશ ડુક્કરનું તથા સૅન્ડવીચીઝ, ૨૩૯-હરણનું, ગોશ ૨૪૦-જીભ સાફ કરવી, ૨૪૧-સુપ બનાવવો તથા બીગડેલો ખોરાક સુધારવો.

## પ્રકરણ ૨૮.

પાનું ૨૧૪ થી ૨૧૯.

### અનાજ તથા ખોરાકીની બીજી જણસો ચોખા, દાળ, ઘી, નીમક, આમલી, સરકો, નાળીએર.

૨૪૨-ચોખા, ૨૪૩-દાળ, ૨૪૪-આટો તથા તેમાં ભેળેલું પારખવું, ૨૪૫-થુલું, ૨૪૬-ઘી, ૨૪૭-તેલ, ૨૪૮-નીમક, ૨૪૯-મરી કાળાં તથા સફેદ, ૨૫૦-આમલી, સરકો, ૨૫૧-રાઇ, ૨૫૨-નાળીએર.

## પ્રકરણ ૨૯.

પાનું ૨૧૯ થી ૨૨૨.

### તરકારી સુકી તથા લીલો વિષે.



## પ્રકરણ ૩૦.

પાનું ૨૨૩ થી ૨૨૬.

### ફ્રુટ જાત જાતની લાંબો વખત રાખવી તથા સુકવવી.



## પ્રકરણ ૩૧.

પાનું ૨૨૬ થી ૨૩૮.

### ખોરાકી ચાલુ વપરાશની ઇંડાં, ખાંડ, ચાહ, કૉફી, પાંઊ, દુધ, પનીર, માખણ, તથા બીજી ચીજો.



## પ્રકરણ ૩૨.

પાનું ૨૩૮ થી ૨૪૧.

### મેવો તથા જાંમ જેલી વિગેરે.



## પ્રકરણ ૩૩.

પાનું ૨૪૧ થી ૨૪૪.

### દારૂ, તાડી, ગુલાબ, વેનીલા, મધ તથા મીઠાઇનાં રંગો.

## પ્રકરણ ૩૪.

પાનુ ૨૪૧ થી ૨૪૮.

### પાણી જાત જાતનાં તેની સંભાળ તથા આઇસ સંબંધી.



## પ્રકરણ ૩૫.

પાનું ૨૪૮ થી ૨૫૨.

### ખોરાકીમાં સમાયલાં પુષ્ટીકારક તત્વો તથા ખોરાકને સંભાળથી રાખવાની રીતો.



## પ્રકરણ ૩૬.

પાનું ૨૫૨ થી ૨૫૪.

### ઘરમાં ચાલુ વપરાવાની ચીજો, તેનો ઉપયોગ તથા બનાવવાની રીતો.



## પ્રકરણ ૩૭.

પાનું ૨૫૫ થી ૨૫૬.



## પ્રકરણ ૩૮.

પાનું ૨૫૭.



## પ્રકરણ ૩૯.

પાનું ૨૫૮ થી ૨૫૯.

## પ્રકરણ ૪૬.

પાનું ૨૯૦ થી ૨૯૬.

### પોલટીસ, પ્લાસ્ટર, શેક તથા ભરવા ચોપડવાની દવાઓ, એંમબ્રાકેશન, કપીંગ, જળો, બ્લીસ્ટર વિગેરે.

૩૧૮–પોલટીસ જુદી જુદી રીતે બનાવવી, ૩૧૯–રાઇનું પ્લાસ્ટર, ૩૨૦–શેક જુદી જુદી રીતનો, ૩૨૧–ભરવા ચોપડવાની દવાઓ, તેલો, ઍંમબ્રોકેશન બનાવવાની રીતો; કપીંગ, બ્લીસ્ટર, જળો મુકાવવી.

## પ્રકરણ ૪૭.

પાનું ૨૯૬ થી ૩૧૨.

### ચામડીને લગતી બાબદો, તથા દરદોને તેપર લગાડવાની ચીજો.

૩૨૨–ચામડીની સફાઇ, અરાઇ, સેવત, ચાંદાં, ૩૨૩–ચામડી સુંવાળી રાખવી, ચીરા, કરચલી, તડકાંથી કાળી થયલી વિષે, ૩૨૪–ખુજલી, કીડ, તેના મલમ જાત જાતના, તથા ખીલ, ફુલ્લાના ઉપાયો, ૩૨૫–મસા, છાગરા, આંટણુ, દરાજ, ખરપસું, ૩૨૬–પરસેવો તથા હાથ પગની સફાઈ, જુદા જુદા બાફ, ૩૨૭–ચામડીમાં પેવશ થયલી ચીજ કાઢવી, અને શરીરમાં પેવશ કરવાની ચીજોની સંભાળ.

## પ્રકરણ ૪૮.

પાનું ૩૧૨ થી ૩૧૯.

### જખમ, દાઝેલી ચામડી તથા જાનવર, જંતુઓનાં દંખ વિષે.

૩૨૮–જખમમાંથી લોહિ અટકાવવું તથા ઘા રૂઝવવો, ૩૨૯-દઝેલાંનો ઉપાય, ૩૩૦–જાંનવર, ઊંદર, બીલાડી, કુતરા, સાંપ કરડે તથા જંતુઓ કાનકચુરા, મધમાખ, ભમરા, મચ્છર વિગેરે દંખે તેના ઉપાયો.

## પ્રકરણ ૪૯.

પાનું ૩૧૯ થી ૩૨૪.

### સંધીવા, હાથપગના સોજા, રસ, આંકડા, વાળો, તથા ધનુરવા વિગેરે.

૩૩૧–સંધીવાનો ઇલાજ, ૩૩૨–સોજા હાથ પગના, રસ તથા ગંઠાયલી નસ, ૩૩૩–આંકડાં, હાથ પગ તથા છાતીમાં આવે તેનો ઇલાજ, ૩૩૪–વાળો થાય તેનો ઉપાય, ૩૩૫–ધનુરવા.

## પ્રકરણ ૫૦.

પાનું ૩૨૪ થી ૩૩૧.

### માથું દુખે તેનો ઇલાજ, સરકમ, તાવ, ગોવરૂં, કમલો તથા નબલાઇના ઊપાય તથા પીવાની રાબડી.

૩૩૬–માથું દુખે, ૩૩૭–સરકમ, ૩૩૮–તાવ ને તે પર પીવાનો કાવો, ૩૩૯–ગોવરૂં, સહીએડ, કમળો, ૩૪૦–નબળાઇના ઉપાયો, તથા રાબડી.

## પ્રકરણ ૫૧.

પાનું ૩૩૧ થી ૩૪૦.

### પેટમાં દુખે તેનો ઈલાજ, જુલાબ, મરડો, પીશાબ, રેતી.



## પ્રકરણ ૫૨.

પાનું ૩૪૦ થી ૩૪૩.

### ઊલટી, અડગાગી, ફેર, ઊંઘ, વિગેરે.



## પ્રકરણ ૫૩.

પાનું ૩૪૩ થી ૩૪૭.

### મોઢાંની સફાઇ, જીભ, દાંતની સંભાળ.



## પ્રકરણ ૫૪.

પાનું ૩૪૮ થી ૩૫૬.

### ગળું, ઠાંસો, હાંફણ વિગેરે.



## પ્રકરણ ૫૫.

પાનું ૩૫૬ થી ૩૬૧.

### આંખ, નાંખ, તથા કાન વિષે.



## પ્રકરણ ૫૬.

પાનું ૩૬૨ થી ૩૬૬.

### નખ તથા બાલની જતન.

## પ્રકરણ ૫૭.

પાનું ૩૬૫ થી ૩૭૫.

### અકસ્માત વેળા તાત્કાલીક મદદ, તે બનતા અટકાવવા, પાટા બાંધવા તથા હાંડકાં સંધાવાનો વખત તથા ઝેરી દવાઓના ઊપાયો.

૩૬૫-આગ, વીજળી ગૅસ, કુવા દરિઆમાં નાહવા વિષે અને ડુબતા માણસને મદદ કરવી, ગાડી-ઘોડાના અકસ્માત વિગેરે, ૩૬૬-ઇજા પામેલાંને ઉંચકવાની રીત ૩૬૭-પડી જવાથી વાગેલાંનો ઉપાય, ૩૬૮-ભાંગેલાં હાડકાંપર પાટો બાંધવો તથા હાડકાં સંધાવાને લાગનો વખત, ૩૬૯-અકસ્માતો બનતા અટકાવવા, ૩૭૦-ઝેરી દવાઓ કે વસ્તુઓ ખાધાપીધામાં આવે તેના ઉપાયો.

## પ્રકરણ ૫૮.

પાનું ૩૭૫ થી ૩૮૪.

### દવાદારૂની પરચુરણ બાબતો ને તેની સમજણ, હવા પાણી તથા બધી વનસ્પતામાં સમાયલાં તત્વો, સુરજની રોશની તથા ચાલની ગણત્રી વિગેરે.

૩૭૧-દવા તથા ગોળીઓ ગળવા ને પીવાની રીતો, ૩૭૨-ગોળીઓ બનાવવી, ૩૭૩-કાવો વસાણાઓનો, સુનામખી, કવોશીયા, સુંઠ, સારસાપેરીલા વિગેરેના, ૩૭૪-અર્ક જાત જાતના, ૩૭૫-ક્લોરોફોર્મ તથા દવા વિષે, ૩૭૬-કાંજી બનાવવાની રીતો, ૩૭૭ આલ્બ્યુમન વૉટર, ૩૭૮-સીરપ ઑરંજનું, ૩૭૯-વાઇન ઇપીકેક બનાવવો, ૩૮૦ વૅસલીન, ૩૮૧-બોરીક લોશન, ૩૮૨-સાબુનું તેલ, ૩૮૩-ગ્લીસરીનમાં ભેળ, ૩૮૪-આયોડીન બનાવવું ૩૮૫-લીસ્ટરીનની બનાવટ ૩૮૬-સુઘવાનું સ્મેલીંગ સૉલ્ટ ૩૮૭-ગલીચો તથા વાસ દુર કરવાની રીતો, ૩૮૮-આક ૩૮૯-નીમકને તેનો ઉપયોગ, ૩૯૦-દારૂ પીવાની ટેવ છોડવવી, ૩૯૧-માણસનું હાત તથા મુવેલુ પારખવાની રીત, ૩૯૨-ઊડતા રોગો વિષે, ૩૯૩-દમમાં વાસ જતો અટકાવવો. ૩૯૪-ચાર જાતના તત્વો વિષેની સમજણ, ઑક્સીજન, ૩૯૫-હાઇડ્રોજન, ૩૯૬-નાઇટ્રોજન, ૩૯૭-કાર્બન, ૩૯૮-સુરજની રોશની તેની ચાલની ગણત્રી મુજબ જુદા જુદા શહેરોમાં નોંધાતો વખત.

## પ્રકરણ ૫૯.

પાનું ૩૮૪ થી ૩૯૪.

### દવાદારૂ તેજાબો, અને બીજી ઘણીક વપરાસની ચીજોના અંગ્રેજી તથા ગુજરાતી નામો અને તેના સમજણ.

૩૯૯-ઍસીડ-તેજાબો જાત જાતનાં.



# પ્રકરણ ૧.

## સ્ત્રીની ફરજો.

૧—દરેક સ્ત્રીએ પોતાના કુટુંબીઓની સુખ સગવડ સાચવવી.

ઘરબારને લગતું નાનું કે મોટું દરેક કામકાજ પુરતી તકેદારી અને સમજ વાપરી કરવું યા કરાવવું જેથી ઘર સુખી ને તંદુરસ્તી ભર્યું સદા રહે.

A man's work is from Sun to Sun
A woman's work is never done.

સવારથી સાંજ પછી મરદને પરવાર,
સ્ત્રીની રાત દીનની જંજાળનો નહીં પાર.

દરેક બચ્ચાંઓને સંપૂર્ણ તન, મન અને આત્મીક કેળવણી આપ્યાથી તેમનુ ભવિષ્ય ઝળકતું અને સુખી નીવડશે.

માતાઓએ પોતાની છોકરીઓને બીજી કેળવણી સાથે તેમની સંસારી જીંદગીમાં ઉપયોગી થઈ પડે એવા ઘર સંસારી હુન્નરોની તાલીમ આપવી કે જે વગર એક સ્ત્રી સંપૂર્ણ કેળવાયલી ગણાશે નહી.

કેળવાયલી અને સમજદાર માતા સો શિક્ષકની ગરજ સારે છે. માહન નેપોલીઅન જેવા બોલી ગયા છે કે,

"કહે નેપોલીયન દેશને, કરવા આબાદાન;
સરસ રીત એજ છે કે, દો માતાને જ્ઞાન." (સ્ત્રી બોધ.)

કરકસરથી ખરચ કરવો, આપણા વડવાઓની આ કહેવત યાદ રાખવી કે "ઘરની કસર ને વહાણની સફર."

નાની યા મોટી આવકમાંથી જરૂર જોગો ખરચ કરી બાકીનું બચાવે તેજ ખરી સમજુ ઘર ધણીઆણી કહેવાય. સદા નીભે તેવો ખરચ પહેલાંથીજ રાખવો કે કોઈ પ્રસંગે આવકમાં ઘટાડો થાય તે વખતે મુશકેલ લાગે નહિ.

કરકસરથી બચાવેલું આપણને અડીભીડી કે ઘડપણમાં તેમજ ભવિષ્યમાં આપણાં બચ્ચાંઓને કામનું થઈ પડશે. કહેવત છે કે "કરકસરથી મેળવેલું ધન-નવું પેદા કરવા બરાબર છે."

ખુદાએ આપણને જે હાલતમાં મુકયાં હોય તે ઉપર સંતોષ રાખી રહેવું, અને જો કોઇ વખતે આપણાં ઉપર ન ધારેલા મુશીબત આવી પડે તે વખતે ખુદાપર ભરોસો રાખી ધીરજથી ખમવું, અને મગજનું સમતોલપણું જાળવવું.

માંદગીના વખતમાં કશીબી ગભરાત કરવા વગર શાંત મને દરદીની માવજત કરવી, જે વિષે આગલ દરદીની માવજતવાલું પ્રકરણ જોવું.

પોતાના સંસારનું ગાડું સરલ રીતે ગબડાવવા ઉપરાંત આસપાસનાઓનાં સુખ દુઃખ કે મુશકેલી વખતે બનતી મદદ કરવાની ફરજ બજાવવામાં પછાત પડવું નહિ. ઇંગ્રેજી કહેવત મુજબ "Charity begins at home." ઘરની સખાવત પહેલી એ હંમેશાં યાદ રાખવું.

ખુદાની યાદ, સાચવત, એકીનદારી, શાંત મીઠો સ્વભાવ, ઉદયોગ અને ઉમંગ, દયાળુ જીગર, સંતોષ અને સબુરી એ ગુણો એક સ્ત્રીના ખરા શણગાર સમાન છે. ઉપલા સદ્‌ગુણ ધરાવનાર સ્ત્રી પોતાના ધણી, બચ્ચાંઓ તથા આસપાસના સર્વનો ચાહ અને માન સાથ પોતાનો સંસાર ફતેહમંદીથી ચલાવવાને સામર્થવાન થઈ શકશે.

## પ્રકરણ ૨.

## ઘરબાર—ફરનીચર—લાકડકામ વિગેરે, પૉલીશના તેમજ સાદા સામાનની સફાઈ.

**૨–ઝાંખી પડેલી પૉલીશ** સ્પીરીટ ઑફ વાઇન લગાડવાથી ચળકશે. બંન્ન તેલને ઍસેટીક ઍસીડ (Acetic Acid) ભેળી રની પોટલીએ લગાડવું, અથવા તો ઑલીવ ઑઇલને ટરપીનટાઇન ભેળી વાપરવું. ગરમ પાણીમાં પેરેફીન ભેગી ફલેનલ વડે લુછયા પછી બીજી ફલેનલને સરકામાં બોળી પાછું ઘસવાથી ચળકાટ આવશે.

ખાણાની ટેબલની પૉલીશ ગરમ ડીશ મુકતાં અથવા પાણીના ડાઘો પડવાથી ખરાબ થાય તો એમોનીઆ લગાડી લુછવી, અથવા તો ઑલીવ ઑઇલમાં થોડું નીમક પીગળાવી તે ડાઘો ઉપર રેડી એક કલાક રહેવા દઇને લુછવું. ટરપીનટાઇન ફલેનલ વડે લગાડવું.

કેરોસીન તેલ ઉપલા ડાઘ ઉપર કપડાંએ લગાડી બીજા સોજા કપડાં પર કોલોન-વોટર નાંખી લુછવાથી સાફ થશે. ઘણાં ગરમ પાણીમાં કટકો બોળીને લુછવાથી ડાઘ નીકળશે.

ઍસંસ ઑફ પેપરમીન્ટ અથવા સ્પીરીટ ઑફ કેમફર ફલેનલના કટકા પર લઇને લગાડયા પછી સારી પૉલીશનો હાથ તુરત મારવો.

**ફરનીચર પર વારનીશ** લગાડવા એક ગેલન સ્પીરીટમાં એક રતલ લાખ ને બે ઔંસ બેનઝાઇન ભેળવું.

**નખના ઘસા** પડેલા ઑકઝેલીક ઍસીડ બે ભાગ ને ગરમ પાણી એક ભાગમાં ભેળી કપડાં વડે લુછવા.

**માખ, મચ્છરના ડાઘ કાઢવા** સ્પીરીટ ઑફ વાઇન, કેરોસીન અથવા તો જીન દારૂ કંઇબી લઇ નરમ કપડાંમાં બોળી લુછી નાખવું. સફેદ ડાઘ ઉપર સ્પીરીટ ઑફ કેમફર લગાડવું.

**ડાઘા લાંબા વખતના પડેલા** માટે ઑલીવ ઓઇલમાં થોડુંક વાટેલું નીમક ને આટો ભેળી પેસ્ટ જેવું ઘટ બનાવીને નરમ કપડાએ ઘસવાથી ડાઘો નીકળે છે.

મોરથુથુ પાણીમાં નાખી બ્રુચ વડે પાણી લાકડાં પર ઘસવું પછી સ્વચ્છ પાણીએ ધોઇ નાખવું. લાકડાંનો રંગ ઝાંખો કે ખરાબ થાય તો સુકાય ને પૉલીશ લગાડવી. ક્લોરોફાર્મ કોઇબી ડાઘો કાઢશે.

**આયોડીનના ડાઘને** બ્લોટીંગ પેપરે દાબી કપુરનો અર્ક લગાડવો.

**શાહીના ડાઘ** ઉપર સુરોખાર (Nitre) પાતલું કરી પીંછી વડે લગાડવું, સરકો લગાડવાથી પણ નીકળે છે.

**મીણના ડાઘ** માટે ટરપીનટાઇન લગાડી મીણ કાઢયા પછી સબુના ગરમ પાણીએ ધોવું, અથવા ખળખળતાં પાણીએ લુછવા.

**મેસના ડાઘ** ઉપર પેરેફીન અથવા ઍમોનીઆમાં ઝીણું કપડું બોળી લુછી નાખવું.

**ચીકાશના ડાઘ** ઝીણા સફેદ કાગળે લુછયાથી જાય છે, આટો છાંટવાથી ચીકાશ જશે.

પર્લ એશ ને કળીચુનો પાણીમાં મેળવી ગાળી રાખી ખપ પડે ત્યારે પાણીમાં થોડું લેઇ ચીકાશ કે મેલા ડાઘ પર લગાડવું.

**ઘસા પડેલા** પૉલીશપરથી કાઢવા અખરોટને ભાંગી અંદરનો ભાગ તેપર ઘસવો. સહેજ ગરમ કીધાથી તેમાંનો તેલનો ચીકાશ સહેલાઇથી નીકળી ઘસા પડેલા જલદી સાફ થશે.

**ગોબા પડેલા** પર બ્લોટીંગ પેપરનું જાડું પડ કરી ખળખળતાં પાણીમાં બોળી બે ત્રણ વખત મુકવાં પછી તેપર ગરમ અસ્ત્રી ફેરવવી, ગરમીથી લાકડું ફુલી સરખું થશે.

**માહગનીનું લાકડું** ઠંડાં કે ચાહનાં પાણીમાં કપડું બોળી લુછવું. માહગનીનાં લાકડાં પરના ઘસા પર ઍલ તેલ લગાડવું.

માહગનીનાં લાકડાં પર ગરમ ચીજ ઢોલાયાથી ડાઘો પડેલા કાઢવા ઑલીવ ઓઇલ લગાડી બે દિવસ રહેવા દઇ પછી તે પર ટરપીનટાઇન બીજા બે દિવસ રાખી છેવટે પૉલીશ કરવી. સરકો ને પાણી ભેળી લગાડવાથી પણ ડાઘો નીકળે છે.

**લાલ ઘેરા રંગના માહગનીનાં** લાકડાં સારૂ પરમેંગનેટ ઑફ પોટેશ નામની દવા પાણીમાં પીગળાવી પીંછી વડે લગાડવી.

પૉલીશના સામાન પર ભીની સરદ હવાથી ઝાંખ પડી બ્લુ રંગ થાય તો શેમોઆ લેધર પર બે ત્રણ ટીપાં મીઠું તેલ નાખી લુછયા પછી હાથની હથેલી વડે ઘસવું.

**અખરોતનાં લાકડાંને** ફ્લેનલ પેરેફીનમાં બોળી લુછવું.

**ઓકનું જીનું ઝાંખુ પડેલું લાકડું** બીઅર દારૂ ગરમ કરી તે પર લગાડવા પછી મધપુડાનું મીણ ઘસીને છેવટે શેમોઆ લેધરે લુછવાથી નવાં જેવું થશે, અથવા સ્ત્રોંગ સોડાખારનું પાણી લગાડવું. પાણી સાથે કાચી અખરોટનાં કોટલાં ઉકાળી લેવું.

**સફેદ લાકડું** લાંબો વખત પડી રહેતાં ખરાબ થયલું એમોનીઆમાં ઝીણી સફેદ રેતી ને સાબુનો ભુકો ભેળીને ઘસી સાફ કરવું. હવા ઉજાસમાં સોજું રહેશે, બંધ જગ્યામાં પીળું થઇ જાય છે.

**નકશીના પૉલીશના સામાનમાંથી** ધુળ કચરો કાઢવા પેટ્રોલમાં પીછી બોળીને બધા ખાંચામાં ફેરવવી અથવા તો ટરપીનટાઇન ને પેરેફીન એક સરખું ભેળી તેમાં પીછી બોળી કપડાંએ પીછી લુછી નાખવી યાતો હવામાં સુકાયા ને તેની નકશી સાફ કરવી. ગરમી કે આતશ નજદીક તેમ કરવાથી સળગી ઉઠશે માટે સભાળ લેવી.

નકશીનો સામાન સાફ કરવા વન્ડર મીસ્ટ ( Wonder Mist ) નામની એક જાતની પૉલીશ મોટરના કારખાનાંવાલાને ત્યાંથી મળે છે. તેની સાથની અથવા બીજી કોઇબી જાતની પીચકારી વડે સામાન પર તે પૉલીશ છાંટીને પછી કપડાં વડે ઘસીને લુછવાથી નકશીમાંની ધુળ કચરો નીકળીને પૉલીશ જેવો ચળકાટ આપશે.

**પિત્તળ અથવા ધાતુ લાકડામાં કોતરીને બેસાડેલું** ( Inlaid ) હોય તો બૅલ તેલમાં ત્રીપોલી પાઉડર ( Tripoli Powder ) ની ભુકી ભેળી ઘસીને લુછવાથી સાફ થશે.

**ટેબલ રાંધણીમાં વપરાતી** સાફ કરવા માટે ગરમ પાણીમાં કળી ચુનો નાખીને ઘસીને ધોયા પછી કપડાંએ લુછી નાખ્યાથી લાકડું સોજું નવું જેવું લાગશે, ઘણી ખરાબ થયલી હોય તો ગરમ પાણી સાથે સાબુ પણ લેવો જોઇએ, બારીક રેતી સાથે ભેળવી.

**જેપાનીસ તથા ચીનાઇ લાકડાંનો સામાન** જેને (Lacquer Ware) કહે છે તેને સાફ કરવા માટે મીઠું તેલ અથવા ઑલીવ ઑઇલ નરમ કપડાં વડે લગાડવું, લીંબુનો રસ યા છાસ પાણીમાં ભેળી લગાડી ગરમ જગ્યામાં રાખી સુકાયને શેમોઆ લેધરે લુછવું.

ઉપલાં લાકડાંની ત્રે પર ગરમ ચીજ મુકવાથી ડાઘો પડે તો ઠુકાં પાણીમાં કપડું બોળી લુછવી. વધુ ખરાબ થયલી હોય તો ઉપલું કોઇબી જાતનું તેલ લગાડી તેપર આરો ગરમ કરી છાંટીને લુછવું.

રંગેલા સોજા સામાન પરના ડાઘો વરસાદના પાણીથી નીકળે છે, છેલ્લે કપડાંપર થોડુંક વેસલીન લઇ ઘસવું.

**કબાટ, પેટી કે ખાનાનું લાકડું** નવી પૉલીશ લગાડવાથી વળગી જઇ સહેલાઇથી ઉઘાડ ઢાંક નહી થાય તો નરમ બી. બી. ની સુખડ પેન કીનારીપર ઘસવી અથવા બ્લૅક લૅડ ( Black Lead ) નામની ભુકીને કીનારીપર છાટવાથી સહેલું થશે. સુકો સાબુ કે મીણબત્તીનો ટુકડો ઘસવો.

**કબાટ તેમાં હવાયલો કે ઉબાયલો વાસ** બંધ પડી રહેતાં આવે તો તડકાને વખતે બારણું થોડીક વખત ઉઘાડ ઢાંક કર્યાં કરવું જેથી બહારની સોજી

ખુલ્લી અને ગરમ હવા કબાટમાં જવાથી ફુપસો વાસ, ભીનાસ નીકળી જશે, થોડોક વખત સુધી બારણા ખુલ્લાં રાખવાં.

**કબાટ ગોઠવવી** ખસેડીને પાછી ગોઠવતી વખતે બારણાંઓ ઉઘાડી જોતાં નીચેથી ઘસાતું હોય તો તે બાજુના બારણાની નીચે પગ આમળ કાગળ યા લાકડાંની કપચી મુકવી અને ઉપરથી બારણું ઘસાય તો પાછલા પગ નીચે કંઈ મુકવું. ટાઇટ મીજાગરાંમાં તેલ મુકવું,

**ઘોડીયા લાકડાંના** સાલમાંથી ઢીલા થઇ હાલતા હોય તો તેના સ્ક્રુ કાઢી તે પર ન્યુસ પેપર અથવા પાટલું કપડું અથવા દોરો વીંટાળી પાછા પેસાથી ટાઇટ બેસશે.

સામાનની નીચે એમોનીઆનું પાણી સ્ટ્રોંગ બનાવી પહોળાં વાસણમાં થોડે વખતે મુકયાથી ઉંચાઇ કે જંતુઓ થતાં નથી.

સામન ભીંતને લાગીને ઘસાતો અટકાવવા માટે ઝીણું પાતળા રબરનાં બટન જેવા ગોળ ટુકડા પીઠે વળગાવવા, અથવા તો જુના ગ્લવસની આંગળીઓ કાપી તેમાં રૂ ભરી પીઠે ઝીણી ટેકસ વડે બેઉ નાકાઓપર જડી દેવી.

જુના યા નવા નેટરના સ્ટુલ ઉપર ક્રેટોન અથવા કેઇભી જાતનાં કપડાંનું કવર કીધાથી શોભે છે. પગ મુકવા માટે વાપરવા હોય તો જાડા ગાલીચાના ટુકડાએ રૂપલી રીતે ઢાંકી દેવું.

## પૉલીશ બનાવવી, લગાડવી, પૉલીશના કાગળો.

**૩–પૉલીશ સાધારણ** માટે સરકો ને કોઇ જાતનું તેલ ભેળી લેવું.

એક ભાગ લાખ ને આઠ ભાગ દારૂનો અર્ક ( Alcohol ) લેવો.

ટરપીનટાઇન એક ભાગ ને મીઠું તેલ અથવા લૅન તેલ બે ભાગ ભેળવાથી પૉલીશ બનશે. લૅન તેલ, સરકો ને ટરપીનટાઇન સરખાં વજનનું લેવું.

મીણ ચાર ઔંસની બારીક બુઠી છુરી વડે ઓખવી ને તે લાહી જેવું બને તેટલી તેમાં સ્પીરીટ ઑફ ટરપીનટાઇન ભેળવી, રાજમ પા ઔંસ બારીક વાટીને તેમાં પીગળાવ્યા પછી થોડો સરકો ભેળી ખુબ હલાવીને પૉલીશ વાપરવી; જોઇએ તો થોડો કેસ્ટીલ સોપ સાથે દારૂનો અર્ક લેવો.

લૅન તેલ એક પાઇંટ, દારૂનો અર્ક ( Alcohol ) તેટલોજ લઇ તેમાં લાખ બે ઔંસ પીગળીને એમોનીઆ અથવા કલોરોફોર્મ બે ઔંસ ભેળી પૉલીશ કરવા લેવું.

**કેરબાના રંગની પૉલીસ** માટે કેરબાનો નાનો કટકો ગુંદરના પાણીમાં પીગળાવી તેમાં સોજુ નીતર્યું લૅન તેલ રેડી ચુલે ઘટ કરી ઉતારીને થોડુંક ટરપીનટાઇન ભેળી લાંબા દિવસ વેર રાખ્યા પછી એ પૉલીશ કોઇભી સામાન પર લગાડવી.

**સફેદ રંગ** માટે આદસીંગગ્લાસમાં પાણી નાખી ચુહલે ઉકાળતી વખતે તેમાં થોડો સફેદો નાખી ઘટ માવા જેવું થાય ને સુંવાળાં લાકડાં ઉપર નાખી સફાઇથી ઘુંટયા કરવું, એ રીતે બે ત્રણ વખત કાંધાથી લાકડું હાથીદાંત જેવા સફેદ રંગનું ચળકતું બને છે.

સફેદ ઉપલી રીતે કાંધેલા સામાનને સાફ રાખવા ટરપીનટાઇન આઠ ભાગ, સોજું સફેદ મીણ એક ભાગ બેઉ ચુહલા પર ગરમ કરીને જાડાં કપડાં વડે ઘસીને લગાડવું.

**સેટીન વુડને પૉલીશ કરવા** મેથીલેટેડ સ્પીરીટ એક પાંઇટ હળદરની ભુકી દોઢ ઔંસ, રેવંચી અર્ધો ઔંસ ભેળવો.

**કાળા રંગની પૉલીશ** માટે પાણીમાં માંયફળની ભુકી તથા હીરાકસી સરખાં વજનની ઉકાળી તેમાં થોડીક કાજળ ભેળવાથી બને છે. તૈયાર પૉલીશ પણ ઘણી જાતની મળે છે.

**ઘણા જુના સામાનને** એક ભાગ બૅલ તેલ ને અર્ધો ભાગ કેરોસીન ભેળી લગાડવું.

**નકશીના સામાનમાં લગાડવાની પૉલીશ**— એક પાંઇટ સ્પીરીટ ઓફ વાઇનમાં સફેદ રાળમ બે ઔંસ તથા શીલ લાખ તેટલા વજનની ભેળી ચુહલા પર સહેજ ગરમ કરી ને પીછી વડે નકસી તેમજ ખાંચાઓમાં લગાડવું, ધુળ, કચરો, વિગેરે કાઢવાની રીત આપી છે તે મુજબ સાફ કરીને પછી પૉલીશ લગાડવી.

**અખરોટનાં લાકડાં પર પૉલીશ કરવા** મીઠું તેલ ને ટરપીનટાઇન એક સરખા વજનનું ભેળી લગાડવા પછી સ્પીરીટ ઓફ વાઇન કપડાં વડે લગાડવાથી ચળકાટ આવશે. સેટીન વુડને પણ ઉપલીજ રીતે પૉલીશ કરવી.

**ક્રીમ ફેરનીચર માટે** બનાવવા કાચું બોઇલ્ડ કીધા વગરનું અલસીનું તેલ છ ઔંસ, સફેદ સરકો ને સ્પીરીટ ઑફ વાઇન તથા સુરમો દરેક ત્રણ ઔંસ લઇ બધુ સાથે મેળવી ઘટ થાય ને છેલ્લે સુરમો ભેગી વાપરવું.

**પેસ્ટ બનાવવા** માટે કોઇપણ જાતની પૉલીશમાં જોઇએ તેવા રંગનું મીણ કે રાળમની ભુકી મેળવી ઘટ બનાવી કપડાં વડે ફરનીચર પર લગાડવું. ટરપીટાઇન ને બૅલ તેલ સરખુ લઇ થોડું મધપુડાનું મીણ પીગળાવી ઠંડુ પડે ને પાણીમાં પર્લએશ ભેળી લેવી.

**પૉલીશના કાગળ** જાડાં કારત્રીજ પેપર (Cartridge Paper) નો એક ફુટ સમચોરસ ટુકડો લઇ પાટીઆં પર ચારે છેડા પર ટેકસ મારી સરખુ રહે ને તે પર ઘણો પાતળો સરસ પીછી વડે લગાડી ભીનો હોય તેટલાં કાચની બારીક ભુકી છાંટવી, જાડાં ઝીનાં કાગળ બનાવવાનાં હોય તે મુજબની કાચની જાડી ઝીણી ભુકી લેવી. સરસ સુકાય ને ટેકસ કાગળ કાઢી લેવું. કાચની ભુકી બનાવવાની રીત આગળ આપી છે.

એમરી પેપર પણ ઉપલી રીતે બનાવવામાં એમરી પાઉડર (Emery Powder) કાચની ભુકીને બદલે વાપરવી.

**પૉલીશ લગાડવા** કપડાંના નાના ટુકડામાં રૂ મુકી પોટલી જેવું બનાવી, પૉલીશને બીજા વાસણમાં કાઢી પોટલી બોળીને નીચવી કાઢી આસ્તે એક સરખે હાથે સામાન પર લગાડવું, સહેજ તેલમાં પોટલી બોળવાથી કપડું લાકડાંને વળગ્યા વગર સહેલાઇથી પૉલીશ થશે.

સોઝી પૉલીશનો સામાન લુછવા માટે સોઝો કપડાંનો ટુકડો પેરેફીનમાં બોળી કાઢી સુકવી નાખીને પછી તે વાપરવાથી પૉલીશ સોઝી રહે છે, અથવા સુતરાઉ મખમલે લુછવો.

## લાકડામાં ઊંધઇ, આગમાં બળે નહિ તથા વૉટરપ્રુફ કરવું.

**૪—લાકડાંનાં બારી-બારણાં-કબાટ-પેટીઓ વિગેરે** ઊંધઇ લાગવાથી ખવાઇ જાય છે માટે સાધારણ રીત કેરોસીન તેલ અથવા પેરેફીન લગાડવાથી તેનાં વાસે નીકળી જશે.

ઊંધઇ લાગેલા ખાંચાઓમાં નીચલી કાંઇ પણ ચીજો નાંખવાથી જંતુઓ મરી જાય છે.

દરીઆનું પાણી એક બાટલીમાં લસણનાં ત્રણ કળા છુંદીને તેમાં ભેળી એક ચમચો ટરપીનટાઇન અથવા કોઇબી જાતના જલ્લદ વાસનું તેલ નાખી બે દિવસ રહેવા દઇ ખુબ હલાવીને પીંછી વડે લગાડવાથી પાછી ઉંધઇ લાગશે નહિ.

હાઇડ્રોજન પરઓક્સાઇડ (Hydrogen Peroxide) નામની દવા પાછી અથવા સંચામાં તેલ નાખવાની નળી જેવી ગળણી યા તો પીચકારી વડે લાકડાંની ઊંધઇવાલી ફાટ અથવા છેદમાં નાખવી.

બેનઝોલાઇન (Benzoline) સાત ચમચી, ટરપીનટાઇન એક ચમચી ને લવંદરનું તેલ થોડાં ટીપાં ભેળીને પીચકારી વડે નાખ્યાથી પણ ઊંધઇ મરી જાય છે.

અંખરોટનો વહેર (Walnut Husk) ને પાણીમાં ઉકાળી વાપરવો.

**લાકડાનાં થાંભલા જમીનમાં દાટવા વિષે,** ટાર અથવા ડામર નીચલા ભાગે લગાડીને પછી દાટવા, જેથી ઊંધઇ કે જમીનનો ભીનાશ લાગવાથી જલદી કોહી જશે નહિં. ક્રીઓસોટ (Creosote) નામની દવા પણ લગાડે છે.

ચુનાનું પાણી Lime Water લઇ તેમાં થાંભલાનો નીચલો ભાગ બોળી ને સુકાયા પછી ગંધકનો તેજાબ (Sulphuric Acid) પાણી સાથે ભેળીને તે ભાગ ઉપર લગાડવાથી લાકડું પત્થર જેવું કઠણ ને મજબુત થઇ ઊંધઇ પણ લાગતી નથી.

**સુકું લાકડું (Season Wood) પારખવા** લાંબો ટુકડો હોય તેની અધવચે એક માણસે કાન લગાડવો ને બીજાએ એક છેડેથી લોખંડની ચીજ વડે ઠોકતાં તેનો અવાજ બરાબર સમજી શકાય તો સોજું સુકું લાકડું જાણવું.

**આગમાં બળે નહિં તેવું બનાવવા** ફટકડી ને આઇસીંગગ્લાસ એક સરખા વજનનું લઇ ચુલ્હલે પીગળાવી લાકડાં પર લગાડવું, આઇસીંગગ્લાસને બદલે ફટકડી સાથ જોઇએ તો હીરાકસી ( Copperas ) વાપરવી.

ચુનો જે ભીતને વાહીટ વૉશ કરવા માટે વાપરીએ છીએ તેના પણ લાકડાં ઉપર બે ત્રણ હાથ લગાડવા, જેથી આગમાં લાકડું જલદી બળતું નથી, જોઇએ તો થોડું નીમક ભેળવું.

**સીલીંગ લાકડાંની બળે નહિં તેમ** કરવા સારૂં નીમક પાણીમાં પીગળાવી તેમાં લાકડાંની રાખ અથવા ધણી ઝીણી રેતી ભેળીને પીંછી વડે લગાડવું, કાળો રંગ તેને આપવા થોડીક મેસ ભેળવી.

ઊંધઇથી ખવાયલા પાટીઆંના ખાંચા પુરવા બૅલ તેલ ને કળી ચુનો ભેળી ને રેડવું. જે રંગનું લાકડું હોય તેને મળતા રંગની ભુકી નાખવી, થોડીક ફ્રેન્ચ પૉલીશ સાથે મેળવ્યાથી ઉપલી ચીજો સરખી ફાટોમાં રેડતાં બંધાઇ જઇ લાકડું સફાઇદાર દીશે છે.

**લાકડું વૉટર પ્રુફ** હીરાકસી (Copperas) પહેલાં લાકડાં ઉપર લગાડી ભીંનાય ને તે પર કળી ચુનાનું પાણી લગાડવું.

**લાકડાં પર લખવું** દારૂનો અર્ક એક ઔંસમાં લાખ બે આંસ પીગળાવી તેમાં થોડીક સોજી મેસ ભેળીને લખવા વાપરવી, પાણીએ ભીનાયાથી પણ નીકળતું નથી.

## લાકડામાં સ્ક્રુ તથા ખીલા મારવા અને કાઢવાની રીત.

**૫—સ્ક્રુ લાકડાંમાં ફેરવવો** ધણોજ મજબુત બેસાડી દીધેલો કોઇ વખત પાછો કાઢતી વખતે મુશકેલ પડે છે માટે છેલ્લે એક આંટો ઉલટો ફેરવી રાખવો પાછો સહેલાઇથી કાઢી શકાશે, કોઇ પણ જાતના તેલમાં બોળીને ફેરવ્યાથી લોખંડનો સ્ક્રુ કીટાશે નહિં અને જોઇએ ત્યારે સહેલાઇથી નીકળશે.

સ્ક્રુ લાકડામાં ફેરવવા આગમચ કોઇ હથીયાર છેદ પાડવા સારૂ આગળ નહિ હોય તો ધણી જાડી ટાંચણી અથવા તો નાની ગીરમીટ વડે છેદ પાડયા પછી સ્ક્રુ સહેલાઇથી લાકડાંમાં જશે.

**સ્ક્રુ મજબુત નીકળે નહીં તેવા બેસાડવા** માટે તે લાકડાંના છેદમાં પાતલી સલી વડે સરસ યા ગુંદર લગાડયા પછી સ્ક્રુ ફેરવવો અથવા છેદમાં રાજમની ભુકી નાખી સ્ક્રુ ગરમ કરી ફેરવવો.

**લાંબા વખતના કીટાયલા સ્ક્રુ** લાકડાંમાંથી કાઢવા.

પેરેફીન, કેરોસીન. કે કોઇબી જાતનાં તેલનાં ટીપાં તેની ઉપર થોડાં નાખી ભીનવી રાખવા, અથવા તો ઘણું ગરમ લોખંડ કે પોકર (Poker) અથવા ગરમ અસ્ત્રી સ્ક્રુના માથા ઉપર લગાડી બે ત્રણ મિનિટ રહેવા દીવાથી સ્ક્રુ દીસપીસ વડે સહેલાઇથી બહાર નીકળશે.

**લાકડાંમાં ખીલો ચીરાય નહીં તેમ મારવા** માટે પહેલાં ચરબી અથવા તેલ ખીલા ઉપર લગાડીને ઠોકતાં ગમે એવું પાતળું લાકડું પણ ચીરાશે નહિ, અથવા ખીલાની અની જરા બુઠ્ઠી કરવી.

## લાકડાંના પીપ સાફ કરવાં તથા પાણી ગળે નહિં તેમ કરવાં.

૬.—**ચુનો ને પાણી** ભેળીને થોડો વખત રાખ્યા પછી બીજું વધુ પાણી રેડીને પીપનું મોઢું બંધ કરી ગબડાવ્યાથી બધે ફરતો કચરો નીકળી સાફ થાય ને તે કાઢી નાખી સોજાં પાણીએ ધોવું.

**નાહવાના ટબમાંથી સાબુ તથા મેલનો ચોકાશ કાઢવા** માટે ટંકણખાર (Borax) અથવા ઍમોનીઆ વાપરવો.

**દારૂના પીપમાંનો વાસ કાઢવા** ગંધકનો તેજાબ (Sulphuric Acid) પાણી સાથે વાપરવો.

**વાસ કોઇ પણ જાતનો કાઢવા** સારૂ પહેલાં ખળખળતું પાણી ભરી રાખી ઠંડું પડે ને ખાલી કરવું, વાસ નહિ નીકળે તો પાણીમાં ગરમ અંગારનાં બળતા ટુકડા નાખવા, અથવા તો આટો ભુસુ કે વૉશીંગ સોડા એમાંની કંઇ પણ ચીજ ફુકાં પાણીમાં મેળવી ને નાખી રહેવા દઇ થોડો વખત પછી ઠંડા પાણીએ ધોવું.

લાકડાંના ટબ ચાલુ વપરાસ ને પાણીથી લાકડું ફુગેલું રહી છુટાં પડી જતાં નથી, ખાલી રહેવાથી સુકાઇને છુટાં પડતાં અટકાવવા માટે ગ્લીસરીન તેને લગાડી ઉંધાં મુકવા.

**નવાં લાકડાંનો વાસ કાઢવા** લાઇમવૉટર પાણીમાં થોડો પૉટેશ ભેળી બે દિવસ રાખી ધોઇને વાપરવું.

**લાકડાંના પીપને વોટર પ્રુફ પાણી ગળે નહિં તેવાં બનાવવા** સારૂં સાંધાઓમાં લાંબી અથવા ફાટ પુરવાની આગળ આપેલી રીત વાપરી ને પછી જાડો રંગ બધે ફરતો લગાડવો. એજ રીતે લોખંડ ાા ટાંકીને વૉટર પ્રુફ બનાવવી.

## રંગના બારી, બારણાં સાફ કરવાની રીતો.

૭—**રંગેલાં ઉપરથી ધુલ તથા ડાઘો કાઢવા** દુધ ને પાણી ભેળીને લુછવું અથવા તો સાબુના પાણી સાથે વોશીંગ સોડાને ફુલર્સ અર્થ (Fuller's Earth)

નામની ભુકી વાપરવી. સાત પરેટા છોલી ખમણીને એક બાલદી પાણીમાં અર્ધો કલાક રાખ્યા પછી તે પાણી ગાળી લઈ ફ્લેનલ બોળી લુછીને છેલ્લે સોજુ પાણી લેવું. ધસા કાઢવા કેરોસીન તેલ લગાડવું.

**ખુલ્લો કોઈપણ જાતનો રંગ** પેરેફીનને કે ગ્લીસરીન ફ્લેનલના ટુકડા પર લઈ સાફ કરવો અથવા ઠંડા પાણી સાથ ટંકણખાર લેવો.

**ઘેરા રંગ માટે** સાબુના ગરમ પાણીમાં પેરેફીન થોડું નાખી સ્પંજ અથવા ચામડાંનો કટકો બોળી ઘસવું, સુકાયને તેપર રમર ઘસવાથી ઘેરા રંગનો ચળકાટ આવી નવો જેવો લાગશે બેલ તેલ ને સરકો ભેળી લગાડવું.

**ઘેરા પર ખુલ્લો ચઢાવવા** સફેદ સાથ સહેજ કાળો રંગ ભેલી એક હાથ માર્યાથી ગ્રે જેવો દિશે ને તેપર મરજીની ખુલ્લો રંગ લગાડવો.

**સફેદ રંગપરથી** ડાઘો કઢવા વરસાદનું કે ચુનાનું પાણી બ્રાશે ઘસી પછી સોજાં પાણીએ ધોવા. સરકો ને પેરેફીન ભેળી લેવું.

**ચીકાશનાં ડાઘ** માટે બેનઝોલાઇન લગાડવું અથવા તો બીડીમાંની નીકળેલી રાખ ઘસવી.

**હાથનો મેલ** લાગવાથી ખરાબ થયલા પર પેટ્રોલમાં કપડું બોળી લુછ્યા પછી પાણીએ ધોવું.

**મેસના ડાઘો પર** સુરોખાર (Saltpetre) પાણીમાં ભેળી વાપરવો અથવા તો સફેદ રંગમાં આપ્યા મુજબ કરવું.

**વીનીશન સાફ કરવા** કપડાંની થેલીઓ બનાવી હાથમાં ઘાલવાથી સહેલાઇથી સાફ થશે, અથવા નાના બ્રશ વીનીશનનાં ખાંચામાં જાય તેવા વાપરવા. બારીના ચઢાવવા ઉતારવાનાં વીનીશન કઠણ લાગે તો ખાંચાઓમાં તેલ મુકવું.

## બારી, બારણું, વારનીશ તથા પૉલીશનાં સાફ રાખવાં.

**બારી બારણાંનું વારનીશ સાફ કરવા** માટે ઠુકું પાણી વાપરવું અથવા તો ચાહના પાણીથી ધોવાં, પાણી સાથે થોડું પેટ્રોલીઅમ લેવું. ધસા કાઢવા મીઠું તેલ વાપરવું. વારનીશ લગાડતી વખતે ઘણો ગુંદર ભેળવાથી સુકાઇને જલદી ચીરા પડી ખરાબ થાય છે.

**વારનીશ લાકડાં ઉપરથી ઘસી કાઢવા** માટે સોડા ખાર પાણીમાં ઘટ પીગળાવીને થોડા કલાક લગાડી મુકયા પછી જાડા કપડાં બ્રશ કે કાથાની દોરી વડે ઘસવું, એક વખત કીધાથી સાફ નહિં થાય તો બે ત્રણ વખત અજમાવવું. બેકીંગ સોડા એક મોટો ચમચો એક પાઈંટ પાણીમાં ભેળીને ધોવાથી પણ નીકળશે.

છેલ્લે પાણીમાં કપડું બોળી લુછ્યા પછી ઍમોનીઆનું સ્ટ્રોંગ પાણી બનાવી લગાડવાથી લાકડાં ઉપરનુ વારનીશ તદ્દન નીકળીને સાફ થશે. કાચનો મોટો ટુકડો બેઉ હાથે ધરીને તેની ધાર વડે પણ વારનીશ ઘસીને કાઢી શકાય.

પૉલીશના બારી, બારણા માટે પૉલીશના સામાનમાં જુવો.

**ટેબલો** તથા બીજી ચીજો ચાલુ વપરાતાં ખરાબ થએલી સાફ કરવા પાટીઓ સાફ કરવાની રીતમાં જુવો.

**મેસ તથા ધુમાડાથી કાળું થયલું લાકડું** રાંધણીની ભીંત સાફ કરવાની રીતે કરવું.

**ચીંટાશના ડાઘો** પરેલા પર તુરત ચોખાનો આરો ભભરાવવાથી તે ચુસી લેશે પછી ભીનો કટકો ફેરવવો. ચાક અને ટરપેંનટાઇન ભેળીને લગાડવાથી પણ નીકળશે, છેલ્લે ટંકણખારના પાણીએ ધોવું.

## મોટા નાના ઘરના સામાનને લગતી સુચનાઓ.

**૮.—સામાન, સાદો યા કીમતી,** શોભે તેવી રીતે ગોઠવવા માટે હાલમાં ઘણાંક ઇંગ્રેજી ચોપાનીઆં આવે છે જેમાં તેને લગતી સમજણ અને ચાલુ ઉપયોગી બાબતો આવે છે.

કોચ ખુરશીની લાઇનીંગ, કવરો, પડદા, ગાલીચા, વિગેરેનાં રંગોનું એક એક સાથ મળતાપણું એટલે (Harmony of Colours) હોવા જોઇએ, બણુકાદાર ને એક એકથી ઉલટા રંગો લેવા નહી.

લાલ હંમેશા સફેદ, કાળા તથા પીળા રંગ સાથ શોભે છે.

બ્લુ ખુલ્લા રંગની દીવાલ સાથ ઘેરા સોનેરી (Old Gold) રંગના પડદા નાંખવા, તેની સાથે તપકીરીઆ રંગનો ગાલીચો મળતો લાગશે.

પત્થરના (Gray) રંગની દીવાલ હશે તો વાઇન કલર (Wine Colour) ના અથવા ખુલ્લા સોનેરી કે સફેદ રંગના પડદા તેની સાથે સારા લાગે છે, તેમજ જો સીલીંગ તથા દીવાલનાં રંગો ખુલ્લા હોય ત્યાં ઘેરા રંગના ગાલીચા દીપી નીકળશે. સોનેરી કે પીળા રંગની સાથે બ્લુ પડદા પણ શોભે છે. બ્લુ રંગની દિવાલ પર જુનું નકશીનુ ફરનીચર તથા કાચકાંમ શોભશે.

ઓરડાની ઉભરનીના પ્રમાણમાં પડદા ટાંગવા, કોચ ખુરશીની લાઇનીંગ અથવા કવરોના રંગનું પણ હંમેશાં મળતાપણું રાખવું.

જાડાં કપડાનાં સાદા કે તરાહવાલા પડદાને ફરતી ઘેરા રંગની કીનારી મુકવાથી સારા દીસી, મથાલે તોરણ જેવા આડકાં અથવા ચુરની ફ્રીલ કાઘાથી શોભા આપશે.

મખમલ કે પ્લશની લાઇનીંગવાલી કોચ સાફ કરવા શેમોઆ લેધર નવાંને પાણીમાં બોળી નીચવી ને ઉપર ફેરવ્યાથી ધુળ કચરો નીકળી જશે. ટેપેસ્ત્રી, રેશમી સુતરાઉ, સાફ કરવા કપડાંની બાબતમાં જુવો.

હાથે ભરત કામ કાઘેલાં સોફા કોચ ખુરશી માટેનાં બંધ બેસતાં કવરો સીવી તાંકનાંસર નાંખવાં જે ચાલુ વપરાસથી ખરાબ થવાનો સંભવ રહેશે નહિં. રંગીન તરાહનાં ક્રેટાનનાં કવરો ધોઇ નહી શકાય તે માટે ડ્રાઇકલીન (Dry Clean) કરવા આગળ આપેલું છે. સીવવા માટે સીવવાની બાબતમાંથી મળશે.

**નાનાં ઘરને** થોડા સાદા સામાનથી શોભીતું ને સગવડ ભર્યું બનાવવાની કેટલાકને સમજણ ને ટેસ્ટ હોય છે. કીમતી લાઇનીંગવાલી કોચ ખુરશીને બદલે સાદી ખુરશી

કોચ પર રૂની ગોદડીઓ મુકી તે પર રંગીન કવરો હાથે સીવીને નાંખવાથી પણ શોભે છે.

બોક્ષ ઑટોમન (Box Ottoman) એક નાની કોચ પીઠ સાથની બનાવી તેની બેઠક ઉઘાડ ઘાંક થઈ શકે તેવી મીજાગરાં સાથની કરાવવી. નીચેનો પગવાળો ગાળો બધી બાજુએથી પાટીઆં જડી બંધ પેટી માફક બનાવેલો સામાન મુકવામાં કામ આવશે. બેઠક તેમજ પીઠ વિગેરે પર લાઇનીંગ કરાવવી અથવા કવર પેવાં. એજ મુજબ લાકડનાં પલંગોને નીચેથી પેટી માફક બંધ કરવાથી બહાર ગામમાં નહિ વપરાતા ગોદડાં, તકીઆઓ તેમાં મુકવાથી ખરાબ થતાં નથી.

બીજી પણ જાત જાતની કોચ તેમજ લાંબી ખુરશીઓ દિવસે બેસવા માટે અને રાતે સુવા સારૂ તેનેજ ફેરફાર કરીને વપરાય તેવી પણ આવે છે એવી ચીજો નાના ઘરોમાં ઘણી સગવગ ભરેલી થઈ પડશે. નાની જગ્યામાં પલંગો પણ વહાણની કેબીનમાં એક એકના ઉપર સુવા માટે બનાવેલા અમરાઇઓ જેવા પણ ઉપયોગી થશે.

કીમતી પડદાઓને બદલે પેત્ચ વર્કમાં લખ્યા મુજબ રંગ બેરંગી કપડાંના ટુકડાઓ એકઠા કરી તેનો પડદો પણ ઉપયોગી થશે, અથવા તો સાદાં પાટીઆનાં પડદાને શોભીતો બનાવવા તેની બન્ને બાજુ પર રંગીન કાગળો કે પીકચરનાં પોસ્ટ કાર્ડ વળગાવવાથી સારા દીસે છે.

તકીઆનાં કુશન કવરો પેત્ચ વર્કની રીતે બનાવેલા શોભશે.

**જમવાનો ઓરડો** નાનો હોય ત્યાં ભીતમાં કબાટ જેને ટાંકાંબારી કહે છે તેવી બનાવ્યાથી પરચુરણ ચીજો વપરાશના મુકવા માટે સગવડ પડે છે. નાના ઓરડાઓમાં સામાસામી મોઢું જોવાની આરસીઓ મોટી મુકવાથી તેમાંથી બધું દીસવાથી જગ્યા મોટી દીસે છે.

**નાની રાંધણીમાં** વાસણો ધોવા માટે એક ટેબલમાં વાસણ ધોવાની સીંક બનાવી તેને મથાળે મીજાગરાં સાથનું ઉઘાડ ઢાંક કરવાનું પાટીઉં કીવાથી ઢાંકીને ટેબલ તરીકે વપરાશે ને વાસણ ધોતી વખતે ઉઘાડી શકાય, એ રીતે નાની જગ્યામાં બેવડી ગરજ સારે છે

ટેબલ ઉપર જસત (ઝીંક)નાં પતરાં મુકવાથી લાકડું વપરાતાં ખરાબ થતું બચશે, મેલું થાય તે સાફ કરવાની રીત પાછળ આપી છે.

ઘરમાં રંગ ચુનાનું કામ ચાલતું હોય તે વખતે દરેક સામાન પર જુનાં ન્યુસપેપર ઢાંકી તેની ઉપર જુનું કાપડું નાંખવું કારણ ન્યુસપેપરમાંથી રંગ, ચુનો, ધુળ, વિગેરે પેસ થશે નહીં અને સામાનનો ઘણો બચાવ થાય છે.

ઘર બદલતી વખતે દરેક ઓરડાના સામાન પર જુદા જુદા રંગની ટીકીટો (Label) બાંધવાથી દરેક ઓરડાઓમાં છુટું છુટું માણસોને લઇ જઇ મુકવાનું સહેલું પડે છે. તેમજ સર્વે સામાન ગોઠવવા સારૂ નવા ઘરમાં આગમચથી તેની જગ્યા મુકરર કરી તે દાગીનાઓના માપ લઇ તેના નામો નીચે જમીન ઉપર ચાક વડે લખવાથી ગોઠવતી વખતે ઝાઝી મુશકેલી પડતી નથી, તો પણ કેટલીક વખત ગોઠવ્યા પછી પણ ફેરફાર કરવો ઘટે છે.

## ગોદડાં, બીછાનાં વિષે.

**૯—ગોદડાં ઉપર ડાઘો પડેલા કાઢવા** તેને તડકે મુકી હાર આપવાની કાંજી (સ્ટાર્ચ) પાણીમાં ઘટ બનાવી ડાઘો પર લગાડી સુકાયા પછી બ્રશ મારવો, એક વખત કાધાથી ડાઘ નીકળે નહિ તો ફરીથી કરવું.

ગોદડાં તકીઆને તડકે મુકી ઠોકવાથી નરમ થઇ ખીલે છે, એજ મુજબ વૈદક ઉપયોગમાં આવતો રૂ પણ તાપ કે તડકું લગાડયાથી ઘણો ખીલશે.

**બીછાનુ હવાયલુ અથવા ભીનાશ પારખવા** માટે ચાદરને ગોદડાંની વચે ખાલી સુકું ટંમ્બલર ધરવું તેમાં પાણીનો પરસેવો ફુટી નીકળે છે, નાની મોઢું જુવાની આરસી પણ એ રીતે મુકવાથી તે પર હવાયલું દીશી આવે છે અને કોરડી રહે તો બીછાનું સુકું જાણવું. ન્યુસપેપરો ચાદરની નીચે પાંથરવાથી ઘણી ઠંડીમાં હુંફ રહેશે. બીચ (Beech) નામનાં ઝાડનાં સુકાં પાંદડાં એકઠાં કરી રૂ ને બદલે કપડાંમાં ભરી બીછાનાં માટે ગરીબોને ઉપયોગી થઇ પડશે, તેમજ રદી કાગળની ચીપો તકીઆ બનાવવા માટે વાપરવા આગલ આપ્યું છે. ગોદડાં નહિ વપરાતા હોય ત્યારે ચાદર યા કાગળ પર ટરપીનટાઇન છાંટીને તે પર ઢાંકયાથી કસારાં ઊંધઇ થશે નહિ.

### પ્રકરણ ૩.

## બળતણ, ભઠ્ઠી તથા દીવાબત્તી, તેલ વીગેરે.

**૧૦—બાળવાના લાકડામાં ઉંધઇ લાગેલી કાઢવા** મુકવાની જગ્યા પર નીચે નીમક થોડું નાખવું તેમજ લાકડાં પર છાંટવાથી ઉંધઇ જતી રહે છે, કેરોસીન તેલ જોઇએ તો જર્મન પર રેડવું.

**લાકડાંને બદલે** એક ભાગ બારીક કોલસાની ભુકી ત્રણ ભાગ મટોડું, થોડું સોડા ખારનું પાણી સાથે મેળવી ગોળા બનાવી તડકે સુકવીને બાળવું. એમાંથી ધુમાડો નીકળશે નહિ, ને તાપ પણ વધુ રહેશે. ઇંટને અથવા લાકડાની ચીપોને કેરોસીન કે ટરપીનટાઇનમાં બોળી કાઢી સુકાયને ખપ પડે ત્યારે લાકડાં અથવા કોલસો સળગાવતી વખતે સાથે મુકવાથી જલદી સળગશે, ઈંટ બળતી નથી માટે પાછી કાઢી લઇ એજ મુજબ કરી રાખવી.

બીજી રીત વહેર લાકડાંનો, ટાર, રાજમની ભુકી ને કોલસાની ભુકી સર્વે પાટીઆં પર નાખી લાકડાંની પટી વડે બધું ભેળી ને તે પર જાડું થાપી ને સુકાયા પછી તેનાં બે ત્રણ આંગળ જેટલા ટુકટા કરી બાળવા સારૂ વાપરવા, ગોળા બનાવવા હોય તો હાથમાં ચામડાંનાં ગ્લવ્સ પહેરવાથી ઉપલી મેળવણી હાથને વળગશે નહિ. મેવાના કોટલાં પટેટાની છાલ, વધેલી ચાહ બાજુએ રાખી સુકાય ને બાળવા લેવી.

## કોલસો.

**૧૧—કોલસા** ઉપર પાણી છાંટીને વાપરવો અથવા તો નીમક કે સોડા ખારનું પાણી બનાવી ને નાંખવાથી ચીમનીમાં તેની મેસ થતી નથી. અંધારી જગામાં કોલસો સારો રહેશે તડકે રહેલો કોલસો બરાબર બળશે નહિં. રાખમાંથી કોલસાના ટુકડા કાઢી પાછા વાપરવા.

ઇંટ કોલસાના અંગાર વચ્ચે મુંકયાથી ચાલુ ગરમ રહી ઝાઝો કોલસો નાખવો પડનો નથી.

**કોલસાની ભુકીનો ઉપયોગ** પાણી ચોખ્ખું કરવા અને દાંત સાફ રાખવા વપરાય છે. બાળતી વખતે થોડો સોડાખાર ભેળવાથી સારી રીતે બળશે.

હવા બગડેલી યા ખરાબ વાસ આવતો હોય ત્યાં પણ કોલસાની ભુકી મુકવાથી તે વાસ ચુસી લેશે. કોલસાની ભુકી, ખોરાકી, ગોશ, માછલી, વિગેરે લાંબો વખત રાખવા ઉપર છાંટવામાં વાપરે છે.

કોલસાએ હાથ મેલા નહિ થાય તે માટે વૈદકમાં ચામડીની બાબતમાં જુવો. તુરત બળતું કરવા થોડોક રૂ સ્પીરીટ અથવા કોલોન વૉટરમાં ભીનવી મેચીસે સળગાવવો; કેરોસીન તેલ રેડવું.

## લોખંડ ચુહલાની ભઠ્ઠી વાપરવા વીષે.

**૧૨-ભઠ્ઠીને સાફ રાખવા** કામ પુરૂં થાય ને થોડી ગરમ હોય ને ઉપર જુના ન્યુસ પેપર વડે ઘસડીને લુછવાથી તેની શાહી ઓગળી ભઠ્ઠીને કાળો રંગ આપશે, બનતાં સુધી રોજ એ મુજબ કરવાથી લોખંડનો ભાગ હમેશાં સોજો રહે છે-

**ઘણી ખરાબ થયેલા હોય** તો કાળી ભુકી બ્લેક લેડ (Black Lead) સુકાં અથવા તો ભીનાં કપડાં પર લઇને ભઠ્ઠી ઉપર ઘસવી, જોઇએ તો એજ ભુકીની સાથે કોફી કે ચાહનું પાણી યા ટરપીનટાઇન ભેળી વાપરવી.

**ભઠ્ઠીને નવી જેવી પૉલીશ કરવા** સારૂ ઉપલીજ બ્લૅક લેડની ભુકી, ઑલ તેલ ને ટરપીનટાઇન અથવા સરકા સાથ ભેળીને ઘસવી, ઇંડામાં ખાટો બીરનો દારૂ મેળવી બ્લેક લેડની ભુકી સાથ ચુહલે ગરમ કરી પાતળું થાય ને પૉલીશ કરવા ઠંડુ પડે ને વાપરવું. કોલસાની મેસમાં થોડો ગોળ તથા સરકો ભેળી પેસ્ટ બનાવી લગાડવો.

લોખંડનાં તેલના ચુહલા પણ ભઠ્ઠીની માફક સાફ તથા પૉલીશ થશે.

સરકો, ઑલ તેલ, ને ખાંડ, ભેળીને લગાડવાથી પણ સાફ થાય છે, જુની મખમલના ટુકડાએ ઘસીને લુછવાથી ભઠ્ઠીનું લોખંડ સોજું રહેશે.

એમરી પેપર (Emery Paper) ઘસીને ઉપર જેપાંન એક જાતની પૉલીશ લગાડવી. ચરબીને રાજમ ભેળી લગાડયાથી કીટાશે નહિ.

**ભઠ્ઠી ઉપર ચીકાશના** ડાઘો પડે તો ઘણીજ ગરમ રાખ કાઢીને તેની ઉપર નાખવી અથવા તો મેસ લગાડવાથી પણ કોઈબી જાતના ડાઘો નીકળી સાફ થશે.

**ભઠ્ઠીમાં ફાટ પડે** તે પુરવા સારૂ રાખ, નીમક ને સફેદ મટોડી ત્રણે એકસરખાં વજનનું પાણીમાં ઘટ મેળવી ને ફાટ બંધ કરવી. ભઠ્ઠી પર સામટું પકાવવા કે ગરમ રાખવા લોખંડની પ્લેટ આપી મુકવાથી તેનો તાપ બધાં વાસણોને બરોબર લાગશે.

**ભઠ્ઠી સળગાવવી** લોખંડની કોલસાની ભઠ્ઠી સળગાવવા આગમચ રાખ કચરો વિગેરે કાઢેલો નહિં હશે તો બરાબર સળગતી નથી. છેક ઉપર વેર કોલસો ભરવો નહી, તળીઆંમાં કોઇબી જાતની ચીજો નાખવી, નાલીએરની કાટલીઓ, મીણબત્તીનાં વધેલા નાના ટુકડાઓ, તરકારી કે સંતરા મોસંબીની સુકી છાલ, કાગળના ડુચા, લાકડાંના છોડીઆ, જુના બુચ, જુના વધેલા બત્તીનાં કાકડા, સળગાવ્યા પછી એકઠી રાખેલી મેચીસની સળીઓ વિગેરે કંઈ પણ નીચે મુકવા પછી તે પર થોડું કેરોસીન તેલ રેડી ને ઉપર વધેલી કોલસાની ભુકી થોડી રાખ સાથ ભેગીને પાંથરવા પછી મોટા કોલસાના ટુકડા મુકી સળગાવ્યાથી કસર થઈ વધુ કોલસો ખપશે નહિ.

કોલસાનો વાસ આવે તો થોડી કોફી, લવંગ અથવા સુખડ બાળવું. ઘી, ચીકાશ, ચરબી સળગી ઉઠે તો તુરત નીમક, રેતી, આટો અથવા કાચા કાંદા કંઇપણ નાખવાથી બુજાઇ જશે.

**ચીમનીને** ઠોકવાથી તેમાં એકઠી થયલી મેસ નીચે પડશે. સાફ કરવા માટે લાંબા તારના દાંડાવાલા બ્રશ વપરાય છે.

મેસ ચીમનીમાં એકઠા થવાથી ધુમાડો ઉપર જઈ નહિં શકે તો આતશ ઉપર જસત (ઝીંક) નો નાનો ટુકડો બાળવાથી બધો કચરો પોતીકી મેળે બળી જઇ ચીમની સાફ થશે.

**આગ ચીમનીમાં** સળગી ઉઠેલી બુજવવા માટે આતશ ઉપર થોડુંક નીમક અથવા ગંધક બાળવું.

**ટાંકી પાણીની ભઠ્ઠી** સાથે જોડાયલી સાફ કરાવવી ને પાણી સ્વચ્છ રાખવા માટે તેમાં ગામઠી કોલસાના ટુકડો નાંખવો.

**ભઠ્ઠીમાં ભુંજવું** કેક, પુડીંગ, બીસકીત, વિગેરે ભુંજતી વખતે ભઠ્ઠીનાં બારણાં મજબુત બંધ રાખવાં અને ચીમનીના મોઢાં આગળનો પડદો ઉંચાંડી નાખવો પણ રાંધતી વખતે તે પડદો બંધ રાખવો.

ઘણી ગરમ ભઠ્ઠીમાં કાંઇબી ચીજ ભુજતાં પહેલે એકદમ ખીલીને પછી પાછું બેસી જાય છે, મધ્યમ ગરમી રાખવી. ભુંજતી વખતે યાદ આપવાને ટાઇમે ઘડીઆલનું એલાર્મ જોઇએ તો માંડવું.

**ભઠ્ઠીની ગરમી પારખવા** માટે બ્રાઉન કાગળ ઉપર થોડો આટો છાંટી ને મુકવો અથવા સોજું સફેદ કાગળ તેમાં મુકવું જે પાંચ મિનિટમાં બળીને લાલ થઇ જાય તો ઘણી ગરમી હોવી જેઇએ. ગેસની ભઠ્ઠીમાં પણ એ મુજબ જેવું.

**તળીઆંમાંથી દાઝી નહિ જાય** તે સારૂં પહેલાં થોડું નીમક કે રેતી છાંટી ને તેની ઉપર ભુંજવાની ચીજ મુકવી, અથવા પહેલાં અમથું મુકી દીધાથી દાઝી જતું માલમ પડે તો તેની નીચે કાગળ અથવા એસબેસટોસનું પડ મુકવું. એ મુજબ ખાધાનાં દીશો કોડીનાં પાછાં ગરમ કરવા ભઠ્ઠીમાં મુકતી વખતે તરેલ પડતી અટકાવવા પણ નીચે કાગળ મુકવું. પતરાંના કોડીઆં જુનાં પણ તળીઆમાં એ મુજબ પાંથરવા પછી મુકવાથી દાઝતું નથી.

**ભઠ્ઠીને જલદી ઠંડી પાડવી** હોય તો એક વાસણમાં ઠંડુ પાણી ભરી ભુજવાની જગા ઉપર મુકી બારણું ઉઘાડાં રાખવાં, ચુલા ઉપર રાંધતી વખતે પણ એ મુજબ કીધાથી ઘણી તાતેવી ભઠ્ઠી હોવા છતાં પણ પકાવવાની ચીજ બળી જશે નહિ.

## ગેસની લાઇટ તથા ચુહલા.

**૧૩.—ગેસ** હંમેશાં કસરથી વાપરવી. સળગાવતી વખતે ચાવી ખોલવી, ઉઘાડી ચાવી રાખ્યાથી ગેસનો વાસ આવે છે, બાળવા કરતાં ખાલી નીકળી જતી ગેસના વધુ પઇસા આપવા પડે છે. વાસણ ઊતારવા પહેલા ગેસ બંધ કરવી.

**ગેસની પાઇપનાં સાંધાઓમાંથી** ગેસ બહાર નીકળી જતી શોધી કાઢવા મેચીસ સળગાવીને આજુબાજુ ફેરવી જતાં જયાંથી સળગી ઉઠે ત્યાં કાંણું હોય એમ જાણવું. ઘણી ગેસ નીકળી જતી હોય તે વખતે મેચીસ લગાડવી નહિ. એકદમ સળગી ઉઠવાથી પાઇપ ફાડી મોટો ધડાકો થઈ અકસ્માત બને છે તેની હંમેશાં સંભાળ રાખવી. વધુ માટે અકસ્માતમાં જુવો.

**પાઇપનું કાણું શોધવાની બીજી રીત** એ છે કે સાબુનું પાણી કરી લગાડવાથી ગેસ નીકળતી જગ્યા આગળ પરપોટા ઉઠશે તે પુરવા માટે ધાતુ સાંધવાની મેળવણીમાં ગેસની પાઇપ જોડવામાં આપેલું છે, અથવા તુરત કાંણું બંધ કરવું હોય તો સુકા સાબુનો ટુકડો નરમ કરી દાબવો. એવી રીતે થોડો વખત ચાલે છે, પણ જાડો રંગ તેની ઉપર દાબી દેવાથી તદન બંધ થઈ જશે.

**ગેસ બળે** તે વખતે અવાજ આવે તો જાણવું કે સાથે અમથી બળવા વગરની ગેસ રદ જાય છે.

સફેદ યા પીળા રંગનું બળતું દીસે તો બરાબર ગેસ બળેલી કહેવાય નહિં, ઘેરા બ્લુ રંગની હોય તે સરખી બળતી ગેસ હોય છે. ને તેનો તાપ ઘણો લાગે છે.

**ગેસની લાઇટનાં મેંન્ટલ (Mantle) નવાં** વાપરવા આગમચ પહેલાં સરકામાં ભીંનવીને સંભાળથી સુકવીને લેવાં જે લાંબો વખત વેર ચાલશે. એ મેંન્ટલ ઘણીજ નાજુક બનાવટના હોય છે તે સંભાળથી ઉચકવાં મુકવાં, સહેજ પણ હાથ લાગવાથી ભાંગીને ભુકો થશે.

**ગેસની લાઇટમાં નવાં મેંન્ટલ સળગાવવા** સરખાં ગોઠવીને ચાવી બંધ રાખીને ખાલી મેચીસ વડે સળગાવીને પોતીકી મેળે બુઝાઇ ગયા પછી ચાવી ખોલીને બત્તી કરવા સારૂ સળગાવવાં, પહેલાં ઉપલી રીતે સળગાવ્યા વગર વાપરવાથી તુરત ભાંગી જશે.

**મેંન્ટલ વપરાતાં મેસથી કાળાં થયલાંને** સંભાળથી કાઢી ઘણું બારીક નીમક છાંટીને પાછાં મુકી સળગાવ્યાથી સફેદ થશે, ઝાંખા પડેલા ને ઠંડાં હોય તે વખતે એક ટીપું મેઠીલેટેડ સ્પીરીટ વચે નાખવી.

**ભાંગેલા મેંન્ટલના ભુકાનો ઉપયોગ** એકઠો કરી રાખી રૂપાં કામ તથા જરમન સીલ્વર વિગેરે સાફ કરવામાં વાપરવો.

**ગેસની** કસર ચુહલાની ચાવીઓ ખપ વગર ઉઘાડી રાખવી નહિં, કામ પુરૂં થવે ચુહલા ઉપરથી કંઇપણ ચીજ ઉતારવા આગમચ તુરતજ યાદ રાખી ને બુઝવ્યાથી તેમાં ઘણી કસર થશે, તેમજ નજદીકમાં પાણીનું વાસણ ભરીને મુકી રાખવાથી ગેસ સારી બળશે.

**ગેસના મીટરમાંનું પાણી ઘણી ઠંડીમાં બંધાઇ** જતું અટકાવવા એક ગેલનમાં અર્ધી પાઇંટને સુમારે ગ્લીસરીન ભેળવું.

**ચીકાશના ડાઘા ચુહલા ઉપર** પડે તે કોલસાની ભઠ્ઠી સાફ કરવામાં જુવો. જુનાં ન્યુસપેપરો વડે ચાલુ લુછ્યાથી સોજા રહેશે.

**સંચાનું** તેલ અથવા પેરેફીન (Paraffin) ચુહલો ઠંડો થાય ને કપડાંએ લગાડીને ફ્લેનલ વડે ઘસવાથી નવો જેવો થશે.

**ગેસના નાના ચુલાને ધોવા** સંભાળથી ઉખેડીને ઠંડાં કે ગરમ પાણીમાં સોડા ખાર ભેળી બ્રશ વડે ઘસીને સાફ ધોવા અને ગેસ આવવાના ઝીણાં કાણાંમાં કચરો કંઇ પણ ભરાયલો હોય તો સુઇઆ વડે ખુલ્લાં કીધાથી ગેસ સારી રીતે બળે છે.

ગેસના ચુહલા યા ભઠ્ઠીઓમાં ભુંજવાની રીત કોલસાની ભઠ્ઠી મુજબ હોય છે, ગણીજ ગરમ થયલી હોય તો વાસણમાં પાણી મુકયાથી તાપ કમી થશે.

**સ્પીરીટનાં ચુહલાનું** બળતું ભડકું દીશતું નથી પણ તેનો તાપ વધુ હોય છે.

## ઇલેકટ્રીક યા વીજલીની લાઇટ.

૧૪–લાઇટ અથવા પંખાનું સમાર કામ કરતી વખતે સઉથી પહેલી મેન સ્વીચ (Main Switch) કે જે મોટી ચાવીમાંથી બહારનો વીજળી પ્રવાહ આપણને મળે છે,

તે ચાવી બંધ કરી દેવી કારણ કે તે ચાલુ પ્રવાહ ખુલ્લો હશે તો તારને હાથ લાગે તો વીજળીનો ઝટકો લાગવાથી જાનને નુકશાની પોંહચશે તેવા અકસ્માતો વારંવાર બને છે, એ સઉથી અગત્યની બાબત પર હંમેશાં ધ્યાન રાખવું.

ઘરમાં વીજળીના તારો સળગવાથી પણ કોઇ વખત આગ લાગે છે ત્યારે પણ ઉપલી મેન સ્વીચ તુરત બંધ કરી દેવી. એ વીષે અકસ્માતમાં આપેલું છે. લોખંડ વીજળી ખેંચે છે, માટે ઇલેક્ટ્રીક લાઇટના કામ સારૂં લાકડાંના દાંડા સાથનાં હથીઆરો વાપરવાં. આખું લોખંડનું હશે તો હાથમાં પકડવાથી (ઇલેક્ટ્રીસીટી) વીજળી તેમાંથી પસાર થઇ માણસના શરીરને ઝટકો લાગે છે, તેમજ ખાલી જમીન ઉપર ઉભા રહેવાને બદલે લાકડાં પર ઉભા રહી કામ કરવાથી પણ વીજળી લાગવાનો સંભવ રહેશે નહિં, કારણ કે આપણા શરીરમાં ઇલેક્ટ્રીસીટી પસાર થઇ જમીનમાં ખેંચે છે. બત્તીઓનાં તાર પાણીથી ભીનાવાથી કેટલીક વખત બગડી જાય છે.

ઇલેક્ટ્રીક પંખા ટેબલ પર મુકીને ચલાવતી વખતે અવાજ નીકળે છે તે માટે નીચે તળીઆંમાં કાગળનું જાડું પડ મુકવાથી અવાજ કમતી થશે.

ઇલેક્ટ્રીક ચુલા ટોસ્ટર (Toaster) વિગેરેમાંથી કચરો કાઢવા નરમ બ્રશ વાપરવો.

## બત્તી જાતજાતની તથા કાકડા, ચીમણી વિષે.

**૬૫–પવનથી બુજાય નહિં તેવી બનાવવા** રૂની ઉપર થોડીક ગંધકની ભુકી ને દરીઆમાંના સમુદર ફીણની બારીક ભુકી ભેળી તે રૂનો કાકડો બનાવી તેલમાં બોળી સળગાવવો.

ગંધકની લાકડીને તદન સાફ સુકી બાટલીમાં ખોશી અંધારી જગ્યામાં લઇ જવાથી તેના ઉજાસે કોઇપી ચીજ દીશે છે.

કપુરનો નાનો ટુકડો પાણીના વાસણમાં નાંખી સળગાવ્યાથી ઉજાશ આપશે. ઓલીવ ઓઇલમાં ફૉસફરસ નામની ચીજ નાંખીને અંધારી જગ્યામાં ધરવાથી ઉજરડું બત્તી જેવું લાગે છે.

**બત્તીના કાકડા મેલા ધોવા** માટે ગરમ સાબુનું પાણી અથવા સોડાખાર વાપરવો. તડકે અથવા ભઠ્ઠીની બાજુમાં મુકવાથી જલદી સુકાઇ જશે.

નવા કાકડા સરકામાં થોડો વખત ભીનવી રાખી, સુકાયા પછી વાપર્યાથી સારી રીતે બળે છે. ચઢાવતી વખતે કઠણુ લાગે તો છેડા પરથી એકુ બે ઊભા દોરા ખેંચી કાઢવાથી સહેલથી ચઢશે.

કાકડાને બદલે તુરત વાપરવા માટે જુનાં ફાટેલાં મોજાંની કે જુની ફેલ્ટની ટોપીની ચીપો કરી તેલમાં બોળીને સળગાવવી.

**ચીમનીને** પાણીમાંથી વરાળ નીકળતી હાય તેની ઉપર દુરથી પકડી રાખી બાફ લાગે ને પછી બારીક કપડાંએ લુંછી નાખવી.

જુના ન્યુસપેપરે પણ રોજ લુછવાથી સાફ થાય છે અને વધુ ખરાબ હોય તો ન્યુસપેપર ઉપર સહેજ કેરોસીન નાખીને વાપરવું. એ રીતે સાફ કીધાથી ભાંગવાનો સંભવ ઓછો રહે છે.

મેસથી ખરડાએલી ચીમની કપડાં યા કાગળ પર પેરેફીન સહેજ નાખી લુછવી, સાફ નહિં થાય તો થોડાં ગરમ પાણીમાં નીમક ને સરકો થોડો ભેળી ધોઇને પછી સોજાં પાણીએ ધોવાથી મેસ તદ્દન નીકળી જશે, સુકાય ને લુછવી. ટકાઊ બનાવવા કાચના વાસણમાં લખવા મુજબ કરવું.

એ ચીમની જરા પણ ભીનાયલી યા હવાયલી હશે તો બત્તીનો તાપ લાગતાં તુરત તરેલ પડી ભાંગી જશે.

**ગ્લોબ, ઝુમર કાચનાં** સોજાં રાખવા માટે તેને લાંબી લાકડીવાળી ચીનાઇ પીછની પીછી રોજ ફેરવ્યાથી તે પરની ધુળ કચરો નીકળે છે, ઘણા મેલા થયલાં માટે પાણી કે સ્પીરીટમાં કપડું બોળીને લુછવાં. મેગનીશીઆની (Megnisia) ભુકીને બેનઝીન (Benzine) નો પાતળો પેસ્ટ બનાવી લગાડીને સુકાયા પછી સોજાં કપડાંએ લુછવાથી ચળકટાં થશે. લુલક વિગેરે ટાંચની તુટી છુટાં પાડેલાંને નવી લઇ પાછાં જોડવાં.

સોજા કટ ગ્લાસનાં લુલક વિગેરેનો અવાજ ઘંટના જેવો આવે છે તેને ધોતી વખતે પાણીમાં થોડો સોડા ખાર નાખવો.

## મીણબત્તી, જાત જાતના તેલો.

**૧૬-મીણબત્તી લાંબો વખત ચાલે તેમ કરવા** સળગાવીને તેની ઉપર તથા આજુબાજુએ ફરતું થોડું નીમક છાંટવાથી જલદી બળી જતી નથી, અથવા તો બારીક કપડાં ઉપર વાટેલું નીમક પાંથરી મીણબત્તીને ફરતું વીંટાળીને પછી સળગાવ્યાથી પવનમાં બુઝશે નહિ.

સફેદ વારનિશનો પાતળો હાથ લગાડ્યાથી મીણ પીગળીને નીચે ઉતરતુ નથી. મીણબત્તી લાંબો વખત રાખીને સુકવ્યાથી જલદી બળી જતી નથી. મીણ પીળું તેમજ સફેદ આવે છે.

મીણબત્તી સળગાવતી વખતે કાકડાને મથાળેથી સળગાવવો નહિ પણ નીચેથી મેચીસ લગાડયાથી બરાબર સળગે છે.

**જાડી મીણબત્તીને નાના ખોળમાં બેસાડવા** ખળખળતા પાણીમાં એક બે મિનિટ બોળવાથી મીણ નરમ થાયને બેસાડવી.

**પીળી જુની મીણબત્તિ** પડી રહેતાં મેલી થયલી સફેદ બનાવવા સ્પીરીટ ઓફ વાઇન ફ્લેનલના ટુકડા ઉપર છાંટીને ઘસવી અથવા તો રૂને દારૂના અર્કમાં બોળીને લુછવાથી સાફ થશે.

**મીણબત્તિને છેક છેડા સુધી બાળવી હોય** તો બે ઈંચ જેટલી રહે તો ખોળીમાંથી કાઢી તેમાં ભુચ બેસાડી અંદર પાતળો ખીલો પોઇને તેમાં મીણબત્તિ ખોશી દેવી.

મીણબત્તિના નાના ટુકડાઓ એકઠા થાય ને છુટા યા થોડી ચરબી સાથે ચુલ્હે તાવીને નાની દાબડીમાં રેડવું. બંધાવા આગમચ કોઇ જાતનો કાકડો કે દોરીને ટરપીનટાઇનમાં બોળી તેની અધવચમાં ખોશી દીધાથી પાછું મીણબત્તિની માફકજ બળશે.

સાધારણ મીણબત્તી પણ મધપુડાનું મીણુ અને ચરબી (Tallow) ભેળીને તાવ્યાથી બને છે.

**૧૭–ઑલીવ ઑઇલ, સાલીડ** તેલ, લુકકા, ઍાઇલ, ઑલીવ નામના ફળમાંથી બને છે, સોજું ભેળ વગરનું પારખવા માટે અર્ધી બાટલી હોય તેને ખુબ હલાવ્યાથી તેમાં જો પરપોટા થઇ તુરત બેસી જાય તો સોજું જાણવું, ભેળેલામાં પરપોટા લાંબો વખત રહેશે.

એ તેલને જઇતુંનનું તેલ પણ કહે છે.

**કેરોસીન તેલ** તડકામાં ખુલ્લું રાખવાથી ઉડી જશે. બત્તીનો ઉજાસ સારી રીતે આપવા સારૂં ઉપલાં તેલમાં સહેજ નીમક યા કપુરનો ટુકડો નાખવો અથવા એકુ બે ચમચી સરકો રેડવો.

કાચના તેલના દબા સાફ કરવા માટે કાચનાં વાસણમાં આપેલું છે. આગ બુઝાવવા સારૂ અકસ્માતમાંથી મળશે.

કેરોસીન છાંટવાથી ખરાબ હવા, ગલીચી, મચ્છર તથા બીજા જીવજંતુઓ દુર થાય છે.

**પેટ્રોલ** સઉથી ઘણું જલદી સળગી ઉઠે છે. આતશની નજદીક યા ઘણી ગરમ જગ્યામાં રાખેલું જોખમ ભરેલું છે, હંમેશાં બંધ દબા કે બાટલીમાં રાખવું. દવામાં પણ ઉપયોગી છે.

કપડાંનો ડાઘો કાઢવા પેટ્રોલ વાપરે છે પણ તેનાથી તુરતનું સાફ કીધેલું કપડું ગરમી અથવા આતશ નજદીક જવાથી સળગી ઉઠશે. તે વિષે અકસ્માત વખતેની સાવચેતીમાંથી મળશે.

**પેરેફીન** તેલ ઘરઘતુ તેમજ દવાના ઉપયોગનું છે, તેમજ લોઢું, લાકડું, કાચ, ચામડું, કપડાની કાંજીમાં ઘણીક રીતે વપરાશે.

**ટરપીનટાઇન ચોખ્ખું** કાગજ પર લગાડી આતશ ઉપર ધરવાથી ઉડી જશે. ભેળેલાનો ડાઘ પડી રહે છે.

બીજાં તેલો વિષે ખોરાકીમાંથી મળશે. કોઇબી તેલ પાણી સાથ ભેળાતું નથી, ઉપર તર્યા કરશે.

**પેરેફીન યા કોઇબી તેલ વાસણમાં રહી ગયલું** કાઢવા સારૂં ખળખળતાં પાણીમા ટંકણખાર ભેળીને તેમાં રેડવું, પાણી ઠંડુ પડતાં તેલ ચીકનું હોવાથી ઉપર તરી આવે ને કાઢી લવું.

## પ્રકરણ ૪.

# વાસણો કાચ તથા કોડી, મટોડી વિગેરેનાં ધોવા, ડાઘો કાઢવા અને ટકાઉ બનાવવા વિષે.

**૧૮-ધોવાની રીતો.** કોલસાની બારીક ભુકી અથવા ઝીણી રાખ કે સાબુને ઠંડા યા ગરમ પાણીમાં ભેળીને ધોવાથી સાફ થશે.

**કટ ગ્લાસનું સોજું બીલોરકામ ધોવા** સારૂ ફુકું પાણી લેવું, છેલ્લાં પાણીમાં સહેજ સરકો ભેળવો, સુકાયને જુના ન્યુસપેપરે લુછવાથી કાચ ચળકટો થાય છે. થોડાક ચોખા અથવા ભાતનાં છાલાં પાણીમાં નાંખવાં, સાબુ નહિં લેવો.

**કાચની બાટલીઓ અંદરથી ધોવા** થુલું કે લાકડાંનો વહેર, થોડા ઝીણા પથરા, રેતી કોઇ પણ ચીજ પાણી સાથે બાટલીના ત્રીજા ભાગ જેટલું લઇ તેમાં નાંખીને બાટલી ટેબલ પર ખુબ તરેહથી ગમડાવ્યાથી સાફ થાય ને તે કાઢી નાંખી સોજાં પાણીએ ધોવી, ઘણી મેલી હોય તો બે ત્રણ વખત તેમ કરવું. એ રીતે ગમે તેવા મેલા ડાઘો પણ નીકળે છે, બાટલીને ખુબ પોવો. સરકો નીમક ભેગા લેવું.

**દુધ પીવાની બચ્ચાંની બાટલીઓ** નીમક નાંખીને અથવા તો લાઇમ વૉટરે ધોવાથી સોજી થશે. દુધના ખરડેલા ટંમ્બલરમાં તુરત પાણી રેડી મુકવાથી ધોતી વખતે ચીકાશ કે વાસ રહેતો નથી.

**સોનેરી ગીલીટવાળી ચીજો** સાબુના પાણીમાંજ ધોવી, સોડા કે ખાર કોઇપી જાતનો લીધાથી ગીલીટ ઝાંખી થઇ નીકળી જશે, ધોઇને સુકાવા દેવી. જોરથી લુછવાથી ગીલીટ ખરાબ થશે.

**કાચનાં ફ્લાવર વાઝ** ઉંડા લાંબી ડોકના અંદરથી સાફ કરવા પાતળી લાકડી ઉપર કપડું યા સ્પંજ બાંધીને અંદર ફેરવવું, નહિં તો ફુકાં પાણી સાથે ન્યુસ પેપરના કાપલા તેમાં નાંખી ખુબ હલાવ્યાથી અંદરનો કચરો નીકળી સાફ થશે.

કાચના વાસણો ગરમ પાણીમાં મુકતી વખતે વાંકાં કરી ઉભાં મુકવાં. ચત્તાં મુકયાથી તરેલ પડી ભાંગી જશે. ઘણાં ખળખળતાં પાણીમાં એકદમ મુકયાથી પણ ભાંગે છે.

**નકશીવાલી કાચની ચીજો** ઉંડાં વાસણમાં સાબુનું પાણી કરી તેમા ભીનવી રાખવી અથવા તો હાથ યા બ્રશ ઉપર સાબુ લગાડી તે પર સંભાળીને ઘસવાથી તેમાંનો મેલ કચરો નીકળ્યા પછી સોજાં પાણીમાં ધોવી.

**દાંડીવાળા ગ્લાસો** ધોઇને લુછતી વખતે દાંડી હાથમાં ટાઇટ પકડીને જોરથી લુછવાથી ઘણી ખરી દાંડી ભાંગી જાય છે માટે ગ્લાસવાળો ભાગ પકડવો.

**ટંમ્બલર એક એકની ઉપર મુકેલાં** ચપટાઇને નીકળે નહિં તો અંદરનામાં

ઠંડું પાણી રેડવું, અને બહારનાને થોડાં ગરમ પાણીમાં મુકવાથી થોડા વખતમાં બેઉ છુટાં પડી નીકળશે.

**કાચના વાસણો ભાંગે નહિં તેવાં ટકાઉ બનાવવાની રીત** પણ લખેલી છે, તેમજ ભાંગેલાંને સરખાં કાપી બીજા ઉપયોગમાં લેવા વિષે કાચ કાપવાની રીતમાં જુઓ.

**માછલીના ખરડાયેલાં વાસણો** ગરમ કરતાં ઠંડાં પાણીમાં બોળવાથી જલદી સાફ થાય છે. રાઇ કે સરકો, લીંબુની છાલ પાણીમાં ભેળવાથી વાસ જશે.

**ચીકાશવાળાં વાસણો** ખાવાની રકાબી, ડીશ, વિગેરે પહેલાં લાકડાંનો વહેર તે ઉપર ઘસવાથી ચીકાશ ચુશી લઇ કોરડાં થાય પછી તેને સોજાં પાણીમાં ધોઇ નાંખવાં અથવા ગરમ પાણીમાં કપડું બોળીને ધોવાં, નાની લાકડી પર જાડાં સુતરની પીછી કરી લેવી.

**૧૯-ડાઘો કાઢવા** નીચલી કોઇપણ ચીજ પાણીમાં ભેળી વાપરવી. સાબુ, ટંકણખાર, વૉશીંગ સોડા, સોડા બાઇકાર્બ, ઍમોનીઆ, નીમક, પર્લઍશ, સરકો, રાખ, ગુલીની ભુકી, ફટકડી તેમજ મંકી સોપ, ( Monkey soap ) અને બીજી ડાઘો કાઢવાની ચીજો આવે છે.

**કોડીની રકાબીમાં ડુગના** લાંબા વખતના ડાઘ પર વૅસલીન રાતથી લગાડી સહવારે ગરમ પાણીમાં ધોઇ લુછવી, સાફ નહિ થાય તો ફરીથી એ મુજબ કરવું.

**ચાહની કીટલીમાંના ડાઘ** બેસી ગયલા વૉશીંગ સોડા ખળખળતાં પાણી સાથ ભેળી થોડો વખત રાખવાથી નીકળશે, અથવા પાણીમાં સરકો ભેળીને રેડવો, નહિં નીકળે તો નીમકને સરકામાં પીગળાવી કપડાં વડે ઘસવું.

કાચના ટમ્બલર, ફીંગર બોલ વિગેરેની ચીજો એકએકની અંદર ઉતારીને કબાટમાં રાખવાથી જગા થોડી રોકશે, પણ તે અંદર વળગી નાહ માટે દરેકનાં ગાળાઓમાં કાગળની લાંબી ચીપો મુકવી.

**કાચના બર્તીના શેડ, ગ્લોબ વિગેરે** ધોવા કુકું પાણી સાબુનું બનાવી તેમાં થોડો સૉલ્ટસ ઑફ લેમન (Salts of Lemon) નાંખી ધોવાથી, કાચ તદ્દન નીતર્યો થશે, પછી નળ તળે સોજાં પાણીએ ધોઇ ગરમ કપડાં ઉપર નીગરાંતાં સુકવવાં, લાકડાંનો વહેર પાંથરી તેની ઉપર મુકવાથી પાણી નીગરાયલું ચુશી લઇ જગા ભીંનાશે નહિં. કાચની ચીજો ધોએલી લુછવા કરતાં નીગળતી સોજી દીશે છે.

**કીટલીમાંથી કોફીના ડાઘો** સોડા બાઇકાર્બ પાણી સાથ ભેળીને રેડવાથી નીકળે છે.

**કીટલી ચાહની** વપરાતી નહિં હોય તો ઢાંકણું ઉઘાડું રાખી તેમાં સાકરનો ટુકડો નાખવાથી વાસ આવશે નહિં, અથવા ખળખતું પાણી રેડી તેમાં આતશનો નાનો ગાંગડો નાખવો.

**ચીકાશના ડાઘો** કાઢવા વૉશીંગ સોડાનું ઘટ ખળખતું પાણી બનાવી થોડા કલાક રેડી રાખી, સોજાં પાણીએ ધોવાથી સાફ થશે.

**પ્યાલા રકાબીમાંથી ચાહ કૉફીના પીળા ડાઘો** પર સાદુ નીમક ઘસવુ, મંકી સોપથી કોડીનાં વાસણો સોજાં થશે. ખાવાનુ દાઝીને વળગેલું તથા તેના ડાઘો કાઢવા ભીના કપડાં પર નીમક લઇ ઘસવું. •

**કોડીની પીળી બરણી** સાફ કરવા તેમાં થોડીક ફટકડીને પાણી ભેળી બીજાં પાણીનાં ઊડાં વાસણમાં મુકી ચુલ્હે ઉકાળવી.

**બાટલીઓમાંથી સરકો, સૉસ વીગેરેના ડાઘો** ગરમ પાણીમાં સાબુ યા સોડા ખાર પીગળાવી સાથે ઇડાંના કોટલાંની બારીક ભુકી બાટલામાં રેડી થોડો વખત રહેવા દેઇ ખુબ હલાવીને ધોવી. ઇડાંનાં કોટલાં સાથ ચાહને પાણીમાં ભીનવી લેવી. ટરપીંનટાઇન પાણીમાં ભેળવાથી ડાઘો જશે. પરમૅંગનેટ ઑફ પૉટેશ પાણીમાં ભેળી લેવું.

**દારૂનાં ડાઘો** પણ ઉપલી રીતે નીકળશે; અથવા કળીચુનો ને સોડાખાર પાણીમાં નાખી ઉકાળીને ડાઘ કાઢવા વાપરવું.

**વાઇનના ડાઘ** બેસી ગયલા કોઇ વખત નીકળતા નથી માટે બ્રાઉન પેપરના ટુકડા બાળી તેમાં નાખી ને ખુચ બંધ કરવો, ધુમાડો અંદરથી નીકળતો બંધ પડે ને તે કાઢી નાખી સોજાં પાણીથી ધોવી. એક વખતમાં સાફ નહિં થાય તો ફરીથી કરવું. ગરમ પાણી સાથ પર્લ ઍશ ભેળી નાંખવી અને સાથે થોડો પાન સાથ ખાવાનો ચુનો ભેળી ખુબ હલાવવા પછી તે કાઢી નાખી સોજાં પાણીએ ધોઇ નાખવી.

**તેલના ડાઘો** બાટલીમાંથી કઢવા રાખ થોડી નાંખી તેમાં પાણી ભેળી ખુચ પોઇ ને બીજાં પાણીના મોટાં વાસણમાં ચુલ્હે ઉકાળી ઠંડું પડે ને બાટલીઓ કાઢી સોજાં પાણીએ ધોઇ નાખવી. પોટેશ પરમેગનેટને પાણીમાં ભેળી ચીકાશના ડાઘ નીકળ્યા પછી સોજું પાણી લેવું. પટેટાનાં નાના ટુકડાને સરકામાં બોળી રાખવા પછી તે નાખીને ધોવાથી કોઇબી જાતના ડાઘો નીકળે છે.

**ડેમેજ થયલી કાચની ડીકેંન્ટરો** અંદરથી સાફ કરવા ઉંડા વાસણમાં સોડાખારનું ગરમ પાણી બનાવી તેમાં ડીકેંન્ડર મુકવી, અંદર પટેટાના ઝીણા ટુકડા કરી ગરમ પાણી સાથ ભેળવા, થોડો વખત વધુ રાખી પાણી ઠંડુ પડે ને ડીકેંન્ડર ખુબ હલાવી પટેટા સર્વ કાઢી નાખી સોજાં પાણીએ ધોવી. નાઇટ્રીક કે સલફ્યુરીક એસીડનાં ટીપાં પાણીમાં નાખવાં.

સરકે ને સોડા ખાર કે નીમક અથવા તો સુકી ચાહ એક એક ચમચો ભેળીને ધોવાથી પણ ઉપલા ડાઘો નીકળશે, પણ બુચ મારીને હલાવવાથી બાટલી ફાટી જશે. છેલ્લે સાબુના પાણીએ ધોવી જોઇએ. નીમકને આમલી સાથે લઇને ઘસવાથી પણ ડેમેજ થયલા ડાઘો નીકળશે.

બ્લાટીંગ પેપર અથવા બ્લોટીંગ પેપરને પાણીમાં ભીંનવી, તેની ઉપર સાબુ લગાડી ગોળ બંડલ વીંટાળી બાટલીના મોહોમાં આખું ખોસી ને ઉપરથી ગરમ પાણી રેડવું, પછી ખુબ હલાવવાથી સાબુ પીગળીને બાટલી અંદરથી સાફ થાય, કે પેલું ગોળ બંડળ ધીમેથી ખેંચી કાઢી, સોજા ઠંડાં પાણીએ બાટલી ધોવી. ડીકેન્ટર કોરડી કરીને મુકવી, ભીનાસ રહેવાથી ફુગાઇને મેલી દિશે છે.

**શાહીના ડાઘા** સીસીમાં પાણી સાથ ઝીણી લોખંડની ખીલીઓ તથા થોડો સરો ભેગી હલાવ્યા પછી સોજું પાણી લેવું.

**કાચ કાંજીના રંગના ધોવા** સાબુનાં પાણીમાં સોડા ખાર વાપરવો, પછી ઠંડાં પાણીએ ધોઇને ચીજને લુછી નાખવી કારણકે અમડી સુકાવાથી તે સોજી થતી નથી. ડાઘો પડેલા કાદવા સ્પીરીટ ઓફ સોલ્ટ (Spirit of Salt) સ્પંજ વડે લગાડી ઠંડાં પાણીએ ધોઇ પાછું ગરમ પાણીમાં ધોઇ લુછી નાખવું.

ડાઘો કાઢવા તથા વાસણો ધોવા માટે પર્લ એશ (Pearl Ash) વપરાય છે તે બનાવવા માટે ચાલુ ઘરના ઉપયોગની ચીજોમાં લખેલું છે.

**વાસ કોઇ પણ જાતનો** સીસી બાટલી યા વાસણોમાંથી કાઢવા સારૂ રાઇનાં કાળાં બીને બારીક વાટીને લેવાં અથવા તો અમડી રાઇ ફુકાં પાણીમાં મેળવી બાટલીમાં ભરી ખુબ હલાવી, એક વખતમાં વાસ નહિં જાય તો ફરથી કરવું, સરકાએ પણ વાસ નીકળશે.

**ખાલી બાટલીઓનો ઉપયોગ** રોટલી વણવાની વેલણને બદલે વાપરવી, ખુચ મારવો જેથી આટો કચરો તેમાં ભરાય નહિં. લાકડાંની વેલણ કરતાં એ ધોવાથી સોજી રહેશે, મોઢાં આગળ દોરી બાંધી ટાંગી રાખવી. કાળી બાટલી સેકવા માટે ગરમ પાણી ભરવા લેવી.

કોઇબી જાતનાં કોડી અથવા મટોડીનાં વાસણમાંથી પાણી ઝડપીને બહાર આવતું અટકાવવા બહારની બાજુ પાતળો વારનીશનો હાથ મારવાથી બંધ થશે.

## વાસણ ટકાઉ જલદી ભાંગે નહિં તેવાં કરવાં.

**૨૦.—બત્તીની ચીમનીઓ, લાઇટનાં શેડ, બચ્ચાની દુધ પીવાની બાટલીઓ વિગેરે** ચાલુ વપરાશની ચીજોને નીચલી રીતે ઉકાળવી; એક મોટાં વાસણમાં તે ચીજ અંદર મુકીને ડુબે તેટલું ઠંડું પાણી ભરીને ચુલા ઉપર જોસ પાડવા આવે ને ઉતારી તે પાણી તદ્દન ઠંડું પડયા પછી કાચની ચીજ સંભાળથી કાઢી સુકાય ને વપરાશમાં લેવી, ગરમ પાણીમાંથી કાઢતાં બહારની ઠંડી હવા લાગવાથી વાસણને તરેલ પડશે. જોઇએ તો સહેજ નીમક મેળવું.

દુધની બાટલીઓ નવી આવે ત્યારે તથા ચાલુ વપરાતી હોય તે વખતે પણ દર આઠ દિવસે એમ કીધાથી અંદરથી સાફ થઇ દુધ બગડતું નથી. દુધની સંભાળ માટે પાછળ આપ્યું છે.

બીજાં કોડીનાં વાસણો જેમાં કોઈ જાતનો વાસ આવતો હોય તે પણ એ રીતે ઉકાળવાથી સોજાં થાય છે. નાનો ચીરો હશે તો દુધમાં ઉકાળવાથી પુરાઈ જશે, સોજી ચીજ વધુ ભાંગતી અટકશે.

**કાચનાં વાસણમાં ગરમ ચીજ રેડતી વખતે ફાટ પડે નહીં** તેવી રીતે રેડવા સારૂ નીચે પાણીથી ભીંનેલો કટકો મુકી તેની ઉપર વાસણ ગોઠવ્યા પછી ગરમ રેડવું અથવા તો એક ચમચો કાચના વાસણમાં મુકીને ગરમ ચીજ તેની ઉપર રેડવાથી પણ ભાગતું નથી. જોઈએ તો તળીઆંની નીચે છરી મુકવી.

## સીસી બાટલીઓના બુચ મારવા ને ખોલવા.

**૨૧–બરણી અથવા સીસીના** બુચ ચપટાઇ ગયલા ઉઘાડવા બે ત્રણ ટીપાં સાલીડ તેલ ફરતું પીંછીએ નાંખી થોડા વખત તડકામાં રહેવાદઈ સંભાળીને બુચ હલાવવો યા ધીમેથી ફરતો ઠોકવો, તેલ ફાટમાંથી પેસસે થઇ એ રીતે ઉઘડશે, તેલ નાંખી ને ચુલાની નજદીક મુકી મેચીસનો તાપ લાગવાથી એક વખતમાં નહિં થાય તો બે ત્રણ વખત કરવું. સરકો ટમ્બલરમાં રેડી તેમાં થોડો વખત સીસી મુકી ને પછી ગરમ પાણીમાં મુકવાથી બુચ ખુલ્લો જશે.

ખળખળતાં પાણીમાં સંભાળથી ઉંચી કરી મુકવી પણ બુચ નહિંજ ખોલી શકાય તો સહેજ ગરમ હોય તેટલાં આઇસનાં ભુખો મોઢાંપર મુકવો. દોરીને સીસીની ડોકી ઉપર એક આંટો વીંટાળી બેઉ છેડા હાથમાં ધરીને અવાર નવાર ખેંચવા; ઘસારાથી ગરમ થઇ ઉઘડશે. ફલેનલની પટી ગરમ પાણીમાં બોળીને એ મુજબ ઘસવી અથવા વીંટાળી રાખવી, સ્પંજ ખળખળતાં પાણીમાં બોળી મોઢાં પર લગાડવું. બારીક સુઇઆની અણી કીનારીમાં ફેરવવી. મેથીલેટેડ સ્પીરીટ (Methylated Spirit) નાં બે ચાર ટીપાં બુચની ફરતાં રેડવાથી પણ જલદી ઉઘડે છે.

દવાની સીસીનો ચપટાયલો બુચ એક ચમચી દારૂનો અર્ક અર્ધી ચમચી ગ્લીસરીનમાં સહેજ નીમક ભેળી થોડાં ટીપાં મુકવાં.

**કાચનો બુચ બાટલીમાં ભાંગેલો કાઢવા** લાખની લાકડી ગરમ કરી નરમ થાયને બુચ પર દાબીને ધરી પાછી સુંકાઇને કડણ થાયને થોડી મિનિટ પછી બાટલીનું ડોકુ બહારથી ગરમ કરી લાખ ખેચવા સાથ કેટલીક વખત બુચ નીકળે છે.

**કોર્ક સ્કુ વગર બુચ ખોલવો હોય** તો કપડાંનો જાડો દુચો ભીતને લગાડી ઉપર બાટલી આસ્તે આસ્તે તળીઆંમાંથી ઠોકયા કરવી, જેથી અંદરનો બુચ પોતીકી મેળે બહાર નીકળવા માંડશે, પણ ઠોકતાં બાટલી અફળાઇને ભાંગે કે તેમાંની ચીજ ઘોલાય નહિ તે સંભાળવું. ગુંથવાના સોઇઆની અણી વડે ખુલશે. નાનો સ્કુ બુચમાં અંદર વેર ફેરવી મથાલે દોરીનો આંટો લઇ ખેંચી કાઢવો.

**ડબાઓનાં ચપટાયલાં ઢાંકણાને** ઉપરથી હથોડીએ સહેજ ઠોકવાથી ઉઘડે છે.

ચરબી અથવા ગ્લીસરીન લગાડીને બંધ કીધેલા જામ—જેલીના પતરાનાં ઢાંકણું ચપટાશે નહિ. ખોલવા સારૂ સીસી ખોલવાની રીત મુજબ ગરમ પાણી વાપરવું.

**હવા નહિ જાય તેમ કરવા** બુચને બાટલીમાં પોઇ ને પછી એક આંટો પાછો ઉંધો ફેરવ્યાથી અંદર વળગશે નહિં, તે પર ચપટ સીસું પેલું અથવા લાખ તાવીને વળગાડવી પેરેફીન યા સાલીડ તેલમાં બુચને પાંચ મિનિટ બોળી રાખી લુંછીને પછી મારવાથી તેમાં પાણી અથવા હવા જઈ શકતી નથી.

મીણ પીળું નરમ કરી તેટલાજ વજનની રાજમની બારીક ભુકી ભેગી ચુલા ઉપર તાવીને બાટલીનાં મોઢાં ઉપર લગાડવું, મીણ સાથ જોઈએ તો થોડું સાલીડ તેલ તાવતી વખતે નાંખવું

ઉપલી કોઇબી મેળવણીમાં રંગ આપવો લાલ સારૂ હીંગળોક (Vermilion) અથવા ગેરૂની ભુકી નાખવી. કાળા રંગ માટે મેસ (કાજલ) વાપરવી, બીજા રંગ સારૂ તેમાંની ભુકી લેવી.

જાંમ જેલીના પાત પર બતર પેપરને દુધમાં બોળીને ચીજ નરમ હોય ત્યારેજ ફરતુ ધાંકી દીવાથી ઠંડુ પડવે તરત વળગી જશે.

**ખાલી બુચનો ઉપયોગ** જાળી બનાવવા વચમાંથી અર્ધા આડા કાપી તેમાં જાડો તાર પોઇ એક એક વહેંત જેટલા દુર રાખી તેવી જોઇએ તેટલી લાંબી ચાર પાંચ હાર બનાવી ને પછી તેમાં બીજા આડા તાર ગાળે ગાળે પસાર કરી ચોકઠાં જેવું થાય ને મોરી અથવા ભીનાસવાલી જગ્યામાં પગ મુકવા વાપરવું. જુના બુચો બાળવાના ઊપયોગમાં પણ આવે છે.

**બુચો મોટા હોય તો નાનાં મોઢાંની બાટલીમાં પોવા** સારૂ ખળખળતાં પાણીમાં જરા વખત બોળી રાખવાથી નરમ થઇ સહેલાઇથી પોવાશે, હથોડીએ ઠોકવાથી પણ મોટો બુચ નાનો થાય છે. અથવા વચમાંથી ફાચર માફક આડકત્રો કાપી કાઢીને લેવો.

ગુંદર કે ચીકાશવાળી ચીજોની બાટલીના બુચ વળગી જઈ કાઢતી વખતે નીકળતાં અડચણ પડે છે માટે બુચને ગ્લીસરીનમાં બોળવાથી કદી પણ વળગશે નહિં.

## બાટલી પરની ટીકીટો કાઢવી તથા વળગાડવી.

૨૨—બાટલીને ઠંડા યા ગરમ પાણીમાં ભીંજવવાથી અથવા ગરમ પાણીની વરાળ લગાડયાથી નીકળશે.

**પાણી અથવા દવા દારૂમાં ભીનાયાથી ટીકીટો નીકળે નહિં** તેને સારૂ મેળવણી બનાવવી એક રતલ આટાની લાહી કરી તેમાં એક આંસ ગુંદરનું પાણી અને આંસનો ત્રીજો ભાગ અૅલ તેલ ( Linseed oil ) અથવા ટરપીનટાઇન ભેળીને ટીકીટો વળગાડવી. વધુ માટે પેસ્ટ બનાવવામાં જુવો.

ટીકીટો કાગળની પતરાનાં બાકસો, લાકડાંની પેટીઓ અથવા બીજાં કોઇપણ બહાર ગામ મોકલવાનાં પારસલો ઉપરથી નીકળી નહિ જાય તેમ વલગાડવા સારૂ સોજો સરસ એક ભાગ લેવો, તેનાં અર્ધો ભાગ ધી ખડી સાકર નાખવી, અને સરસના ત્રીજા ભાંગ જેટલો સોજો ગુંદર ( Gum Arabic ) એ સર્વેને પાણીમાં ચુલ્હે તાવીને ઘટ થાય ને વાપરવુ. કલીનીન પાણીમાં ઘટ મેળવ્યાથી પણ કાગળ વળગશે.

## ઇનેમલના વાસણો.

**૨૩.—ઇનેમલના વાસણો** બળતાવાલા ચુલા અથવા ભઠ્ઠી ઉપર વાપરી શકાતાં નથી, ઘણાં તાપથી તે ઇનેમલ ફાટી જઇ કીટીના પોપડા નીકળી જાય છે તેલના નાના ચુલ્હા પર વપરાશે. ટકાઉ બનાવવા કાચના વાસણ મુજબ પાણીમા નવાં ને ઉકાળવા.

**કાળા ડાઘો** લાંબો વખત વાસણ પડી રેહતા તેમાં દીશે તો તે પર નીમક અથવા સોડા ખાર ઘસવું, તુરત નીકળે નહિ તો પાણીમાં પીગળાવી તે વાસણમાં ચુલ્હે ઉકાળી ને પછી સોજાં પાણીએ ધોઇ નાખવુ. તળીઆમાંથી બળેલાં પણ એ રીત સાફ કરવાં. અથવા સાબુના પાણી સાથે ઇંડાના કોટલાં ઘસવાં, જસતની રીતે પણ સાફ થશે.

**સફેદ ઇનેમલના વાસણો સાફ કરવા** માટે વરસાદનાં પાણીમાં સોડા ખાર પીગળાવી તેમાં રેડી બીજાં મોટાં વાસણમાં પાણી ભરી ઉપલું વાસણ તેમાં મુકી ચુલ્હે ઉકાળવાથી તે નવું જેવું થશે.

**કીટલીઓ સાફ કરવા** સોડા ખારનું પાણી તેમાં ભરીને કીટલી ગરમ ભઠ્ઠીમાં બાજુએ આખી રાત મુકી ને સહાવારે પાણી કાઢી નાખી બીજાં પાણીએ ધોઇ ફલેનલના કટકાએ લુછી થરો બાઝેલા માટે ખાલીજ કીટલી ગરમ ભઠ્ઠીમાં બાજુએ મુકવાથી ધીરેથી ગરમ થાયને કાઢી લાકડી વડે બહારથી ફરતી ઠોકવાથી કડક થઈ નીકળશે, ઠંડી પડેને પાણી ભરી વાપરવી.

ભાંગેલી ચીજો વળગાડવા માટે, જસતમાં બાલદી ગળતી બંધ કરવાની રીતમાં જુવો.

## કુંડી તથા પોરસીલેન, મોહું ધોવાના બેસીન, સીંક, ધોવા તથા ડાઘો કાઢવા.

**૨૪.—બેસીન મોહું ધોવાના** ચાલુ વાપરતાં તેમાં સાબુ સુકાઇનેચીકાશ વિગેરે પોપડી બાઝે છે, તેને રોજ બ્રશ વડે ઘસીને ધોવા, સાબુનું પાણી ને ટંકણખાર લેવો ચોકના ચુનાથી પણ સાફ થશે. ઘણા ખરાબ ડાઘો કાઢવા માટે એમોનીઆ ને કેરોસીન તેલ ભેળી વાપરવું. પોરસીલેન પણ એ રીતે સાફ થાય છે.

પેરેફીનથી ડાઘો નીકળશે, જોઇએ તો સાથે નીમક ભેળવું.

મીઠાંનો તેજાબ (મ્યુરેટીક ઍસીડ) લગાડી ઘસવાથી કોઈપણ જાતના લાંબા વખતના ડાઘો મેલ વિગેરે નીકળે છે, પણ ઍસીડ વાપરતી વખતે હાથ પગ પર તેના છાંટા ઉડવાથી દાઝી નહિ જાય તેની સંભાળ રાખવી. સંડાસના બેલ વિગેરે એ રીતે સાફ થશે. જેવેલ વૉટર લગાડવાથી પણ લાંબા વખતના ડાઘો જશે.

બીજા ઘણી જાતના સાબુ, મંકી, સોપ તથા પાઉડર, વીમ ( Vim ) વિગેરે તૈયાર મળે છે, જે પણ ઉપલાં બેસીનો સાફ કરવામાં વપરાય છે. વાસ કાઢવા માટે હવા સ્વચ્છ કરવામાં જુવો.

**સીંક**—ઇનેમલ કે કોડીની ઉપલીજ રીતે સાફ રાખવી. વાસણ ધોવા માટે લાકડાંની બનાવવા બે ફુટ સમચોરસ દાબડો એક ફુટને સુમારે ઉંડો લઈ તેમાં જસત (ઝીંક)નું પતરૂં જડાવી તળીયામાં અધવચે વા એક ખુણે ગોળ મોટું હોલ પડાવી તેમાં બુચ પોઇ રાખી પાણી ભરી તેમાં વાસણ ધોવા, નીચેથી હોલ સાથે એક નળી જડેલી હોય તો મેલું પાણી કાઢી નાંખવા સારૂ બુચ ઉંચાડવે તે નળીમાંથી બહાર નીકળી જશે, અથવા નળીને બદલે તળીઆંમાંનું મેલું પાણી બહાર પડે તે ઝીલી લેવા નીચે બાલદી મુકવી.

પતરાંના ડબ્બાને પણ તળીઆંમાં કાંણું પાડી બુચ પોવાથી કામ ચલાઉ સીંક તરીકે વપરાશે. એ રીતે સીંકમાં કાચ તથા કોડીનાં ખરડેલાં વાસણો ધોવાથી ઝટ ભાંગતાં નથી. લોખંડની સીંક સાફ કરવા પેરેફીન વાપરવું.

**નળીઓ સીંક સાથની જોડાયલી સાફ કરવી** ચીકાશ કચરો વિગેરે ભરાઈ રહેવાથી તેમાં થોડે દિવસે ખળખળતું પાણી અમથું કે નીમકનું કીટલીની ધાર વડે રેડવાથી ચીકાશ તણાઇને નીકળશે. મોઢા પર થોડો વોશીંગ સોડા કે ઍશ સોડા મુકી ઉપર પાછું ગરમ પાણી રેડવું જેથી સોડા પીગળી નળી સાફ થશે.

**નળીમાં કચરો વળગી રહેલો** હોય તો તેના માપની નેટરની લાકડી લઈ નીચેના છેડા પર એક રબરનો બરાબર બેસતો ટુકડો ખીલાએ અથવા સ્ક્રુએ જડી લેવો પછી તેમાથી પંપ મારીએ તેવી રીતે સીંકની નળીમાં ઉપર નીચે હલાવ્યાથી કચરો હવાના દબાણના જોરથી નીકળી જાય ને થોડું પેરેફીન રેડી ઉપરથી ગરમ પાણી નાખવું.

**નળીમાંનો વાસ કાઢવા** ઠંડાં કે ગરમ પાણી સાથ કાર્બોલીક એસીડ, ફીનાઇલ, લાઇસોલ, એમોનીઆ, સરકો વિગેરે કઈપી નાખવું, કોફીનો ભુકો પણ ખરાબ વાસ દુર કરશે.

ઉપલી ચીજો નાંખવાથી સંડાસ, ગટર વિગેરેની ખરાબ હવા તથા વાસ અને જંતુઓ પણ દુર થાય છે.

## મટોડીનાં વાસણો વિષે.

**૨૫.—મટોડીનાં નવાં વાસણો** કુંજા પાણીના વિગેરેમાં માટીનો વાસ આવે છે તે કાઢવા માટે બે ત્રણ દીવસ પાણી ભરીને રોજ બદલવાથી વાસ જતો રહેશે.

લાંબો વખત વપરાયા વગર વાસણ પડી રહેવાથી કોઈ જાતનો વાસ આવે તો તેમાં કોરડી મટોડી ભરીને જમીન ઉપર થોડો વખત મુકી રાખવાથી તેમાંનો વાસ નીકળી જાય છે.

**કુંજા યા માટલાં** વપરાસમાં નહિં આવતાં હોય તો ખાલી કરી ઉંધા રાખવાં પાણી રહેવાથી વાસ મારશે.

**કુંજા ધોવા નાના મોઢામાં** હાથ નાખી સાફ નહિં થઇ શકે તો પાતળી લાકડી ઉપર સ્પંજ અથવા કપડું બાંધી અંદર ફેરવવાથી પાણીમાંની લીલ કચરો બાઝેલો નીકળશે.

**કુંડાં.** વગીઆમાં કાણું પાડયા વગરનાં લઇ તેમાં ઘાસ મુકી પાણી ભરી તેની અંદર પીવાના પાણીની અથવા સોડા–લેમનેડ વિગેરેની બાટલીઓ મુકવાથી ઠંડી રહે છે.

**ટકાઉ બનાવવા માટે** મટોડીનાં વાસણ ઉપર બાહારની બાજુએ કાચો કાંદો કાપીને ઘસવાથી જલદી ભાંગતા નથી, કાચનાં વાસણો ટકાઉ બનાવવાની રીત જોઇએ તો અજમાવવી.

---

## પ્રકરણ ૫.

---

## વળગાડવા માટે વપરાતી ચીજો અને તે બનાવવાની રીતો.

---

**૨૯.—ગુંદર** ઝાડમાંથી નીકળતો ચીકનો પદાર્થ મોટા ગાંગડા તથા બારીક ભુકો પીચ,—બાવળ તથા સેકતા અને ચેરીઝ વિગેરે તથા બીજી ઘણીક ચીકાશવાળી ચીજોમાંથી ગુદર જાત જાતના બને છે.

અલસીના દાણા એક ભાગ ને ચાર ભાગ પાણીમાં ભીનવ્યાથી ઘટ ગુંદર બનશે. કાંદાનો રસ પણ વળગાડવા વપરાશે.

**ગુંદર પીગળાવવા** માટે ઠંડા કરતાં ગરમ પાણી વાપરવું, અથવા સરસની રીતમાં આપેલું છે તેમ કરવું.

**બગડી જતો અટકાવવા** તેમાં દારૂના અર્કનાં થોડાં ટીપાં, લવંગનું તેલ, અથવા સૅલીસીલીક ઍસીડ, એમાંની કોઇબી ચીજ નાખવી.

**ફુગ ગુંદરમાં** કાર્બોલીક ઍસીડનાં થોડાં ટીપાં નાંખવાથી આવશે નહિ, અથવા તો થોડાક કવીનીનનો પાઉડર ભેળવો.

ચીજો વળગાડતી વખતે અમડા ગુંદર સાથ આગળ આપ્યા મુજબ બીજી વસ્તુઓ ભેળવાથી સારી રીતે વળગે છે. ચેરીઝના ઝાડનો ગુંદર સઉથી ચીકટ હોય છે તેનેથી વળગાડેલી ચીજો કદી પણ છુટી પડતી નથી. સફેદ ચીજ માટે સફેદો સાથે લેવો.

**બંધાતો અટકાવવા** સરકો અથવા ઍસેટીક ઍસીડ થોડી ભેળવી.

**ગુંદર સુકાઇને કઠણ થયલો** ઠંડું કે ગરમ પાણી અથવા તો થોડો સરકો નાખવાથી પાછો નરમ થશે.

## સરસ, રાજમ, તથા લાહિ બનાવવી.

**૨૭.—સરસ બનાવવા** સારૂ લાખ તથા ટંકણ ખાર( Borax ) ને પાણીમાં ભેળીને ચુલ્હે ઉકાળી, પાતળું હોય તે વખતે વળગાડવા વાપરવું. બૅલ તેલ ને કળી ચુનો ભેળવાથી સરસ બનશે. ઠંડું પડીને બંધઇ જાય ત્યારે તેના કટકા કરી સુકવા, ખપ પડે તેટલોજ પાણીમાં ભીંનવી ચુલ્હા ઉપર ગરમ કરવો અથવા તો ઉંડાં વાસણમાં ગરમ પાણી લઇ સરસને બીજાં વાસણમાં નાખી તેમાં મુકયાથી નરમ થશે, જોઇએ તો તેમાં થોડી ખાંડ ભેળવી. સુકાઇને કઠણ થયલો પાછો થોડો સરકો રેડવાથી પાતલો થશે. ભુરા ખુલ્લા રંગનો સારો કહેવાય. ઘણા ગરમ સરસે બરોબર વળગશે.

સરસનો ભુકો કરવો જાડું કપડું અથવા ગુણપાટમાં મુકી હથોડીએ ઠોકવાથી છુટો વેરાઇ જતો નથી.

**સરસથી વળગાડવાની કોઇબી ચીજ** જે જાતના રંગની હોય તેને મળતો કરવા તેમાં ચાકની ભુકી, લાકડાંનો વહેર, રાખ, પીળી ઈંટની ભુકી, સફેદો યા તે ચીજને મળતો કોઇબી રંગ નાખવાથી વળગાવેલો સાંધો ઝાઝો માલમ પડશે નહિં.

**વૉટર પ્રુફ બનાવવા** ચાર ભાગ સરસને એક ભાગ ટરપીનટાઇન ભેળવું, જોઇએ તો થોડું દુધ લેવું.

**વળગાડેલું ગરમીથી તવાઇને છુટું પડે નહિં તેમ કરવા** સારૂ પાણીને બદલે ઉકાળેલા દુધમાં સરસને પીગળાવવો, અથવા તો થોડી ઍસેટીક ઍસીડ નાખવી.

**૨૮.—રાજમને પીગળાવવા** માટે ટરપીનટાઇન કે સ્પીરીટ ઓફ વાઇન ભેળવી, પાણી રેડવાથી રાજમ તેમાંથી છુટી પડી નીચે ઠરી કઠણ થઇ જશે.

રાજમ ગુંદરની મારફક ઝાડની ડાળીઓમાંથી નીકળતો રસ બંધાઇને લાલ રંગનાં ટુકડા જેવું લાગે છે જે પણ વળગાડવાના ઉપયોગમાં આવે છે તથા વાયોલીન ( Violin ) નામનાં વાજીંત્ર વજાડવાની લાકડીનાં તાર તે ઘસવાથી સુંવાળા થાય છે.

**૨૯.—લાહી** ચોખાના આટામાંથી બને છે, પાણી સાથે મેળવી ચુલ્હે ઘટ થાય ને વાપરવી, ઝીણાં કાગળના ટુકડા નાખવા, થોડી ટાર્ટરીક એસીડ કે ફટકડી મેળવ્યાથી લાહી જલદી બગડતી નથી, જોઇએ તો થોડો ચુનો ભેળવો.

રાંધેલા ચાવલ પણ વળગાડવામાં વપરાશે.

**આરારૂટ તથા સાગુ ચોખામાંથી** લાહી બનાવી તેમાં આઇસીંગગ્લાસ પીગળાવી કાર્ડ પર સબી વળગાડવા વાપરવી.

**જવનો આટો છે** ( Rye Flour ) ને પાણીમાં ચુલ્હે મેળવી તેમાં સરસ ગરમ હોય તેજ વખતે નાંખી મેળવ્યાથી સારી લાહી બને છે, જોઇએ તો થોડી રાજમ ભેળવી.

લાહી ઠંડી તેમજ ગરમ કેટલીક ચીજો વળગાડવા સારૂં વપરાય છે. જેવી કે પ્લાસ્ટરની બનાવટ, કાગળ, કાડબોર્ડ, કપડું, વિગેરે.

## બીજી જાતનાં સીમેંન્ટ, પ્લાસ્ટર, પેસ્ટ વિગેરે.

**૩૦.—વિલાયતી પનીર** (Cheese) માં પાણી રેડી ચુલ્હલે મુકવું પાણી બળી જાય કે પાછું રેડવું એ મુજબ બે ત્રણ વખત કીધાથી પનીર નરમ માવા જેવું થાય ને તેમાં સુકો કળી ચુનો ભેળીને વાપરવું. દુધના માવાથી પણ વળગશે.

**ઇંડાની સફેદીમાં** કળી ચુનો અથવા પ્લાસ્ટર ઓફ પેરીસ ( Plaster of Paris ) ની કે કાચની ભુકી ભેળવી.

કાળુ મોંછીનાં કોટલાંની બારીક ભુકી ચકમકનો ભુકો કોઇબી ચીજ ઇંડાની સફેદીમ મેળવ્યાથી પણ દરેક ચીજો વળગે છે.

**લાખ અથવા મીણને** ખળખળતાં પાણીમાં પીગળાવી સ્ટીકીંગ પ્લાસ્ટર ( Sticking Plaster ) સાથે વળગાડવામાં લેવી.

**તેલ** કોઇબી જાતનું લઇને તેમાં સફેદાની ભુકી ભેળવી.

**બેલ તેલ ને કળી ચુનો** ચાર ઔંસમાં, એક મુઠીભર ચુનો ભેળી ઘટ બનાવી લોખંડ પર પાંથરી સુકાયને ટુકડા કરી રાખવા, ખપ પડે ત્યારે પાછુ તાવીને વાપરવું. આગ તથા પાણીએ ખરાબ થતું નથી. રબરની ટેપ વળગાડવા માટે તૈયાર મળે છે.

**ગ્લીસરીનમાં મુડદાર સીંગ** ( Litharge ) પીગળાવીને તેનાથી પણ ઘણીક ચીજો જેવી કે કોડી, લાકડું, લોખંડ, પતરૂં વળગે છે.

કોઇબી જાતની ધાતુમાંનુ કાણું ઉપલી મેળવણીથી પુરી શકાય ઠંડી, ગરમી, ઍસીડ, પાણી વિગેરે લાગ્યાથી ઉપલી ચીજો વળગાડેલું કદી છુટું પડશે નહિ.

**રેકટીફાઇડ સ્પીરીટમાં** પીળા રંગની લાખનો બારીક ભુકો પીગળાવી ઘટ થાય ને બાટલીમાં ભરીને ખપ પડે ત્યારે વાપરવું, નકશીની તથા હાથીદાંતની ચીજો એનાથી વળગશે.

નવસાગરને પાણીમાં નાખવો, લોખંડની બારીક ભુકીને ખારાં પાણી સાથે મેળવી બધું સામટું ભેળવાથી એક જાતનું ઘટ સીમેંન્ટ બને છે જેથી કઠણ ચીજો વળગી શકેછે.

**ફટકડીને** પાણીમાં ઉકાળતી વખતે થોડો સાબુ બ્રાઉન સોપ ટુકડા કરી નાખી પા કલાક ચુલ્હલે ઘટ થાય ને ઉતારી તેમાં ચુનો ભેળવો, એ કોઇ જાતના સાંધાઓ ને ફાટો પુરવા કામે લાગે છે. ઉપલી મેળવણીમાં થોડોક આટો ને રાજમની ભુકી મેળવાથી વધુ સારો પેસ્ટ બને છે.

**ડામર પાતળો** ( Pitch ) અથવા ( Tar ) બે ભાગને ગટા–પરચા ( Gutta–Percha ) એક ભાગ લોખંડનાં વાસણમાં બન્નેને ભેળી ચુલ્હલે નરમ કરવું. એ સીમેંન્ટથી લાકડું, પત્થર, ચામડું, કપડું વિગેરે વળગશે.

**પટેરાને** બાફી કાગળ ઉપર મસળી કાઢી નરમ થાય ને ગુંદર યા સરસને બદલે વળગાડવામાં લેવાં.

**જીલેટીન કે આઇસીંગ ગ્લાસ** વિગેરે ચીકાશવાલા પદાર્થ પણ વળગાડવાના ઉપયોગમાં લેવાય છે, કોઇપી જાતની સ્પીરીટમાં સારી રીતે પીગળી જશે, ઍસેટીક ઍસીડ પણ તેમાં નાખવી. ચુહલા ઉપર ઉપલી ચીજો ગરમ કીધા પછી ભેળવી.

**કાંજીનો ભુકો** ( Starch ) ને ગુંદર પીગળાવેલા પાણીમાં મેળવી તેમાં થોડું સાકરનું પાણી ભેળી ચુહલા ઉપર ઘણું ઘટ બનાવી ને પછી ખપ પડે ત્યારે નરમ કરી વાપરવું, બગડે નહિં માટે કપુરનો ટુકડો અથવા બોરીક પાઊડર ભેળવો. મરોડી પણ વળગાડવા વપરાશે.

**૩૧.—પ્લાસ્ટર ઓફ પેરીસ** (Plaster of Paris) ની સફેદ ભુકી વળગાડવા સારૂ ઘણી ઉપયોગની છે. પાણીમાં મેળવીને થોડો વખત રાખતાં તુરત બંધાઇ જાય છે, ઇડાંની સફેદી અથવા સરકામાં મેળવ્યાથી નરમ રહી વળગાવતી વખતે જલદી બંધાશે નહિ.

**પ્લાસ્ટર વૈદક ઉપયોગમાં** પણ હાથ પગના ભાંગેલા સાંધાઓ વિગેરે જોડતી વખતે તેનો ઘટ લેપની માફક બનાવી તે પર લગાડવાથી બંધાઇ જઇ સાંધાઓ મજબુત પકડી રાખવાથી હાલતા નથી ને જલદી સંધાઇ જાય છે. નીમક ભેળવાથી ઘણું જલદી બંધાય છે.

**પ્લાસ્ટર ઓફ પેરીસ બનાવવું** જીપસમ એનું બીજું નામ છે. ચુનો ને ગંધકનો તેજાબ ભેળી ચુહલે ગરમ કરવાથી તેમાંનું પાણી ઉડી જઇ જે સુકો પદાર્થ રહેશે તે પ્લાસ્ટર ઓફ પેરીસ કહેવાય.

પત્થર મારબલ, લાકડું, રબર, ચામડું, કાચ, કોડી વિગેરેની ચીજો સાંધવામાં પ્લાસ્ટર વપરાય છે.

**૩૨.—પેસ્ટ બનાવવો,** સાધારણ ચીજો વળગાડવા સારૂ નીચલો પેસ્ટ ( Paste ) બનાવીને પત્થર યા કોડીનાં વાસણમાં રાખવો.

એક ચમચી ફટકડીની ભુકી ઠંડાં પાણીમાં ઘટ મેળવી તેમાં તેટલીજ રાજંમની ભુકી લેવી. પાંચ લવંગને બારીક વાટી એ સર્વે એક કપ ખળખળતાં પાણીમાં નાખી ચુહલે થોડીક મિનિટ રાખવાથી ઘટ માવા જેવું થાય ને ઉતારવું, લાંબો વખતવેર બગડતો નથી.

દુધ એક કપને ચુહલા ઉપર મુકી તેમાં થોડો સરકો નાંખી ફાડી તેનો માવો કાઢી લઇ તેમાં બે ઈંડાંની સફેદીનો ફફ ચઢાવી સાથે થોડો કળી ચુનો ભેળી બધું એકરસ કરીને ઘટ પેસ્ટ ( Paste ) બનાવવો.

કાચ તથા કોડીનાં વાસણો એનાથી વળગાડેલાં પાણી અથવા તાપ લાગવાથી છુટાં પડશે નહિ.

**પેસ્ટ પાણીએ ભીંનાયાથી નીકળે નહિ તેવા ( Water Proof ) બનાવવા** માટે લાહી તૈયાર બનાવેલી હોય તેમાં થોડું ટરપીનટાઇન, સરસનું પાણી, અૅલ તેલ સર્વે ભેળવું.

કાગળની ટીકીટો જે પાણીથી ઘડી ઘડી ભીંનાતાં નીકળી જાય છે તેને માટે ઉપલો પેસ્ટ ઉપયોગી છે.

પતરાં પર વળગાડતી વખતે થોડીક ખાંડ પેસ્ટમાં ભેળવી.

**ડૅક્ષટ્રાઇન** (Dextrine) એક જાતનો ચીકાશવાળો પદાર્થ પાણી સાથે મેળવ્યાથી વળગાડવામાં ઉપયોગી છે. એમાં થોડાંક ટીપાં કાર્બોલીક અૅસીડ કે લવંગનું તેલ નાખવાથી વળગાડેલી ચીજોમાં ઉંધઇ લાગતી નથી. કાંઇબી વળગાડવા માટે વપરાતી બીજી જીનસોમાં ઉપલાં થોડાંક ટીપાં નાખવાથી તે બગડતી યા વાસ આવતી નથી.

## લાંબી તથા લાખ બનાવવી.

**૩૩.—લાંબી** માટે અૅલ તેલ ( Linseed Oil ) અથવા મીઠું તેલ ખપ મુજબ, એક રતલ સફેદો (White Lead), ચુનો અથવા ચાકની ભુકી પા રતલ સર્વે મેળવી ઘટ થાય ને ગોળા વાળવા.

**સુકી કઠણ થયલી લાંબી** વાપરતી વખતે કોઇબી જાતનુ તેલ ભેળવું અથવા તાપ આગલ કે ગરમ લોઢાં પર મુકવાથી નરંમ થશે.

**લાંબીનો ઉપયોગ** કાચ બેસાડવા તથા લાકડાં વિગેરેની ફાટો પુરવા વપરાય છે. રંગીન ચીજો વળાગાડતી વખતે તેને મળતા રંગની ગેરૂની અથવા કાળી કોઇબી ભુકી ભેળવી.

**લાંબીથી વળગાડેલું** છુટું પાડવા બારીક અણીવાળું હથીઆર લેવું, સાબુને નરંમ કરી લગાડી રાખવાથી લાંબી નરમ થઇ નીકળશે, લોખંડનો ગરમ સળીઓ કે ખીલો સુકી લાંબી પર લગાડવાથી છુટુ થશે.

**૩૪.—લાખ બનાવવા** માટે એક ભાગ ગુંદર (Gum Lac), એક ભાગ ટરપીંન ટાઇન, બે ભાગ પીળી રાજમ, થોડી લાલ હીંગળોકની ભુકી લેવી. ગુંદરને ત્રાંબાના વાસણમાં ચુહલા ઉપર પીગળાવી તેમાં રાજમ નાખવી, ટરપીંનટાઇન આસ્તે આસ્તે રેડીને ઘુંટવું, છેલ્લે હીંગળોકની ભુકી ભેળી ઘટ થાય ને ઉતારી સફાઇદાર પાટીઆં અથવા પથરા ઉપર રેડી ઠંડી પડવા આગમચ ગોળ મીણબતી અથવા સુખડ પેન જેવી લાકડીઓ બનાવીને રાખવી, અથવા લંબાચા કટકા કરવા. ઉપલી મેળવણી ગરમ હશે તો હાથ દાઝશે માટે લાકડાંની પટી વડે ગોળ બનાવવી.

**લાખ કાળા રંગની** બનાવવા સારૂ કાળા રંગની ભુકી અથવા મૅસ ( કાજલ ) નાખવી, સોનેરી રૂપેરી માટે તેવી ભુકી લેવી.

**લાખ કાગળ યા કપડાં ઉપર મારવા** આગમચ મીણબતી સળગાવી તે પર ધરી નરમ થાય કે તુરત તેની ઉપર દાબીને લગાડવી.

## પ્રકરણ ૬.

## વળગાડવાની કેટલીક ચીજો આખી તેમજ ભાંગેલી. કાગળ, કપડું તથા કાચ, કોડીની.

**૩૫.–કાગળ ભીંત ઉપરના વળગાડવાં** ( Wall Paper ) કોઇબી જાતની લાહી અથવા પેસ્ટ વાપરવો. તેમાં થોડી કાર્બોલીક ઍસીડ (Carbolic Acid) ભેળવાથી કાગળમાં ઉધેઇ, કસારાં, થશે નહિ.

ભીંત ઉપર વળગાડવા આગમચ જુનું કાગળ કાઢી સાફ કરવા સારૂ વૉલ પેપર ( Wall Paper ) માં જુવો.

**ટીકીટો કાચની સીસી, બાટલી ઉપર** ગુંદર, લાહી અથવા પેસ્ટ કે ઇંડાંની સફેદી વાપરવી, એક સો ટીકીટો એક ઇડાંની સફેદીએ વળગશે.

**કાગળની ટીકીટો પતરાં ઉપર વળગાડવી** કોઇબી જાતના સરસ અથવા ગુંદરમાં થોડીક ખડી સાકર પીગળાવીને વાપરવી, અથવા ગ્લીસરીન ભેળવું, થોડો સરકો સરસમાં રેડવો.

પાણીથી ભીંનાઇને નીકળે નહિં તેમ વળગાડવા સારૂ પાછળ લખેલો પેસ્ટ વાપરવો, અથવા સરસમાં ઑલ તેલ થોડું ભેળવું.

**કાગળો અને ચોપડીઓ વળાડવાની લાહી** બનાવવા ઘઉંનો આટો ઠંડાં પાણીમાં મેળવી ચુલે ચીકટ થાય ને તેના ચોથા ભાગ જેટલી ફટકડી નાખવી, થોડી રાજમની ભુકી મેળવ્યાથી વધુ ચીકટ બની સારી રીતે વળગશે. સરસને ગ્લીસરીન ભેળી લેવું.

**કાગળના કવરોને છેડેથી વળગાડી** બંધ કરવા ગુંદર ને સ્ટાર્ચ ( Starch ) એક એક ભાગ ને ચાર ભાગ ખાંડ લેવી.

ગુંદર બે ભાગ, ઍસેટીક ઍસીડ એક ભાગ, દારૂનો અર્ક (Alcohol) એક ભાગ, પાણી પાંચ ભાગ સામટું મેળવીને કાગળો પર લગાડી સુકાવા દેવી. પછી કવરો બંધ કરતી વખતે તેની ઉપર પાણી લગાડવાથી ચીટકી જશે.

**છબીઓ** (Photograph) **કાર્ડ ઉપર વળગાડવા** કોઇબી જાતનો પેસ્ટ વાપરવો, અથવા તો ઇંડાંની સફેદીમાં ગુંદર ને ખાંડ પીગળાવી તેને વળગાડવું, જોઇએ તો ગ્લીસરીન સફેદીને બદલે લેવું.

સ્ટાર્ચ, ખાંડ, ગુંદર, દરેક છુટું વાટીને પછી ઠંડા પાણીમાં મેળવી ઘટ બનાવી વપરાશમાં લેવું.

આગમાં બળે નહિ તેવી મેળવણી કાચું બૅન્ન તેલ આઠ ભાગ, જીલેટીન એક ભાગ, ને કળીચુનો બે ભાગ, તેલમાં જીલેટીન ભીનવી ચુલ્હે પીગળે ને ગરમમાં કળીચુનો ભેળી ઘટ થાય ને પાટીઆં પર પાંથરી તડકે સુકાય ને ટુકડા કરી ખપ પડે ત્યારે પાછું પીગળાવી લેવું.

**૩૬.—કપડાં ઉપર કાગળને વળગાડવા** માટે સરસ અથવા કોઈપી જાતનો પેસ્ટ લેવો. ગુંદરથી બરોબર વળગશે નહિં. કપડાંને સરસ યા પેસ્ટ નહિં લગાડવો પણ કાગળને લગાડી કઠણ જગા ઉપર મુકી તેની ઉપર કપડું દાબી દીધાથી સારી રીતે વળગી જશે.

**ગરમ કપડું, સકલાત, વિગેરે** લાકડાં ઉપર વળગાડવા જવના આટાની લાહી લખેલી છે તે વાપરવી.

**કેક, મીઠાઈ, વિગેરેની ચીજો ઉપર નકશોની તરાંહ, ફુલો વળગાડવા** સોજો ગુંદર લઇ તેમાં સ્ટાર્ચ મેળવી વાપરવું, જોઇએ તો લીંબુના રસનાં થોડાંક ટીપાં નાખવાં.

**૩૭.—કાચ, કોડીની ચીજો** માટે ગુંદર, સરસ, પેસ્ટ, પ્લાસ્ટર, તેલનો રંગ, વિગેરે વાપરી શકાય છે. એક જાતનો ચીકણો પદાર્થ ગોકળગાયની પુછડીનાં ભાગમાંથી નીકળે છે તે સુકવીને પાણી સાથે પીગળાવી, તેનાથી વળગાડેલી ચીજો ધોકવાથી પણ છુટી પડતી નથી એમ કહે છે.

મેથીલેટેડ સ્પીરીટ એક જીલને એક ઔંસ આઇસીંગગ્લાસ ભેળી ગરમ પાણીમાં મુકી હલાવ્યા કરી પીગળે ને ગાળી સીસીમાં ભરી રાખી કાચ વળગાડવા લેવું.

**કાચના મુનના દળ્ગા** તેનાં ખોલાંમાંથી છુટા પડી ગયલા બેસાડવા માટે ફટકડી ને પ્લાસ્ટર ઑફ પૅરીસ ચુલ્હા ઉપર લોખંડનાં વાસણમાં મેળવી ઘટ થાય ને વળગાડવા લેવું, અથવા તો મુનના હાથાવાળા ભાગમાં ફટકડીની ભુરી ભરી તાપ આગળ ધરીને તવાય કે ઉપલું મોઢીઉં તેમાં દાબી દેવું, સુકાયા પછી વળગી જશે.

તાવેલી ફટકડીથી બીજી ચીજો પણ વળગે છે, પાણીથી પણ છુટું પડતું નથી.

**કાચના દાણાને લોખંડની પીનમાં બેસાડવા** બેઉને સહેજ તાપ આગળ ધરીને જરા સરસ લગાડયા પછી દાબીને પકડી રાખવાં.

**પોરસીલેનનાં મોઢું ધોવાનાં બેસીનને સાંધવા** સફેદ ઇનેમલ આવે છે તે અથવા ઘટ રંગ લગાડી બેઉ ટુકડા જોડી ઉપર તથા હેઠેની બાજુ કેનવાસ અથવા જાડું કાગળ યા કપડું વળગાડી પાછો રંગનો હાથ બેઉ બાજુ મારવો, તરેલ પડેલી પણ એ રીતે બંધ થઇ વાસણ પાછું વાપરી શકાય છે.

**કોડી, રંગીન, દરીઆમાંની, લાકડાં ઉપર શણગાર કરવા વળગાડવી.** પાણીમાં મેળવેલું સોજું સીમેન્ટ (Portland Cement) જાડું પાંથરી તેની અંદર જાત જાતની કોડીઓ નજદીક ગોઠવી ને આસતેથી દાબવી, એકુ દિવસ રાખ્યા પછી સીમેન્ટ બંધાઇને કોડીને પકડી રાખશે. કોડી સાફ કરવા માટે પરચુરણ બાબતમાંથી મળશે.

**કાચ જોડવા** ઇંડીઆ રબર, ગુંદર ને ક્લોરોફોર્મ સાથે પીગળાવવું, સ્પીરીટ કે દારૂમાં પણ એ ચીજો પીગળે છે.

જીલેટીનમાં જીનદારૂ ભેળી તડકે મુકી હલાવ્યા કરવું. પીગળે ને ગાળી વાપરવું. ચશ્માના કાચ માટે સ્પીરીટમાં લાખ પીગળાવી લેવી.

## સેલ્યુલૉઇડ, હાથીદાંત, સીપ, કેરબો, કચકડું.

**૩૮.—શાહીની પૅન ફાઉન્ટન પૅન** જે સેલ્યુલોઇડની મેળવણીથી બનેલી આવે છે તે વળગાડવા માટે થોડું જીલેટીન, ઍસેટીક ઍસીડ સાથ ભેળી ફુગીને નરમ થયા પછી ખળખળતાં પાણીના વાસણમાં મુકવાથી પાતળું થાય ને તુટેલું વળગાડવા લેવું.

**પેન ઉપલી જાતનીને** તરેલ પડેલી હોય તો સહેજ તાપ આગળ ધરવાથી પણ નરમ થઈ સાંધ જોડાશે, ઘણો તાપ લાગતાં સળગી જશે.

**પ્યાનાની વજાડવાની કી** ( Key ) જેને મથાળે સફેદ સેલ્યુલૅાઇડ અથવા હાથીદાંત વળગાડેલું હોય છે તે નીકળી જાય તો પાતળો સરસ ગરમ હોય તે વખતે લગાડવો અને જો પ્યાનામાંથી કી બહાર કાઢેલી હોય તે લગાડયા પછી તેની ઉપર લાકડાંની ચીપ મુકીને ટાઇટ દોરીએ બાંધીને થોડો વખત રાખી મુકવી સાથે ફટકડીની ભુકી ને દારૂનો અર્ક ભેળ્યાથી વધુ સારી રીતે સેલ્યુલૅાઇડની ચીજો વળગશે.

**૩૯.—હાથીદાંત** માટે બીજી રીત આઇસીંગગ્લાસ એક ભાગ, સરસ બે ભાગ, પાણી ત્રીસ ભાગ જેટલું લઇ ચુલા ઉપર ઉકાળી પા ભાગ જેટલું રહે તેમાં નીચલી મેળવણી ભેળવી. જસતની સફેદ ભુકી ( Zinc Powder ) ને ગુંદર થોડા દારૂના અર્કમાં પીગળાવવો એ બંનેને સાથે એકરસ કરવું. વાપરતી વખતે ગરમ કરી લેવું.

સરસમાં ઇંડાંની સફેદી ભેળી વાપરવી.

**૪૦.—સીપનો તથા હાડકાંની** ચીજો ઉપલી રીતે વળગશે.

**૪૧—કેરબાના દાણા** ભાંગી જાય તો સહેજ તાપ આગળ ધરીને તુટેલી બાજુ થોડું ઑલ તેલ (Boiled Oil) પીછી વડે લગાડીને ટાઇટ દાબી રાખવા. કેરબાના મોટા તથા નાના દાણા જુદા જુદા ઘાટના એક ઝાડના રસમાંથી બને છે, તે સાચા પારખવાની રીત આગળ આપેલી છે.

**૪૨.—અબરખ વળગાડવા** સોડા વૉટર એક ટંમ્બલર ભરીને લઇ તેમાં થોડી ઘણીજ બારીક કાચની ભુકીને તેનેથી બેવડાં વજનની એક જાતના પથ્થરની ભુકી (Flour Spar) કહે છે તે બધું ભેળી તુરત લગાડી દેવું. નહિ તો બંધાઇ જશે.

**કચકડું** વળગાડવા કૅનેડા બાલસમ ( Canada Balsam ) ભઠ્ઠીમાં ભુજીને કડક બનાવ્યા પછી ચુહલા ઉપર તાવીને તુરત તેનાંથી તુટેલા ભાગો જોડીને તારે બાંધી દેવા, બીજે દિવસે તાર છોડી આસપાસ વળગેલી મેળવણી ઓખવી કાઢવી.

**ઍલાબાસ્ટર, પ્લાસ્ટરની ચીજો** માટે ને ફાટ પુરવા સારૂ પીળી રાજમ બે ભાગ અને પ્લાસ્ટર ઓફ પેરીસની ભુકી એક ભાગ, જોઇએ તો થોડુંક મધપુડાનું મીણ ભેગી ચુલા પર તાવીને લેવું. ચોખાના આટાની લાહીમાં થોડો કળી ચુનો મેળવો.

## માર્બલ, પત્થર, ચામડું વળગાડવું.

૪૩.—**માર્બલને વળગાડવા** ફટકડીનાં પાણીમાં પ્લાસ્ટર ઓફ પૅરીસની ભુકી ઘટ મેળવીને ભઠ્ઠીમાં ભુંજી કડક થાય ને ઠંડી પડયા પછી બારીક વાટી પાછી પાણીમાં મેળવીને વાપરવાથી માર્બલની ચીજો સારી રીતે વળગે છે. ભુંજયા વગર અમથું પણ વપરાશે. આલાબાસ્ટરની રીતે પણ માર્બલ વળગશે.

ઘટ ગુંદરમાં કળી ચુનો ને પ્લાસ્ટર ઓફ પૅરીસની ભુકી મેળવ્યાથી માર્બલ વળગાડેલો વધુ મજબુત રહેશે. જોઇએ તો સરકો ભેળવો.

**ટેબલ ટોપ** માટે સરસને ચુલે પીગળાવી થોડી પ્લાસ્ટર ઓફ પૅરીસની ભુકી ભેળી તુરત વળગાડી દાબી રાખવું. એ મેળવણી જલદી બંધાઇ જાય છે.

૪૪.—**પત્થરને જોડવા** સારૂ સાધારણ સીમેંન્ટ (Portland Cement) વપરાય છે. કોલટાર ને પાઇપ કલે ભેગી લેવું.

ભુંજેલી ઇંટનો ભુકો, કળી ચુનો, લાકડાંની રાખ સર્વે એક સરખાં વજનનું લઇ ઑલીવ ઑઇલમાં મેળવીને લેવું.

અળસી તેલ સાથે નદીની રેતી, મુડદાર સીંગ (Litharge) ને કળી ચુનો ભેળવાથી પત્થરનું સીમેંન્ટ બને છે.

રાજમ ને ગંધક સાથ ચુલ્હે તાવી ઇંટની ભુકી ભેળી લેવી.

**પત્થર અથવા કોબાની જમીનની ફાટ પુરવા** જે ખુલ્લી અગાસીઓમાં તડકા ને વરસાદથી ફાટ પડે છે તેના માટે તેલમાં સફેદો ને સફેદ બારીક રેતી ભેળીને ઘટ થાય ને વાપરવું.

૪૫.—**ચામડાંને સાંધવા** આઇસીંગગ્લાસ ને દારૂના અર્કમાં પીગળાવી ઇંડીઆ રબરને લાખનાં પતરાં (Shellac) બધું એકઠું મેળવીને વાપરવું.

**ચામડું લાકડાં પર વળગાડવા** ટરપીનટાઇનમાં ગટા-પરચા (Gutta-Percha) ને ડામર જેવી મેળવણી જેને (Asphalt) કહે છે તે ભેળવું. ઘઉંના આટાની લાહીમાં ગુંદર અથવા રાજમ ભેળી વાપરવી.

**લીનોલીઅમ** સરસ ને આંઇસીંગગ્લાસ ચુલ્હે થોડાં પાણીમાં પીગળાવ્યા પછી થોડુંક ટરપીન્ટાઇન ભેળી વળગાડી ભાર મુકી રાખવો.

ચામડું અથવા કાગળ લાકડાં ઉપર ઘટ સરસ વડે પણ વળગશે, જોઇએ તો સરસને ઍસેટીક ઍસીડમાં પીગળાવી સાથે થોડીક ફટકડી ને અળસી તેલ ભેળવું.

## ઝવેરાત. રબર. બુચ.

**૪૬.—ઝવેરાત વળગાડવા માટે** આઇસીંગગ્લાસને પાણીમાં ભીંનવી નરમ થયા પછી પાણી કાઢી રાખવું. બીજા વાસણમાં ગુંદર એક જાતનો (Gum Amoniac) કોઇભી જાતની સ્પીરીટ અથવા રંમ દારૂમાં પીગળાવી, આઇસીંગગ્લાસમાં ભેળી ચુલ્હલે જરા ઘટ બનાવી સીસીમાં ભરી રાખવું, ખપ પડે તે વખતે ખળખળતાં પાણીમાં સીસી મુકી તવાય ને વાપરવું. કાચ કરતાં કોઠીનું વાસણ ભાંગશે નહિં.

બે ભાગ ગંધકની ભુકી ને એક ભાગ ઇંડીઆ રબર ચુલ્હલે નરમ કરી વળગાડવું. જેટ વળગાડવા લાખ ગરમ કરી વાપરવી, બીજી રીતો માટે સોના રૂપામાં જોવું.

**૪૭.—રબર સાંધવા** સારૂં સોજાં સ્પીરીટ ઑફ ટરપીનટાઇન (Spirit of Turpentine) મા ઇંડીઆ રબર પીગળાવી વાપરવું.

**ગાડીનાં રબર લોખંડના ચાક ઉપર વળગાડવા** એક ભાગ ગટા-પરચા (Gutta-Percha) બે ભાગ ઍસફેલ્ત (Asphalt) ચુલ્હલા ઉપર મેળવી ગરમ હોય તે વખતે લોખંડને પણ ગરમ કરી ઉપલી મેળવણી રેડીને રબર વળગાડવું. ગ્રરના અકંમાં લાખ સરખા વજનની પીગળાવી થોડું એરંડીઊં ભેળવું.

**૪૮.—બુચને વળગાડવા** સફેદ જસતની ભુકી (White Zinc) ને કૉપલ (Copal) ભેળી બુચની ઉપર મુકી ફરતું વારનીશ (Copal Varnish) પીછી વડે લગાડવું. લોખંડ સાથ વળગાડવા લાખ લેવી.

**બાટલી, સીસીમાંની ચીજનો વાસ ઉડી જતો અટકાવવા** માટે બુચની ઉપર ગ્લીસરીનમાં મુડદાર સીંગ (Litbarge) મેળવીને લગાડયાથી હવા આવ જાવ બંધ થઇ ચપટ થશે. ખપ પડે તે વખતે ઠોકવાથી ઉપલું સીમેંન્ટ નીકળી આવશે. દવાઓ, એસંસ, અત્તર, વિગેરેની ચીજો બંધ રાખવા ઉપયોગી છે.

બીજી રીતો સીસી બાટલીના બુચ મારવા કાઢવામાં આપેલી છે.

## લાકડું તથા મટોડીનાં વાસણો વળગાડવાની રીત.

**૪૯.—લાકડું વળગાડવા** સરસમાં સફેદો (White Lead) ની ભુકી ગરમ કરી તેમાં થોડો વિહસ્કી દારૂ રેડી ગરમ હોય તેજ વખતે લગાડી વળગાડવું.

**લાકડું યા બીજી કોઇ ચીજ વળગાડવા** માટે તેને ઘાટનો ને માપનો કલાઇનો વરખ (Tin Foil) કાપી તેની ઉપર મુકવો, ઉપરથી નવસાગર (Sal Amoniac) પીછી વડે લગાડી બીજો છુટો પડેલો ભાગ તે પર સરખો ગોઠવ્યા પછી તાતેલું લોઢું તે સાંધાની આસપાસ ફેરવ્યાથી કલાઇનો વરખ તવાઇને નરમ થાય કે રહેવા દેવું, કલાઇ ઠંડી પડતાં બંધાઇ જવાથી ઉપલો સાંધો વળગી જશે.

**લાકડાંમાં લોઢાંનો ટુકડો બેસાડવો** હોય તો નવસાગર તે જગાપર સાથે રાખવાથી લોઢું કાટઇને તેમાં બેસી જાય છે.

**લાકડા બાલોઅડે રમવાની** ઉપરની ટીપ (Tip) નીકળી જાય તો ઍસેટીક ઍસીડ (Acetic Acid) માં જીલેટીન ચુહલા ઉપર પીગળાવી લગાડવું. એ ત્રણ દીવસે સુકાયા પછી લાકડી વાપરવી.

**૫૦.—મટોડીના વાસણમાંનું કાણું બંધ કરવા** બહારની બાજુ પર કપડું યા કાગળ વળગાડીને અંદરની બાજુમાં પ્લાસ્ટર ઑફ પૅરીસને ઈંડાંની સફેદી સાથ મેળવી ઘટ તે કાંણુંમાં પુરીને દાબી સુકું કરવું. જોઇએ તો પછવાડેનું કાગળ કાઢી નાંખવું. પ્લાસ્ટરને બદલે કળી ચુનો સફેદી સાથ લેવો.

બૅલ તેલમાં સફેદો અથવા ગેરૂ, મટોડીનું વાસણ જે રંગનું હોય તેની એમાંથી એક ચીજ મેળવીને વળગાડવા વાપરવી, પણ એને સુકાતાં ત્રણ દિવસ લાગશે.

## ધાતુની બનેલી દરેક જાતની ચીજો વળગાડવી.

**૫૧.—લોખંડ વળગાડવા** સીંદુર (Red Lead) ને બૅલ તેલમાં ભેળી ઘટ બનાવ્યાથી લોખંડ, ત્રાંબુ, વિગેરે સંધાશે.

સીસાંની ભુકી (Black Lead) એક ભાગ, ગંધકની ભુકી બે ભાગ મેળવી લોખંડના વાસણમાં ચુહલા ઉપર ગરમ થાય ને ઉતારી સુવાળા પત્થર યા લોઢાંની પ્લેટ પર પાંથરીને સુકવવું. ખપ પડે ત્યારે તેમાંથી ટુકડો ભાંજી લઇ લોખંડના તુટેલા સાંધા ઉપર મૂકી બેઉ છેડા જોડીને ફરતો ઘણો ગરમ થયલો લોખંડનો સળીઓ ફેરવતાં ઉપલી મેળવણી તવાઇને બેઉ છેડા વળગી જશે. ગ્લીસરીનમાં મુદારસીંગ (Litharge) પીગળાવી તુરત વાપરવું. એ જલદી બંધાઇ જાય છે. પ્લાસ્ટર ઑફ પૅરીસને ટકડીની ભુકી પાણી સાથે ભેળી વાપરવી.

**ધાતુ સાથે લાકડું જોડવા સારૂ** બૅલ તેલમાં રાજમની ભૂકી ને પ્લાસ્ટર ઑફ પૅરીસ ભેળી ચુહલા ઉપર ગરમ થાય ને તુરત પાતલું લગાડી દેવું, અથવા **સરસમાં** ચાક ભેળી લેવું.

**સ્ટીલના લોઢાંની ચીજ** વળગાડવા રૂપું, ત્રાંબુ એક સરખા વજનનું અને તે બેઉના વજનનુ પીત્તળ સાથ થોડીક કોલસાની ભુકી સર્વે સાથે મેળવી ચુહલે તાવીને વાપરવી.

**પીત્તળ અને બીજી ધાતુ** માટે બે ભાગ ત્રાંબુ, એક ભાગ જસત અને થોડીક કલાઇ ભેળી ચુહલા ઉપર તાવીને વળગાડવું.

**જસતને વળગાડવા** માટે એક ભાગ સીસું, બે ભાગ કલાઇ તાવીને અર્ધો ભાગ બીસમથ દવાની ભુકી ભેળીને વાપરવું.

**મીઠાંનો તેજાબ** એક ગ્લાસ જેટલો લઇ જસતનો એક રૂપીઆના કદ જેટલો ટુકડો તેમાં નાખવાથી પીગળી જશે, એનાથી પતરૂં પણ વળગાવી શકાય છે. ચાહેના દાબડામંનું સીસું તાવીને પતરૂં વળગાવાશે.

પાણીના ગળતા નળ ઉપલી ઍસીડની મેળવણીથી ત્રાંબાના તળમાં બેસાડેલા સાંધવા કામ લાગશે, સ્ટીલ અથવા લોઢાંની ચીજ માટે પણ ચાલે છે.

**નળ પાણીના છુટા પડેલા વળગાડવા** માટે કાળી રાજમ (Black Resin) એક ભાગ ને પીળી ઇંટની બારીક ભુકી બે ભાગ સાથે ચુલા ઉપર મેળવીને વળગાડવા વાપરવું. નળો ઘણા ચપટ બંધ કીધાથી ચાકીઓ જલદી કપાઈ જશે.

ચામડાંની ચાકી અથવા કપડું પણ લોખંડ સાથ ઉપલીજ મેળવણીથી વળગશે ગળતી પાઇપના કાણાં પર પાંણી સાથ સાબુના ટુકડાને કળી ચુનો મેળવી દાબવું

**ગેસની પાઈપના સાંધાઓ મેળવવા** એક ભાગ મીણ, ત્રણ ભાગ ગેરુ લાલ, ચાર ભાગ રાજમ સર્વે સાથે ચુલ્હે તાવીને લગાડવું, જોઇએ તો થોડી પ્લાસ્ટર ઑફ પૅરીસની ભુકી ભેળવો.

ઇલેકટ્રીકનાં કામમાં પણ એ તુટેલું વળગાડવા વપરાય છે.

**લોખંડના હથીઆરને લાકડાંના હાથામાં બેસાડવા** એક ભાગ ચાકની ભુકી, બે ભાગ લાખ (Shellac) ભેળીને લાકડાંના હાથાના ખાંચામાં ભરી ઉપલું લોખંડનું હથીઆર ખુબ ગરમ કરીને તેમા દાબીને ખોસવાથી અંદરની મેળવણી તવાઇને વળગી જાય છે.

રાજમની બારીક ભુકી સાથ પ્લાસ્ટર ઑફ પૅરીસ ભેળી તેને લાકડાંના હાથામાં નાખીને ઉપલીજ રીતે કોઇપણ ચીજને નીકળી ગયલી વળગાવી શકાશે. જોઇએ તો સાથે થોડુ મીણ લેવું.

**છરી કાંટા, વગેરે હાથામાંથી છુટા પડેલા** ઉપલી એમાંથી કોઇ પણ રીતે વળગશે.

**લોખંડ સાથ માર્બલને વળગાડવા** સરકો, નવસાગર, લોખંડની બારીક ભુકી મેળવી તુરત વાપરવું, નહિ તો તે મેળવણી બંધાઇ જાય છે.

**જર્મન સીલ્વર વળગાડવા** માટે એક ભાગ રૂપુ ને પોણો ભાગ પીત્તળ ચુલ્હે તાવવું.

રેવણ દેવા સારુ જસત ને જર્મન સીલ્વર સરખાં વજનનું લઇ તાવીને વાપરવું.

રૂપું પણ ઉપલી એમાંથી એકુ રીતે વળગાવી શકાય છે.

## ભાંગેલી ચીજો વળગાડવાની તથા છુટી કરવાની રીતો.

**પર.**—કાચ, કોડી, વિગેરેના ભાંગેલા ટુકડા રાખેલા હોય તે પહેલાં બરોબર ગોઠવી જોવા, એક એક પછી સુકાતાં જાય ને વળગાડતા જવું.

ગુંદર, સરસ, લાહી, વિગેરે ઘટ થયલો હોય તે તેમાં લખેલી રીત મુજબ વાપરવા લાયક નરમ બનાવવો.

વળગાડેલી ચીજ દોરીએ બાંધી શકાય તો તેમ કીધાથી વધુ મજબુત વળગશે, એક વખતે ગોઠવીને મુકયા પછી ત્યાં રહેવા દેવી, હાલવાથી તાજું વળગેલું પાછું છુટું પડી જાય છે, અથવા રેતીમાં સરખી ગોઠવી ઉપર હેઠે બધે રેતી નાખીને વળગ્યા પછી કાઢી લેવું. રકાબી વળગાડેલી મોટી બે ચોપડીઓની વચ્ચે દાબી ને સુકાય ત્યાં સુધી ઊભી રાખવી.

**લાંકડાંની ચીજમાં** પણ ઉપલી જ રીતે તુકડા ગોઠવી જોવા, તેની સાંધવાની બાજુએ કચરો લાગેલો બ્રશ વડે સાફ કરી જેમ બને તેમ પાતળો સરસ બેઉ છેડે લગાડી ટાઇટ દાબી દેવા. જોડાયલા સાધાઓમાં સરસ વધુ હોવાથી બહાર નીકળે આવે તો તુરત લુછવો.

સરસ યા ગુંદરને પીંછી વડે લગાડવો અથવા તો લાકડાંની સલીને છેડે રૂ વીંટાળી તે વાપરવી.

પેસ્ટ અથવા સીમેન્ટ, લાહી સવે આંગળી વડે બરાબર લગાડી શકાય છે.

## વળગાડેલું પાછું છુટું કરવું.

**લાંબી કાઢવા** કળીચુનો ત્રણ ભાગ ને પર્લ ઍશ (Pearl Ash) જે ઘરના ઉપયોગની ચીજોમાં લખેલી છે તે એક ભાગ લઇ રંગ જેવી ઘટ મેળવણી બનાવી પીછી વડે લાંબી ઉપર લગાડી એક દિવસ રહેવા દેવી જેથી લાંબી નરમ થઈ તુરત નીકળી આવશે. બીજી રીતે લાંબીમાં આપેલી છે.

**પ્લાસ્ટરથી વળગાડેલી ચીજને છુટી પાડવા** કેરોસીન તેલમાં થોડા કલાક બોળી રાખવી.

**કાગળના બંધ કવરો ઉખેડવા** સારૂ થોડુંક પાણી તે ભીંનાય તેમ લગાડવાથી નરમ થઇ પોતીકી મેળે ખુલશે, અથવા તો ગરમ અસ્ત્રી ફેરવવી. ગરમ વરાળે પણ ઉઘડશે.

**લાકડાંની ટેબલ પર વળગેલું કાગળ** તેલ લગાડ્યાથી નરમ થઈ નીકળી ટેબલ ખરાબ થતી નથી અથવા ગરમ અસ્ત્રી ફેરવવી.

કપડું **વળગેલું** ઘણી ગરમ અસ્ત્રીથી નીકળશે.

## પ્રકરણ ૭.

## છરી, કાંટા, ચમચા સાફ કરવા.

**૫૩.—છરીને** ચુનામાં બોળી રાખવાથી તે કાટાશે નહિં, પણ હાથાને ચુનો લાગવા દેવો નહિં. પાતળું વેસલીન લગાડી રાખવું, અથવા સોડા ખારના પાણીમાં ધોઇ ફલૅનલ અથવા બ્રાઉન પેપરમાં અથવા એમરી પેપરમાં વીંટાળી રાખવી.

**છરી ધોવાની રીત.** ખરાબ થયલી આગમચથી પાણીમાં ભીનાવ્યાથી હાથા ખરાબ થાય છે, તુરતજ ધોઇ નાંખવી. ભીનાયલી મુકવાથી કટાઇ જશે. સોડા કે ટંકણખારે પાણીમાં થોડો નાખવાથી સોજી થશે.

**ચીકાશ અથવા વીસડી ચીજ** માટે છરી વાપરેલી ધોવા આગમચ રાખ અથવા વહેરના ઉંડા વાસણમાં ખોસવાથી સાફ થશે ને ઝાઝી ઘસવી પણ પડતી નથી, બગીચાની મટોડી યા કુંડામાં ખોસવાથી પણ સાફ થશે, રાઇનાં પાણીએ કે લીંબુ ઘસવાથી વીસડો વાસ જશે.

**કાંદાનો વાસ કાઢવા** ભીના કપડાંએ લુછીને જાડું નીમક ઘસવુ, કાચો પટેટો ઘસવો અથવા ગરમ દુધમાં બોળવી.

**ડાઘ કાઢવા** નીમક ને સરકો ભેળી ઘસવુ.

**લીંબુ કે ફ્રુટથી કાળી થયલી છરી** કાચો પટેટો અથવા સાથે સોડા બાઇ-કાર્બ લેવો.

**રૂપાંના હાથાવાળી છરીઓ** માટે પ્લેટપાઉડર લેવો અથવા તો રૂપુ સાફ કરવાની રીતે કરવી.

**છરી ઉપરનો કાટ કાઢવા** તેની ઉપર કાંદો કાપીને ઘસવો; બાગની મટોડીમાં ખોશીને રહેવા દેવી તે ઉપર પછી પટેટો કાપીને ઘસવાથી અથવા ફ્લેનલને કોલસાની ભુકીના પાણીમાં બોળી રાખ સાથ ઘસવી. બુચને ઑલીવ ઑઇલમાં બોળી પીળી ઇંટની ભુકી લેવી.

**છરીના હાથા** વપરાતાં અથવા પડી રહેતાં પીળા થયલા સાફ કરવા એમરી પાઉડર ઘસવો અથવા ટરપીનટાઇન લગાડવું. હાઈડ્રોજંન પર ઓક્ષઇડ ઘસવાથી સફેદ થશે.

**છરી ચળકટી કરવા** પીળી ઈંટની ભુકીમાં સોડા બાઇકાર્બ પટેટા સાથ લઇને ઘસવી.

**હાથીદાંતના હાથાને** ગરમ પાણીમાં ચાલુ બોળવાથી પીળા થાય છે. અમથી સ્પીરીટે અવાર નવાર લુંછવા. ફ્લેનલને દારૂનાં અર્કમાં ભીનવી તેની ઉપર ઘણીજ બારીક કળીચુનાની ભુકી લઇ મહીનામાં એકાદ વખત ઘસવેથી, હાથા પીળા થતા નથી. વધુ માટે હાથીદાંતમાં જુવો.

**હાથા પીળા** થયલા હોય તો સાબુના પાણીમાં ભીનવી તડકામાં થોડા કલાક મુકવા બેઉ બાજુ પર તડકું લાગે તેમ ફેરવ્યા કરવું. સુકાય કે પાછું એ મુજબ લગાડીને સફેદી ઉપર આવે ત્યાંસુધી મુકયા કરવુ.

**અબનુસનાં લાકડાંના હાથાને** મીઠું તેલ થોડો વખત લગાડી રાખવાથી સાફ થાય છે.

**છરીના હાથા નીકળી ગયલા વળગાડવા** લોખંડને લાકડાંમાં બેસાડવાની રીતમાં જુવો. છરી માટે લોખંડ, સ્ટીલમાં વધુ આપેલું છે.

**છરીને ધાર કાઢવા** કાચનાં ટુકડાની કે મટોડીના કુંડાંની કીનારી અથવા પત્થર પર ઘસવાથી ચાલતી થશે. ચામડાંના ટુકડા કે બુટનાં તળીઆં ઉપર ઘસવી.

કાગળ પર આટો નાખીને ઘસવાથી છરી, કાંટા, ચમચા સાફ થશે.

છરી કીટાય નહિ તે જાતનાં લોઢાંની આવે છે જેને પાટીઆં ઉપર કે પાઉડર વડે ઘસવી પડતી નથી. બુઠ્ઠી લાગે તો ધાર કાઢવાની રીત મુજબ કરવી અથવા પથરી પર ઘસવી.

## ચમચા, કાંટા, વિગેરે.

**૫૪.—ચમચા,** કાંટા, ધોવા પહેલાં રાખ અથવા ભુસામાં ખોસવાથી તેની ઉપરનો ચીકાશ, ખરેડેલા ડાઘો, વિગેરે સહેલાઇથી ધોતી વખતે નીકળે છે. ગરમ પાણીમાં સોડાખાર યા કોલસાની ભુકી નાખીને ધોવાથી સોજા થશે. કાંટામાંથી કચરો કાઢવા વચમાં કપડું નાંખી લુછવા.

ચમચામાં ચીકાશવાળી ચીજ તેલ, ગૅળ, શીરો કાઢતાં વળગી નહિ રહે તે સારૂ પહેલાં ખળખળતાં પાણીમાં બોળીને વાપરવા.

**માછલીનો વીસડો વાસ** કાઢવા તેની ઉપર લીંબુ યા સંતરાની છાલ ઘસવી. અથવા તો પાણીમાં ઉપલી છાલ કે રાઇ નાખવી.

**ઇંડાનાં** ડાઘ ઉપર નીમક અથવા સરકો ઘસવાથી નીકળી જશે.

કીટાઇ **ગયલા સાફ કરવા** મીઠાં તેલમાં પ્યુમી સ્ટોન (Pumice Stone) ની ભુકી ભેળીને ઘસવી.

**રૂપાં અથવા ઇલેકટ્રોપ્લેટના ચમચા,** કાંટા, રોજ પ્લેટપાઉડર અથવા ચાકની ભુકી કપડાં પર લઇ ઘસવાથી હમેશાં ચળકટા રહે છે, શેમોઆ લેધરે લુછવા, સાફ કરવા માટે રૂપાંમાં જુવો.

**ઝાંખા પડી ગયલા સાફ કરવા** ચાકને પાણીમાં મેળવી તેની ઉપર લગાડી ઉંડાં વાસણમાં મુકી ખળખળતું પાણી રેડીને પછી પાછા ઠંડા પાણીએ ધોવાથી ચળકટા થશે, અથવા તો પટેટા કાપી પાણી સાથે ઉકાળવા.

ઉંચા કરતી વખતે ચોખાનો આટો દબામાં ભરી તેમાં મુકવાથી ઝાંખા પડશે નહિ.

**હાથીદાંત યા બીજી જાતના હાથા** હોય તો તે સાફ રાખવા માટે છરીમાં લખેલું છે તે મુજબ કરવું.

---

## પ્રકરણ ૮.

## ધાતુની બનેલી ચીજો વિષે.

## ત્રાંબુ.

**૫૫.—ત્રાંબાનાં નવી કલાઇ કીધેલાં વાસણો** હમેશાં ઉજાળીને રાખવાં. અમથાં રાખ્યાથી નવસાગરના ડાઘો પડી જાય અને વાપરવા આગમચ પણ ઉજાળીને લેવાં.

સીસું ભેળેલી કલાઇનું વાસણ અમઠા કટકાએ તુછનાં કટકો કાળો થાય છે, સોજી કલાઇ હોય તો તેમ થતો નથી.

**ત્રાંબાની તપેલીઓ ચુહલે ચઢાવવા** આગમચ તેને બહાર ફરતી રાખ પાણીમાં ભીંનવીને લગાડવાથી મેસ ચઢશે નહિં. તળીઆમાં તેલ યા ચરબી લગાડયાથી મેસ વળગતી નથી. ઉન્હાળાની વખતે તળીઆંની ચરબી નીકળે નહિં તો સોડા ખાર લેવો.

**મેસ વળગેલી કાઢવા** સરકો અથવા લીંબુની ચીર સાથ નીમક ઘસવાથી સાફ થશે. ઘણી ખરાબ થયલી નીકળે નહિ તો સોડા ખાર ને સાબુનું ઘટ પાણી કરી બે ત્રણ વખત ઘસવું. છરીનો પાઉડર ને પેરેફીન ભેગી લગાડવું.

**વાસ લાંબો વખત પડી રહેલાં વાસણમાંથી કાઢવા** તેમાં પાણી રેડી ઉકાળતી વખતે એક ગરમ આતશનો ટુકડો નાખી જોશ આવેતે ઉતારી, બીજા સોજા પાણીને રાખ કે લાલ મટોડીએ ઉજાળવાં.

**માછલી તથા કાંદા, કોબીજનો વાસ કાઢવા** બાગની મટોડી લઇને ઘસવી. સરકો કે રાઇનાં પાણીએ ધોવાં, અથવા ચુહલે ગરમ કરવું.

**ચીકાશ કાઢવા** પાણી સાથે કાંદાની છાલ અથવા કોબીના પાંદડાં ચુહલે ઉકાળવાં. પેરેફીન લગાડયાથી ચીકાશ નીકળે છે.

**ત્રાંબાની કીટલી સાફ કરવી.** પાણી ગરમ કરવા વપરાતીમાં નીચે જે પોપડી બાઝી રહે છે તેને સારૂ એક સોજું ધોઇને સાફ કીધેલું કાલુ માછલીનું કોટલું નાંખી રાખવાથી સોજી રહેશે.

**પોપડી બાઝેલી કાઢવા** પાણીમાં રાખ ભેળવી, સરકો ને નીમક પટેટાની છાલ અથવા તો વૉશીંગ સોડા પાણીમાં પીગળાવી, એમાંની કોઇ પણ ચીજને વાસણમાં ચુહલે નાખી ઉકાળવાથી નીકળે છે.

**તળીઆંમાં ખાવાની ચીજ બળીને વળગી રહેલી** કાઢવા પાણી રેડી ચુહલા ઉપર ગરમ કરવું, સાથે થોડો સોડા ખાર કે ચુહલાની રાખ નાખવાથી જલદી નરમ થઇ નીકળી જાય છે.

અમઠું ઘસીને કાઢવું હોય તો જાડું કાળું નીમક અથવા પીળી ઇંટની ભુકી સરકા સાથ લેવી અથવા છાંનાં કોટલાં ઘસવાં. કોઇબી જાતની ધાતુનાં વાસણો ઉપલી રીતે સાફ થશે.

**ઘણાં વાસણોને સામટો તાપ એક ચુહલા પર લગાડવાની રીત.** ત્રાંબા અથવા કોઇબી જાતની ધાતુનાં વાસણો એકજ ચુહલે એક એકની ઉપર ચઢાવ્યાં હોય તો દરેકના ઢાંકણાંઓ ઉપર થોડાં કાંણાં પાડવાથી નીચલા વાસણની વરાળથી ઉપલાંમાંની ચીજ પણ સાથે ગરમ થાય છે. તેવી રીતે બનાવેલાં તૈયાર વાસણો રાંધવા માટે મળે છે, જે સગડી તેમજ તેલના ચુહલા પર મુકી શકાય છે.

**ત્રાંબામાં ભેળેલુ પારખવા** તેની ઉપર સુરા ખારના તેજાબ (Nitric Acid)નાં થોડાં ટીપાં નાખ્યાથી લોખંડની ભેળ હશે તો તુરત ભુરો અથવા કાળો રંગ થઇ જશે.

**ભાંગેલી ચીજો વળગાડવા** માટે આગળ આપેલું છે.

**નવી ત્રાંબાની ચીજો ચળકટી રાખવી.** કોઇપણી જાતનો દારૂ (Alc) માં ભીંનવી રાખીને આતશની નજદીક સુકવ્યાથી લાંબો વખત વેર સોજી રહે છે. નુછ્યા વગર ઉપલીજ રીતે સુકાવા દેવું.

સરકો ને બારીક રેતી ભેળીને ઘસવાથી કલાઇ વગરની ત્રાંબાની ચીજો ચળકશે. કોલસાની ભુકી ને ટરપીનટાઇન વાપરવું.

## કોપરબ્રાસ, કાંસુ.

**૫૬.—કોપરબ્રાસ ચીનાઇ સોજુ** ચાલુ ઘસડીને રાખ અથવા પીળી ઇંટની ભુકીએ ઉજાળવાથી સોજું ને ચળકટું રહેશે. અથવા પીત્તલ પૉલીશ લેવી.

**ઝાંખું કોપરબ્રાસ ચળકટું કરવું** આટો, નીમક ને પીળી ઇંટની ભુકી એક સરખાં વજનની આમલી કે સરકામાં મેળવીને લગાડવાથી ઘણું જુનું ને ઝાંખું પડેલુ કોપરબ્રાસ સોજો થાય છે.

**નીકલપ્લેટની ચીજો** પણ ઉપલી રીતે સાફ થઇ શકશે.

**સોનેરી રંગ જેવું ચળકટું** કરવા માટે લીંબુને પાણીમાં ભીનવી તે છાલ કાઢી લઇ તેની ઉપર પીળી ઇંટની બારીક ભુકી સાથ ઘસીને પછી સાબુનાં પાણીએ ધોવુ.

મીઠાં તેલમાં કેસર પીગળાવીને લગાડવા પછી ધોવાથી કોપરબ્રાસ સાફ થશે. કોપરબ્રાસમાં ખટાસવાલી ચીજ રાખવાથી કાટ ચઢશે.

**કાંસાની ચીજો** પણ કોપરબ્રાસને મળતી હોય છે, પીત્તળને કથીર મેળવ્યાથી હલકું કાંસું બને છે. ત્રાંબુ ને કથીરની મેળવણીથી સોજુ કાંસું બનશે. એમાં ખતાશની ચીજ રાખવાથી લીલું થઇ જશે.

**ઘંટ બનાવવાની કઠણ ધાતુ** ત્રાંબું, કલાઇ, જસત તથા લોખંડ મેળવ્યાથી બને છે.

ઉપલી ચીજો સાફ તથા પૉલીશ કરવા પીત્તળમાં જુવો.
ભાંગેલું વળગાડવા માટે ધાતુમાં આપેલાં મુજબ કરવું.

## જર્મન સીલ્વર, ઇલેકટ્રોપ્લેટ સાફ કરવાની રીત.

**૫૭.—જર્મન સીલ્વર સાફ કરવું** ફટકડી, નીમક, ક્રીમ ઑફ ટાર્ટર સર્વે એક સરખાં વજનનું પાણીમાં ઉકાળી તે પાણીથી ધોઇ ને સુકાયા પછી ચાકની ભુકી શેમોઆ લેધર ઉપર નાખી ઘસીને નુછ્યાથી ગમે એવી ઝાંખી પડેલી ચીજો તદ્દન નવી જેવી થાય છે. અમોનીઆનું પાણી લગાડવાથી ચળકટુ થશે. બીડીની રાખ ઘસવી.

ઑલીવ ઑઇલ, પાણી અને નવસાગરનો અર્ક (Spirit of Sal Amoniac) બધું એક ઔંસ તથા કળીચુનો બે ઔંસ ભેળી ઝાંખી પડેલી ચીજ ઉપર ઘસીને લગાડવાથી ચળકટી થશે.

મીઠાંનો તેજાબ (Muratic Acid) લગાડવાથી કીટાઇ ગયલું સોનું સાફ થાય છે, છેવટે પૉલીશ કરવા કોઇબી જાતનો પ્લેટ પાઉડર લખેલો છે તે વાપરવો. રૂપાંની રીતે પણ સાફ થશે.

ચાલુ શેમોઆ લેધરે ઉપલી ધાતુની ચીજો લુછવી.

**જર્મન સીલ્વર નીચલી મેળવણીથી બને છે:** એક ભાગ જસત, એક ભાગ નીકલ નામની ધાતુ ને બે ભાગ ત્રાંબુ.

**ઇલેકટ્રોપ્લેટેડ ચાહની ખાલી કીટલીમાં** છેલ્લે ખળખળતું પાણી રેડી થોડી મિનિટ રહેવા દઇ પછી કાઢી નાંખવુ. જેથી કીટલી ગરમ થવાથી અંદરનો ભાગ તુરત સુકાઇ જશે.

**નીકલપ્લેટ** સાફ કરવા મીઠાં તેલમાં પ્યુમી સ્ટોનની ભુકી ભેળી લેવી અથવા સફેદો પાણીમાં મેળવી લગાડવો.

**ગોબા, વાસણના, કાઢવા** કોઇબી જાતની ધાતુ, જર્મન સીલ્વર અથવા રૂપાંના વાસણમાં બેઉં બાજુ પર જાડાં કપડાંનું પડ મુકી ગોળ મૂડાંવાલી જાડી લાકડી યા લુંદવાનો બતા વડે ગોબાનો ઉપસેલો ભાગ હોય ત્યાં સંભાળીને ઠોકવાથી વાસણ સરખું થશે.

## લોખંડ, બીડ તથા સ્ટીલની બનેલી ચીજો, હથીઆરો, વિગેરે.

**૫૮.—લોખંડની ચીજો સાફ રાખવી.** વેસલીન, ચરબી અથવા કૅરોસીન તેલ થોડું લગાડીને લુછી નાખવું.

**કાટ કાઢવા** માટે નીચલી ઘણીક રીતો લખી છે. સરકો ને નીમક ગરમ કરી લેવું અથવા તો મીણ સાથ નીમક બારીક વાટીને ઘસવું.

કાંદાને કાપી કાટ ઉપર ઘસી એક દિવસ રહેવા દઇને પછી કૅરોસીન તેલ કે ટરપીંનટાઇનમાં પીળી ઇટની ભુકી ભેળી લેવી.

મીઠાં તેલમાં બે દિવસ બોળી રાખ્યા પછી કકણ કાગી ચુનો ઘસવો, અથવા ટંકણખાર ને બેનઝાઇન સરખું ભેળી લગાડવું.

કપુરનો થોડો ટુકડો ડુકકરની ચરબીમાં ચુલ્લે પીગળાવીને કાટ પર ઘસવું, અથવા મધપુડાનું મીણ ને નીમક ભેગી વાપરવું

પૉલીશના કાગળ કે એમરી પેપર ઘસવું, સરકો ને નીમક ભેળી લગાડવું. પૅરેફીનથી જલદી કાટ નીકળશે.

ઑક્ષેલીક ઍસીડ અથવા તો સૉલ્ટસ ઑફ લેમન લગાડવાથી કીટાયલી ચીજો સાફ થશે. પૅરેફીન પણ વપરાય છે.

**કાળા રંગનું વારનીશ ચઢાવવા** ટરપીંનટાઇનમાં ગંધકને ઊકાળી પીછી વડે લોખંડ પર લગાડીને તાપ બતાવ્યાથી કાળું ને ચળકતું થશે.

**લોખંડનાં હથીઆરો ખોરાકી માટે વપરાતાં** જેવાં કે ખીમો કરવાના, કાચી દળવાના, સંચાનો કાટ કાઢવા ગ્લીસરીન વાપરવું. કેઇ જાતનાં તેલો નાખવાથી ખોરાકીમાં તે પડવાથી બીગડશે.

**લોખંડની ચીજો બંધ કરી રાખતાં કીટાઇ જતી અટકાવવા** સારૂ કળી ચુનામાં પાણી રેડી નરમ થઇ નીચે બેસી જાય ને નીતર્યું પાણી કાઢી લઇ સાથે ઑલીવ ઑઇલ મેળવી ઘટ પેસ્ટ જેવું બનાવી જાડું પડ લગાડવું. નાની ચીજોને ઉપલો પેસ્ટ પાટલો લગાડીને પછી કાગળમાં વીટાળીને રાખવી. કૅરોસીનને પૅટ્રોલીઅમ ભેળી લગાડી રાખવું. જોઇએ તો વૅસલીન લગાડવું. વૉશીંગ સોડાના પાણીમાં બોળી સુકવી ને મુકવું.

**લોખંડનો સામાન બહાર તડકાં યા વરસાદમાં ચાલુ રહેતો હોય તો** નીચલી મેળવણી લગાડવાથી ખરાબ થશે નહિં. અર્ધો રતલ રાજમની ભુકી અને અર્ધો રતલ ઍસફ્લતમ ( Asphaltum ) ( દામરની બનેલી ચીજ ), ટારનું તેલ Tar Oil ) બે રતલ સર્વે ભેળી બંધ કીટલીમાં ચુલ્હે ગરમ કરી ઠંડું પડે ને પીછી વડે લગાડવું. ચુલ્હા ઉપર ગરમ થતી વખતે સળગી ઉઠે નહિં તેની સંભાળ રાખવી, માટે બંધ કીટલી વાપરવી.

રંગ લગાડીને ઉપલો સામાન બહાર રાખ્યાથી પણ સોજો રહેશે.

**જાડી લોખંડની સાંકળ સાફ કરવા** સહેજ ગરમ કરીને કડણ બ્રશ વડે ઘસ્યાથી ઉપરનો કાટ કચરો નીકળે છે. જોઇએ તો કોઇબી જાતનો પાતલો રંગ નાની પીછી વડે લગાડવો. ગ્લસરીનમાં પ્લંમબેગોની ભુકી ભેળી લેવી. બાઇસીકલની સાંકળને એજ મેળવણી ઘટ કરી બ્રશે લગાડવી.

**મીજાગરાં કીટાયલામાં** તેલ રેડવું. ચીંચાં અવાજ અટકાવવા નરમ સુખડ-પેનની અણી વડે ઘસવી અથવા સુકો સાબુ લગાડવો. હેંન્ડલ કબાટ કે બારી બારણાનાં જડેલાં નીકળી આવે તો ફટકડી તાવીને રેડવાથી વળગી રહેછે.

**તારની જાલી** ઉપર ટરપીંનટાઇનને કોઇબી જાતનું વારનીશ, એલ્યુમીનમનો રંગ અથવા ગોલ્ડ સાઇઝ ભેળી ઘણુંજ પાતલું પીછી વડે લગાડવાથી જલદી કીટાઇ જશે નહિં. તુતેલી જાલી સાંધવા પાતલો પીકચર ટાંગવાના તાર લેવા.

**તારની ચાહેની ચારણીમાંથી** ડાઘ કાઢવા નીમક ઘસીને પછી ગરમ પાણીએ ધોવી.

**પલંગની જાલી** ( Mattress ) નવી હોય તેજ વખતે કૅરોસીન તેલ અથવા વેસલીન લગાડી ઘસડીને લુછી તે પર ન્યુસપેપર કે સાદડી, સોજા બ્રાઉન પેપર યા તો કપડું પાંથરીને તેની ઉપર ગોદડાં નાખવાથી લોખંડનો કાટ લાગતો નથી. એલ્યુ-મીનમનો રંગ લગાડવો.

**લોખંડ સફેદ રંગનું કરવા** નવસાગર ( Amonical Salt ) ને પારો ( Mercury ) સરખા વજનનું પાણીમાં પીગળાવી સાથે લોખંડને ચુલ્હે ઉકાળી તદ્દન લાલ થાય ને કાઢવાથી રૂપાં માફક ચળકશે.

**નવાં લોખંડના વાસણો ચુલા પર વાપરવા આગમચ ચરબી બધે** લગાડી સહેજ ગરમ કરીને પછી ઘસીને ઠંડું થયા પછી લુછવું, છેલ્લે સાબુનાં પાણીએ ધોવાં. રાખ ને પાણી ભેળી ચુલ્હે ઊકાળવા પછી વાપરવા.

**પાણીની ટાંકી ગળે નહિ તેવી વૉટરપ્રુફ બનાવવા** માટે એક ભાગ બૅલ તેલ, બે ભાગ તાવેલો સરસ, થોડીક મુડદાર સીંગ ( Litharge ) ઉકાળી ટાંકીઓના તળીઆમાં લગાડી સુકાયા પછી પાણી ભરવું, નવીને પણ રંગ લગાડી વાપરવી.

**લોખંડની ગળતી ટાંકીમાં** નીચલી મેળવણી પુરવાથી કાણું બંધ થશે. બૅલ તેલ, સીંદુર ( Red Lead ), સફેદો ( White Zinc ) સર્વેને મેળવી ઘટ લાહી જેવું કરી વાપરવું.

ઉપલી ઘટ મેળવણી એક લાકડાનાં પીપ અથવા મોટા દાબડામાં બહારથી તેમજ અંદરથી બંધુ લગાડી ફાટો પુરી નાખ્યા પછી અંદરની બાજુમાં તાજી મેળવણી ઉપર સરખું બ્રાઉન જાડું કાગળ વળગાડવું. કાગળની બેઉ બાજુ ઉપર પણ એજ મેળવણી લગાડયાથી બરાબર વળગી જાય છે. બે ત્રણ દિવસ પછી બધું સુકાય કે વપરાસમાં લેવું.

એ મેળવણીથી વૉટરપ્રુફ બની વાસણમાં પાણી ભરાશે.

**બીડ-લોખંડને** ગરમ કરી ઓટીને બનાવેલી બીડ ( Cast Iron ) ની ચીજો પડવાથી કોઈ વખત ભાંગશે, રંગ ચઢાવ્યાથી સેજી દેખાય છે. પૅરેફીન અથવા તેલ લાગવાથી પણ સાફ રહે છે. તાપ લગાડીને તેપર સફેદ મીણ ઘસી પાછો તાપ લગાડવાથી મીણ તત્કાળ ગરમ કપડાં વડે લુછવું.

**લોખંડના પલંગ** કાળા રંગના ઇનૅમલ કરેલા હોય તેને ચળકટા રાખવા પાતળું પાણી જેવું મીણ સાથે ટરપીંનટાઇન ફ્લેનલના કપડાં ઉપર લગાડી લુછવું અથવા તો પૅરેફીન એક કપમાં સફેદ લાખ મેળાવીને ઘસવું. બાઇસીકલ પણ એજ મુજબ સાફ કરવી.

લોખંડના પલંગો સફેદ રંગના ઇનૅમલના હોય તો તે સબુના પાણીએ ધોવા. ઇનૅમલ કે વારનીશ સાફ કરવા સરકો ને પાણી લેવું.

લોખંડના સાંધાવાલા પલંગ પૈડાં સાથે ઘસડીને ખસેડવા, આખાં ઉંચકતા છુટા બેસાડેલા ભાગો ખાંચામાંથી નીકળી પડશે.

લોખંડનું કોઇપણ જાતનું ઇનૅમલ નીકળી ગયલું હોય તો ધારવાળાં હથિયાર અથવા પૉલીશના કાગળે ઘસીને બીજું સોજુ ઇનૅમલ પીંછી વડે લગાડવું.

**લોખંડનાં પૈડાં જડેલાં સામાનમાંથી ઢીલાં પડી નીકળી જાયતો** તેના ખાંચામાં થોડું પૅરેફીન પાતળું કરીને રેડી તુરત પૈડાં દાબીને પોવાથી મજબુત વળગી જઇ પાછાં નીકળશે નહિ કોઇ વખત તેલ નાખવાથી કીટાશે નહિ.

**તાળાં કીટાયલાં** ઊઘડે નહિ. તો કુંચીવાલા ખાંચામાં પીંછી વડે ફરતું કોઇબી તેલ લગાડવું. કબાટની કળને પણ એ રીતે કરવું.

**હથીઆરો ઘરના ઉપયોગ માટે** થોડાંક હંમેશાં કામનાં છે. તેમજ ચઢ ઉતર સાઇઝના ખીલા, સ્ક્રુ, વિગેરે રાખવા.

હથીઆરને કીટાવા દેવાં નહિં. ઉનનાં ગરમ કપડાંમાં અથવા કાગળમાં વીંટાળીને બંધ રાખવાં. વૅસલીન અથવા મૅલ તેલ લગાડી રાખવાથી સોજાં રહે છે.

**લોખંડની કાંનસ સાફ કરવા** બૅનઝોલ ( Benzol ) ના થોડાં ટીપાં નાખી બ્રશ વડે ઘસવી, અથવા તો નરમ ગંધકના તેજાબમાં બોળી રાખવી.

**લોખંડના હથીઆર પૉલીશ કરવા** જાડાં નમડાના કપડાં ઉપર એમરી પાઉડર (Emery Powder) અથવા તો પ્યુમીસ સ્ટોન (Pumice Stone) ની ભુકીને પાણીમાં ભેળીને ઘસવા પછી કોઇબી જાતની ભુકીને ઑલીવ ઑઇલમાં મેળવીને લગાડવાથી ચળકાટ આપશે. કાટ કાઢવા દારૂનો અર્ક લગાડવો. સાફ નહિ થાય તો ઉપલીજ રીતે ઘસીને લુછવા પછી સરકા સાથ એમરી પાઉડર લગાડવાથી સોજાં થશે.

ચરખના ચક્રર ઉપર પણ ઉપલીજ કોઇબી ભુકી નાખીને ઘસવાથી પૉલીશ થઇ શકે છે.

**સ્ટીલની ચીજો** તલવાર, બકલ, બ્રોચ વિગેરેને કળી ચુના સાથે ભેળીને રાખવાથી કીટાશે નહિં. એમરી પેપરે ઘસીને ચામડાંએ લુછવાથી ચળકશે.

તલવાર સાફ કરવા માટે પીળી ઇંટની ભુકી તેલ કે ટરપીંનટાઇનમાં ભેળી ને ઘસ્યા પછી અમથી સુકી ભુકી લેવી, કોલસાની ભુકી કે રાખ અથવા તો કેસર લગાડીને ચામડાંના ટુકડાએ લુછવાથી ચળકશે.

**સ્ટીલની કોઇ પણ ચીજને ગમે એવા ઘાટની વાળવા** સારૂ નરમ કરવી હોય તો ટરપીંનટાઇન અને તેના બેવડા વજનનું પેત્રોલીઅંમ ભેળીને ભીનવ્યાથી નરમ થઇ વળશે.

પીગળાવવા માટે આતશ ઉપર લાલ તપાવીને ગંધકનો ટુકડો તે પર ફેરવ્યાથી તવાઇને ટીપાં પડશે.

**કીટાય નહિં તેવું બનાવવા** તાપમાં ખુબ તપાવી લાલ થાય ને પીછી વડે મૅલ તેલ લગાડવું.

**કાતરં, છરી, વિગેરે** ઉપલીજ રીતે સાફ રાખવાં, યા કાટ કાઢવો.

**કાતરને** કાંનસ વડે ઘસવાથી ધાર ચાલતી થશે, બાટલીની કીનારી પર ઘસવી, કાપતાં હોઇએ તે મુજબ આગળ પાછળ ચલાવવી, અથવા વાઇન ગ્લાસની દાંડીપર એમ કરવું.

**છરીની ધાર કાઢવા** કાતર તેની ઉપર આગળ પાછળ ચાલુ કાપતાં હોઇએ તે મુજબ થોડો વખત ચલાવ્યાથી ધાર નીકળે છે, અથવા કાચનાં ટુકડાની કીનારી પર ઘસવાથી વધુ સારી ધાર થશે.

**છરી વપરાતાં પાતલી થયલી** ઉપલી બાજુ પાછી કપાવીને સરખી ગોળ કરી શકાય છે.

**અરડાઇ ગયલી સીધી કરવા** આતશ ઉપર ગરમ કરીને પછી પ્યુમીસ સ્ટોન ( Pumice Stone ) ઘસવો, અથવા તો ગરમ હોય તેજ વખતે સરખી સપાટ જગા ઉપર મુકી હથોડીએ ઠોકવી.

**ગ્રાંમોફોનની વપરાયલી પીનો** પણ ઉપયોગમાં લઇ શકાય છે. આરસીઓની ફ્રેમ પછવાડે પાટીઆં ઠોકવા ટેકસને બદલે વાપરવી. જમીનમાં લીનોલીઅમ વિગેરે જડવા કીનારી પર મારવા માટે લેવી.

**સ્ક્રુ** આંટા ઘસાવાથી ઢીલા થયલા પર દોરો વિટાળવાથી ટાઇટ થશે, જોઇએ તો ગુંદર કે સરસમાં બોળી ફેરવવો.

## બ્રોન્ઝ તથા જસત વિષે.

**૫૯.—બ્રોન્ઝ ધાતુની બનાવેલી ચીજો સોજી રાખવા** કપડાં વડે મીઠું તેલ પાતલું અવાર નવાર લગાડવું, એ રીતે તેની ઉપર કાટ ચઢશે નહિં. બ્રોન્ઝના લાઇટના ઝુમર, બ્રેકેટ, વીગેરે બનેલા ઉપલી રીતે સાફ રાખવા. સાબુના પાણીમાં ઊકાળ્યાથી પણ સોજું થાય છે.

**કાટ કાઢવો** કેરોસીન તેલ ઘસડીને લગાડવું અથવા તો કકડા પડતા જોસ પાણીમાં બોળી કંઢી ગરમ હોય તેજ વખતે ફ્લેનલના કટકાને પીળા સાબુનાં પાણીમાં ભીંનવી તેની ઉપર જોરથી ઘસવું, પછી સોજા કપડાં યાતો શેમોઆ લેધરે નુંછવું.

**બ્રોન્ઝ ઝાંખું થયલું** હોય તો તેની ઉપર ગોલ્ડ સાઇઝ તૈયાર બનાવેલું વારનીશ જેવું લગાડવાથી નવું દીશે છે. વારનીશ લગાડેલાને કૅરોસીનથી સાફ કરવું.

**પુતલાં બ્રોન્ઝના** સાબુના પાણીમાં ઍમોનીઆ ભેળવો.

**બ્રોન્ઝના સીક્કા કાળા થઇ ગયલા હોય** તેને ઘસડીને નુછી ઍમોનીઆ ( Amonia ) લગાડીને સુકાયા પછી પ્લંમબેગો ( Plumbago ) ની ભૂકીની સાથે લોખંડની બારીક ભુકી ભેળીને બ્રશ ઉપર લઇ સીક્કા પર ઘસવી. બ્રશ ઉપર મીણુ લગાડી ચીકણો રાખવો.

**બ્રોન્ઝનો રંગ લોખંડ ઉપર ચઢાવા** એક પાઇન્ટ સ્પીરીટ ઑફ વાઇન, ચાર ઔંસ ગુંદર, અર્ધો ઔંસ લોબાંન સર્વે ભેળી ગરમ જગ્યામાં બાટલી બંધ કરી રાખવી, અવાર નવાર હલાવી એક રસ કરવું, ગુંદર વિગેરે પીગળી ગયા પછી નીચે ઠરો બેસી જાય કે ઉપલું નીતર્યું પાણી ગાળી લઇ લોખંડને સહેજ તપાવીને પીછી વડે બે ત્રણ પાતળા હાથ તેની ઉપર લગાડવા. જુદી જાતના રંગનું બનાવવું હોય તો ઉપલી મેળવણીમાં લાલ પીળા ગેરની ભુકી અથવા તો બીજા કોઇ પણ રંગની ઘણીજ બારીક ભુકી મેળવવી.

**૬૦.—જસતના વાસણો જેવાંકે આઇસની પેટી, ટબ, બાલદી, વિગેરે સાફ કરવાની જુદી રીતો.**

કૅરોસીન તેલ સાથે રાખ મેળીને ઘસ્યા પછી પાણીએ ધોવાથી સોજાં થાય છે, રાખને બદલે વૉશીંગ સોડા લેવો. મંકી સોપ તેમજ વીંમ ( Vim ) નામની ભુકીવડે પણ સોજા થશે.

સરકો ને ચુનો ભેળીને વાપરવો, પૅરેફીનને જાડુ નીમક ચુના સાથે જોઇએ તો ભેળવું.

પૅરેફીન ( Paraffin ) સાથે પીળી ઇંટની ભુકી મેળવીને બે ત્રણ કલાક વાસણને લગાડી રાખ્યા પછી વૉશીંગ સોડાના પાણીએ ધોઇને છેલ્લે ગરમ પાણી વડે ધોવાથી જસતના ગમે એવાં કીટાયલાં ને ખરાબ વાસણો સોજાં થાય છે.

**ચળકટી પૉલીશ કરવા** માટે એમરી પાઉડરને તેલમાં મેળવીને લગાડવો, પછી તેની ઉપર સહેજ ચુનો છાંટીને નરમ કપડાં વડે ઘસવાથી ચળકાટ આવશે.

**ભાંગેલું વળગાડવા** માટે આગળ આપેલું છે.

**ગળતું બંધ કરવા** બાલદી અથવા ટબને નીમક વાટીને લાંબી નરમ કરી ભેળવું, આંધરામાં તેને દાબીને ભરવા પછી મીણબતી સળગાવી ત્યાં તાપ લાગે તેમ ધરવાથી નીમક લાંબી વગેરે તવાઇને ખાંચામાં બરોબર બેશી જશે. ઠંડુ પડયા પછી કઠણુ થઇ ગળતું બંધ થશે. ઇનેમલનાં વાસણનું કાણું પણ એ રીતે પુરાશે.

**ગળતી બાલદીઓનાં** તળીઆંમાં પાતળો દામર લગાડવો અથવા પાતળું સીમેંન્ટ પાંથરી સુકાય ને વાપરવી.

**પ્યુતર** ( Pewter ) ની ચીજો સુકા કળી ચુનાએ સાફ થશે.

**જસતનાં ટબ** પાણી ભરવા અથવા નહાવાના વપરાસમાં આવતાં હોય તેને રંગવા સારૂ અંદર તેમજ બહારથી સેંન્ડ પેપર પૉલીશના કાગળે જરા ઘસીને ખરબર કરવું, કચરો કાઢી નાખવો, સુંવાળુ હશે. તો રંગ બરોબર વળગશે નહિં. એક હાથ પાતળો સફેદ રંગ અથવા ઇનેમલ લગાડી તદ્દન સુકાયા પછી પાછું પૉલીશનું કાગળ અલગે હાથે ઘસી ને બીજો રંગનો પાતળો હાથ મારવો તે એક બે દિવસે સુકાયને છેલ્લો સરખો રંગનો હાથ લગાડીને સુકાવા દેવું, ત્રણ ચાર દિવસ થાય ને ઠંડાં પાંણીએ ટબને ભરી આખી રાત રહેવા દીધાથી રંગ વધુ કઠણુ ને સુકો થયા પછી વાપરવું.

**જસત ઉપર ઇનેમલ ચઢાવેલાં** વાસંણો સાફ કરવા માટે પૅરેફીન સાથ નીમક લઇ ફ્લેનલ વડે ઘસવું, અથવા તો સફેદો બ્રશ પર લઇ ઘસ્યાથી સાફ રહે છે.

**નહાવાનાં મોટાં ટબને** બ્રશ વડે ઘસીને ધોવાથી સાબુ, મેલ, ચીકાશ કાઢવાથી હમેશાં સોજાં રહેશે.

મંકી સોપ કે વોશીંગ સોડા લેવો. નીમક ને ટરપીનટાઇન ભેળી ઘસવાથી ચીકાશ જશે.

જસતનું પતરૂં ઝાઝું કીટાતું નથી માટે રાંધણીમાંની અથવા બીજી ચાલુ વપરાસની ટેબલો વગેરેની ઉપર તે પતરૂં છુટું મુકવું યા જડી લીધાથી સાફ હમેશાં રહેશે.

આઇસની પેટીનું જસતનું પતરૂં પણ ઉપલી રીતે જોઇએ તો રંગવું, બરોબર સુકાઇને વાસ નીકળી જવા માટે થોડા દિવસ વેર ઉઘાડી રાખવી. પેટીઓના ફાંડીઆંને રંગ લગાડવાથી કાઢતી વખતે કોઇ વખત વળગ્યા કરશે માટે તેને નહિં લગાડવો. માછલી તથા બીજી વાસવાલી ચીજો એમાં મુકવી નહિં.

## પતરૂં સાફ કરવું.

**૬૧.—પતરાંની નવી ચીજો** વાપરવા આગમચ કંઇબી ચીકાશ લગાડી તાપ આગળ ગરમ કરી તવાય કે ઘસડીને લગાડવાથી કાટ ચઢશે નહિં, પતરૂં ધોઇને ભીંનાયલું મુકવાથી જલદી કટાઇ જશે. હમેશાં લુછી સહેજ ચીકાશ લગાડીને રાખવું.

**મોલ્ડ, ડીશ, કોડીઆં** નવાં જસત યા પતરાંનાં પહેલા ભઠીમાં અમઠાં ગરમ કરીને પછી કેક, મીઠાઇ સારૂ વાપરવાથી લાંબો વખત ટકશે. નાના દાબડાના ઢાંકણો પણ સાફ કરી કોડીઆં બદલે વપરાશે.

**જુનાં મોલ્ડ અથવા પાઇ ડીશ કાળા થયલાં સાફ કરવા** ફ્લેનલના ટુકડા પર સફેદો ( Whiting ) નાખી ઘસવાં, સાથે જોઇએ તો થોડુંક ઑલીવ ઑઇલ ભેળવું. કાગળ પર આટો લઇ ઘસવાં, અથવા નીમક ને પાળી ઇટની ભુકી લેવી.

**ચીકણા વાસ આવતાં મોલ્ડને** ચુહલા પર પાંણીના વાસણમાં મુકી થોડીક રાખ, સાબુ યા વૉશીંગ સોડા કંઇબી ભેળીને ઉકાળવા.

**કાટ પતરાંપરથી કાઢવા** સફેદો મીઠાં તેલ સાથ ઘસવું, ઇંડાંની સફેદી લગાડી ઘસીને લુછવાં અથવા નીમકને ચુનાની ભુકી ભેળી ઘસવું. પતરાંનાં ઢાંકણો માટે જાંમ જેલીની ખોરાકીની બાબતમાંથી મળશે.

પેરેફીનને કોલસાની ભુકી ભેળીને ઘસવાથી પણ કાટ નીકળશે.

**કેરોસીનનો વાસ કાઢવા** સરકો વાપરવો.

**ચળકટું કરવા માટે** ઍમોનીઆને સફેદો અથવા ચાકની ભુકી ભેળી ઘટ લગાડી સુકાયા પછી બ્રશ વડે ઘસીને સાફ કરવું, જોઇએ તો સાબુ ભેળવો. એમરી પેપર અથવા સેન્ડ પેપરે પણ સાફ ચળકટું થઇને કાટ નીકળે છે.

**કીટલી તળીઆમાંથી કીટાયલી સાફ કરવા** ઘાસનો પેંડો ભરી તેમાં પાણી રેડી ચુહલે ઉકાળતાં પાણી બળી જાય કે પાછું બે ત્રણ વખત રેડીને પછી ઉતારી થંડું

ચડે ને ઘસડીને ઉજાળવી. ગરમ કપડાંને કેરોસીન તેલમાં બોળી લુછવી.

કોઇબી જાતની કીટલીના ઢાંકણનું દીચકું ભાંગી જાય તો તેને બદલે તજ આપનો ખાંચામાં બુચ પોવો, ટાઇટ બેસાડવા ઢાંકણના કાણાંમાંથી સ્ક્રુ પોઇ ઊપર કાઢી બુચને કાણું પાડી બેસાડવો, કીટલીનું ઢાંકણ ઉઘાડતી વખતે બુચ ગરમ નહિં થવાથી હાથ પણ દાઝશે નહિં.

**કચરો ભરવાના ડબા, સુપડાં** (Dust Pan) વિગેરેમાંથી ગલીચીનો વાસ કાઢવા ઘાસ કે જુના ન્યુસપેપર નાંખી સળગાવ્યાથી સોજા થશે, ધોઇને ફીનાઇલ રેડવું, ખોરાકી અથવા વાસ આવે તેવો કચરો બનતાં સુધી કાગળમાં વીંટાળી ડબામાં નાંખી ઢાંકવુ.

**પતરાંમાં કાણું પુરવા** તેને ફરતી રાજમની ભુકી નાખી તે કાણાનાં માંપથી સહેજ મોટો બીજો પતરાંનો ટુકડો તેની ઉપર ગોઠવીને આતશ અથવા ગરમ લોખંડ તેની પર મુકવું જેથી રાજમ તવાઇને ઠીંગડું વળગી જાય છે.

## પીત્તળ ચળકતું રાખવાની રીત.

**૬૨.—પીત્તળનાં વાસણો ચળકતાં રાખવાથી** શોભે છે. બાગમાંની અટોડીએ સધારણ રીતે ઉજાળવાથી સોજાં રહેશે. સાબુના ગરમ પાણીમાં થોડો ટંકણ ખાર ભેળી ધોવું.

કૅરોસીન તેલમાં અથવા કોપરેલમાં પીસી ઇંટની ભુકી ભેળીને વાપરવી, તેલને બદલે ફ્લેનલનાં ટુકડાને સાબુનાં પાણીમાં બોળી સાથે ઇંટની ભુકી ઘસવી. આંમલી કે સરકો અથવા લીંબુનાં રસ સાથ નીમક ઘસ્યા પછી ધોવાં.

ઍમોનીઆ ઘસવાથી જુનું પીત્તળ સોજું થાય છે.

પૉલીશના કાગળે ઘસીને ઉપર વૅસલીન લગાડવાથી કાળું થશે નહિ; તૈયાર ઘણી જાતની પીત્તળ પૉલીશ આવે છે તેનેથી સાફ કીધા પછી પણ વૅસલીનનો પાતળો હાથ લગાડવો.

**પીત્તળને પૉલીશ કરવા માટે લાંબીની ભુકીને** ટરપીંનટાઇન અથવા પૅટ્રોલ સાથે ભેળીને ઘસવી, કેસરને ઉપલાં તેલમાં ભેળવી, અર્ધા આંસ પાણીમાં તેટલીજ ફટકડી ચુલ્હે ઘટ કરી ઘસ્યા પછી તુછો ત્રીપોલી પાઊડર લગાડવો.

મીઠું તેલ એક ઔંસ ઑકઝેલીક ઍસીડ (Oxalic Acid) એક ઔંસ રૅાટન સ્ટોનની ભુકી (Rotten Stone) ૭ આંસ ભેળીને પૉલીશ કરવા વાપરવું.

સ્પીરીટ ઑફ વાઇનમાં થોડી ચપરા લાખને હળદરની ભુકી પીગળાવી થોડા દિવસ રહેવા દઇ ને પછી પીત્તળ સાફ કરવા લેવી.

**પીત્તળના હુકો, પડદાની કડીઓ, પીનો,** કાળી થયલી વૉશીંગ સોડાને પાણીમાં અથવા તો સરકો ને નીમક ભેળી ચુલ્હે ઉકાળવાથી તેની ઉપરનો મેલ ને કાળાસ નીકળ્યા પછી સાબુના પાણીમાં ધોઇને કોઇ પણ જાતની પૉલીશ લઇને ઘસવી.

**બટન હુક,** કપડાં ઉપર ટાંકેલા કીટાયલા સાફ કરવા માટે ગંધકની ભુકીને ત્રીપોલી પાઉડર (Tripoli Powder) થોડા તેલમાં મેળવી ઘસીને લગાડવો.

**રૂપેરી ઢાળ ચઢાવવા** પારો ને બીસમથ (Bismuth) સરખાં વજનનું લઇ દોઢ ઘણો સોજો ધોયલો ચાક ભેળી કપડાંપર લઇને લગાડવાથી ચળકશે.

**ઝુમરો તથા સુનના હાથાઓને** ઉપલી મેળવણી ચુલ્લે ગરમ કરીને સ્પંજ કે ફ્લેનલ વડે ઘસીને લગાડવી, જોઇએ તો તેમાં થોડાં ટીપાં પૅરેફીનનાં નાખવાં.

**નકસીની ચીજોને પૉલીશ કરવા માટે** એમરી પાઉડરની ભુકી તથા રૉટંન સ્ટોન (Rotten Stone) ની ભુકી તેલમાં ભેળીને ઘટ બનાવી લગાડયા પછી ઘસડીને નુછવું. લીંબુની કાપેલી ચીરમાંના ઠળીઆ કાઢી નાંખી તેપર ઘસીને સાદાં કે સોડા ખારનાં ગરમ પાણીમાં બોળી બ્રશ વડે સાફ કરી સુકાયા પછી સાદાં કપડાંએ નુછવું અથવા પ્લેટ પાઉડર કપડાં પર લઇ ઘસવું.

નકસીમાંનો કચરો, મૅલ અથવા પૉલીશ કીધા પછી અંદરથી બરોબર નીકળે નહિં તો કઠણ બ્રશ વાપરવો, અથવા નરમ કપડા ઉપર લીંબુનો રસ નીચવી સાથે નીમક લઇ ને નકશીમાં ઘસ્યા પછી સાબુના પાણીએ ધોઇ નાખવું.

પીત્તલ પૉલીશ સુકાઈ ને કઠણ થયલી નરમ કરવા કોપરેલ ભેળવું.

**પીત્તળની ચાહેની કીટલીઓ** સાફ કરવા ઑકઝેલીક ઍસીડ (Oxalic Acid) અથવા તો લીંબુનો રસ ને નીમક ઘસવું.

લાબા વખતની પડેલી વાપરવા આગમચ પણ એ રીતે સાફ કરવી.

**પીત્તળના નામના પાટીઆં** બારણામાં જડેલાં, હેન્ડલ કે કબાટની કળ વિગેરે સાફ કરતી વખતે તેના માપને ધાટનુ જાડું કાગળ કાપી તે ચીજ ખાંચામાંથી ખુલ્લી રહે ને આજુબાજુનું લાકડું કાગળ વડે ઢંકાય તેમ ગોઠવી ને મુકવા પછી પીત્તળ સાફ કરવું એ રીતે લાકડાંની પૉલીશ અથવા રંગ ઉપર ડાઘો પડી ખરાબ થતું નથી.

**પીત્તળની રકાબીઓમાં ડાઘ પડેલા** જેવી કે બીડીની રાખ નાખવાની (Ash Tray) જેમાં તંબાકુના ડાઘો પડેલા કાઢવા દારૂનો અર્ક રેડી દાંતના બ્રશ વડે ઘસવો, જો તે રીતે કીધા પછી પણ ડાઘો નીકળે નહિં તો ધોઇને ઉપરથી સરકો ને નીમક ઘસીને લગાડવું.

**પીત્તળને સોના જેવું ચળકતું કરવા** નવસાગરની બારીક ભુકી કરી પાણીમાં મેળવી પીત્તળ ઉપર લગાડી અંગાર ઉપર ધરવું ગરમ થાય ને તેની પર થુલું અથવા સફેદો ઘસડીને નુછયાથી સોનેરી રંગનું થશે.

**પીત્તળ કાળું થયલું** ટંકણ ખારનું પાણી થોડો મીઠાંનો તેજાબ નાખી તેમાં બોળી કાઢયા પછી જાડાં નમદાના યા ફ્લેનલના ટુકડાએ ઘસીને નુછવાથી ચળકશે. ટરપીનટાઇનમાં ચાકની ભુકી ભેળી લેવી.

**પીત્તળની લાકડીઓ** પરથી પડદાની કડીઓ સહેલાઇથી સેરવવા માટે કોઇ વખત વૅસલીન કપડાં પર લઇ લુછવાથી લાકડી લીસી રહેશે. પેસ્ટ બનાવવા ચાક તથા ગંધકની ભુકી સરખાં વજનની સરકામાં ઘટ મેળવી લગાડીને સુકાયા પછી શેમોઆ લેધરે ઘસીને લુછવું.

## ધાતુ કોઇપણ જાતની ઉપર લખવાની રીત.

૬૩.—સરકો અથવા ખાટાં લીંબુનો રસ કાઢી તેમાં ત્રાંબાનો સીક્કો બે ત્રણ દિવસ નાખી ને કાળો રંગ પકડે કે પછી તેમાં પીછી અથવા બરૂ બોળીને લખવું.

જસત ઉપર સુખડપેને લખેલું લાંબો વખત રહે છે, હાથે ભુસરવાથી ઝાંખું પડશે, છરી વડે ઘસવાથી નીકળતું નથી પણ લખેલા દસકત વધુ કાળા દીસે છે.

## એલ્યુમીનમનાં વાસણો.

૬૪.—એલ્યુમીનમનાં વાસણો ગરમ પાંણીને સાબુથી સારાં ધોવાય છે. મૅસ વિગેરે લાગતી અટકાવવા ત્રાંબાના વાસણ માફક કરવું. ઈંડાનાં કોટલાં ઘસ્યાથી તળીઆંમાંની મૅસ નીકળે છે.

**વાસણોના તળીઆમાં ખોરાકી વળગેલી** કાઢવા કાંદો કાપી પાંણી સાથ ઊકાળવો, ઠરો બાઝેલો કાઢવા માટે ત્રાંબાંની રીતમાં જુવો.

**ચીકાશ કાઢવા** સારૂ કૅરોસીન તેલમાં કપડું બોળીને ઘસવું પછી સોજા સાબુના પાંણીમાં ધોવાથી ડાઘ અથવા વાસ જશે.

લાકડાંની ઝીણી રાખ કપડા ઉપર લઇ સુકી ઘસવી, અથવા તો મંકી સોપ ( Monkey Soap ) એલ્યુમીનમના વાસણો સારૂં વાપરવાથી સોજા ને ચળકટાં રહે છે. વીમ ( Vim ) નામની ભુકીથી પણ સોજાં થશે.

**લાંબો વખત પડી રહેતાં ઝાંખા થયલાં** હોય તો રેવનચી ( Rhubarb ) પાંણી સાથે વાસણમાં નાખી ચુલ્હે ઉકાળવાથી ચળકટાં થાય છે, અથવા પાંણીમાં થોડો ટંકણખાર ને ઍમોનીઆ ભેળી ધોવાં. ઘણા ખરાબ થયલામાં બે બાટલી પાંણીમાં ઑકઝેલીક ઍસીડ અર્ધો ચમચો ભેળી એક દિવસ રાખીને ઘસડીને ઉજાળવાં.

ભાંગેલું વળગાડવા સારૂ ધાતુમાંથી મળશે.

એલ્યુમીનમના વાસણોમાં ખારવાલી ચીજો ઍમોનીઆ વિગેરે નાખવાથી કાળાશ પકડશે, તેમજ ખટાશવાલી ચીજ પણ તેમાં ઘણો વખત રાખવાથી ખરાબ થશે.

---

## પ્રકરણ ૯.

## માર્બલ પત્થર, હાથીદાંત, હાડકાં વિગેરે સાફ કરવા.

## માર્બલ તથા રંગીન પત્થરો.

૬૫.—**માર્બલના ડાઘો કાઢવા સારૂં** નીચલી કોઇપણ રીત અજમાવવી. વૉશીંગ સોડાનો એક લખોટા જેટલો ટુકડો ને તેટલોજ બારસોપનો ભુકો કરી પાંણી

એક કપ જેટલું લઇ સર્વે ચુલ્હા ઉપર પીગળીને ઘટ પેસ્ટ જેવું થાયને કપડાંએ ડાઘો ઉપર લગાડીને સુકાયા પછી પાંણીએ ધોઇ નાખવુ. લાંબા દિવસનાં ડાઘો પણ એજ મેળવણી એક બે દિવસ વેર તેની ઉપર લગાડી રાખીને ધોવું ને જોઇએ તો ફરીથી લગાડવું. લીંબુનો રસ ને સોજો ચાક ભેળી ઘસવાથી સાફ થશે.

સાબૂ સાથ પર્લ ઍશ ( Pearl Ash ) લગાડી અર્ધો કલાક રાખી પહેલાં ગરમ પાણી ને પછી ઠંડથી ધોવું, સાથે થોડું ચુનાનું પાંણી ભેળવાથી લાંબા વખતના ડાઘો નીકળશે. ચાક પ્યુમીસ્ટોન ને વૉશીંગ સોડા સરખા વજન પાંણીમાં મેળવી ઘસવા પછી સાબુના પાંણીએ ધોવું.

**શાહીના** ડાઘ પર ઑકઝેલીક ઍસીડ લગાડવી અથવા સાબુનું પાંણી ને સરકો ભેળીને લગાડવો, ટેબલનું બારીક નીમક ઘસવું.

**લોહીના** ડાઘો ડીસ્ટીલ્ડવૉટર અથવા વરસાદનું પાંણી ને ઍલાબાસ્ટરની ભુકી ભેળી નુછવા.

**આયોડીન** ( Iodine ) ના ડાઘ ઍમોનીઆ લગાડવાથી નીકળે છે. **સીલ્વર નાઇટ્રેટ** નામની દવાના કાળા ડાઘ પર જૅવૅલ વૉટર લગાડવું.

**ચીકાશના** ડાઘો કાઢવા ફુલર્સ અર્થ ( Fuller's Earth ) ની ભુકીને ખળખળતાં પાંણીમાં ભેળીને લગાડી સુકાયા પછી બીજે દીવસે ધોવું, બૅનઝાઇનથી પણ જશે.

**લોખંડના ડાઘો** ઉપર લીંબુનો રસ અથવા ઑકઝેલીક ઍસીડ સ્પીરીટમાં ભેળી લગાડવી, અથવા સાબુ સફેદો ને સોડા બાઇકાર્બ પાણી સાથ ભેળી વાપરવું. મ્યુરેતીક ઍસીડ થોડી પાંણીમાં લેવી.

**ચાકની** ભુકી ને પ્યુમીસ્ટોન હરેક એક ઔંસ અને વૉશીંગ સોડા બે ઔંસ પાંણીમાં મેળવી ઘટ થાય ને ડાઘો ઉપર ઘસવાથી તે નીકળી ને ચલકટો માર્બલ થશે.

**માર્બલ ઉપર પૉલીશ** કરવા માટે લાંબીની બારીક ભુકી ને સફેદો પાંણીમાં મેળવી જાડાં નમડાના કટકા ઉપર લઇને ઘસવું, રંગીન પથર પણ એ રીતે સાફ થશે.

મીંઠાંનો તેજાબ નરમ કરીને ઘસ્યા પછી સામાન ઉપર લગાડવાની મીણની પૉલીશ નરમ કપડાંએ લગાડવાથી માર્બલ ચળકશે.

**કાળો માર્બલ** કળી ચુનો ને નરમ સાબુ મેળવી લગાડી બે દિવસ રાખવા પછી ગરમ પાણીએ ધોઇ નુછીને ઑલીવ ઑઇલ સાદું અથવા લાંબીની ભુકી ભેળી પૉલીસ કરવો.

**રંગીન માર્બલને ચળકાટ આપવા** માટે તેલનો સહેજ હાથ લગાડીને નરમ કપડાંએ નુછવું.

**માર્બલ અથવા પથ્થર ઉપર લખવા સારૂ** એક ભાગ મૅસ ( કાજળ ) ને ત્રણે ભાગ ટાર ( Coal Tar ) ભેળીને લખવું, અક્ષર કોટરેલાં હોય તો ઉપલી મેળવણી તેમાં પુરી દેવી, સીસું તાવીને જોઇએ તો પુરવું.

માર્બલ ઉપર તરાંહ પાડવી ચાકે તે પર ચીતારી, સ્પીરીટ ઑફ વાઇનમાં લાખ પીગળાવી તે પર લગાડયા પછી ઘણો સોજો સરકો, નીમકનો અર્ક (Spirit of Salt) એક સરખાં વજનનું ભેગા ઉપલા ચીતાર ઉપર રેડવાથી માર્બલ પોતીકી મેળે કોતરઇને તરાંહ છુટી દીશશે,

ખરભરો માર્બલ સફાઇ કરવા ફ્લેનલ અથવા નમડાના કટકા ઉપર એમરી પાઉડર (Emery Powder) છાંટી અસ્રીના તળીઆં યા તો ઈંટની ઉપર તે કપડું વીંટાળીને સપાટ ઘસ્યા પછી છેલ્લે ચાકની ભુકી નરમ કપડા ઉપર લગાડી લુંછી નાખવું.

ભાંગેલું વળગાડવા માટે આગળ આપ્યું છે.

## એલાબાસ્ટર, પ્લાસ્ટર, ટેરા—કોટા, વગેરે.

૬૬.—એલાબાસ્ટરની સફેદ ચીજો મેલી થયલી સાફ કરવી બ્રશ વડે તેમાની ધુળ કાઢયા પછી દુધ પીછી વડે જેટલું પીએ તેટલું લગાડયાથી સફેદ થઇ સુકાયા પછી ઉપર ઝીણી રજકણ જણાય તે ફુંક મારી ઉડાડી નાખવી; જોઇએ તો દુધમાં પ્લાસ્ટર ઑફ પૅરીસની ભુકી ભેળવી; સાબુનાં પાંણીમાં ઍમોનીઆ કે સ્ટાર્ચનું પાંણી લેવું.

ચાક તથા સાબુની ભુકી દુધમાં પીગળાવીને પીછી વડે લગાડવાથી નવું જેવું દીશે છે, સુકાયા પછી ફ્લેનલના કપડાં વડે લુછવું.

પ્લાસ્ટરને કઠણ બનાવવા ફટકડીનાં પાંણીમાં પીગળાવી ભઠ્ઠીમાં ભુંજી પાછો પાઊડર કરી લીધાથી માર્બલ જેવું દીશશે.

પૉલીશ કરવા મીણ તાવીને લગાડયા પછી નરમ કપડાંએ ઘસડીને લુછવી પ્લાસ્ટર અથવા ઍલાંબાસ્ટરની ચીજો.

પારો (Mercury) ને બીસમથ (Bismuth) નામની દવા એક સરખાં વજનની ચુહલા ઉપર તાવીને થંડું પડે ને તેમાં ઇંડાની સફેદી ભેળીને લગાડવી.

પ્યુમીસ્ટોન (Pumice Stone) પાંણીમાં ઘસી લગાડવાથી ચળકશે.

મીણ અથવા ચીકાશના ડાઘો કાઢવા સ્પીરીટ ઑફ ટરપીંનટાઇન લગાડવું અથવા ટંકણ ખાર પાંણીમાં પીગળાવી નરમ કપડાંએ લુંછવું.

પ્લાસ્ટરના પુતલાં, સીલીંગ, તથા બારી બારણાં ઉપરની જડેલી નકસીઓ વિગેરે ઉપલી કોઇ પણ રીતે સાફ થઇ શકે છે.

ટેરાકોટા નામની લાલ મટોડીનાં પુતલાં તથા બીજી ચીજો સાફ કરવા તેમાંથી ધુલ કચરો કાઢીને એજ જાતની મટોડીને ગુંદરના પાતલા પાણીમાં ભેગી પીછી વડે લગાડવી.

## અકીકના પત્થર તથા મોઝેક વર્ક શાફ કરવા.

**૬૭.—અકીક ખરાબ થયલું** વૉશીંગ સોડાનાં પાંણીમાં ચુલ્હે ઉકાળી થોડો વખત વેર ને પછી બ્રશ વટે ઘસીને ઠંડા પાંણીએ ધોવું, એવી રીતે ડાઘો નીકળે નહીં તો એમ બે ત્રણ વખત કરવું.

અકીકનો પત્થર દરીઆ તથા નદીના કીનારાપરથી મળે છે, અને તેમાં તરેહવાર રંગો હોય છે. ઘાટ જાત જાતનાં બનાવવા માટે ચરકના પત્થર પર ઘસવા. અકીક બનાવટી પણ આવે છે.

**૬૮.—મોઝેક વર્ક** રંગીન ઝીણા પત્થરના ટુકડાઓ ગોઠવીને બનાવેલી તરાંહની ચીજોમાં ધુલ યા કચરો બેઠેલો સાફ કરવા સારૂ નરમ પીછી યા બ્રશ વાપરવો, ઘણુંજ બારીક ટુકડાઓ જાડા બ્રશ યા કપડાંએ ઘસીને તુછ્યાથી નીકળી જાય છે, એ ચીજો પડી જવાથી પણ બધું છુટું બહાર નીકળી આવશે.

મોટું કીમતી રંગીન ટુકડા જડેલું મોઝેક વર્ક હોય તો તે પર સહેજ ભીનો કટકો પાંણીમાંથી તદન નીચવી કાઢીને તુછવાથી સાફ થાય છે, કાચ તેપર ઢાંકવાથી સોજ્જુ રહે છે.

**રંગીન ટુકડા નીકળેલા ખાંચામાં પાછા બેસાડવા** પ્લાસ્ટર ઓફ પૅરીસ પાંણીમાં ભેળી ખાંચામાં સંભાળીને થોડું પુરીને નીકળી ગયલો ટુકડો ચીમટા વડે પકડી તેમાં બરોબર બેસાડી દાબવો પ્લાસ્ટર સુકાયા પછી તે વળગી જશે.

## હાથીદાંત તથા હાકડાંની ચીજો.

**૬૯.—હાથી દાંતની** કોઈ પણ ચીજ બંધ પડી રહેતાં પીળી થઈ જાય છે બહાર હોય ને અવાર નવાર તડકું લાગે તેમ સફેદ રહેશે. અમથો લીંબુનો રસ અથવા નીમક સાથ ઘસ્યાથી સફેદ થાય છે. ચાકની ભુકી પાંણી સાથ મેળવી લગાડવી અથવા ફટકડીના પાંણીમાં બોળવું.

ફલેનલ ઉપર નીમક છાંટીને ઘસવું, સાબુના ગરમ પાંણીએ ધોવું ટરપીનટાઇન લગાડવું, બ્લીચીંગ પાઉડરનું પાંણી કરી તેમાં બોળીને તડકે મુકવાથી તદન સફેદ દુધ જેવું થશે.

**પૉલીશ કરવા** પૉલીશનું કાગળ ઘસીને ભીના કટકાએ તુછી અકીકની ભુકી છેલ્લે ઘસવી.

**ધુમાડા કે મેસના કાળા ડાઘો પર** બૅનઝાઇન લગાડયા પછી બ્રશ મારવો.

**હાથીદાંતના ગુંથવાના સુઇઆ** અણી આગળથી બુઠા થયલા સૅન્ડ પેપર અથવા એમરી પેપર ઘસ્યાથી અણી પાછી થશે, જાડા પણ એજ રીતે પાતળા થશે.

**નકસીની હાથીદાંતની ચીજો** સાબુનું પાણી ગરમ કરી બ્રશ અથવા પીછીએ ધોવી જોઇએ તો સાબૂને બદલે પ્યુમીસ્ટોનની ભુકી લેવી, છેલ્લે પાંણી લઇ ને ધોઇ નાંખવી.

નકસીની ચીજને બારીક લાકડાંના વહેરમાં થોડું પાણીને લીંબુના રસના થોડાં ટીપાં નાંખી તે ચીજ ઉપર ભભરાવીને તદન સુકો થાય ને બ્રશ વડે સાફ કરી નાંખવું લીંબુ વગર સુકા વહેરે પણ સાફ થશે.

**હાથીદાંતના નાજુક દાગીનાઓ સાફ કરવા** એક દિવસ ઠંડા પાણીમાં ભીંનવીને કાઢી લઇ કપડાં ઉપર પાણી નીગરઇ જાય તેમ સુકાવા દેવું, ઘસડીને લુછવાથી તેની ઉપર બારીક નકસી અથવા કોઇબી રંગ હશે તે નીકળી જશે. સહેજબી પાણીનાં ટીપાં અંદર રહી ગયલાં હોય તે ફુંક મારીને કાઢી નાખવા.

**હાથીદાંત ઉપર રંગ ચઢાવવા** ચુનો મુઠીભર લઇ પાણીમાં પીગળાવી પાતળો થઇ નીચે ઠરી જાયને ઉપરનું નીતર્યું પાણી લઇ તેમાં હાથીદાંત એક દાત્રસ વેર બોળી રાખ્યા પછી ફટકડીના પાણીમાં ચુહલે ઉકાળીને સુકાવા દેવું.

**કાળા રંગ માટે** કાળી શાહીમાં અવાર નવાર બોળવું.

**રૂપેરી રંગ** કરવા માટે નાઇત્રેત ઑફ સીલ્વર ( Nitrate of Silver ) માં બોળી રાખી પીળો રંગ થવા આવે ને સોજા પાણીએ ધોઇ તડકે સુકવાથી કાળો રંગ થાય કે ઉંચકી લઇ ઘસડીને લુછવાથી રૂપેરી ચળકટો રંગ થશે.

**લીલા રંગ** માટે સરકો જલ્લદ ને ત્રાંબાનો કાટ ( Verdigris ) મેળવી ચુહલે ઉકાળવાથી થશે.

**લાલ રંગ** માટે લીલું બનાવીને કીરમજમાં છેલ્લે બોળવું.

**બ્લુ રંગ** સારૂ ગુલીનું પાણી ને પોટેશ ( Potash ) લેવો.

**બનાવટી હાથીદાંત** ઇંડાના કોટલાંનો બારીક ભુકો ને આઇસીંગગ્લાસ બ્રન્ડી સાથે ઘટ ઘુંટી જે ચીજનો ઘાટ બનાવવો હોય તેની ઉપર અથવા ખાંચાવાળાં મોલ્ડની અંદર સહેજ તેલ લગાડી ઉપલી મેળવણી રેડી બંધાયા પછી કાઢવી, રંગ આપવો હોય તો સાથે કોઇ જાતનાં રંગના થોડાં ટીપાં નાખવાં.

૭૦.—**હાડકાંને સાફ કરવા** ફ્લેનલ ઉપર નીમક લઇ ઘસવું.

**ચળકતું કરવા** પૉલીશના કાગળો ઘસવા પછી ચાક, ચુનો અથવા પીળી ઇંટની ભુકીને કંઇ પણ એમાનું સરકા સાથ ભેળી જાડા નમડાના કપડાં પર નાખીને તે પર હાડકાંની ચીજ ઘસવી.

**પીળું થયલું** ચુહલા પર પાણી સાથ થુલું ભેળી ઉકાળવું અથવા ટરપીનટાઇન ઘસીને લગાડવાથી સફેદ થશે.

**ભાંગેલી હાડકાંની ચીજ વળગાવવા** બંને છેડા ગરમ થાય ને બેઉ છેડા જોડીને દાબીને ઠંડુ પડે ત્યાં સુધી ધરી રાખવા.

## કચકડું, અબરક, શીપ.

૭૧.—**કચકડું** અથવા કાચબાની પીઠમાંથી બનેલી ચીજો જેવા કે બાલ ઓળવાના નીખીઆ, સુઇઆ, બ્રશ વિગેરે બંને હાથની હથેળીમાં લઇને ઘસવાથી સાફ થશે;

ચળકટા હાથીદાંતની રીતે કરવા, નરમ કરવા ગરમ પાણીમાં બોળીને તુટેલા ભાગ દાબી ધરવાથી સંધાશે.

**અબરક** એક જાતનો પદાર્થ ઘણું ગરમી ખમી શકે છે ચીમનીઓ બત્તીના દબા માટે બનાવેલી કાચ કરતાં ઘણો લાંબો વખત ચાલે છે, તેની ઉપરની મેસ તથા શેખંડના ચુહલાની બાજુપર લગાડેલા અબરકના ટુકડા પર વળગેલી મેસ પર સરકો ગરમ કરીને લગડવો, દારૂનો અર્ક લગાડવાથી પણ સાફ થશે.

**૭૨.—શીપ સાફ કરવા** માટે બારીક વાટેલું નીમક અગર નગર ઘસવું.

**શીપને ચળકાટ આપવા** અકીકની બારીક ભૂકી તે પર ઘસ્યા પછી ગરમ પાણીમાં ધોઇને જાડાં કપડાં પર લાંબીનો ભુકો ( Putty Powder ) ઘસવો.

## પ્રકરણ ૧૦.

## જમીનને લગતી બાબતો.

### કોબા, પત્થર તથા કોડી જડેલી જમીન.

**૭૩.—કોબાની જમીન** ઉપરનો કચરો કાઢવા આગમચ થોડું પાણી છાંટવાથી કોબો સારો રહેશે અને ધુળ પણ ઉડતી નથી. ફાટો સીમેન્ટ પુરવી.

**પત્થરની જમીનના** ડાઘો ભીના કપડાં વડે લુછવાથી સોજી થાય ને ગરમ પાણીમાં સાબુ પીગળાવી એક ચમચો પૅરેફીન નાંખીને ઘસવું.

**ચીકાશના ડાઘ** પાણીમાં ઑક્ઝેલીક ઍસીડ સાથ લગાડી સાબુને સોડા ખારના પાણીએ ધોવાથી નીકળે નહિ તો ફુલર્સ અર્થ ગરમ પાણીમાં ભેગી તેપર લગાડી રાખવી.

**લીલ પત્થર ઉપર બાઝેલી** પાણીમાં કાર્બોલીક ઍસીડ અથવા ઍમોનીઆ નાંખી બ્રશ કે બુતારાએ ઘસવાથી નીકળીને પાછી થતી નથી.

ઊંબર પર દુધ ઘેળાયલા પર ફુલર્સ અર્થ પાણીમાં ઘટ કરી એક દીવસ રાખી ને ધોવું.

**ફુગ કાઢવા** કૉસ્ટીક સોડાનું સ્ટ્રોંગ પાણી લેવું.

**કોડીના ટુકડા જડેલી જમીનને** પાણીમાં ભીનાયલું કપડું અથવા બ્રશ વડે થોડે થોડે દિવસે ધોવાથી સાફ દીશે છે.

**ડાઘો કોડી નવી જડેલી** જમીન ઉપર ચુના તથા સીમેન્ટના અમથા ધોવાથી નીકળે નહીં તો ગંધકનો તેજાબ ( Sulphuric Acid ) પાણીમાં ભેગી તેની પર ઘસ્યા ઉછી સોજાં પાણીએ ધોઇ નાંખવી. પૉટૅશ પરમેંગેનેટ પાણીમાં પીગળાવી લેવો અથવા ગરમ સરકો લગાડવાથી ચુના તથા હિરટેમ્પરનાં ડાઘો નીકળશે.

ઍસીડ કોઇ પણ જાતની વાપરતી વખતે તેના છાંટા હાથ પગ પર ઉડવાથી દાઝે નહીં તેની સંભાળ રાખવી.

જમીન પરની ઊંધાઇ કાઢવા ભીંતમાં જુવો.

માર્બલની જમીન માટે આગલ માર્બલની રીતે સાફ કરવી. બારણાના ઊંબરો મેલા થયલા પાણીએ ધોવા પછી દુધમાં કળીચુનો ભેળી લગાડવો.

## લાદી જડેલી

**૭૪.-રંગીન લાદી** ઉપર રોજ પાણીથી ભીંનવેલું કપડું ફેરવ્યાથી સોજી ને ચળકતી રહેશે, તે પર ઘણું પાણી રેડીને ધોવાથી ફાટોમાં પચી લાદીઓ ઉપસી નીકળી આવે છે.

વૉશીંગ સોડા પા રતલ, પીળો સાબુ પા રતલ, પાણી ગરમ એક ગેલનમાં પીગળાવીને કઠણ બ્રશ વડે ઘસ્યા પછી ઠંડા પાણીમાં કટકો ભીનવી લુછવી.

પૅરેફીન છાંટી તેની ઉપર થોડી બારીક રેતી નાખીને લુછવાથી પણ સાફ થાય છે.

**ડાઘો કાઢવા** લીંબુ ને નીમક ભેળી ઘસીને થોડો વખત રહેવા દઇ સાબુના પાણીમાં ધોઈ નાખવું, અથવા તો દુધ ને પાણી ભેળીને લગાડયાથી ચળકતી થશે.

**ચીકાશવાળી ચીજ** કોઇબી જમીન ઉપર પડે કે તુરત ઠંડું પાણી તે પર રેડવાથી બંધાઇ જઇ જમીનમાં ચીકાશ પડતો અટકશે, પછી તુરતજ જાડાં કપડાંએ સાફ કરવી. ડાઘ કાઢવા ટરપીંનટાઇન લગાડી સાબુના પાણીએ ધોવી.

**ચળકટી પૉલીશ** કરવા માટે કોઇ વખત સુકાં કોપરાંની વાટી ઘસવી.

ૉઇલ તેલ બે ત્રણ મહીને લગાડી પછી કપડાંએ ઘસી લુછવી અથવા તો પાતલું તાવેલું મીણ આવે છે તે લગાડવાથી પણ પૉલીશ થશે.

કોઇબી જાતની પૉલીશ લગાડવા પછી તદન લુછી નાખવી જરા પણ ચીકણું રહેવાથી પગ સરી જાય છે.

## ઑઇલ કલોથ અથવા લીનોલીયંમ પાંથરવું, સાફ તથા પૉલીશ કરવું.

**૭૫.-લીનોલીયંમ પાથરેલું** જમીન ઉપર રંગીન તરેહનું પાણીના ભીના કપડાં વડે અવાર નવાર લુછવું. નવું પાંથરવા આગમચ બે ત્રણ દિવસ સુધી ખુલ્લું કરીને રાખવાથી તેની કરચલી દુચો નીકળી જઇ સરખું થાય ને જમીન ઉપર પાંથરવું.

જમીન ખાડા પડેલી ખરબચડી હોય તો ઉંચું નીચું પંથરાયાથી જલદી ઘસાઇને ફાટી જાય તે માટે બારીક લાકડાંનો વહેર ખાડામાં નાંખી સરખી સપાટ જમીન કીધાથી લીનોલીયમ સીધું રહેશે. જોઇએ તો નીચે જુના ન્યુસપેપરો પાંથરવા.

લીનોલીયમના સાંધાઓ ટેકસ ઠોકવાને બદલે સરસે વળગાડવાથી સરખા મળી જાય છે. ટેકસને બદલે ફેનોગ્રાફની જુની પીનો જડવા સારૂં વાપરવી. નવાં પર

સરકો ને ઑલીવ ઑઇલ ભેગી લગાડવું. ઘણું તડકું લાગવાથી રંગ તરડાઇને ખરાબ થાય છે.

**સાફ કરવા** દુધને પાણી ભેળીને વાપરવું અથવા સરકોને ઑલીવ ઑઇલ સરખું ભેળી લેવું. સરસનું પાતળું પાણી ગરમ કરી લગાડવાથી ચળકશે, અને બીજી પૉલીશ માફક ચીકાશ લાગી તે પર પગ સરી જતો નથી.

ફુંકાં પાણીમાં કેરોસીન તેલ અથવા ટરપીનટાઇન ભેળીને લુછવું અથવા પૅરેફીન ફ્લેનલના ટુકડા ઉપર નાંખી ઘસવું

**જુનું ઝાંખું પડેલું લીનોલીયમ ચળકતું કરવા** માટે સાધારણ મીણ અથવા મીણબત્તીનો ટુકડો તાપમાં પીગળાવી તેમાં ટરપીનટાઇન રેડી ઘટ બનાવીને પછી કપડાં વડે ઘસડીને લગાડી સોજા કપડાંએ લુછી નાખવું, જોઇએ તે મેળવણીમાં બારસોપનો ટુકડો ભેળવો. પાણીમાં ટંકણ ખાર ભેળી ને ફ્લેનલ વડે લુછી સુકુ કરીને જોઇએ તો સોજા બ્રશ વડે વારનીશ લગાડવુ સુકાયા પછી બે ત્રણ હાથ મારવાથી ચળકશે.

## ગાલીચો સાફ રાખવો તથા તે પરના ડાઘ કાઢવા.

**૭૬.—ગાલીચો પાંથરવો** કોઆની જમીન હોય તો નીચે જાડાં સરખાં ન્યુસ-પેપર અથવા બ્રાઉન કાગળો પાંથરીને પછી નાખવાથી વધુ વખત ટકશે, તેની ઉપર રોજ બ્રશ વડે કચરો કાઢવો. હાલ નવી જાતનો સંચો (Vacuum Cleaner) આવે છે જે ઉપર ચલાવ્યાથી ગાલીચામાંની ધુળ કચરો વિગેરે તેમાં પોતીકી મેળે હવાનાં દબાણથી ખેંચી લઇને તેમાં એકઠો થાય છે. ગાલીચાના દોરાનાં વળ પ્રમાણે સીધ્ધિ ફેરવવો.

કરચલી કાઢવા એડી વગરનાં ચામડા યા રબરના બુટ બાર મુકીને સરખા પગ ઘસીને ચાલવું.

**ગલીચો સાફ કરવો** ઉંચકીને એકુ બે માણસ સાથે ઉભો પકડવો અથવા ટાંગીને લાકડી વડે ઉંધી બાજુએ ઠોકવાથી ધુળ બહાર નીકળશે, સવળી બાજુ પર ઠોકતાં ધુળ ઉલટી અંદર ભરાઇ જશે.

થોડોક વખત તડકે મુકવો કે અંદર કોઇપી જાતની ઉંધાઇ કે જંતુઓ થયાં હોય તો નીકળી જાય, લાંબો વખત તડકે રાખવાથી ગાલીચાનાં રંગ ઝાંખા પડશે.

ઠંડીના મુલકમાં બરફવાલી જમીન પર પાંથરી ઉપર બરફના નાના ટુકડાઓ નાંખી કઠણ બ્રશ વડે ઘસવાથી મેલ કચરો નીકળશે.

ગાલીચામાં ઉધઇ નહિ લાગે તેમ કરવાં નીચે થોડો ટંકણ ખાર ને કપુરની ભુકી છાંટવી. નેફ્થલીનની ભુકીથી પણ ઉધઇ જશે.

**ઉધાઇ લાગી હોય** તો કોઇપી જાતનું જાડું કપડું અથવા ટુવાલ પાણીમાં ભીનવી નીચવી કાઢીને સરખો ઉધઇ લાગેલા ભાગ ઉપર પાંથરીને ગરમ અસ્ત્રી તે

પર ફેરવ્યાથી કપડું સુકાઇ જાય કે ઉચકી લેવું, એ રીતે બીજી બાજુ જ્યાં પણ ઉધઇ હોય ત્યાં કરવું, આથી તેનો નાશ થશે અને ગાલીચાનો રંગ પણ બગડતો નથી.

રસકપુર ( Corrosive Sublimate ) નામની દવા પાણીમાં મેળી સ્પંજ વડે લગાડવી. એ દવા ઘણી ઝેરી હોવાથી વાપરતી વખતે પણ ઘણી સંભાળ લેવી.

**માંચડ કે ઉધઇ થતી અટકાવવા** માટે નીચે સુકાં લીમડાના કે તંબાકુના પાંદડા પાંથરીને ઉપર ગાલીચો નાખવો, અથવા કાળાં મરી કે મરચાંની ભુકી નીચે નાખવી.

**ઝાંખાં પડેલા રંગો** માટે તેને મળતા વૉટર કલર લઇને પીંછી અથવા સલી પર રૂ વીંટાળીને તરાહમાં પચાવવો રંગને બદલે રંગીન શાહી જોઇએ તો વાપરવી. નીમક, સોડાખાર, ફટકડી, ઍમોનીઆ કંઇ પણ એક ભાગ લેવું ને પાણી ત્રણ ભાગને સુમારે મેળવી તેમાં બ્રશને સહેજ બોળી લુછવો.

એક બાટલી પાણીમાં છ ઔંસ નીમક ગરમ કરી તુરત કપડાં વડે ઘસવાથી રંગ સુધરશે. અથવા અર્ધી ચમચી ટરપીનટાઇન ભેળવું.

ગાલીચાના ડાઘ અથવા રંગ ઝાંખા પડેલા માટે નીચલી કોઇ પણ ચીજ અજમાવી જોવી. સોજુ નીમક સહેજ પાણીમાં પ્રસરાવી છુટું લેવું અથવા સાથે થોડો ચોખાનો આટો અથવા થુલું ભેળીને ગાલીચા ઉપર છાંટીને બ્રશે ઘસવાથી રંગ દીપી નીકળે છે, પછી તે ઝાટકી નાંખવો. પપેટા બાફેલું પાણી લગાડવું

જુના ગાલીચાને ધોવાથી પણ સાફ થાય છે, અથવા તો રંગ ઘણો ઝાંખો થાય તો પાછો કોઇ પણ જાતનો ઘેરો રંગાવ્યાથી નવો થશે.

**ધોવાની રીત** છાંયાવાળી જગામાં ટાંગીને પાણી સીંપવાની નાની ઝારી વડે તે ઉપર જોરથી પાણી મારી સાફ થાયને નીગરાતો સુકાવા દેવો.

સોજી જમીન ઉપર મુકીને સોડા ખારનું પાણી બનાવી કઠણ બ્રશ વડે ધોવાથી પણ સાફ થાય છે.

ગાલીચાને સરખી ઘડી વાળીને રાખેલો હોય તે કોઇ કોઇ વખત ઉઘાડવાથી સળ પડતા નથી, ગોળ રોલ કરીને રાખેલો વધુ સરખો રહે છે. તંબાકુ, આખાં મરી, ટંકણ ખાર અથવા કોઇ પણ જાતની સ્ટ્રોંગ વાસની ચીજ તેના પડમાં મુકવાથી કસારાં અથવા ઉધઇ લાગી કરડી ખાતો નથી. નેફથલીનના બોલ નાખવા.

**મેલ કાઢવા** ચાહ બનાવી પાણી કાઢી લઇ તેનો છુંછો પાંથરી બ્રશ વડે ઘસવો અથવા ન્યુસ પેપરની ઘડી વાળી પાણીમાં ભીનવી નીચવી કાઢી તેના બારીક ટુકડા કરી ઉપલી રીતે સાફ કરવા વાપરવું.

ઍમોનીઆ છુટો અને સાબુનું ગરમ પાણીમાં પીગળાવી સ્પંજ વડે લગાડવો, કોઇપણ રીતે સાફ કરતી વખતે ઘણું પાણી લઇ ભીનવવો નહિ. સરકો ને પાણી ભેળી કપડું બોળી લુછવું.

ટરપીંનટાઇન થોડુંક જોસ પાણી સાથે ભેળીને બ્રશ અથવા સ્પંજ વડે કેટલીક વખત લગાડવાથી રંગ ઝાંખા પડતા નથી.

ગરમ પાણીમાં બળદનો પીત્તો ( Ox Gall ) ભેળી ફ્લેનલના કપડાંએ લુછવાથી રંગ પાછા દીપી નીકળશે.

ડાઘો **ચીકાશ** તેલ અથવા ગુંદર મીણબત્તી વિગેરના પડે તો તુરત તે ઉપર ચાકની ભુકી, ચોખાનો આટો, વહેર, મેગ્નેશીઆ, ફુલર્સ અર્થ, બીડીમાંની રાખ, એમાંની કોઇપણ ચીજ ઉપર નાંખવાથી ચીકાશ ચુશી લેશે, પછી ઉપરથી ટરપીંનટાઇન લગાડવું જેથી તદ્દન ડાઘો નીકળી જાય છે. ડાઘ કીનારી પર હોય તો નીચે પણ ઉપલી કોઇબી ચીજ નાખવી.

ચીકાશના ડાઘ ઉપર તુરત સોઝો બ્લોટીંગ પેપરનો ટુકડો દાબી રાખીને ગરમ અસ્રી ઉપર ફેરવવી, બ્લોટીંગ ચુશી લઇ ખરાબ થાય ને નવું લેવું. ટારના ડાઘ મેથીલેટેડ સ્પીરીટ ને એમોનીઆ સરખા વજનનું ભેળી લગાડવું.

લાંબા વખતના સુકાઇ ગયલા ચીકાશના ડાઘો ઉપર ગરમ અસ્રી ફેરવવી અથવા તો ગરમ પાણી ભરીને વાસણ ઉપર મુકવું જેની ગરમીથી ચીકાશ તવાઇને નરમ થાય કે તુરત ઉપર લખેલી કોઇબી ભુકા વાપરવી એ રીતે નહિં નીકળે તો ટરપીંનટાઇન અથવા બૅન્ઝાઇન લગાડવું. પણ આતશ અથવા ખુલ્લી બત્તી નજદીક રાખવાથી સળગી ઉઠે છે માટે સંભાળ રાખવી, ડાઘ નીકળે નહિં તો ચાકને ટરપીંનટાઇન ભેળી એક દિવસ લગાડી રાખી બીજે દિવસે બ્રશ મારી સાફ કરવો.

સરકા વડે પણ કોઇ જાતના ડાઘો નીકળશે તે લગાડી ઉપર બ્લોટીંગ પેપર દાબવું ખરાબ થાયતો નવું લેવું.

પાણી એક બાટલી, એમોનીઆ બે ઔંસ, સાબુનો ભુકો એક ઔંસ, સુરો ખાર (Saltpetre) એક ચમચી સર્વેને પાણીમાં પીગળાવી ખુબ હલાવીને ખપ પડે તેટલું ચીકાશના અથવા તેલના ડાઘ ઉપર છાંટીને ઘસવું, એકથી વધુ વખત પણ અગત લાગે તો વાપરવું. છેલ્લાં ઠંડા સોજા પાણી વડે લુછી નાંખ્યાથી ડાઘ નીકળે છે, એ મેળવણી બનાવેલી રાખી મુકી ખપ પડે ત્યારે વાપરવી.

**કેરોસીન ઢોલાયલા** પર પાઇપ કલે ઉપર નીચે નાખી બધું ચુશી લે ને બ્રશે પખોડી નાખવી.

**શાહીના** ડાઘ માટે નીમક લેવું અથવા સાથે લીંબુનો રસ કે દુધ ભેળી તે પર ઘસીને થોડો વખત રાખી સુકાયા પછી ગરમ પાણીમાં કપડું બોળી લુંછી નાંખવું, ઑાકઝેલીક ઍસીડ એક ચમચો ગરમ પાણીમાં મેળવીને ફ્લેનલ વડે લગાડવાથી શાહીના ડાઘો નીકળે છે. તુરત મીઠાં દુધે પલ્લીને આટો છાંટી બીજે દિવસે સાફ કરવું, શાહીના ડાઘ ને ફુકાં પાણીએ ભીંનવી તે પર કાર્ન-ફ્લૉવર છાંટી એકુ બે દીવસ રાખીને પખોડી નાંખવાથી સાફ થશે.

બ્લોટીંગ પેપર તુરત દાબી દઈ શાહીના ડાઘ ઉપર ને પછી દુધમાં કપડું બોળી લુછવું, દર વખત કાળો થયલો કટકો બદલીને સોજો લેવો. ઘણી ઘોલાયલી હોય તો ચમચી વડે બધી કાઢી તે પર દુધ રેડી પાછું ચમચીએ કાઢી લઇ પાછું રેડવું જ્યાં સુધી સફેદ દુધ નીકળે ત્યાં વેર એમ કરવું. પછી પાણીમાં લીંબુ નીચવી કપડાંએ લુછવું.

**મેસ ગાલીચા પર** પડેલી ફુંક મારવાથી ઉડી જશે અથવા તે પર ચાક, નીમકની ભુકી, થુલુ, કંઈ પણ અલગે હાથે નાખવાથી મેસ તેને વળગી જાય ને બ્રશ વડે હલકે હાથે પાસે કાગળનો ટુકડો મુકી તે પર ભરી લેવી.

ડાઘ મેસનો પડેલો હોય તો એમોનીઆ સાથ મેગનીશીઆ ને ફુલર્સ અર્થની ભુકી ભેગીને ઘસવાથી નીકળશે. કાળી સીસાંની લુદીના ડાઘો પર ઊપલી ચીજો પાણીમાં ભેળી તેમાં એમોનીઆ થોડાં ટીપાં નાખી લગાડી સુકાયને બ્રશ મારવો.

**ચુનાના ડાઘ** કાઢવા એમોનીઆનું પાણી લગાડવું.

**ખુણાઓ ગાલીચાના** વાપરતાં અથવા કીનારી ઉપરથી પગે ચાલતાં દબાઈને વળી જતાં હોય તો જાડો સરસ બનાવી ઉલટી બાજુએ વળે ત્યાં ઘટ લગાડી સુકાય ને સરખો નાંખવો, સરસ લગાડેલો છેડો કડક થઇને પાછો વળશે નહિ. આખો ગાલીચો પણ નરમ થઈ દુચો થયા કરે તો કડક બનાવવા ઉંધી બાજુ પર સરસને ખળખળતાં પાણીમાં પીગળાવી પીછી વડે લગાડવો. જાડા ગાલીચા લાંબા છેડાઓ વાલી વણાટનાં સાફ કરતી વખતે તેમાં કંઈભી ચીજ અંદર ભરાઇ કે ચીટકી જાય તો બરોબર કાઢી નાખવી, રહી જવાથી ગાલીચો ખરાબ થશે.

**ગાલીચાની કીનારી ફાટી** અથવા ચુંથાઈ ગયલી હોય તો તેને મળતા રંગની જાડાં કપડાંની પટીનાં પડ વચે કીનારી મુકી શીવી લેવી, અથવા તો તેને મળતા રંગનો જાડો દોરો યા સુતર લઇ બટન હોલના ટાંકા કરીએ તે મુજબ બધી બાજુ ફરતો શીવી જવાથી વધુ ફાટશે નહિ, જોઇએ તો શીવતી વખતે વચમાં દોરી મુકવી.

**ગાલીચો સનનો વણેલો** શીવવાના સંચા ઉપર આડો ઉભો જે પણ તાર નીકળી ગયલો હોય તે મુજબ સીવવાથી સરખો થશે.

**સેત્રંજી રંગીનને** ગાલીચાની રીત મુજબ સાફ કરવી, ધોવી તથા ડાઘો કાઢવા તેમજ તે પર રંગ પણ ચઢાવી શકાય છે.

**જમીન પર પાંથરેલું ઉંચકવું.** ગાલીચો, ઑઇલ-ક્લૉથ, સાદડી વિગેરે લાંબે વખતે ઉંચક્યા પછી તળીએ ધુળ કચરો એકઠો થયલો હોય તે પર પાણી સાથે થોડી કાર્બોલીક ઍસીડ ભેળીને છાંટવા ; પછી કચરો બ્રશે ભરી લેવો. એ રીતે ધુળ ઝાઝી ઉડશે નહિં અને અંદર કંઇ ખરાબ વાસ યા જંતુઓ હશે તેનો નાશ થશે.

## સાદડી, નેતર, કાથા વિષે.

**૭૭.—સાદડી** પાંથરેલી હોય તે પર થોડે થોડે દિવસે દરીઆનું અથવા નીમકનું પાણી લઈ કપડું ભીંનવી લુછવાથી સફેદ રહે છે, અથવા થુલું ઉકાળેલાં પાણીએ લુછવી. કચરો કાઢતી વખતે થોડો ચોખાનો આટો છાંટવાથી સોજી લાગશે. વારનીશ લગાડવાથી જલદી ખરાબ થતી નથી.

**રંગીન સાદડી ઝાંખી પડેલી** પર તેને મળતા રંગો લઇ પીછી વડે લગાડવાથી નવી જેવી થશે. ટંકણખારનાં પાણીમાં કપડું બોળી લુછયાથી સોજી થાય છે. ચીકાશના ડાઘ પર ચાક ને ટરપીનટાઇન ભેળી એક દિવસ નાખીને બ્રશ મારવો.

**રંગીન** સાદડી પરનો મેલ કાઢવા ગરમ થુલું છાંટી કપડાં વડે સંભાળીને ઘસવું. સાદડીની કીનારી પર ફરતી જાડાં કપડાંની પટીઓ સીવ્યાથી જલદી ફાટશે નહિં. જુની સાદડીમાંથી સોજા ટુકડા કાપી લઇ તે પર છીંટ કે ક્રેટોનનું કપડું સીવી યા વળગાડી બારીની પહોળી પાળ પર બેસવા વાપરવી.

**ઘાસના શાખાઓમાંથી બનેલી ચીજો** પણ ખારાં પાણીએ સાફ કરવી. વોશીંગ સોડા લગાડવાથી ખરાબ થાય છે.

**બાંબુની ચીજો** વિગેરે પણ ખારાં પાણીએ ધોવાથી સાફ થશે અને કીડ પણ તેમાં લાગતી નથી. બૅલ તેલ ને ટરપીનટાઇન સરખા વજનનું ભેગી લગાડવું, અથવા ટરપીનટાઇન ત્રણ આઁસમાં લાખ એક આઁસ પીગળાવી લગાડયાથી વારનીશ માફક ચળકશે.

**કાળો રંગ આપવા** માટે લોગ વુડ ( Log Wood ) નાં છોડીઆં પાણીમાં ઉકાળી પીછી વડે લગાડવું.

**નેતર અથવા બાંબુનાં સામાણ** પર કાળો રંગ પીછી વડે લગાડીને સુકાવા આગમચ ઉપલી બાજુ લુછી લઈ બીજો કોઇ પણ પાછો ખુલ્લો રંગ લગાડવો, ખાંચામાં પીછી લેવી નહિં. એ રીતે અંદરથી કાળું ને ઉપરથી રંગીન બેની ભેગ દીસવાથી સામાણ સારો લાગે છે, સાફ રાખવા એક કપ ગરમ પાણીમાં એક ચમચી ઍમોનીઆ નાખી પીછી વડે લગાડી પછી સોજું પાણી લઇ લુછી નાખવું.

ખપેરાને ડામર લગાડવાથી કીડ લાગી જલદી સડી જશે નહિં. આગમાં બળે નહિ તેમ કરવા કાથામાં આપેલું છે તેમ કરવું.

**નેતરને પૉલીશ** કરવા સ્પીરીટ ઑફ વાઇનમાં કોઇબી રંગની લાખ પીગળાવી બંધ જગ્યામાં બે ત્રણ દીવસ રાખ્યા પછી હળાવીને બીજા વાસણમાં કાઢી પીછી વડે લગાડવી, સાધારણ ફ્રેન્ચ પૉલીશ લગાડવી અથવા બૅલ તેલને ટરપીનટાઈન ભેગી વાપરવું. ચીકાશના ડાઘો કાઢવા મેથીલેટેડ સ્પીરીટ લગાડવી.

**નેતર** કોચ, ખુરશીની પર ખારૂં પાણી લગાડવું અથવા લીંબુનો રસ નીમક ચોળી ઘસ્યા પછી સોજાં પાણીએ ધોવાં. માંકડ ભરાયલા કાઢવા જીવ જંતુઓમાં જુવો. સુકાવા આવે ને ગરમ અસ્રી ફેરવવી. ઑકઝેલીક ઍસીડ પાણી સાથ ભેળીને લગાડવી. ઉપલી કોઇપણી રીતે નેતર મેલી થયલી સાફ થાય છે. નેતરની બનેલી ચીજો પણ ઉપલી કોઇબી રીતે સાફ કરવી.

**નેતર ઢીલી** થયલી હોય તો બને બાજુ પર ગરમ પાણીમાં સાબુ ભેળી કપડાં વડે ધોઇને તડકે સુકવવાથી પાછી કઠણ ને ટાઇટ બનશે.

નેતર બાંબુની ચીજોની કીનારી છુટી અથવા તુટી જાય ને તુરત સમરાવવા બને નહિં તો પાતળી સુતળીને સુઇઆમાં પોઈ સાંધી નાખવી. રંગીન ચીજ હોય તો તેને મળતો રંગ લગાડવાથી તુટેલું ઝાઝું માલમ પડશે નહિં.

**૭૮.- કાથો અથવા ગાલીચો સીડી કે દાદર ઉપર જડવાની રીત.** ઉપર તથા હેઠળના છેડા એક બે ફુટ લાંબા રાખી અંદરની બાજુમાં વાળીને જડવો. જયારેબી ફાંડીઆની કીનારી આગળથી વપરાતાં ઘસાય અથવા ફાટે તો આખો ઉખેડી નીચેના વધારાના વળેલા છેડા બહાર કાઢી પાછો જડવાથી ફાટેલા ભાગ આગળ પાછલ હઠી ને ફાંડીઆંનાં પેટાંમાં જશે અને કાથો પાછો સોજો લાગશે.

**ગોદડીઓ કાથાની** ઉપર ઉભાં રહી બધી બાજુથી પગે ઠોકવાથી તેમાંની ધુળ નીચે પડી જશે, અથવા ઊંધી પછાડવી. પૉલીશવાળી જમીન પરથી સરી જાય તો નીચે જુનો ગાલીચાનો ટુકડો વળગાડવો.

**ધોવાની રીત.** મોટાં ઉડાં વાસણ અથવા પીપની ઉપર ઉંધો ઉઠલાવીને મુકી જોરથી પાણી રેડવું જેથી ધુળ તે વાસણમાં પડે પછી લાકડીએ ઠોકીને પાછું રેડવું, નલ નીચે અથવા જોસમાં વરસાદ પડતો હોય ત્યાં મુકવાથી પણ ધુલ કચરો નીકળી સાફ થાય ને દોરી અથવા ખીલા પર નીગરાવો સુકાવો.

**આગમાં બળે નહિ તેમ કરવા** એક બાલદી પાણીમાં પાંચ ભાગ નવસાગર ( Sal Amoniac ), બે ભાગ બોરીક ઍસીડ ને એક ભાગ ટંકણખાર ભેળવો અથવા ઍમોનીઅમ બોરેટ ને પૉટેશ કાર્બોનેટ ઉપલી બંને ચીજોનાજ પ્રમાણમાં તેટલાંજ પાણીમાં ભેળી વાપરવું.

સાદડી, પાટીઆં વિગેરેને પણ એ મેળવણી લગાડવાથી આગમાં બળશે નહિ.

## જમીન લાકડાંની તથા પૉલીશ કીધેલી સાફ રાખવી.

**૭૯.-પાટીઆંની જમીન** પાણીનાં ભીનાં કપડાંએ લુછવી, નીચે બેસીને લુછવા કરતાં એક લાકડીને જાડું લંબાચું કપડું બાંધી પાણીમાં ભીનવીને પહોળું કરી લાંબે હાથે ડાબી જમણી ફેરવ્યાથી ઘણો ભાગ થોડા વખતમાં લુછી શકાય છે, અથવા જુના બ્રશ કે બુટારા પર કપડું વિટાળી વાપરવું. સામાન વગરની ખાલી જમીન એમ ધોવી.

લાદીની જમીન પણ એ રીતે ધોવાની સહેલ પડે છે, જ્યાં કપડાંને બદલે દોરીની ગુંથેલી માછી મારની જાલ વધુ ઉપયોગી થઇ પડશે.

પાણી વગર સુકી સાફ કરવા માટે ઝીણી રેતીની પીળી ઇંટની ભુકી બ્રશ વડે પાટીઆં પર ઘસવી.

સાફ રાખવા માટે કાર્બોલિક સાબુ અથવા વૉશીંગ સોડા પાણી સાથે વાપરવો જોઇએ તો ઝીણી રેતી ને કળી ચુનો સાથે લેવો.

**કેરોસીનનું ઇમલશન** એક ભાગ સાબુને ઠંડા પાણીમાં પીગળાવી સાત ભાગ કેરોસીનને ગરમ પાણીના વાસણમાં મુકી હુંફું થાય ને સાબુ સાથ ભેળવું.

**પાટીઆં ઉપર રંગ આપવો.** ઓક અખરોટ, અથવા તેને મળતો ભુરો રંગ આપવા એક બાટલી પાણીમાં થોડી પરમેંગનેટ ઑફ પૉટેશ નામના જાંબુડા રંગની ચળકટી જેવી ભુકી આવે છે તેને પીગળાવીને સોજાં ધોયલાં પાટીઆં ઉપર કપડાં વડે લગાડવું. ઘેરો ખુલ્લો જેવો રંગ જોઇતો હોય તે મુજબ બે ત્રણ યા વધુ હાથ ઉપલી મેળવણીના લગાડવા. પાણીમાં થોડાં ટીપાં ગંધકનો તેજાબ નાંખી લાકડાં ઉપર પીંછી વડે લગાડી તાપ આગળ સહેજ દુર ધરવાથી કાળું ને ચળકટું થશે.

**પૉલીશ કરવા** સારૂં મીણ મધપુડાનું અથવા મીણબત્તીના ટુકડા સ્પીરીટ ઑફ ટરપીનટાઇનમાં ચુહલા ઉપર પીગળાવીને ફ્લેનલ વડે પાટીઆં પર ઘસવું; થોડો ઍમોનીઆ કે પૅરેફીન જોઇએ તો ભેળવું. ચળકટી રાખવા કપડાંને કેરોસીન તેલમાં ભીનવી રોજ તેને ઘસડી નુછવી. ત્રણ ચાર દિવસે તે તે કપડું પાછું બોળવું, પૅરેફીનથી ખરડેલાં કપડાંએ નુછવાથી ચળકશે. પૅરેફીન બે ભાગ ને અળશીનું કાચું તેલ ( Raw Linseed Oil ) પોણો ભાગ ભેળીને કપડાં વડે ઘસવાથી પૉલીશ થશે. એક ભાગ પૉટેશ ને પાંચ ભાગ પીળું મીણ ગરમ પાણી સાથ પીગળાવી લેવું. કેરોસીન, લાઇમ વૉટર, ને તેના બેવડા વજનનું પૅરેફીન ભેળવું.

સરકો, બૅલ તેલ, ટરપીનટાઇન, મેથીલેટેડ સ્પીરીટ બધું સરખા વજનનું મેળવીને કપડાંમાં રૂ મુકી તેની પોટલી જેવી બનાવી તે પૉલીશની માફક લગાડવું, વધુ માટે ફરનીચર પૉલીશમાં જુવો. પૉલીશવાલી જમીન પર ધસા સામાનના પડતા અટકાવવા નમડો અથવા જુની ફૅલ્ટ નાના ટુકડા પગ નીચે જડવા કે વળગાડવા.

**પારકે ફ્લૉર** ( Parquet Floor ) પાટીઆંના ટુકડાઓ જડેલી તરાહવાળી જમીનને પાણીમાં ટંકણખાર ભેળી કપડું બોળી નીચવી કાઢીને પછી નુછવું, વધુ પાણી લાગવાથી એ જમીન ખરાબ થશે. મીણની પૉલીશ લગાડવાથી તે પર ચળકાટ આવશે.

**ચીકાશવાળી ચીજ** પડે કે તુરત તેની ઉપર રાખ લુસં કે આટો નાંખવાથી ચુશી લે છે. થોડું હોયતો પાણી રેડવાથી ઠંડકે બંધાઇ જઇ પાટીઆંમાં પચતી અટકે છે.

ચુનાના ડાઘ પાણી વડે નીકળે નહિ તો સરકો લગાડવો.

ડાઘ ચીકાશના કાઢવા ફુલર્સ અર્થ નામની મટોડી આવે છે, તે તથા પર્લ એશ બંને પા રતલ છુટી છુટી લઇને એક બાટલી ખળખળતાં પાણી સાથ મેળવી ઘટ પેસ્ટ બનાવી પાટીઆં ઉપર લગાડી થોડા કલાક રહેવા દઇને પાણી વડે ધોવું, વધુ ડાઘો હોય ને નીકળે નહિં તો એક દિવસ સુધી ઉપલી મેળવણી ઘટ રાખ્યા પછી પાણી સાથ થોડીક બારીક રેતીને સાબુ લઇને ઘસડીને ધોવી. એ રીતે રાંધણીમાં વપરાતી ટેબલ, પાટીઆં વિગેરે સાફ કરવાં. ભીણુ અથવા બીજા ચીકાશના ડાઘ ગરમ પાણી સાથ વૉશીંગ સોડાને બ્રશ વડે ધોવું અથવા તો થોડું ટરપીનટાઇન લગાવાથી નીકળશે.

તેલના ડાઘ માટે બેન્ઝોલાઇનમાં કપડું બોળીને ઘસ્યા પછી સોજા કપડાંએ લુછવું. એક વખત કીધાથી સાફ નહિં થાય તો બે ત્રણ વખત કરવું. લાકડાં ઉપરના ડાઘો કાઢવાની રીત અથવા પૉલીશ કરતી વખતે હંમેશાં ઉભા શળ પ્રમાણે હાથ લઇ ઘસવું. આડા ઉભા હાથ લીધાથી લાકડાંની સફાઇ આવશે નહિ.

પાટીઆંની ફાટો પુરવી. શણના પાતળા વાખને ટાર યા ડામર સાથે મેળવીને છરીની ધાર વડે અંદર દાબવું. જો બહાર નીકળી આવે તો છરી ગરમ કરી ઉપર ફેરવ્યાથી અંદર બરોબર બેસી જશે. પ્લાસ્ટર ઑફ પૅરીસની ભુકી પાણી કે સરસમાં ભેળીને વાપરવી. જોઇએ તો કાળા રંગની ભુકી સાથે નાખવી. જંતુઓ કાઢવા પાછળ જુવો.

## પ્રકરણ ૧૧.

## ભીંત સંબંધી, સાફ કરી ડાઘો કાઢવા તથા ઓરડાની હવા સોજી રાખવી.

૮૦.—**ધુમાડાથી કાળી થયલી ભીંત** સાફ કરવા કૅરોસીન તેલમાં કપડું બોળી ઘસ્યા પછી તેને સાબુનાં પાણીએ ધોઇ જાડાં કપડાંએ લુછવી. પર્લ એશનું પાણી લગાડી તુરત ધોઇ ચુના સાથ ફટકડી પીગળાવી લગાડવી. નીફનું પાણી ને ગોબર (છાંન) ભેળીને ઘસવી અથવા સોડા ખારનું પાણી લઇ ધોવાથી કાળી ભીંત સાફ થશે.

સ્ટાર્ચ ( Starch ) નું ઘટ પાણી કાળી ભીંત ઉપર પાતલું પડ થાય તેમ લગાડી સુકાય પછી બ્રશ વડે ઘસી કાઢવું. ઉપલી કોઇબી રીતે મેસ લાગેલી ભીંત સાફ થશે. જોઇએ તો થોડાં ટીપાં કોઇબી જાતના તેલનાં એ મેળવણીમાં નાખવાં.

ચુનો ભીંત ઉપર લગાડતી વખતે તેમાં ખાંડ, ફટકડી, સરસ, કેરોસીન, નીમક, કે દુધ, કાંઇબી ભેળ્યાથી ચીકાશ આવી ભીંત પર ચુનો સારો વળગી રહેશે.

ઘઊંના કે ચોખાના આટાની પાતલી કાંજી કરી જોઇએ તો ભેળવી. કંઇ પણ ભેળ્યા વગર ચુનો લગાડેલો પોપડો બંધાઇ જલદી ખરી પડશે, ચુનો મેળવેલું વાસણ ઢાંકવું. ખુલ્લું રાખવાથી તેમાનું પાણી ઊડી જાય છે.

**ફુગાહટવાલી ભીંત** પર ઉપરની રીતનો ચુનો લગાડતી વખત તેમાં થોડુંક નીમક કે પરમેંગનેટ ઑફ પૉટેશની ભુકી ભેળવી.

દુધમાં સીમેન્ટ ( Hydraulic Cement ) **ભેળવું.** દિસતેંમપર (Distemper) રંગમાં સોડા સીલીકેટ ભેળવાથી આગમાં બળતો નથી.

**ભીંતની ફાટ પુરવા** સરકો ને પ્લાસ્ટર ઑફ પૅરીસ ભેળી વાપરવું અથવા તો સીમેન્ટ પાતળું પાણી સાથે બનાવી તેને **પીચકારી** વડે ભીંતની ફાટોમાં નાખવું. લાકડાંના પાટીઆંની કે ભીંતમાંની ફાટો પુરવા માટે જુનાં કાગળને ગરમ પાણીમાં ભીનવીને ઘટ બનાવી સર્વે ચુંટી નાખી ફાટમાં છરી યા પટી વડે દાબીને સરખું ભરી દેવું. ખાકડ થતા હોય તો કાર્બોલીક ઍસીડનાં થોડાં ટીપાં ભેળવાં.

**ભીંત કે બારીનાં પાર ઉપરના ડાઘા.** કુડાં મુકવાથી પાણીના રેલા ઉતરી પડે તે કાઢવા લાકડાંની બારીક રાખ ઘસીને પછી સોજા પાણીએ ધોવું.

**ભીંત ઉપર મેચીસ ઘસેલા ડાઘો** પર લીંબુનો રસ ઘસીને ચુનાનાં પાણીમાં કપડું બોળી લગાડયા પછી ગરમ પાણીમાં સાબુ પીગળાવી ધોઇ નાખવી.

**તેલના રંગની ભીંત ( Oil Paint ) ઉપરના ડાઘા** માટે સાબુનું પાણી ને સોડા ખાર મેળવી કપડાં વડે ઘસીને પછી સોજા પાણીનાં કપડાંએ લુછવા. ઘણી ખરાબ થયલી ભીંત પડેલાં ફલેનલના કપડાં ઉપર સુકો કળી ચુનો લઇને ઘસવી, છેલ્લે થોડુંક પૅરેફીન પાણીમાં નાખી ધોવી. ઍમોનીઆનાં પાણીએ સાફ થશે.

**આગમાં બળે નહીં તેમ કરવા સરકો,** નીમક, ફટકડી વધતા ઓછાં પ્રમાણમાં લે છે, અથવા ઍસબેસટોસનો ભુકો ભેળાય છે.

**ચીકાશના ડાઘ કાઢવા** સોજું બ્લોટીંગ પેપર દાબી દેવું અથવા થોડો કાર્બનેટ ઑફ સોડા તે પર નાખીને પછી ડાઘ ઉપર મુકીને મધ્યમ ગરમ અસ્ત્રી ફેરવવી. સોડા છાંટવાથી રંગ ખરાબ થતો નથી, વૉલ પેપર ઉપરના ચીકાશના ડાઘો પણ એજ રીતે નીકળશે.

ચુનાનું પાણી ને પર્લ ઍશ ઘસવાથી તેલનો રંગ નીકળી જાય છે. સાફ કરવા ખળખળતાં પાણીની કીટલીની નળી ભીંત આગળ ધરી ગરમ પાણીની વરાળ લાગ્યા પછી સાબુનાં પાણી સાથ ઍમોનીઆ ભેળીને ધોવી, ઓરડો બંધ રાખવો કે કીટલીમાંનું પાણી ઠંડુ પડી નહિ જાય.

**ભીનાશવાલી ભીંત** ઉપર પહેલાં સાબુનું ગરમ પાણી લગાડી સુકાય ને ઠંડાં પાણીમાં થોડી ફટકડી પીગળાવીને લગાડવા પછી રંગ લગાડવો. કળી ચુનો ગરમ પાણીમાં મેળવીને ભીંત ઉપર લગાડવાથી ખરાબ હવા ને સરદી ચુસી લે છે.

ભીંત ઉપર ખુલ્લો રંગ મારવાથી ઓરડાની ઉમરણી ઉંચી દીસે છે, ઘેરા રંગે ઓરડો બેઠો ને નાનો લાગશે. એજ મુજબ છાપરાં યા સીલીંગના રંગો તેમ કરવાથી તે તેવુંજ દીસે છે.

**ભીંત ઉપરની ઊધઇ કાઢવા** સુકી માછલીને થોડો વખત પાણીમાં બોળી રાખી તે ખારૂં વીસડું પાણી લગાડવાથી ઊધઇ પાછી થતા નથી.

## ભીંતમાં ખીલો મારવાની રીત.

૮૧.—**ખીલો** સુઇઓ ભોંકીને અંદર જાય ત્યાંજ મારવો, પત્થરની ભીંતમાં ઠોકવાથી મરડાઇ જશે. ખીલાને ગુંદરનાં પાણીમાં અથવા સરસમાં બોળીને ઠોકવાથી મજબુત રહેશે. ભીંતમાં ગાબડું પડી નીકળી તો પાતળી કપડાંની ચીપ ગુંદરમાં બોળી વીટાળીને મારવો. મીઠાં તેલમાં બોળીને ભીંતમા મારતી વખતે ખીલો મરડાઇ તેમજ કાટાઈ જતો નથી. લાકડામાં પણ ઠોકતી વખતે એજ રીતો કરવી, અથવા સાબુ કઠણ લગાડવો.

## ભીંત ઉપર કાગળ વૉલ પેપર વળગાડેલાં વિષે.

૮૨.—**કાગળ રંગીન તરાંહવાલા** ભીંત ઉપર શોભા માટે વળગાડે છે તેમાં કસારાં અથવા કોઇબી જંતુઓ થતાં અટકાવવા પહેલાં કાર્બોલીક ઍસીડ પાણીમાં નાંખી ભીંતને ધોવી, જેનાં વાસથી જંતુઓ હશે તે પણ મરી જઇ બીજાં થશે નહિ. ભીંતમાં ફાટો હોય તે વળગાડવા આગમ પુરી દેવી.

**વૉલ પેપર ઝાંખા** પડે તો તેપર વૉટર કલર (પાણીના રંગો) પીછી વડે તેને મળતા લઇ લગાડવા. ઝાંખા પડેલામાંનું ફાટી ગયું હોય તો તેમાંનો નવો ટુકડો કાપી લઇ થોડો વખત તડકે મુકવાથી રંગ ઉડી જઇ ઝાંખું જુનાને મળતું થાય ને ફાટેલાંની જગ્યા ઉપર વળગાડવું.

વધેલા જાત જાતના વૉલ પેપરના ટુકડાઓ ભેળી પેત્ચ વર્ક મુજબ ગોઠવીને વલગાડી ફરતી બોર્ડર મુકવાથી શોભે છે.

**ઠીંગડાં મારવાં** જ્યારે નવા ટુકડા વળગાડે ત્યારે તરાંહ બરોબર મેળવીને કરવાથી ઠીંગડું મુદલ માલમ પડતું નથી, અથવા તો તેજ જાતનું વૉલ પેપર નહિં મળે. તો સાધારંણ તેવું જાડું કાગળ તે જગ્યા ઉપર વળગાડી વૉટર કલરના તેને મળતા રંગો લઇ તેવીજ ફુલ પાદડાં વિગેરેની તરાંહ પાડીને રંગવી.

**પાણી નહિં પચે તેવું** વોટર પ્રુફ બનાવવા માટે વારનીશનો પાતળો હાથ મારવો.

**વારનીશ મારવા** ટંકણખાર ને લાખ ( Shellac ) એક એક ભાગ સોજી સ્પીરીટ દસ ભાગમાં પીગળાવી પીછી વડે બે હાથ મારવાથી કાગળ લાંબો વખત વેર સોજ્જું રહેશે, પાણીએ ધોઇ પણ શકાય છે.

**ડાઘા વૉલ પેપર ઉપર મેલા હાથના પડે** તો પાઇપ ક્લે મટોડી આવે છે તેને પાણીમાં મેળવી જાડું પડ ડાઘ પડે લગાડી એક રાત રાખી સુકાયા પછી કઠણુ બ્રશ વડે કાઢી નાંખવાથી સાફ થશે.

ડાઘ અઢેલતાં પડે તો બ્લોટીંગ અથવા બ્રાઉન પેપર તે પર મુકીને ગરમ અસ્રી ફેરવવી, ચીકાશના ડાઘો પણુ એ રીતે જશે.

**ચીકાશના ડાઘ** ઉપર પાઇપ ક્લે અથવા ફુલર્સ અર્થ ( Fullers Earth ) પાણીમાં ભીનવી લગાડયા પછી બીજે દિવસે બ્રશે સંભાળી કાઢી નાખવી. સુકુ ધુલું ફ્લેનલ અથવા સ્પંજ ઉપર લઇને ઘસવું, મેગનીશીઆ ને બેનઝાઇન ભેળીને લગાડવું. ઓટ મીલ કે ટંકણુખારની ભુકી કપડાંના ડુચા પર લઇને ઘસવી, વાસી પાંઉનો ગર લઇ ઘસવો. મેલો થાય કે બીજો લેવો. ઘઉંના આટા અથવા પાંઉના ગરમાં પાણી સાદું કે અમોનીઆનું ભેળી મસળી ગોળા વાળીને ડાઘા ઉપર આસ્તેથી ફેરવવું.

ઉપલી કોઇબી રીતે ડાઘો નીકળે છે, પણ સાફ કરતી વખતે મેલ વળગેલો કાઢી નાંખી અથવા ફેરવીને સોજો ભાગ વાપરવો, ડાઘો કાઢતી વખતે કંઇપણ ચીજ ઉભા હાથે સંભાળીને ઘસવી આડા કે વાંકા હાથ લેવા નહિં.

**ઘણું ખરાબ થયલું વૉલ પેપર** નીચલી મેળવણીથી તદન સોજું થાય છે; એક કપ પાણીમાં એક કપ ભરીને ઘઉનો આટો ત્રણુ ચમચી સરકો, ત્રણુ ચમચી અમોનીઆ, એક ચમચી કાર્બન ઑઇલ ( એક જાતનું તેલ ) બધું ચુલ્હા ઉપર સામટું ઉકાળી ઘટ થાયને તેના નાના ગોળા વાળીને કોઇબી જાતના રંગીન તરાંહવાલા કાગળ ઉપર સરખે હાથે ઘસવાથી બધો મેલ નીકળશે, ગોળા બદલ્યા કરવા. જોઇએ તો એમાં થોડું પ્લાસ્ટર ઑફ પૅરીસ ભેળવું.

**બારી બારણાં** ધોતી વખતે ભીંત ઉપર વલગાડેલાં કાગળ ભીનાય નહિ તેમ કરવા માટે બીજું જાડું કોઇબી જાતનું કાગળ અથવા કાર્ડ બોર્ડ કે પતરાંનો મોટો ટુકડો વૉલ પેપર ઉપર બાજુમાં મુકીને પછી ધોવું. વૉલ પેપર લગાડવા માટે કાગળ વલગાડવાની રીતમાં જુવો.

**પાટીઆંની દીવાલ** બળે નહિ તેમ કરવા પાણીમાં ટંકણુખાર ને નીમક એક જાતનું ( Bitter Salt ) ભેળી લગાડવું.

**કાગળ વળગેલું** કાઢવા ખળખળતાં પાણીનું વાસણુ મુકી તેની વરાળ લગાડવી અથવા પીંછી વડે પાણી લગાડી ભીનાઇને પોતીકી મેળે નરમ થઇ નીકળશે. જોઇએ તો લોખંડની પટી અથવા બુઠ્ઠી છરી વડે ઘસી કાઢવું. ફટકડી અથવા બેકીંગ સોડા પાણીમાં મેળવી લગાડવા પછી સુકાય ને ઠંડું પાણી લગાડવાથી નીકળશે.

૮૩.—**ઍસબેસટૅાસ** એક જાતની સણુનાં જેવા સાખાની મેળવણીથી બનેલું કઠણુ કાગળને મળતું આવે છે જે આગમાં પણુ બળતું નથી; મેલું થયલું સાફ કરવા તે પર નીમક છાંટીને લુંછવું, પૅાલીશ કરવા માટે બૅલ તેલ સહેજ વાપરવું.

ઍસબેસટૉસના નાના ટુકડાઓ ગરમ ભઠ્ઠી પર રાંધવાના વાસણ નીચે મુકવાથી ખાવાનું બળતું નથી એનો ભુકો વળગાડવા પણ વપરાય છે.

## રંગનો તથા બીજો વાસ ઓરડામાંથી કાઢવો.

**૮૪.—નવો રંગ લગાડેલો હોય** ત્યાં પહોળાં વાસણોમાં પાણી ભરીને મુકવું અથવા ઘાસનો પેંડો પાણીમાં ભીંનવીને મુકવાથી વાસ ચુશી લે છે, રોજ બદલવું, અથવા નીચલી કોઇબી રીત અજમાવી.

**ખોરાકી તથા રાંધવાનો વાસ** ઓરડામાંથી કાઢવા લવંદરનું તેલ ત્રણ ટીપાં કપમાં રેડી તેપર ખળખળતું પાણી રેડવું.

## હવા સ્વચ્છ કરવાની રીત.

**બંધ ઘેરાયલી હવાવાળા** ઓરડામાં મીણબત્તી સળગાવેલી પોતીકી મેળે બુઝાઇ જાય છે માટે હવા સાફ કરવા પહેલાં ખુલ્લો મુકયા પછી તેમાં ચોકનો ચુનો છાંટવો, એકદમ અંદર જવું નહિ. ચુને અથવા કોલસો ખરાબ વાસ ચુશી લે છે.

લવંદર થોડું ઍમોનીઆના ટુકડા ઉપર રેડવું અથવા તો લવંદર ને સંતરા મોસંબીની છાલ પર ખળખળતુ પાણી રેડવાથી તેનો સોહરંમથી નીકળી હવા સાફ થશે.

કોફીનાં દાંણા એક રકાબીને ફરતા ગોઠવી તેની વચે નાનો કપુરનો ટુકડો મુકી તેને સળગાવવો; એ બંને ચીજોના સોહરમથી ખરાબ વાસ નાબુદ થાય છે. લશણની કળીઓને દોરીમાં પરોવી તોરણની માફક બનાવીને બારણા ઉપર ટાંગવી અથવા કાંદા કાપીને મુકવા, બીજે દિવસે બદલવા. એ વપરાયલા કાંદા ખાવા નહિ પણ બાળી નાખવા, લીંમડાનો પાળો મુકવાથી હવા સ્વચ્છ થાય છે. આયોડીન પહોળાં વાસણમાં રેડી તે પર બારીક કપડું ઢાંકી હવા આવજાવ કરે ત્યાં મુંકવુ.

સુખડ, લોબાંન, ધસસ, અગરબતિ, વિગેરે એવી ખુશબોદાર ચીજો બાળવાથી પણ ખરાબ વાસ તથા બગડેલી હવા સાફ થાય છે. ગંધક જોઇએ તો બાળવી. બ્લીચીંગ પાઉડર, ફીનાઇલ, કાર્બોલીક ઍસીડ, પરમેંગનેટ ઑફ પૉટેશ, કપુર, ઍમોનીઆ કોઇબી ચીજ પાણીમાં ભેળીને ખરાબ વાસ વાળી જગ્યા ઉપર છાંટવી; સરકો સગડી ઉપર ગરમ કરવો તે વાસણ ઉપર પહોળાં મોઢાંની ગળણી અથવા અફરગાનીઆનું ઢાંકણ મુકવાથી તેના મોઢાંમાંથી સરકાનો ધુમાડો સરખો બહાર નીકળશે સરકો ખલાસ થાય ને બીજો રેડવો એ રીતે પણ હવા સાફ થાય છે. ચોકનો ચુનો નાહવાની મોરી તથા સંડાસ વિગેરેમાં કોઇ કોઇ વખત છાંટી રાખવો જેથી તેમાંની ખરાબ હવા ચુશી લેશે તેમજ લીલ કચરો બાઝેલો ધોતી વખતે ઉપલી કોઇબી ચીજો નાખવાથી નીકળી જશે, એ ઝેરી હવા ઘણા પ્રમાણમાં નીકળતી હોય તો માણસને નુકશાન કરશે.

ભીનાશને સરદીવાલી જગ્યામાં કળી ચુનો ને પ્લાસ્ટર ઑફ પૅરીસ ભેળી મુકો મુકવો. પાણીની નજદીક અથવા ગટર કે નળ આગલ ભીનાશથી બંધાઇ જઇ મારગો બંધ કરી નાખે માટે દુરથી રાખવો. સ્વચ્છ કરવા વધુ માટે આગલ વૈદકની પરચુરણ બાબત દીસઇનફેકટ કરવામાં જુવો.

**હવા ખરાબ પારખવી,** પાણીમાં થોડો કળી ચુનો પીગળાવી તેનું નીતર્યું પાંણી એક સીસીમાં ભરીને ઓરડામાં મુકવાથી તેવુંજ રહે તો શોજી હવા જાણવી ને બગડેલી ઘેરાયલી હવા હશે તો પાણી દુધના રંગનું થશે. વૈદકની પરચુરણમાં વધુ મળશે.

---

## પ્રકરણ ૧૨.

---

## કાચ સર્વે જાતના વિષે.

---

### બારી બારણા, આરસીઓ વગેરેના કાચનાં ડાઘો કાઢવા, કાચને કાપવા, રંગીન કાચોપર પીકચર પાડવા અથવાં લખવું.

**૮૫૦—કાચમાંથી દીશે નહિ,** પાણી પડવાથી અથવા કોઇ રીતની બાફ વરાળ લાગ્યાથી કાચ ઝાંખા થઇ તેમાં દીશતું અટકે છે તે સારૂં સોજાં કપડાં વડે ગ્લીસરીન ને દારૂનો અર્ક પાતળું અંદરની બાજુએ શેમોઆ લેધરે લગાડી પછી બહારની બાજુ તદન લુછી સાફ કરવી ને અંદરની બાજું ગ્લીસરીનનો ચીકાશ રહેવા દીધાથી બહારનો ભીનાશ કાચમાં પેવશ થનો નથી. ઝાંખા કાચ માટે એક ઔંસ પાણીમાં એક ચમટી જેટલું નીમક પીગળાવી તેમાં બે ઔંસ ગ્લીસરીન ભેળીને કાચ ઉપર લગાડવું.

**મોટર તથા ગાડીના કાચો** ઉપલી રીતે સાફ રાખવાથી વરસાદના દિવસોમાં કાચમાંથી જોવામાં ઝાઝી અડચણ પડતી નથી. મેગનેશીઆ ને બેનઝાઇનની ભુકી પાણીમાં ઘટ કરી નરમ કપડાં વડે ઘસવાથી તદન સાફ થશે, પૅરેફીનથી પણ ચળકે છે.

**કાચ સાફ કરવા** જુનાં ન્યુસપેપરે કપડાં કરતાં સારી રીતે લુછાશે; ખરાબ થાય ને બીજી સોજી બાજુથી ન્યુસપેપર વાપરવું, જોઇએ તો પાણીમાં બોળીને લેવું. ચુય ઘસવાથી પણ સાફ થાય છે. સફેદ કાગળ ( Tissue Paper ) ઉપર સહેજ સ્પીરીટ રેડીને લુછવા. શેમોઆ લેધર અથવા મખમલના ટુકડાએ પણ કાચ સારા લુછાશે. ધોવા માટે ઍમોનીઆ કોનાઇટ્રીક ઍસીડ પાણી સાથ લેવી.

બારીક રેતી કે ચાકની ભુકી પાણી અથવા સ્પીરીટમાં મેળવીને લગાડી સુકાયા પછી સોજાં કપડાંએ લુછી નાખવી, સ્પીરીટને બદલે જીન દારૂ લેવો. ડાઘો કાઢવા.

ગરમ ચાહે નુછી ને ઠંડી પડેલામાં વાહીટીંગ ભેળી લગાડી સુકાય ને ઝીણા કાગળે નુછવી.

**ભાગેલા વળગાડવા.** કાચના વાસણુમાં જોવું.

**કાચ, મોઢું જોવાની આરસીના,** પાછલ આપેલી સાદા કાચની રીતે સાફ કરવા, ગરમ પાણીમાં કપડું બોળીને નુછવાથી સાફ થાય ને ગરમ કપડાં ઉપર ગુલીની ભુકી લઇ નુછી નાખવું. ન્યુસપેપર ઉપર થોડી સ્પીરીટ નાખી ઘસવા પછી કપડાંએ નુછવા.

**પ્લેટ કીધેલા કાચ પરના ઘસા કાઢવા.** ઇંડીઆ રબરની ઉપર ઝવેરાત સાફ કરવાની લાલ ભુકી નાંખી ઘસવી, કપુર ઘસવાથી ચળકાટ આવશે, લાંબીએ પણ ઘસા નીકળે છે. મોઢું જોવાની આરસી ઉપર તડકુ. ચાલુ પડવાથી ખરાબ થાય છે.

**આરસી મોઢું જોવાની, બનાવવાની રીત.** એક ભાગ પારો (Quick Silver) ને ચાર ભાગ કલાઇ ચુહલા ઉપર ગરમ કરી મેળવી તેમાં થોડી બીસમથ (Bismuth) નામની દવાની ભુકી ભેળવી.

અર્ધો ઔંસ મીલ્ક શુગર ( Milk Sugar ) માં ચાર ઔંસ દીસટીલ્ડ વૉટર ( Distilled Water ) અથવા વરસાદનુ પાણી મેળવી સાદા કાચને લગાડવું.

સાધારણ કાચની બનાવટ રેતી, ચુનો, સોડા ખાર તથા ઑક્સાઇડ ઑફ આયર્ન ( Oxide of Iron ) વિગેરે જુદાં જુદાં પ્રમાણુમાં મેળવ્યાથી બને છે. ઘણા સોજા લાલ કાચ માટે થોડું સોનું ભેળે છે.

કાચની કોઇબી ચીજ ઉપર ગરમ લગાડવું હોય અથવા વાસણુમાં ગરમ રેડવું હોય તો નીચે તળીઆમાં લોખંડનું પતરૂં મુકવું. વધુ કાચનાં વાસણુમાંથી મળશે. હંમેજ થયલા માટે કાચના વાસણુમાં જુવો.

**આંખને કાચ ઉપર બેસતી અટકાવવા** પૅરેફીન પાણી સાથે ભેળીને તે વડે ધોવો.

**મચ્છરના ડાઘને** ભીના કટકાએ નુછી શેમોઆ લેધર પર સ્પીરીટ નાંખી ઘસવું.

**દીવાંના નકશીવાલા કાચપર** પટેટો છોલીને ઘસ્યા પછી પાણીએ ધોવા.

**બરફ કાચ ઉપર** પડવાથી ખરાબ નહિ થાય તે સારૂ દારૂનો અર્ક (Alcohol) સ્પંજ વડે લગાડવો જેથી બરફ તે પર રહેશે નહિ.

**કાચપરથી બરફ કાઢવા** ગ્લીસરીન, બૅનઝાઇન, એમોનીઆ, બોરીક એસીડ, માયફળનું પાણી, ગંધકનો તેજાબ કંઇબી લગાડવું.

**રંગના ડાઘ માટે** તાડી કે સરકો ગરમ કરી લગાડવો. નીમક અથવા સ્પીરીટ ઑફ ટરપીનટાઇન કે સોડા ખાર ગરમ પાણી સાથે લેવો, અમડું ઘટ સોડા ખારનું પાણી લગાડી રાખીને ધોવાથી પણ સાફ થશે.

ચામડાંના ટુકડાને ઑલ તેલ કે ટરપીનટાઇમમાં બોળીને ઘસવું, રંગના ડાઘા કોઇ પણ રીતે નીકળે નહિ તો છરી અથવા જસતના ટુકડાની ધાર વડે ઘસવું. પેનસીલના રબરે ઘસવાથી કોઇ વખત નીકળે છે.

**રંગીન કાચ પરના** ડાઘ સાબુને સરકામાં પીગળાવી લગાડવાથી જશે.

**ચીકાશ કે શીસના** ડાઘો ઉપર કાર્બનેટ ઑફ સોડા લગાડવો.

**સરસના** ડાઘપર ગંધકનો તેજાબ લગાડવો.

નીકળે નહિ તેવા ડાઘ પર પેટ્રોલમાં ચુય બોળીને ઘસવો.

**કાચ પર લખવાની રીત.** ફ્રેંન્ચ ચોક લખી કપડાંએ ભુસી નાખ્યા પછી મોઢાં વડે તે પર બાફ આપવાથી અક્ષર લખેલા બરોબર વંચાશે.

## કાચ બારી બારણાને ઉખેડવા તથા જડવા.

૮૬.—ગરમ લોખંડનો સળીઓ અથવા ખીલો મોટો તે પર ફેરવ્યાથી લાંબી ઉખડી જશે. સાલીડ તેલ અથવા સાબુ લગાડવાથી લાંબી નરમ થઇને કાચમાંથી સહેલાઇથી છુટી પડશે.

**જડવા માટે** લાંબી ફરતી બરોબર દાબી દઇ તેમાં સંભાળીને થોડેક છેટે નાની ટેકસો થોકવાથી મજબુત રહેશે. લાંબી માટે પાછળ આપ્યું છે.

## કાચ કાપવા તથા ભાંગેલા ટુકડા ચિંચકવાની રીત.

૮૭.—**કાચ કાપવા** કાનસ વડે ઘસીને કાપ પાડેલાની ઉપર ગરમ તાટેલો ખીલો અથવા લોખંડનો સુઇઓ ફેરવી જવાથી કોઇબી જાતના ઘાટનો કાચ કાપી શકાય છે. ધાતુનો તાર ગરમ કરી મુકવો. હીરાકની વડે પણ કપાશે. કાનસ વડે ઘસવાથી ખરબરી ધાર પણ સફાઇની થશે. દોરો કે સુતરને મેથીલેટેડ સ્પીરીટ અથવા ટરપીનટાઇનમાં બોળીને કાચ ઉપર સીધો વીટાળીને અથવા કોઇની તરાંહ કે આકારમાં ગોઠવીને દોરો સળગાવ્યાથી કાચ તે મુજબનો ભાંગશે. નહિ ભાગે તો તુરત પાણીમાં ડુબાડવો. કોઇબી રીત અજમાવવી.

કપુરનો ટુકડો ટરપીનટાઇનમાં પીગળાવી તેમાં કોઇ પણ બારીક અણીવાળું લોઢાનું હથીઆર અથવા હોલ પાડવાની ચીજ લઇ કાચમાં ફેરવ્યા કરવું, અવારનવાર ઉપલી મેળવણીમાં અણી બોળીને આંધરૂં પડે ત્યાં સુધી કરવું. કમાન ઘડીઆલની જુની લઇ ઉપલીજ મેળવણી કાચ ઉપર નાંખીને ઘસવાથી પણ સહેલાઇથી કાચ કપાશે, અથવા સ્પીરીટ ઑફ ટરપીનટાઇનમાં લસણની કળીઓ છુંદી નાખીને થોડા દિવસ હલાવ્યા કરી બે અડવાડીઆં પછી ગાળી કાઢી ઉપલીજ રીતે કાણું પાડવા લેવું. ઍસેટીક ઍસીડમાં ફટકડી ભેળી તેમાં હથીઆરને બોળી કાચમાં કાણું પાડવું.

ટંમ્બલર કાચનું કાપવું અથવા કોઇબી ઉંડાં વાસણને ગોળ ફરતું કાપવા માટે જેટલું કાપવું હોય તેટલું કોઇ પણ જાતનું તેલ તેમાં ભરી ઘણોજ તાટેલો લોખંડનો ટુકડો આસ્તેથી અંદર બોળવો જેથી તે ભરેલાંને માપની ઉંચાઇનો કાચ પોતીકી મેળે કપાશે, અથવા તો તાર ગરમ કરી ફરતો વીંટાળી ને પર સહેજ પાણી છાંટવું. સુતરને પણ સ્પીરીટમાં બોળી ટંમ્બલરને ફરતું ગોળ વીંટાળીને સળગાવવાથી પણ સરખું ગોળ કપાશે, તેમજ મોટા કાચમાંથી નાનો ટુકડો પણ એ રીતે કપાશે. કાચની નળીઓ પણ ઉપલી કોઇબી રીતે કપાશે. પાણીનાં ઊંડાં વાસણમાં પકડી કાટર વડે પણ પાતલો કાચ કપાય છે.

**કાચની ભુકી કરવી.** તાપ આગળ ઘણોજ તાટવીને પછી તુરત ઠંડાં પાણીના વાસણમાં બોળવાથી બારીક ભુકી થઇ જશે, મુકતી વખતે ઘણી સંભાળ લેવી કે આખમાં કાચ ઉડે નહિ. કપડાં વડે પાણીમાંની ભુકી ગાળીને કાઢી લઇ પૉલીશનાં કાગળો બનાવવા સારૂ વપરાય છે. ઈંડાંની સફેદી સાથ કાચની ભુકી ભેળીને કંઇબી વળગાડવામાં વપરાશે.

**કાચના ભાંગેલા ટુકડા કે ભુકો ઉંચકવાની સહેલી રીત.** કોઇબી કપડું અથવા ફ્લેનલ પાણીમાં ભીંનવી કાચ ઉપર પાંથરી સંભાળીને દાબ્યાથી બધો ભુકો ને કગરસ તેને વળગી જાય છે. ચીકાશ લગાડેલાં કપડાંને પણ કાચ ઉપર પાંથરવાથી ટુકડા વળગી સહેલાઇથી બધાં ઉંચકાઇ આવશે.

સાંકલી બનાવવા સારૂ ભાંગેલી બંગડી ( ચીતલ ) ના અર્ધા ગોલ કાચના બે છેડા ચીમટા વડે તાપ આગલ પકડયાથી પોતીકી મેળે વળવા માંડશે. એ મુજબ એક એકની અંદર પોઇને છેડા બંધ કરી દીધાથી જોઇએ એટલી લાંબી સાંકળી બનાવી શકાય છે.

## કાચ, કાંજીના રંગના.

**૮૮.—કાંજીના રંગના** આરપાર દીશે નહિ તેવા કાચ બનાવવા એક પાંઇટ ગરંમ બીરદારૂમાં ઍપસંમ સૉલ્ટ (Epsom Salt) બે મોટા ચમચા પીગળાવી પીછી વડે સાદા કાચ ઉપર લગાડવું. દારૂને બદલે ગુંદરનાં પાણી સાથ પીગળાવવા. બૉલ તેલમાં શુગર ઑફ લૅડ નામની ભુકી ભેળીને ફ્લેનલ કે પીછી વડે ઠોકી ઠોકીને ખરમરૂં દીશે તેમ લગાડયાથી કાંજી જેવો કાચ લાગશે. ફટકડીનું પાણી લગાડયાથી પણ થશે, રંગ આપવા હળદર, ગુલી, કે કોચીનીઅલ થોડી ભેળવી. કાચની ચીજો બત્તીનાં બલ્બ વિગેરે પર એ રીતે રંગ ચઢશે. જો પાદરશક કરવા સ્પંજ વડે પૅરેફીન અથવા ગ્લીસરીન લગાડવું, પુકાં પાણીએ ઊપલી ચીજો કઢાશે.

**વારનીશ મારવા** ઇંડાંની સફેદીમાં થોડો ગુંદર એક દીવસ સુધી ભીંનવી રાખી બીજે દિવસે પીછીએ લગાડવો. ઑલ તેલ, સફેદો ( White Lead ) ને ટરપીનટાઇન સર્વે ભેળીને લગાડવાથી પણ થાય છે. મધપુડાનું મીણુ જોઇએ તો સાથે ભેળવું.

**ઉજાસ કાચમાંથી આવતો અટકાવવા** સારૂ સફેદ અથવા લીલાં રંગનાં પાતળાં કાગળ વળગાવ્યાથી તેમાંથી તડકું પણ આવતું નથી.

તેલનો રંગ અથવા પાતળો ઇનેમલ પીછી વડે લગાડવાથી પણ કાચમાં અજવાળું આવતું બંધ થાય છે.

**તડકું અટકાવવા** ચુનો અથવા ચાકને દુધમાં કે પાણીમાં ભેળી ઘટ કરીને લગાડવો.

**કાચ પર રંગ ચઢાવવા** માટે જવને છુંદી જાડાં કપડાંની કોથળીમાં નાંખી થોડા દિવસ વેર પાણીમાં તે કોથળી બોળી રાખી પાણી દરરોજ બદલવું, ત્યાર પછી જેમ ભીનવેલા ઘઉંનું દુધ કાઢીએ છીએ તે મુજબ પેલા ભીનવેલાં જવને છુંદી નીચવીને દુધ કાઢી લઇ તેમાં થોડો કોઇપણ જાતનો રંગ ભેળી પીછી વડે સફાઇથી કાચ ઉપર લગાડયાથી રંગીન કાચ જેવું દીશે છે.

## કાચ પર પીકચર પાડવાનાં તથા છાપેલું ઉતારવું.

**૮૯.-પીકચર સારૂં** કાચ સહેજ ગરમ કરી ઉપર ગુંદર પાતળો રેડી નીચે તેના માપનું નાનું પીકચર મુકી ગુંદરની બાજુ ઉપર રાખી સુકાયા પછી શાહીમાં પેન બોળી પીકચરની તરાંહ ચીતારી લઇને કાચ છુટો ઊંચકી કાઢી પેલી તરાંહ ઉપર ગમે તેવા પીકચરને મળતા રંગે રંગવું.

સેરવવાના કાગળના પીકચરો આવે છે તે પણ પાણીમાં ભીંનવી કાચ ઉપર ઉલટાં મુકી ઉપર જરા કપડું દાબી ધીરજથી કાગળ નીચે સેરવ્યાથી પીકચર ઉપરની રંગીન તરાંહ કાચ ઉપર પડી રહેશે. પાતળાં પારદર્શક રંગીન તરાંહવાલા કાગળો તૈયાર આવે છે તે સફાઇથી વળગાવવા માટે વારનીશ પાતળું વાપરવું. સુકાયા પછી વારનીશનો બીજો હાથ મારવાથી વધુ ચળકાટ આવશે, અને તડકામાં પણ રંગ ખરાબ થતો નથી. સાદું વારનીશ મારવા સોડીઅમ સીલીકેટ લગાડવું, એને વૉટર ગ્લાસ પણ કહે છે.

**રંગીન તરાંહવાલા સોજા કાચો** જેને સ્ટેન્ડ ગ્લાસ ( Stained Glass ) કહે છે તેને સાફ રાખવા માટે પાણીથી સહેજ ભીનાયલો કટકો લઇ લુછવા; ઉપલી રીતે વળગાડેલાં કાગળો પણ કેટલીક વખત એને મળતાં દેખાય છે.

**પીકચર કાચ ઉપરથી** કાઢવા માટે પાણીથી ભીનાયલું કપડું વૉશીંગ સોડા, સ્પીરીટ, કે ટરપીનટાઇનમાં બોળી વાપરવું.

**ન્યુસ પેપરનુ છાપેલું કાચ ઉપર ઉતારી લેવા** માટે કેનેડા બાલસમ Canada Balsum ) ને ટરપીનટાઇન એક સરખા વજનનું ભેળી ચીકટ થાય કાચ ઊપર લગાડી સુકાયા પછી છાપેલા ન્યુસપેપરને ગરમ પાણીમાં બોળીને વારનીશ ોધેલા કાચ ઉપર અક્ષર ઉતારવા હોય તે બાજુ તેને લગાડી વળગાડયા પછી તે ર બ્લોટીંગ પેપર દાબી રાખવું. આખો દીવસ રાખીને બ્લોટીંગ પેપર ઉપરથી ઈંચકી ભીના આંગળાં વડે પેલું વળગાવેલું ન્યુસપેપર બરોબર ઓખની કાઢયાથી ગપેલા અક્ષર બધા કાચ ઉપર બરોબર વંચાઇ શકાય છે.

**કાચપર.લખવા** મોરથુથુ ને સફેદા ભેળી પેનસીલ બનાવી સુકાય ને તે વડે ખી ભુસડી નાખવું, મોઢાં વડે બાફ આપવાથી પાછું વંચાશે.

---

## પ્રકરણ ૧૩.

## પીકચરો, ફોટોગ્રાફ, ફ્રેમ વિગેરેની સફાઇ.

**૯૦.-પીકચરને ટાંગવાં** પહેલાં ઉધાં ટાંગીને પછી ચત્તાં ફેરવ્યાથી દોરીમાં આંટો આવ્યાથી તે ઉપર હેઠે સરતાં નથી પણ હમેશાં સરખાં રહેશે. જમીનથી ચાર કે પાંચ ફીટ ઊંચાઇએ ટાંગવાં.

કડી તથા ખીલા ઉપર કપડાની ચીપ વીંટાળ્યાથી તેનો કાટ લાગી દોરી કતરાઇ જતી નથી, લાંબે વખતે દોરી કતરાયલી જોવી.

**કોડીની તરાંહવાલી સોજી પ્લેટ** ભીંત ઉપર પીકચર માફક ટાંગવા માટે તેના માપનો ગોળ ફરતો જાડો તાર લઇ ત્રણ જાડા હુકને પ્લેટમાં ટાઇટ બેસાડી પછવાડેથી તે હુકમાં તાર ગોળ ફરતો પોઇને બંને છેડાને મેળવી વળ આપી બંધ કરી તેમાં આંટો રાખી કડી જેવું બનાવીને ખીલા પર ભોરવવું. મોટી વજનદાર પ્લેટ હુકને બદલે જાડા તાર પોઇ સરખી રેવન દેવાર્યથી મજબુત રહે છે.

**૯૧.-પીકચરો તેલના રંગનાં,** ઑઇલ પેન્ટીંગ તડકાં યા તાપ કે સગડીની નજદીક ટાંગવાથી તેનો રંગ તતરીને ચીરા પડશે. અંધારી જગ્યામાં પણ ખરાબ થાય છે.

**ઑઇલ પેન્ટીંગને ચીરા પડતાં અટકાવવા** માટે કોઇ વખત સોજું બૅલ તેલ ને કલોરોફૅાર્મ ભેળી રૂની પોટલી વડે લગાડી રાખી બે દિવસ રહીને કલોરોફૅાર્મ ઉડી જાય ને તેલનો ચીકાશ નરમ કપડાંએ લુછી નાખવો.

**ચીરા પડી ખરાબ થયલું** હોય તો એક પહોળી રકાબીમાં દારૂનો અર્ક રેડી તે પર પીકચર ઊધું મુકયાથી તેમાંની વરાળ નીકળવાથી તેલનો રંગ નરમ થઇ ચીરા

વિગેરે પુરાઇ થોડો સુધારો થશે. ઘડી ઘડી જોવું કે રંગ ઘણો પાતલો થઇ બધે પંથરાઇ જાઇ પીકચર ખરાબ નહિં થાય તેની સંભાળ રાખવી.

**ધુળ વળગેલી કાઢવા** પીછી અથવા નરમ કપડું વાપરવું, ઘણું ખરાબ થયલું હોય તો ફ્રેમમાંથી કાઢી લઇ તેની ઉપર ભીનો ટુવાલ આખા પીકચરને માપનો ઢાંકી રાખી પાણી સુકાય ને કપડું રહેવા દઇ પાછું તે પર પાણી છાંટવું, વરસાદનું પાણી બને તો લેવું; એ મુજબ બે ત્રણ દિવસ વેર કીધાથી તેલનો રંગ સુકાયલો નરમ થાય કે સ્પંજને પાણીમાં બોળી સંભાળથી લુછી નાખી સુકું થાય ને તુરત તે પીકચર પર ટરપીનટાઇન ને સ્પીરીટ ઓફ વાઇન ભેળી રૂની પોટલી વડે લગાડવું, ઘણી સ્પીરીટ લગાડવાથી રંગ બગડી જશે. ફુકાં પાણીમાં સાબુ પીગળાવીને નરમ કપડાં વડે લુછીને સુકું થાય કે ઉપર ઘણાં સોજા અૅલ તેલનો પાતળો હાથ નરમ કપડાંએ લગાડવો, જાડું લગાડયાથી ચીકાશ રહી તે પર ધુળ વળગી વધુ ખરાબ દીશે છે. કાચો પટેટા કાપી સભાળીને ઘસી સોજા' પાણીમાં કપડું બોળી લુછીને અગત પડે તો વારનીશનો હાથ મારવો.

**ધુમાડાથી ખરાબ થયલી સાફ કરવા** થોડુંક નીમક ને ગાયનું મુતર વાસી ( તરો ) સાથે ભેળી ગરમ કપડાંએ લુછયા કરવું ડાઘ નીકળે ત્યાં સુધી, સુકાયા પછી સોજા કટકાએ લુછી નાખવી, વારનીશ લગાડયાથી પાછો ચળકાટ આવશે. શુગર અૅાફ લેડ ( Sugar of Lead ) ને અૅલ તેલ ( Linseed Oil ) સોજામાં ભેળીને રૂની પોટલીએ લગાડવું. દારૂનો અર્ક સરકો એક ભાગ ડેક્ષટ્રાઇન (Dextrine) બે ભાગ ને પાણી છ ભાગ મેળવીને લગાડયાથી પૅાલીશ થશે.

ટરપીનટાઇન ને સોજી સ્પીરીટ, કે અૅલ તેલ એક સરખાં વજનનું મેળવી તડકે મુકી ટરપીનટાઇન ઉડી જઇ તેલ ઘટ થાય ને તેમાં મધપુડાનું મીણુ ભેળી વાપરવું.

**પીકચરનું કંતાંન ટકાઉ બનાવવા** માટે પાછલી બાજુ પર સફેદાના બે ત્રણ હાથ મારવાથી કોઇ પણ દિવસ કોહશે નહિ, અને પીકચર વરસો સુધી સોજું રહે છે. પછવાડે સીડારનું તેલ (Cedar Oil) લગાડવાથી જંતુઓ આવતાંનથી.

**ક્રોઓં પેનસીલના પીકચરો** ભુસરાઇ જતા અટકાવવા આઇસીંગ ગ્લાસને પાણીમાં પાતલું પીગળાવી પીછી વડે લગાડવું, અથવા ઉંધી બાજુ પર સ્પીરીટ અૅાફ વાર્ઇનમાં સફેદ રાજમ પીગળાવી પીછીએ લગાડવી.

**ચીકાશના ડાઘ કાઢવા** બ્લોટીંગ પેપર સોજું મુકી તે પર ગરમ અસ્ત્રી ફેરવવી, એક વખતમાં નહિ નીકળે તો પાછું કરવું.

પેનસીલનું પીકચર દુધ લગાડવાથી પણ સોજું રહે છે, અથવા મેથીલેટેડ સ્પીરીટમાં થોડી રાજમ પીગળાવી નરમ પીછી વડે તે પીકચર પર લગાડવું.

**એનગ્રેવીંગ ( Engraving )** પીકચરો સાફ કરવા બારીક વાટેલું નીમક તે પર છાંટી ઉપરથી લીંબુનો રસ નીચવી નીમક પીગળ્યા પછી પીકચરને સહેજ ઉભું ધરી કીટલીની ધાર વડે ખળખળતું પાણી રેડી બધું ધોવાઈ જાય ને સુકાવા દેવું.

**ભેસપર પીકચર,** કાગળ બત્તીની ઉપર ધરવાથી તે પર બધી મેસ વળગી કાળું થાયને તેની ઉપર કેટલાકો તરાંહ પાડે છે તે ભુસાઈ જતું અટકાવવા બે કાચનાં પડમાં મુકી રાખી બીજા જાડાં કાગળ ને કીનારી પરથી ફરતું વળગાવી બન્ને કાચને જોડી દેવા.

**સાધારણ પીકચરને ઑઇલ પેન્ટીંગ જેવું ચળકટું કરવું.** પાંણીમાં આઇસીંગગ્લાસ પાતળું મેળવી લગાડવા પછી સુકાયને તે પર સ્પીરીટ ઑફ વાઇન ને કેનેડા બાલસંમ એક ઔંસ સાથે ભેળી પીંછી વડે સફાઇથી લગાડવું.

**ભીનાશવાલી દીવાલપર પીકચર ટાંગવાથી ખરાબ થતું અટકાવવા** પાતલું સીસું ચાહના દબામાં આવે છે તેવું પાછલી બાજુ પર મુકવું.

## ફોટોગ્રાફ.

**૯૩.—ફોટોગ્રાફ છબી સાફ કરવા** દારૂનો અર્ક અથવા સ્પીરીટ ઑફ વાઇનમાં રૂ અથવા નરમ કપડું બોળી લુછવાથી સોજા દીશે છે.

**ઝાંખા પડેલા ફોટોગ્રાફને** ચળકટા કરવા મીણને આતશ પર પાતલું કરી કાચ ઉપર પાંથરીને તે પર ઠંડુ પાંણી રેડયાથી સુકાઇને બંધાઇ જવા પછી ફોટોગ્રાફ (છબી) ને ઉપર દ્રુળી કાઢયાથી ચળકટી થશે.

**છબીના કાર્ડ મેળા થયલા** પાંઉનો ગર સુકો અથવા સહેજ પાંણીમાં ભીનવી લુછવા લેવો.

**શાહીના ડાઘ કાઢવા** ઑકઝેલીક ઍસીડ પાણીમાં ભેળી પીછી વડે લગાડવી.

**કાર્ડ પરથી ઉખેડવા માટે** પાંણીમાં બોળી રાખવી.

**કાર્ડ પર વળગાડવા** માટે પાછળ વળગાડવામાં આપેલો કોઇબી જાતનો ગુંદર યા પેસ્ટ વાપરવો.

## ફ્રેમ ગીલીટની તથા સાદી સાફ કરવી, સમારવી.

**૯૪.— ગીલીટની ફ્રેમ સાફ કરવા** ઑલ તેલ કે સાલાડ તેલ કપડાં યા પીંછીએ લગાડી તુરત લુછી નાખવું, અથવા ટરપીંનટાઇન કે સ્પીરીટ ઑફ વાઇન સહેજ ગરમ કરી સ્પંજે લગાડવું.

ઈંડાંની સફેદીમાં એક ચમચો બેકીંગ સોડા મેળવીને સ્પંજે લગાડી સાફ કરવું, જોઇએ તો સોડાને બદલે સફેદી સાથ જેવેલ વૉટર પછવાડે લખેલું છે તે ભેળીને નરમ પીછીએ ઘસવાથી સોજી થાય છે.

**ગીલીટ ચળકટી કરવી** પાણી એક પાંઇટમાં ગંધકની ભુકી જેટલો સોનેરી રંગ થાય તેટલી મેળીને તેમાં લસણની બે ત્રણ કળીઓ અથવા બે કાંદા કાપીને બધું સામટું ચુલા પર ઉકાળીને ગાળી કાઢી ઠંડું થયા પછી નરમ બ્રશે તે લગાડયાથી સોનેરી રંગ ચઢશે. દારના અર્કમાં થોડાં ટીપાં ઍમોનીઆનું પાણી ભેળી લગાડીને વરસાદનાં પાણીએ લુછી તડકે સુકવવી. સોનાંની ભુકી સ્પીરીટમાં ભેળીને નરમ પીંછીએ લગાડવી, અથવા પાતલો તેલનો હાથ લગાડયા પછી તુરત ઉપર સોનાનો વરખ ઘણો પાતલો આવે છે તે રૂ વડે ઉચકીને ફ્રેમ ઉપર વળગાવી દેવો, હાથમાં છુટો પકડવાથી તે વરખ ચુંથાઇ જાય છે, તેમજ સોનેરી રંગ ભેગેલું, તૈયાર પાણી મળે છે.

**સોનેરી રંગનું વારનીશ બનાવવા** દારૂના અર્કમાં કેસર એક ભાગ, રેવનચી (Gamboge) બે ભાગ ને બે જાતના ગુંદર (Gum Mastic and Gum Sandrach) સર્વે પીગળાવી પાતળું વારનીશની માફક ફ્રેમ અથવા સાદાં લાકડાં પર લગાડવું, સરકાએ ધોઇ પૅ પૉલીશ કરવી.

**મચ્છર તથા માખાંને બેસતો અટકાવવા** લૅરેલ ઑઇલ ( Laurel Oil ) લગાડવું એના વાસે આવશે નહિ.

**માખી કે મચ્છરના ડાઘો કાઢવા** કાંદાનું બાફેલું પાણી લઇ લુંછવું, એથી ફ્રેમ પર ચળકાટ આવશે. પાણી દોઢ ચમચામાં એક ચમચો સ્પીરીટ ને અર્ધી ચમચી લવંદરનું તેલ ભેળી સ્પંજે લુછવું લીંબુનો રસ ઘસીને લગાડયા પછી પાણીમાં સ્પંજ બોળી લુછી નાખવું. માખના ડાઘ પણ એ રીતે નીકળશે, સોનેરી ગીલીટવાલી કોઇપી ચીજો પર એમ કરવું.

ગીલીટવાલી ઘણી જુની ફ્રેમ સોજી નહિ થઇ શકે તો ફ્રેંન્ચ પૉલીશમાં કાળા અથવા લાલ રંગની ભુકી મેળવીને તે પર પીંછીએ બરોબર લગાડવાથી ફ્રેમ પાછી તદન નવાજ રંગની થશે. કોઇપી જાતની ખરાબ થયલી ફ્રેમ પણ એ રીતે સોજી થશે.

**ફ્રેમ ભાંગેલી** પ્લાસ્ટર અથવા લાકડાનીને પાછી આખી કરવા પ્લાસ્ટર ઑફ પૅરીસની ભુકી પાણીમાં ઘટ મેળવીને ભાંગેલા ખાંચામાં પુરીને છરી વડે થાપી ફ્રેમની પટી કે તરાંહ જેવી હોય તેને મળતું બને તેમ કરીને સુકાયા પછી, જેવો ફ્રેમનો રંગ અથવા ગીલીટ હોય તે લગાડવાથી પાછી આખી થઇ જશે.

**જુની ફ્રેમ** સાદી પટીવાલી હોય તો તે પર કોઇ જાતનો સોજો રંગ લગાડીને તેની ઉપર કોઇપી જાતની સાધારણ કપડાંની લેસ પટી ઉપર ફરતી વળગાડી દઇને તે પર પાછો તેવોજ અથવા બીજી જાતનો ઘેરો કે ખુલ્લો રંગ પીંછી વડે લગાડવાથી ફ્રેમ નકસીની જેવી દીશે છે.

**ફ્રેમમાંથી પીકચર, ફોટોગ્રાફ** વિગેરે કાઢીને સાફ કરવા માટે પછવાડે જડેલાં પાટીઆં, કાગળ ઉખેડી ધુળ, કચરો વિગેરે સાફ કરી નુછીને પાછાં તેજ મુજબ પછવાડે બીજું નવું જાડું બ્રાઉન કાગળ વળગાડવાથી પીકચરો પાછાં સોજાં દીશે છે. કસારાં, ઉધઇ કંઇ લાગેલું હોય તે પણ નીકળી જશે.

**ફ્રેમ બારીક નકસીવાળી** કાળાં લાકડાંની બનાવેલી સાફ તથા પૉલીશ કરવા માટે સરકો, બૅલ તેલ ને ટરપીનટાઇન ત્રણે સરખાં વજનનું ભેળી પીછી વડે નકસીના ખાંચાઓમાં અંદર તથા બહાર ચાર છ મહીને લગાડવાથી સોજી રહેશે, એજ રીતે લાકડાંના નકસીના સામાનને પણ સાફ તથા પૉલીશ કરવો. બૅલ તેલ તથા લીનસીડ ઑઇલ બંને એકજ છે.

## પ્રકરણ ૧૪.

## લખવા વાંચવાની તથા કાગળની ચીજો, શાહી, પૅનસીલ, ટીકીટ, નોટ પારખવી, ગાયન તથા વાજીંત્રો, વિગેરે.

૯૫.—**શાહી બગડેલી સુધારવા** કાર્બનેટ ઑફ પોટેશ ( Carbonate of Potash ) થોડો નાખવો.

**શાહી બંધાઇ ગયલી પાતલી કરવી** સહેજ સરકો રેડવો, લવંગનું તેલ અથવા ક્રીઓસોટ ( Creosote ) નામની દવાનાં થોડાં ટીપાં નાખવાથી શાહી બંધાઇ જશે નહિ.

**ફુગ આવતી અટકાવવા** માટે સ્પીરીટ ઑફ વાઇન થોડો નાખવો, શાહીની બાટલીમાં ખીલો નાંખી રાખવાથી શાહીમાંની ઍસીડ ખીલા ઉપર ચઢી જવાથી તે સોજી રહે છે અને તે શાહીમાં સ્ટીલ પેન કુઓળીને વાપરેલી કીટાઇને ખરાબ થતી નથી. સેલીસીલીક ઍસીડ ભેળવાથી સોજી રહેશે.

**ખડીઓ સાફ કરવો.** ગરમ પાણી રેડીને થોડો વખત રાખીને ધોઇ નાખવું. એ રીતે અંદરનો કચરો થરો નીકળશે, ડાઘ નીકળે નહિ તો પાણી સાથ વૅશીંગ સોડા લેવો.

**રૂપાંના ખડીઆ પરથી શાહીના ડાઘ કાઢવા** કલોરાઇડ ઑફ લાઇમ ( Chloride of Lime ) ની ભુકી પાણીમાં નાખી ઘટ થાય ને લગાડવી. લીંબુ લગાડવાથી પણ શાહીના ડાઘો નીકળે છે, અથવા મેચીસનો સળગાવાનો ભાગ પાણીમાં ભીંનવીને ડાઘ પર ઘસવાથી નીકળશે. હાથના ડાઘ માટે વૈદકમાં છે. બીજી રીતો કાચ કોડીના વાસણમાંથી મળશે.

**શાહી બ્લુ બનાવવા** ટંબ્લર ભરીને પાંણીમાં એક ચમચી પ્રશ્યન બ્લુ (Prussian Blue) રંગ ભેળી લખાય તેટલું પાતળું કરવું. એમાં થોડીક ઑકઝેલીક ઍસીડ (Oxalic Acid) નાખવાથી બ્લુ-બ્લેક રંગની શાહી થશે. ગુલીથી પણ બ્લુ શાહી બને છે.

**કાળી શાહી** માટે લૉગવુડના છોડીઆમાંથી કાઢેલો અર્ક એક ઔંસ ને બાઇક્રોમેત ઑફ પૅટેશ (Bicromate of Potash) પા ઔંસની બારીક ભુકી કરી એક બાટલી ફુકાં પાણીમાં સર્વે પીગળાવ્યાથી તદ્દન કાળી શાહી બને છે. માયફળની ભુકી ચાર ઔંસ, હીરાકસી એક ઔંસ, ગુંદર (Gum Arabic) એક ઔંસ, સફેદ બારીક ખાંડ અર્ધો ઔંસ, તથા લવંગની બારીક છુંદેલી ભુકી થોડીક સર્વે સાથે ભેળી એક બાટલી પાણીમાં બે ત્રણ કલાક રાખ્યા પછી વાપરવા જેવી તૈયાર થશે. ખાંડના એકસરખા વજનનું પાણી લઇ ચુલ્હલે ગરમ થાય ને તેમાં ગંધકના તેજાબ (Sulphuric Acid) નાં થોડાં ટીપાં નાખવાં.

સરકામાં દોઢીઉ અથવા ઘણુ થોડો વખત નાંખવાથી સરકો કાળો શાહી જેવો થશે. તે વડે અગત પડવે લખી પણ શકાય છે.

**પીળી શાહ** સ્પીરીટ ઑફ વાઇનમાં રેવનચી ભેળવો.

**ભુરા રંગની શાહી** કાકો (Catechu) પાણીમાં ઘટ પીગળાવવો.

**લાલ શાહી** કીરમજ એક ઔંસ ને અર્ધો પાંઇટ ગરમ પાણીમાં પીગળાવી તદ્દન ઠંડુ પડે ને પા પાંઇટ લાઇકર ઍમોનીઆ ભેળીને થોડા દિવસ રાખીને વાપરવી.

**લીલી શાહ** સોજી બ્લુ ને પીળી ભેળ્યાથી બને છે.

**જાબુંડી શાહી** માટે લૉગવુડના છોડીઆંને પાણી સાથ સ્ત્રોંગ ઉકાળ્યા પછી તેમાં થોડી ફટકડી નાંખવી.

**કદી ભુસાય નહિ તેવી શાહી** બે ઔંસ લાખ, એક ઔંસ ટંકણ ખાર, અઢાર ઔંસ પાણી સાથે ઉકાળીને ગાળવું તેમાં બે ઔંસ પાણીમાં થોડીક ગુલીની ભુકી ને એક ઔંસ ગુંદર (Gum Arabic) પીગળાવી ઉપલાની સાથે ભેળીને વાપરવું. નાઇટ્રેટ ઑફ સીલ્વર (Nitrate of Silver) દોઢ ઔંસને લાઇકર ઍમોનીઆ (Liquor Ammonia) સાથે પીગળાવ્યાથી બનશે; રંગ આપવા સારૂ આરકીલ (Archil) એક ઔંસ, ને ગુંદર અર્ધો ઔંસ ભેળવાથી કદી પણ ભુસરાય નહિં તેવી શાહી થશે.

**શાહીની ભુકી બનાવવી.** એક ઔંસ હીરાકસી, ચાર ઔંસ માયફળની બારીક ભુકી, એક ઔંસ ગુંદર, ને અર્ધો ઔંસ ઝીણી ખાંડ, ને થોડીક લવંગની ભુકી સર્વેને બારીક વાટી ભેળીને સીસીમાં ભરી રાખી ખપ પડે ત્યારે પાણીમાં નાંખીને શાહી બનાવવી; એક પાંઇટમાં બે ઔંસને સુમારે લેવી.

છાપવાની શાહી પકાવેલો મેસ જેવો કાળો રંગ ( Black Pigment ) કહે છે તેમાંથી બને છે.

**શાહીથી લખેલું ઉડી જઇ પાછું વંચાય** તે માટે ગંધકનો તેજાબ ( Sulphuric Acid ) એક ઔંસને પાણી વીસ ઔંસમાં ભેળી કવીલ પેને લખવું, તે લખેલાને સહેજ તાપ દેખાડવાથી સારી રીતે વંચાશે.

ફટકડીના પાણીએ લખી કાગળ યા કાડું સુકાવા દેવું, અક્ષર દીસતા નથી પણ પાછું પાણીમાં બોળવાથી સડેલાઇથી વંચાય છે.

પાણી વીસ ઔંસમાં પોટેશ બ્રોમાઇડ ( Potash Bromide ) એક ઔંસ, અને હીરાકસી એક ઔંસ મેળવી તેનાથી લખેલું પણ ઉપલી રીતે તાપ બતાવવાથી ભુરા રંગના અક્ષર દીશે છે. કાંદાના રસમાં બોળીને લખેલું દીશતું નથી, તાપ દેખાડવાથી પીળા અક્ષર વંચાશે પણ ઠંડું થતાં પાછા અક્ષર ઉડી જશે. લીંબુના રસમાં પણ સ્ટીલ પેન બોળીને લખેલું એજ મુજબ થશે. દુધે લખેલું દીશતું નથી પણ તાપ લગાડવાથી અક્ષર કાળા થશે.

**સોનેરી તથા રૂપેરી શાહી** એમાંના વરખના પતરાં લઇ તે એક ભાગની સાથે નાઇટ્રો હાઇડ્રોક્લોરીક ઍસીડ ( Nitrohydrocloric Acid ) ત્રણ ભાગમાં ભેળી રાખી ઍસીડ ઉડી જાય ને તેમાં ઇથર ( Ether ) નામની દવા થોડી નાખી ખુબ હલાવ્યા પછી કોઇપી જાતનું તેલ ભેળી વાપરવી. કોઇપી ઍસીડો વાપરતી વખતે સંભાળવું. ગોલ્ડ સાઇઝ લઇ કાગળ પર લખીને તે સુકાયા પછી મોઢા વડે બાફ આપવાથી સહેજ ભીનું લાગે કે તુરત સોનેરી વરખ લઇ રૂ વડે તે લખેલાં ઉપર દાબી દેવો.

**કોપી કરવાની શાહી** માયફળની ભુકી ત્રણ ઔંસ, હીરાકસી એક ઔંસ, ગુંદર એક ઔંસ ને પાણી અર્ધો ગેલનમાં આઠ દીવસ વેર બધું મેળવીને પીગળ્યા પછી વાપરવું.

**શાહી કાગળ ઉપર ફુટી નીકળતી** અટકાવવા માટે ફટકડીનાં પાણીમાં કાગળ બોળી સુકાયને વાપરવું.

## સ્ટીલ પૅન, શાહીની પેન, સુખડપેન, સ્લેટ.

**૯૬.—સ્ટીલ પેન નીબ નવી** વાપરવા આગમચ મેચીસ સળગાવીને અણી ઉપરથી ગરમ કરવી.

હોલ્ડરમાં પ્રોવા આગમચ સહેજ તેલ લગાડવાથી અંદર કીતાશે નહિં. લખ્યા પછી નીબને હંમેશાં કપડાએ લુછીને મુકવાથી તે પરની શાહી નીકળી જવાથી લાંબો વખત વેર ખરાબ થતી નથી.

**જુની કીટાયલા સાફ કરવા** પૉલીશનું ઝીનું કાગળ ઘસીને મીઠું તેલ લગાડી લુંછી ચામડાંના ટુકડાએ ઘસવાથી ચળકશે.

**કવીલ પૅન** પક્ષીના પીછાંની બનેલી લખવામાં વપરાય છે. નરમ કલીલને ફટકડીના પાણીમાં બોળવાથી કઠણ થશે, સાફ કરવા ગરમ ચુલાંમાં ઉપર હેથે ઘસવી; દાંતકોતરની ઉપલી રીતે કઠણ કરવી.

૯૬.—**શાહીની પૅન** ( Fountain Pen ) માં શાહી સુકાઇ જઇ વપરાય નહિ તો તેના ભાગો છુટા પાડી થોડો વખત સરકામાં બોળીને પછી ગરમ પાણીમાં ધોઇને પાછી શાહી ભરી વાપરવી.

ચીરાઇ ગયલી સાંધવા માટે સેલ્યુલોઇડની ચીજોમાં જુવો.

૯૮.—**સુખડ પૅનની બનાવટ.** પ્લમબેગો (Plumbago) તેને સારૂ વપરાય છે અથવા સીસું (Black Lead) ને લાખના પતરાં (Shellac) તાવીને મેળવ્યાથી બનશે; લાખને બદલે સુરમો (Antimony) પણ વાપરેછે.

**કોપીઇંગ પૅન.** સુખડ પૅનથી કાગળ પર લખીને તે પર ભીનાયલું બ્લોટીંગ પેપર દાબવાથી શાહીની માફક લખેલા અક્ષરો દીશે છે અને જલદી ભુસડાતા નથી. કપડાં પર લખવું હોય તો તેને સહેજ ભીનવીને પછી પૅનસીસે લખવાથી શાહીના જેવુંજ દિશેછે.

૯૯.—**સ્લેટ** લખવાની પાંણી વડે ધોઇને ઘસા વિગેરે કાઢવા સારૂ સમુદર ફીન પાંણી સાથે ઘસવું.

**બ્લોટીંગ પેપર** કપડાની ચીનડી ને સોડાખારનું ઘટ પાણી મેળવ્યાથી બને છે.

## કાગળ પર લખવા વિષે તથા ડાઘો કાઢવા.

૧૦૦.—**કાગળ પર લખેલું ઘણા વરસનું જુનું દીશે તેમ** કરવા માટે શાહીમાં સહેજ કેસર ભેળી વાપરવી, સુંઘી જોવાથી તે પરખાશે.

**કાગળ પર સુખડ પૅનનું લખેલું લાંબો વખત સુધી ઝાંખું પડે નહિ તેમ** કરવા લખ્યા પછી તે પર જીભ ફેરવવી અથવા તો મોઢાં વડે બાફ આપવો જેથી અક્ષર વધુ કાળા બનશે. મલાઇ કાઢી લઇ વધેલું દુધ તે લખેલાં ઉપર પીછી વડે પાતળું લગાડી સુકવ્યાથી સુખડ પેનના અક્ષર ઝાંખા પડશે નહિ; વારનીશ કે ઈંડાની સફેદી લગાડવાથી પણ અક્ષર સારા રહેશે.

**કાગળ સાધારણને જાડા ચર્મ પત્ર** (Parchment Paper) જેવું બનાવવા ગંધકના તેજાબમાં બોળીને તુરત ઍમોનીઆનાં પાણીએ ધોઇને સુકવી નાંખવું અથવા સાદાં પાણીમાં ધોવું. સાબુનાં પાણીએ ધોઇને સુકાવ્યાથી પણ કાગળ જાડું થશે.

**જાડાં કાગળની અળણી માળવાની** બનાવવા ગોળ ચકરડું જોઇયે તેટલું મોટું કાપીને દબલ વાળીને પછી પાછું વાળવાથી ત્રણ ખુણીઆવાળું બને કે ઉભું હાથમાં

ધરી ખુલ્લું કીધાથી ગળણી જેવો ઘાટ થાય છે. નીચલી અણીમાં જોઇએ તો કાણું પાડી વાપરવું. ભીનાઇ નરમ થાય તો કપડાંનું પડ તે મુજબનું કાપી અંદર સાથે મુકવાથી ઊભું રહેશે.

કાર્ડ બોર્ડનાં સાદા બાકસો પર વૉલ પેપર વળગાડયાથી સોભે છે.

**કાગળ આતશમાં બળે નહિ તેવું કરવા** ફટકડીનાં પાણીમા ધોઇને સુકાવવું.

**વારનીશ માટે** ટરપીંનટાઇનનાં તેલમાં મીણુ પીગળાવી લગાડવું.

**કાગળ વૉટર પ્રુફ** પાણીમાં ભીંનાય નહિ તેવું. કાઇબી જાતનાં તેલને જોસ પાડીને પીછી વડે કાગળ પર લગાડી સુકાવ્યા પછી વાપરવું અથવા સાબુ ઉકાળેલું ઘટ પાણી પીછી વડે લગાડી સુકાય ને ફટકડીનું પાણી લગાડવું. સાબુ ઉકાળેલાં પાણીમાં સરસ ને ગુંદર થોડેક પીગળાવી કાગળ બોળી કાઢી સુકવવું.

**જુના લખાણો કાગળ પરનાં ઝાંખાં થયલાં** નીચલી રીતે પાછાં વાંચી શકયા છે; માયફળની બારીક ભુકી વાઇન દારૂમાં પીગળાવી સ્પંજ વડે તે કાગળ ઉપર લગાડવી.

જુના કાગળો ઘરઘટુ ઉપયોગમાં લેવાં તકીઓ બનાવવા પાતલી લાંબી ચીપો કાપી છરી અથવા કોઇ ચીજ પર ગોળ વિંટાળી કાઢી લઇ બધો એકઠો ઢગ કરી કપડાંમાં ભરવું.

**કાગળ યા ચોપડીનાં પાનાની કીનારી રંગીન બનાવવી** કોઇબી રંગની શાહીમાં નાનો દાંતનો બ્રશ બોળી શાહી ખંખેરી કાઢી સહેજ ભીનાયલો હોય ને ચોપડી તાઇટ બંધ કરી તે પર ફેરવી જવો.

**પેનસીલનું લખેલું ભુસાડવા** માટે પાંઉનો ગર પણ રબરની માફક ઉપયોગમાં લેવાશે.

**છાપેલી કાળી શાહીના** ડાઘ ટરપીનટાઇન અથવા બૅનઝાઇનનું તેલ લગાડવાથી જશે.

**શાહીનાં લખેલાં** ઉપર ઑકઝેલીક અથવા સાઇટ્રીક ઍસીડ લગાડવાથી લખેલું નીકળી જાય ને બ્લોટીંગ પેપર દાબવું.

**શાહીના ડાઘો કાગળ પરથી કાઢવા** નીમક ઘસવું.

**ફ્રુટ, કે બેરીઝના ડાઘ** પર મેચીસ સળગાવી દુરથી લગાડવી.

**ચીકાશના ડાઘો** પર ફુલર્સ અર્થ કે ચાકની ભુકી છાટવી, ગરમ ટરપીંનટાઇનથી કાઢવા પછી દારૂનો અર્ક લગાડવો. સોજું બ્લોટીંગ પેપર તે પર મુકી ગરમ અસ્ત્રી ફેરવવી.

**લાલ શાહીના ડાઘ** એક ચમચી પાણીમાં બે ત્રણ ટીપાં નાઇટ્રીક ઍસીડ ભેળી પીછી વડે લગાડી સોજા પાણીએ લુછવું.

## પોસ્ટની ટીકીટ ઉખેડવી, સીલ મારવું.

**૭૧.—ટીકીટ વળગેલી કાઢવા** તે પર પાણીનાં થોડાં ટીપાં નાંખી ભીનવી

રાખવી, ગરમ અસ્ત્રી ફેરવવી યા ગરમ પાણીની વરાળ આગળ ધરવાથી ટીકીટ જલદી નીકળી આવે છે. બીજું બ્લોટીંગ પેપર તેની નીચે મુકવાથી પણ ટીકીટ ખરાબ થયા વગર નીકળશે.

**વાપરેલી ટીકીટ પારખવા** તે પર કેરોસીન તેલનું ટીપું નાખતાં ગમે એવો ઝાંખો છાપ હશે તેપણ બરોબર દીશે છે.

**૧૦૨.—કાગળ પર સીલ મારવું.** લાખની લાકડી આવે છે તે ગરમ કરી તવાઇને પાતળી થાય કે તુરત લગાડીને તે પર જેવી જાતનું સીલ કરવું હોય તે દાબી દેવું. નરમ હશે તો તેમાં સીલના કોતરેલા અક્ષર દબાઇને આખા બરોબર દીશે છે. લાખ ઠંડી પડતાં પાછી બંધાઇ જાય તો તે પર સીલ મરાતું નથી, સીલ પર કોતરેલા અક્ષર બરોબર વંચાય તેમ પાડવા જોઇએ.

**લાખ વળગેલી કાઢવા** પાછી ગરમ કીધાથી નીકળે છે.

કપડાં પર પણ ઉપલીજ રીતે સીલ મરાશે. લાખ બનાવવા આગલ આપેલું છે.

## કાગળની બનેલી ચીજો, નકળ કરવાનાં કાગળો.

**૧૦૩.—કાગળનાં લાઇટ પર ધાંકવાનાં શેડ** તથા કાર્ડબોર્ડની ચીજો મેલી થયલી બ્રશ યા પીછી વડે સાફ કરવા; ઘણાં મેલાં લાગે તો ઠંડા પાણીમાં સ્પંજ બોળીને લુછવા પછી લગભગ સુકાવા આવે ને તે પર બારીક આટો છાંટવો તદ્દન સુકાઇ જાયને રેશમી કપડું, શેમોઅ લેધર અથવા ફ્લેનલ વડે લુંછવાથી તે પર પાછો ચળકાટ આવશે. સુકું થુલું ઘસવાથી પણ મેલ નીકળી સાફ થાય છે.

કાર્ડબોર્ડ અથવા સાખા (Fibre) ની બનાવેલી ચીજો ઉપલી રીતે સાફ કરવી. ફ્રેન્ચ પૉલીશ લગાડવાથી પણ સોજી દીશે છે, પેપરમાશે (Papier Mache) કાગળની ચીજો સાફ કરવા ઑલીવ ઑઇલ ને ઘઊંના આટાનો પેસ્ટ ઘસડીને લગાડયા પછી સોજાં કપડાંએ લુછી રેશમી કટકાએ પૉલીશ કરવા.

**૧૦૪.—નકલ કરવાના કાગળ.** ટ્રેસીંગ પેપર (Tracing Paper) બનાવવા માટે સ્પીરીટ ઑફ ટરપીંનટાઇન એક ઔંસ અને તેટલાં વજનનું કૅનેડા બાલસમ (Canada Balsum) ભેળી ધીમાં અંગાર પર ગરમ કરીને નરમ પીંછી વડે ઝીણા કાગળ (Tissue Paper) ની એક બાજુ લગાડી સુકાય ને કોઇ પણ તરાહ ચીતારી લેવા અથવા લખેલું ઉતારવા સારૂ વપરાશે.

**કાળાં કાગળો કાર્બન પેપર** (Carbon Paper) તૈયાર પણ આવે છે જેને બે સાદાં કાગળની વચે મુકીને લખવાથી ઉપર મુજબનું નીચેના કાગળ પર લખેલું વંચાશે. બે ત્રણને ગાલે તેવાં કાગળો મુકવાથી તેટલા કાગળો પર એકજી વખતે લખેલી નકલ ઉતારી શકાય છે.

## નોટ ખરી ખોટી પારખવી.

**૧૦૫.—ખરી નોટ** ઉપર સાયેનાઈડ ઓફ્ પૅાટેશ પાણીમાં પીગળાવી પીછી વડે લગાડવાથી જેવીને તેવીજ રહે છે. છાપીને નકલ કીધેલી ઉપલી મેળવણી લગાડવાથી સાદું કાગળ થઇ બધું છાપેલું ઉડી જશે એ ચીજ ઝેરી છે માટે સંભાળી વાપરવી. બંને બાજુ જીભ લગાડવાથી નોટમાંની વૉટર માર્ક (Water Mark) ખરી હશે તો ઉજાસમાં દીશે છે, ખોટીની તે મુજબ દીશતી નથી.

## ટાઇપ રાઇટર.

**૧૦૬.—ટાઇપ રાઇટર** ચાલુ વપરાતો હોય તો તેમાં અવાર નવાર તેલ બધા સાંધા, સ્ક્રુ વીગેરેમાં નાખવાથી કઠણ થતો નથી; વપરાતો નહિ હોય ત્યારે સહેજ વેસલીન લગાડી રાખવાથી કીટાશે નહિ.

બે હાથે પ્યાનો વજાડવાની રીતે આદત પાડયાથી ઝડપે લખાય છે. સ્લેટનું રોલર હોય તો તે પર એક સોઝું કાગળનું પડ વિંટાળી રાખવું જેથી અક્ષરો ઠોકાઇ ને સ્લેટ પર ખાડા પડતા અટકે છે.

નકલ કરવાના કાગળો દરેકનાં પડમાં લખતી વખતે મુકવાથી જોઇએ તેટલી નકલો સામટી એકી વખતે ઉતારી શકાશે.

**રીબનને લગાડવાની શાહી** બનાવવા કાળો રંગ (Aniline Black) પા ઔંસ ને દારૂના અર્ક સાત ઔંસમાં પીગળાવી, તેતલાજ વજનનુ ઘટ ગ્લીસરીન ભેળીને રીબનને ટેબલ પર સરખી પાંથરી ને દાંતના બ્રશ વડે એક સરખી પચાવ્યા પછી સુકાએ ને વાપરવી.

## કાગળ, ચોપડીમાં ઊંધઇ થતી અટકાવવી.

**૧૦૭.**—કાગળ અથવા ચોપડીની કબાટમાં નીચલી કોઇબી ચીજો નાખવાથી ઊંધઇ લાગશે નહિં, તંબાકુ, કાળાં મરી, કપુર, લવંગ, નેફ્થલીનના બૉલ. ઇન્સેકટ દીસ્ત્રોઈંગ પાઊડર પણ ચોપડીમાં છાંટવા વપરાય છે. કૅરોસીન તેલ, ટરપીંનટાઇન, અથવા તો લવંડરનું તેલ કંઇ પણ કબાટનાં ફાંદીઆં ઉપર છાંટવું યા તેમાં કપડું બોળીને લુછી નાખવાં.

ફોરમેલીન અથવા મેથીલેટેડ સ્પીરીટ પીછી વડે લગાડયાથી ઊંધઇ થશે નહિ તેમજ ફુગ પણ ચોપડીનાં પુઠાંઓ પર એ લગાડયાથી આવતી નથી.

ચોપડીઓ થોડે વખતે તડકે મુકી સાફ કરવી. ચોપડીઓ ગોઠવતી વખતે દરેક બાબતોને લગતી જેવી કે તવારીખ, કવિતા, વાર્તાઓ વિગેરે જુદી જુદી મુકવાથી શોધવા માટે ઝાઝી મહેનત પડતી નથી, સઘળી ભેળીને મુકવી નહિ.

ફુગ અથવા ઊંધઇ થતી અટકાવવા માટે કોઇબી જાતનું સુગંધી તેલ છાંટવું, ફુગ આવેલા ચોપડીનાં ચામડાનાં પુઠાંઓ સાફ કરવા માટે સ્પીરીટ ઓફ્ વાઇન

પીછી વડે પાતળી લગાડવી; લવંડરનું તેલ લગાડવાથી પણ ફુગ નીકળે છે. ડાઘો કાઢવા કાગળમાં જુવો.

**ચામડાંનાં** પુઠાં સાફ કરવા માટે બે ભાગ પાણી અને એક ભાગ ઇંડાની સફેદી ભેળી વાપરવું, બીજી રીતો માટે ચામડાંમાં જુવો.

**કાગળની** બનાવટ, હલકાં સારૂ જુનાં કપડાંની ચીંદીઓ વપરાય છે, ઘણાં સોજાં બનાવવા સોજું લીનનનું કપડું વાપરે છે.

## રાગો તથા ગાયન.

**૧૦૮.—જુદા જુદા રાગો** વજાડવાના યા ગાયનમાંથી કેટલીક મનપસંદ લીટીઓ (લાઇન) ચુંટી કાઢી જાત જાતની એકઠી કરી સામટી ગોઠવીને પાછો એક નવો ને મનપસંદ રાગ આપણે બનાવી શકીએ છીએ. ઇંગ્રેજીમાં તેવા ઘણાક રાગોને ચુંટીને સામટો એક કીધેલો આવે છે જેને (Melodious Melodies) અને બીજા કેટલાંક તેવાં નામો આપે છે. ઇંગ્રેજી મ્યુઝીક હાથે લખતાં આવડતું હોય તો તેની સાદી લીટીવાલી ચોપડી લઇ તેવા પસંદ પડતા રાગોમાંથી ગમે એટલું ચુંટી કાઢી સાંમતું લખી લઇને વજાડવું.

## વાજીંત્રોની સંભાળ.

**૧૦૯.—પ્યાનો** (Piano) સંભાળથી રાખવો, ઘણી હવા સરદી લાગવા નહિ દેવી, વગાડવાની (નોટસ) ઉપર ફલેનલના કપડાંની તેના માપની પટીએ હમેશાં ઢાંકી રાખવી, સરદી ને ભીનાશને લીધે કોઇ વખત નોટસ વાગતી નથી તે વખતે જરા દુરથી સગડીનો સહેજ તાપ લગાડવો. કળી ચુનાનો એક નાનો ગાંગડો મોંટા બાકસ અથવા મોટી કોથળીમાં ભરીને પ્યાનાની અંદર સંભાળીને મુકવો જે ભીનાશ ચુસી લઇ ચુનો ખીલીને છુટો આટા જેવો થઇ જાય ને બદલવો; ગરમી આપવા માટે ઇલેકટ્રીક લાઇટનો બલ્બ સળગાવીને અંદર કોઇ કોઇ વખતે મુકવો.

એથી ત્રણ મહિનાને સુમારે ટયુન (Tune) કરાવી સારા ઓર્ડરમાં રાખવો. કોઇ વખત ઊપર હેઠળથી ખોલી સાફ કરવાથી ઊંધાઇ થતી નથી. ફલીટ નામની દવા છાંટવાથી કસારાં ઉધઇ મરી જશે.

નેફથલીનના બોલ અથવા કપુર મુકવાથી ઉંન્દ્રઈ લાગશે નહિ, ટરપીંનટાઇન ને બ્રૅન્ડી લાઇન ભેળીને પીચકારી વડે અંદર છાંટવું.

તારો કીટાયલા કપડાં વડે લુછવા, દરિયાની નજદીક હોય તો તેપર જલદી કાટ ચઢે છે.

નોટસ ઉપરનું હાથીદાંત પીળું થયલું સાફ કરવા ફલેનલના ટુકડા પર થોડી સ્પીરીટ કે કોલોન વૉટર નાંખીને ઘસવું અથવા તો લીંબુનો રસ અમસો કે કળી ચુનો સાથ કપડાં પર થોડા લઇને ઘસવાથી સફેદ થશે. હાથીદાંતમાંથી બીજું મળશે.

પૅડલ ( Pedal ) પગે દાબતાં ઘસાતાં હોય તો તેલને બદલે કાળી નરમ સુખડ પૅને બાજુએ ઘસવાથી સહેલાં થશે.

**ઘણી જુની પ્યાનાની સકલાત** ( Felt ) તારો સાથ ચાલુ અડકતાં દબાઇ ગયલી ને જાડી પીન અથવા સુઇઆ વડે પાછી ફુવાંટી ઉભી કાવાથી પ્યાનાનો અવાજ સુધારી શકાય છે, પણ આખું ચોકઠું બહાર કાઢતાં આવડે તેનાથી થઇ શકશે.

**લાકડાંને પૅાલીશ કરવા** બૅલ તેલ, ટરપીંનટાઇન ને સરકો ત્રણે સરખાં વજનનું ભેળી નરમ કપડાંએ લગાડી શેમોઆ લેધરે લુછી નાંખવી, એ મુજબ વાયોલીન (સારંગી) ને પણ પૅાલીશ કરી શકાય છે.

**વાયોલીનમાં ઉંધઇ લાગેલીકાઢવા** હાઇડ્રોજન પરૅાક્સાઇડ (Hydrogen Peroxide) નામની દવા પીચકારી વડે નાંખવી. ઊંધઇ લાગવાથી બારીક છેદ પડેલા પુરવા પાતલો સરસ લઇ તેમાં બારીક લાકડાંનો વહેર ભેળી વાપરવો, પૅાલીશ કરવા પૅરેફીન ઑઇલ રેશમી કપડાંપર લઇ બધે લગાડવું. અંદરથી કચરો કાઢવા નાની પીછી લેવી અથવા થોડા ચોખા નાખી હલાવ્યાથી ધુળ કચરો તેને વળગે ને કાઢી લેવા.

**મેલી લાકડી વાયોલીન વજાડવાની ધોવી.** સાબુ કે ટંકણ ખારનું પાણી છાલકાં વાસણમાં રેડી તેમાં બોળી રાખવાથી તારો પરનો ચીકાશ નીકળ્યા પછી સોજાં પાંણીમાં ધોઈ નાખવી; વજાડતી વખતે તારો લીસા રાખવા માટે રાજમનો ટુકડો તે પર ઘસવો.

તારવાળાં વાજીંત્રો હમેશા ગરમ કપડાંમાં રાખવા.

**ઘોલનો** અવાજ બરોબર નહિં નીકળે તો તાપ આગળ મુકવાથી ચામડું ટાઇટ થઇ અવાજ સુધરશે.

## પ્રકરણ ૧૫.

## ચામડાંની ચીજો સાફ તથા પૅાલીશ કરવી, જાત જાતના બુટો તથા રબર વિષે.

**૧૧૦.—ચામડાંની ચીજો** જેવી કે ઘોડાનું હારનેસ, પટા વિગેરે નરમ રાખવા સારૂ ઑલીવ ઑઇલ, મીઠું તેલ અથવા નીત્સ ફુત ઑઇલ ( Neats Foot Oil) તઇયાર બનાવેલું આવે છે, એમાંનું કાંઇભી લગાડવાથી ચામડું નરમ થઇ ટકશે, અને તે પર ચળકાટ આવી સોજું દીશે છે. સરકો એક ભાગ ને બૅલ તેલ બે ભાગ ભેળી લેવું.

**ચીરા પડેલાં ચામડું** ગ્લીસરીનથી સરખું થશે, બુટ પૉલીશ કરવાને બલેકીંગનો થોડો કટકો વાટી તેની ભુકી દુધ સાથે ભેગી ઘશી લગાડવાથી ચીરા પડતા અટકશે. સાધારણ ચામડાંને માટે ગુંદરનું પાણી સાથે તેટલાંજ વજનની ઈંડાંની સફેદી ભેગી વાપરવી, અથવા ગરમ પાણી ને એમોનીઆ લેવો.

**મોરોક્કો લેધર** ઉપર ખાલીજ ઈંડાની સફેદી અમઠી યા કફ ચઢાવીને સ્પંજ વડે લગાડવી અથવા સરકો ને ઍલ તેલ ભેળીને વાપરવું. ચીકાશના ડાઘા પણ ઉપલી રીતે સફેદી લગાડી તડકે મુકવું. દેડકાનું ચામડું સઉથી પાતળું ને મજબુત હોય છે.

**કડક થયલું ચામડું** ગ્રે લાઇમ (Grey Lime) એક જાતનો ચુનો પાંણીમાં ભેળીને બે ત્રણ વખત કપડાં વડે લગાડવો, અથવા એરંડીનું તેલ ગરમ કરી કપડાંએ પચાવીને તડકે સુકાવાથી નરમ થઇ તેનો વાસ પણ નીકળી જશે. પટા ચામડાનાં કડક થયલા સાબુનાં પાંણીમાં એક કલાક ભીનવી રાખ્યા પછી ટાંગી રાખી સુકવવા તે પર કોઇબી જાતની પૉલીશ લગાડવાથી સોજા થશે. ઑલીવ ઑઇલ લગાડીને એક કલાક રાખ્યા પછી પૉલીશને બે હાથ મારવાથી નરમ ને ચળકટાં થશે.

**કોથળો (Bag) ચામડાંના ખરાબ થયલાં** હોય તો સાબુનાં પાણીએ ધોઇ સાલીડ કે કોઇપી જાતનાં તેલમાં ફલેનલ બોળી તે પર ખુબ પચાવ્યા પછી તદ્દનજ સુકાઈ જાય ને બુટની પૉલીશના બે ત્રણ હાથ માર્યાથી નવો જેવો લાગશે અથવા ઉપલી કોઇપી પૉલીશ લગાડવી. કાળા ચામડાંને દુધ ને મીઠું તેલ સરખા વજનનું ભેળી લગાડીને સુકાય ને શેમોઆ લેધરે લુછવાથી ચળકશે. વૉર્શીંગ સોડાનુ સ્ત્રોંગ પાંણી કરી તેમાં થોડો બારસોપ પીગળાવી થોડો લીંબુનો રસ નીચવી ને મેળવ્યા પછી ડાઘોને ફુકો પાણીએ લુંછી ઉપલી મેળવણી લગાડી ઘસ્યા પછી આછું ધોવું.

**ચામડું વૉટર પ્રુફ** પાણી પચે નહિં તેવું બનાવવા નીચલી કોઇ પણ ચીજો વાપરવી. એરંડીઊં લગાડવું અથવા તો ઍલ તેલ થોડું તેમાં પીળું મીણુ તથા રાજમ એક સરખા વજનનું લઇ ને તેથી એવડા વજનની બકરાંની ચરબી સર્વે ભેળી ચુલા ઉપર તવાય ને ગરમ ગરમ ઘસીને પચાવવું, એક ભાગ . ચરબીને સાત ભાગ નીતસફુટ ઑઇલ લેવું.

ઇંડીઆ રબરના ઝીણા ટુકડા કરી કાદવનાં વાસણમાં મીણબત્તી બનાવવાની ચરબીને ચુલે તાવી રબર ભેગી પીગળ્યા પછી વાપરવું.

**ચામડાંની લાઈનીંગ** સાફ કરવા છાશમાં કપડું બોળીને લગાડવા પછી સોંજા પાણીનાં કપડાં વડે લુછી નાખવુ.

સરકો એક ભાગમાં પાણી કે ઍલ તેલ બે ભાગ ઘુંટી ઘટ પેસ્ટ જેવું બનાવી લગાડવું. ઈંડાની સફેદી ને ટરપીંનટાઇન ભેળી લગાડયા પછી ઘસી ને લુછવું.

**ઠીંગડું મારવા** માંપ કરતાં સહેજ મોટો ટુકડો કાપી ગ્લાસ પેપરે ફરતી કીણારી ઘસી પાતલીને નરમ કરવી તેજ મુજબ જડેલી ચીજની કીનારી પણ ઘસ્યા પછી રબર સોલ્યુશનથી વળગાડી તે પર કાગળ મુકી ગરમ અસ્ત્રી દાબવાથી ઝાઝું ઠીંગડું જણાતું નથી.

**ચીકાશના** ડાઘો પર ક્લોરોફોર્મ, નવસાગર અથવા તો દારૂનો અર્ક કંઇબી સફેદ ફ્લેનલ વડે લગાડવું. સ્પીરીટ ઑફ વાઇન પણ લગાડવાથી કોઇબી જાતના ડાઘો નીકળશે.

ચાક અથવા મેગનેશીઆની ભુકી દારૂના અર્કમાં ભેળી ઘટ બનાવી તે પર લગાડીને સુકાયા પછી બ્રશે ઘસી કાઢ્યાથી પણ ચીકાશના ડાઘો જાય છે. બૅનઝોલાઇન સ્પંજ વડે લગાડયાથી ચામડાં પરનો ચીકાશ નીકળશે. આતશથી દુર રહેવું.

**પીળાં ચામડાં પરના** ડાઘો માટે વેસલીન લગાડવું અથવા વૉશીંગ સોડા દુધમાં પીગળાવી વાપરવો; કેળાંની છાલનો અંદરનો ભાગ ઘસવાથી પણ ડાઘો નીકળશે.

**ડુગ ચાંમડાં પરની** વેસલીન ફ્લેનલ વડે લગાડી ખુલ્લી હવા ને તડકામાં મુકવું અથવા પાયરોગ્લીસરીન એસીડ (Pyroglycerinc Acid) લઇને ઘસવી.

**ચામડું ઉંદર કરડી ખાતા અટકાવવા** સારૂ ઑલીવ ઑઇલ બે ભાગમાં મોરથુથુ એક ભાગ મેળવીને લગાડવાથી એ ઝેરી ચીજ આગળ ઉંદર આવતો નથી.

**સફેદ ચળકટાં ચામડામાં** ફાટ પુરવા ખાંડ રતલ પા, ગુંદર અર્ધો ઔંસ, ને સફેદો રતલ અર્ધો લેવો; ખાંડમાં ગુંદર પીગળ્યા પછી તેમાં સફેદો મેળવી વાપરવું.

**ચામડું વળગાડવું.** ગરમ પાણીમાં જવના આંટાની લાહી બનાવી તેમાં સહેજ પાંતળો ગરમ સરસ ભેળવો: એ મેળવણીથી ટેબ્લ ઉપરનાં ચામડાં સારી રીતે વળગશે.

**ચામડું છુટું પાડવું** લોખંડ ને વળગેલું હશે તો કૉસ્ટીક સોડા ને પાણીમાં ઉકાળી તેમાં બોળવું અથવા લગાડવાથી ચામડું નરમ થઇ નીકળી જાય છે. બીજી વળગાડવાની રીતો પાછલ આપેલી છે.

**ઘડી વાળેલું ચામડું વળગી જતું અટકાવવા** ગરમ પાણીમાં વૉશીંગ સોડા ભેળીને ધોઇ ઇંડાંની સફેદીએ પૉલીશ કરવું.

**ચામડું ટકાઉ કરવા** એક પાઈંટ નેફ્થામાં એક ઔંસ સુકું કડણ પૅરેફીન સાથ થોડા ટીપાં મીઠું તેલ ભેળી બુટની ઊપર તેમજ તળીઆંમાં લગાડવું.

**ચામડાંની ફ્લાસ્ક** કાચની સીસીઓ મુકવાની તેમાંની ચીજ ઢોલાઇ જવાથી કેટલી વખત સીસી વળગી જાય છે તેને તડકું યા તાપ સહેજ લગાડવાથી છુટી પડશે.

**ચામડું** કડક કરવા સ્પીરીટમાં સફેદ લાખ પીગળાવી લગાડવી.

**ચામડું નરમ** રાખવા માટે હંમેશાં તેને કોઇની જાતનું તેલ લગાડવું જેવું કે, ઑલીવ ઑઇલ, એરંડીઉં, બૅલ તેલ, ગ્લીસરીન વીગેરે. એ રીતે જલદી તટડીને ફાટતું નથી.

**ચામડું ચુંચું અવાજ કરતું** હોય તો ગરમ પાંણીમાં ભીનવ્યાથી બંધ થશે, તેલ લગાડવાથી વધુ અવાજ નીકળે છે. બુટનાં તળીઆમાં એકુ નાની ટેકસ ઠોકવાથી પણ અવાજ બંધ થાય છે પણ પગમાં ભોકાય નહિ તેની સંભાળ લેવી. દરીઆના ખારા પાણી કે ભીની રેતીમાં ચાલવાથી પણ અવાજ બંધ થશે.

**૧૧૧.-પૉલીશ કાળાં ચામડાંને** કરવા ઇંડા બેની દાળ, સફેદી એક ઈંડાની, સ્પીરીટ ઑફ વાઇન એક મોટો ચમચો, ખાંડ એક ચમચી, સર્વેને ભેળી તેમાં કોઇ પણ જાતની કાળા રંગની ભુકી મેળવી ઘટ પેસ્ટ જેવું બનાવીને કાળાં ચામડાંનાં પટા, કોથળા, પોર્ટફોલીઓ વિગેરે ચીજો માટે એ વાપરવો. સરકામાં સરસ ચુલા ઉપર પીગળાવી થોડું આઇસીંગ્લાસ મેળવીને પૉલીશ કરવી. લીંબુ પણ પૉલીસને બદલે પીળાં કાળા ચામડાં પર લગાડવું.

પૉલીશ કરવા સરકો ને પાણી વડે ચામડાંને ધોઇને પછી ઇંડાની સફેદીમાં થોડું ટરપીનટાઇન, અથવા એક ભાગ સરકો ને બે ભાગ બૅલ તેલ ભેળી લગાડવું.

**હારનેસનો પેસ્ટ** બનાવવા કાળી રાજમ, મધપુડાનું મીણુ એક સરખાં વજનનું તાવીને તેમાં થોડી કાળા રંગની ભુકી ભેળી ચુલેથી બધું મેળવ્યા પછી ઠંડું પડે ને તેમાં ખપ જોગું સ્પીરીટ ઑફ ટરપીનટાઇન નાંખી નરમ કપડાં વડે પૉલીશ કરવા લેવું.

**ચોપડીનાં કાળાં પુંઠાંને** ચળકટાં કરવા એક ચમચો મીઠું તેલ અને બે ચમચા કાળી શાહી ભેળી સ્પંજે લગાડી સુકાવા દેવી, અથવા ગોળ, સરકો ને કાળી ભુકી ( Ivory Black ) ભેળી વાપરવી.

**પીળાં ચામડાંના પેસ્ટ** સારૂ મધપુડાંનું મીણુ અર્ધો ઔંસ ખળખળતાં પાંણીનાં વાસણમાં મુકીને તવાયા પછી તેટલાંજ વજનનું ઑલીવ ઑઇલ ને ચરબી નાંખવી. આયોડીન બુટની ખરાબ થયલી ટોપર લગાડવું.

ટરપીંનટાઇન ને લવંદરનું તેલ બબે ચમચી સર્વે સાથે મેળવ્યા પછી ઠંડું થઇ ઘટ થાયને પછી વાપરવું.

**પીળુ ચળકતુ ચામડું** ( Oil Skin ) ના કોટ, ટોપીના કવરો ઘડી કરીને મુકતી વખતે ફ્રેંન્ચ ચાક છાટવાથી વળગશે નહિ.

**કાળાં ચામડાંના પેસ્ટ** માટે ઑલીવ ઑઇલમાં ગોળ, કાળી ભુકી ને મોરથુથુનું તેલ થોડું મેળવી ઘટ બનાવવું. સંતરાની છાલનો અંદરનો ભાગ ઘસવાથી કાળુ ચામડું સોજુ થશે.

**પીળું ચામડું તદ્દન ખરાબ થયલું કાળું કરવું** પાણીમાં ઍમોનીઆ નાંખી સ્પંજ વડે તે ઉપર લગાડીને ઉપરથી કાળી શાહી ઇંડાંની સફેદી સાથ લગાડવી, સુકાયા પછી હેલ્લે કોઇ પણ જાતની કાળી બુટની પૉલીશે સાફ કીધાથી ચામડું હંમેશનું કાળું રહેશે.

**ઘેરો રંગ કરવા** વૉશીંગ સોડા પાણીમાં ગરમ કરીને લેવો અથવા ઍમોનીઆમાં ફુલેનલ બોળી લગાડવું.

**પીળો રંગ કરવા** ઍમોનીઆ અમથો અથવા દુધમાં ભેળી વાપરવો, ખપ પડે તો બે ત્રણ વખત લગાડવો અથવા તો કેસર પાણીમાં થોડા કલાક ભીનવીને રંગ ઓગળે ને તે પાણીમાં વાપરવું, જોઇએ તો પટેટાની છાલ ઘસવી. મેથીલેટેડ સ્પીરીટ લગાડવાથી સોજ્યુ થશે.

**કાળાં ચળકટાં ચામડાં પેટંટ લેધરના નવા બુટ** પહેરવા આગમચ સહેજ તાપ આગળ ધરવાથી નરમ થઇ લાંબો વખત ટકશે.

સાલીડ તેલ ને મીણ સરખા વજનનું ચુલ્લે તાવી ઠંડું પડે ને તેના સામતા વજનનું ટરપીંનટાઇન ભેળી, અમથા ટરપીંનટાઇને પણ ચળકશે.

પેટંટ લેધર સાફ કરવા સાધારણ મીઠું તેલ અથવા ઑલીવ ઑઇલ લેવું. દુધમાં સ્પંજ બોળીને લગાડવું. વેસલીન કે માખણમાંથી પણ નરમ થશે. સફેદ ક્રીમ સાથ બૅલ તેલ ભેળવું. ઘસા પડેલા કાળી શાહીને ઑલીવ ઑઇલ ભેળી લગાડવી. ચીરાપર સહેજ પેટ્રોલ લગાડવું.

**કાળાં કીડનાં ચામડાં** માટે ઇંડાંની સફેદી પાણી સાથે મેળવી વાપરવી. ઘણાં ખરાબ થયલાં હોય તો કાળી શાહી ને ઑલીવ ઑઇલ લગાડવું પૅરેફીનથી કે કેરોસીનથી ચામડું નરમ રહે છે.

**લેધર કલોથ ઘણું જુનું ઝાંખું પડેલું** નીચલી રીતે સોજ્યું થશે. બૅલ તેલ થોડુંક લઇ તેમાં થોડાં ટીપાં ટરપીંનટાઇનનું તેલ નાખી ચુલ્લે ઉકાળી પાછી વડે ગરમ ગરમ જુના ચામડાં પર લગાડી સુકાયા પછી બે દિવસ રહીને મેથીલેટેડ સ્પીરીટમાં થોડું ઇંડીઆ રબર પીગળાવી ઘટ પેસ્ટ જેવું થાય ને ઉપલાં ચામડાં પર લગાડી બીજા બે દિવસ સુકાવ્યાથી તે નવાં જેવું થશે, અને વૉટરપ્રુફ પણ બનશે. જોઇએ તો ઇંડાંની સફેદી એક ને દાળ બેનો ઘટ કફ ચઢાવી તેમાં જીન દારૂ એક મોટો ચમચો ખાંડ એક ચમચી ને કાળી ભુકી ( Ivory Black ) ભેળી સર્વે સાથે વાપરવું.

**પૉલીશ સુકાઇને કઠણ થયલી હોય** તો ટરપીંનટાઇન લીંબુનો રસ કે સરકો અથવા થોડુંક દુધ કંઇ પણ નાખવાથી નરમ થઇ વપરાશે.

બુટને પૉલીશ કે સાફ કરવા માટે બ્રશને બદલે જાડા ગાલીચાનો નાનો ટુકડો લાકડાંની જાડી પટી પર વિંટાળી અથવા વળગાડીને વાપરી શકાય છે. મખમલ કે સકલાત અથવા જુના સ્ટોકીંગ વડે લુછવા અથવા તેમાં રૂ ભરી ઝીણી તકીઓ કરી પૉલીશ કરવા વાપરવો.

## જાત જાતનાં બુટો.

**૧૧૨.—બુટ નવાં** પડી રહેતાં ચામડું સુકાઈને કઠણુ થાય માટે કોઈપણ જાતનો ચીકાશ લગાડયાથી નરમ રહેશે, પહેરવા આગમચ ક્રીમ લગાડવાથી ચામડું ટકશે. હવા લાગ્યાથી ચામડું કડક થતું નથી.

**શુનો ઘાટ સરખો રાખવા લોખંડની નરમ** પટી યા વ્હેલ બોન (Whale Bone) બુટની લંબાઇનું લઇ તેમાં ખોસવાથી પણ ચામડું યા કપડું વળી જતું નથી; કપડાં, કાગળના ડુચા અથવા રૂ બુટના આગલા ભાગમાં સરખા દાબીને ખોસ્યાથી પણ કોઇપણ બુટનો ઘાટ સરખો રહે છે. લાંબાં વળી જતાં અટકાવવા રૂ ખોસવો.

ઢીલાં પડી પગમાંથી નીકળી જાય તો ચામડાનું માહજમ ( સુખ તળી ) અંદરની બાજુ તળીઆંમાં મુકવું અથવા તો જાડું કાગળ કાર્ડ બોર્ડ તળીઆંના ઘાટનું કાપી વાપરવું, અંદરની સ્ફેદ લાઇનીંગ મેલી થાય માટે સાદું કાગળ તળીઆંમાં મુકી પહેરવાં.

**શુ ઢીલાં પડી** પાછલો ભાગ પગમાંથી સરી જયા કરે તો નાનો મખમલનો અથવા નરમ સકલાતનાં કપડાંનો ટુકડો એડીની ઉપર પાછલા ભાગમાં અંદરથી વળગાડી યા સીવી લાધાથી મોજાંને તે વળગી રહી પગમાંથી સરી જતાં અટકે છે, સુકો સાબુ ઘસીને લગાડવાથી પણ પગમાંથી સરશે નહિં.

**બુટ ટાઇટ પડવાથી** પગ દબાતો યા ઘસતો હોય તો કાળો રેશમી કટકો મુકવાથી નરમ રહી પગ દુખશે નહિં. ટાઇટ બુટ કોઈ વખત ચુલા પાસે ધરવાથી ઢીલાં થાય છે. એડી આગળનો ભાગ ટાઇટ ને કઠણ લાગે તો સુકો સાબુ ઘસવાથી નરમ થાય છે, અથવા જ્યાંથી દુખાતાં હોય ત્યાં ગરમ પાણીમાં કપડું બોળી મુકવાથી ચામડું નરમ થઇ છુટશે. પાઊડર છાંટ્યાથી ટાઇટ આખાં બુટ સહેલાઇથી ચઢશે.

**બુટ નવાંનાં તળીઆં અથવા જુનાંને પાછી સોલ મારેલાં ટકાઉ બનાવવા** વાપરતાં આગમચ બ્લ તેલમાં બોળી રાખી સુકાય ને પહેરવાં. કોપાલ વારનીશના બે ત્રણ હાથ મારવા. અથવા તો સાધારણ ટાર (Coal Tar) પીંછી વડે તળીઆં પર લગાડી તાપ આગળ સુકાયા પછી એ રીતે બે ત્રણ વખત લગાડવું. એ જોડી ફેરફાર પહેરવાથી વધુ ટકે છે.

નવાં લીસાં તળીઆંને નાની કાણુસ વડે સહેજ ખરબચડા કીધાથી પગ સરી જતો નથી.

**આઇસ પરથી સરી જતાં અટકાવવા** બૅનઝાઇન ને ઘટ ટરપીનટાઈન એક એક ભાગને રાજમ તથા દારૂનો અર્ક ચાર ભાગ બાટલીમાં ભરી ગરમ જગ્યામાં રાખી પીગળીને તળીઆમાં બે ત્રણ વખત લગાડવું, એરંડીઉ પણ લગાડે છે.

**બુટ વરસાદના દિવસમાં ભીનાયલાં** હંમેશા તળીઆં ઉપર રાખી ઉલટાં મુકવાથી જલદી સુકાય છે, ઘણા તાપ આગળ એકદમ રાખવાથી સુકાયા પછી ચામડું કડક થઈ જશે.

નરંમ કરવા રેતી ઝીણા પથરા યા થુલું ગરમ કરી ભીનાયલાં બુટમાં ભરવાથી ભીનાશ ચુશી લેશે, એક વખતમાં સુકાય નહિ તો ફરીથી ભરી મુકવા, કાગળના ડુચા પણ ખોસવા.

**નાનાં બચ્ચાંનાં ભીનાં બુટ** સુકાઇ ને કઠણ થયલાં પર ગ્લીસરીન લગાડવું. બીના બુટની પૉલીસ ચળકે નહિ તો થોડાં ટીપાં પૅરેફીન ભેળવું.

**કાદવના ડાઘ** ભીનાં કપડાં વડે લુછતાં પણ નીકળે નહિં તો તે પર કાચો પટેટો કાપીને ઘસવો, વેસલીન લગાડવાથી ભીનાયલાં તથા કાદવથી ખરદાયલાં બુટ સોજા થાય છે.

ચીકાશના ડાઘ પર મેસ લગાડવી.

**દરીઆનાં પાણીના ડાઘો કાઢવા** માટે દુધ ગરમ કરી તેમાં થોડો સોડા ખાર પીગળાવી કપડાં વડે ઘસીને લુછી સુકાયા પછી સાધારણ પૉલીશ લગાડી સાફ કરવાં.

**બુટ સફેદ બકસ્કીન અથવા કીડનાં** સાફ કરવા ઉપર સુકો અથવા પાણી સાથ ચાક કે બ્લેંકો (Blanco) આવે છે તે વાપરવો. ચાક અથવા પાઇપક્લે (Pipe Clay) નામની સફેદ મટોડી સુકી ઘસવી અથવા બારીક કપડાંની નાની થેલી બનાવી તેમાં ભરીને સફેદ બુટ પર અવાર નવાર ઘસવી. દુધમાં ભેળી લગાડવી, બચ્ચાંના સફેદ બુટ એ મુજબ સાફ કીધાથી કેડ ઉપર લેતાં સામાંનાં કપડાંને સફેદ રંગ કે ચુનો લાગતો નથી.

**ડાઘ કાઢવા** બૅનઝાઈન લગાડવા પછી ઊપલી કોઈમી ચીજ લેવી.

સફેદ કીડનાં ઘણા ખરાબ થયલાં બુટને પીળો રંગ આપવા ઑલીવ ઑઈલ ત્રણ ચમચામાં કેસરનો અર્ક દસ ટીપાં ભેળીને ફ્લેનલનાં કપડાંએ લગાડી સુકાયા પછી જોઇએ તો બીજો હાથ મારવો, એ રીતે સોજો બ્રાઉન રંગ દીશે છે.

**જરીના બુટના ડાઘ** કાઢવા મૅગનીશીઆ ગરમ કરી ઘસવો.

**રેશમી બુટને રંગવાં હોય** તો કોઈ પણ રંગમાં સ્પંજ અથવા દાંતનો નરમ બ્રશ બોળી લગાડીને સુકાયા પછી ઘેરો ખુલ્લો પસંદ પડે તે મુજબ બીજો હાથ લગાડવો.

**બુટ સાટીનનાં સફેદ અથવા ખુલાં રંગનાં મેલાં થયલાં** ઉપર સુકો પાંઊનો ગર ઘસવો અથવા તો ફ્લેનલ ટુકડાને સ્પીરીટ ઑફ વાઇનમાં બોળી સાટીનના

કપડાંના સલ મુજબ સંભાળી ઘસવાથી ડાઘો નીકળી સાફ થાય છે, ફ્લેનલ ખરાબ થાય ને સોજો કટકો લેવો. બ્લુ રંગનાં કાગળમાં વીંટાળીને રાખવાથી સોજાં રહેશે.

**કાળી સાટીન** સાફ કરવા સ્પજ અથવા નરમ કપડાં વડે સરકો લગાડનો ડાઘ કાઢવા પીછીએ કાળી શાહી લગાડવી.

**બુટ સફેદ કંતાનનાં મેલાં** થયલાં ઘટ સાબુનું ફીણુ ઘસીને દાંતનાં બ્રશ લગાડી સોજું પાણી લઇ બ્રશે સાફ કરી ટાંગીને સુકાયા પછી પાઇપક્લે પાણીમાં મેળવી કપડાં વડે બુટ પર લગાડી સુકાયને હાથે સંભાળથી પખોડવાં.

**સફેદ સુએદનાં બુટ** પરના ડાઘો ઓટમીલ ( Oat Meal ) ઘસવાથી જાય છે.

**કાળા સુએદનાં બુટ** ઉપર એમરી, પેપર કે સેંન્ડ પેપર પૉલીશનું કાગળ ઘસવુ અને રૂવાટી દબાઈ ગયલી ઊડશે.

પટા સુએદનાં ઉપલી રીતે સોજા થાય છે અથવા તો ફ્લેનલનાં કપડાં ઉપર થુલું અથવા લાકડાંનો વહેર નાંખી ઘસવો.

## બુટની લેસ તથા બટન.

**૧૧૩.— લેસના છેડા** ઉપરથી પાતળાની રળી નીકળી ગઇ હોય તો ઘટ સરસ યા ગુંદરમાં તે છેડો બોળી ને બહાર કાઢી લગભગ સુકાવા આવે ને હાથે દાબવાથી પાતળો અણીવાળો કઠણ થશે, જે હાલમાં સહેલાઇથી પોઇ શકાય છે, લાખ તાવી ને છેડા પર દાબી અણી કરવી.

**લેસ છુટી નહિ જાય તેમ બાંધવી** ડબલ છેડાનો છેલ્લો ગાંઠ બો બાંધવાની રીત મુજબ કરીને ખેંચીને ટાઇટ કરવા આગમચ જમણા હાથમાંનો છેડો ( Loop ) નીચેથી પાછો ગાઠમાં નાંખી બહાર કાઢવા પછી બંને હાથના છેડા ખેંચી ટાઇટ કરવા, છોડતી વખતે જમણા હાથમાંના દોરીનો છેડો ખેંચવાથી સહેલાઇથી પાછી છુટી જશે.

**બટનો લાંબા** બુટનાં ટાંકેલાં તુટી જયા કરે તો દરેક બટનની જગ્યાપર નાનાં કાણાં પાડી તેમાં બતનની કડીઓ પોઈ લાંબી દોરી દરેકમાંથી પસાર કરી ઉપર ગાંઠ વાલવાથી બટનો મજબુત રહે છે.

## રબરની ચીજો વિષે.

**૧૧૪.–રબર ગાડી યા મોટરનાં** વપરાસમાં નહિ આવતાં હોય તો તેપર પાણી રેડવાથી નરમ રહેછે સુકાં થવાથી કડક થઇને ચીરાશે, બે ભાગ પાણી એક ભાગ ઍમોનીઆ ભેળી લગાડવાથી નરમ થશે.

**રબરની કોથલી** ગરમ પાણી નાખી શેકવા જોઇએ તે વખતેજ પાણી રેડવું, એકદમ ખળખળતુ લેવું નહિ પાછી ખાલી કરી તેમાં સેહેજ હવાએ ફુગાવીને બુચ મારવાથી વળગી જશે નહિ. કડક થઇ ચીરાય નહિ માટે પાણીમાં સોડા કે ઍમાનીઆ ભેળી કોઇ વખત ધોવી.

**શેકની જુની કોથલી** ચીરા પડેલી પાણી ભરી નહી શકાય તો તેમાં ગરમ રાખ કે નીમક ભરીને તે પાછી શેક કરવા વાપરવી.

**આઇસ બેગ રબરની** વપરાતી નહી હોય ત્યારે તદ્દન સુકી કરી તેમાં થોડાક પાઉડર છાંટીને રાખવો અથવા તો ઘણું ઝીણું મલમલનું કપડું પડમાં મુકવાથી સરખી રહે છે વળગી જશે નહિ.

**ગ્લવ્સ રબરના ડૉકટરો ઑપરેશન કરતી** વખતે હાથમાં પહેરે છે તે કામ ખલાસ થયે કાર્બોલીક ઍસીડનાં પાણીમાં ધોવાથી કંઇ પણ જંતુ અથવા ખરાબ ચીજ લાગેલી સાફ થાય ને ઉલટા કરી સુકાયા પછી ઉંચા કરતી વખતે તેમાં થોડો સાદો અથવા બોરીક પાઊડર દરેક આંગળીઓમાં જાય તેમ નાખવાથી રબર વળગતું નથી, કાર્બોલીક ઍસીડને બદલે જોઇએ તો મેથીલેટેડ સ્પીરીટે ધોવાં.

**ઘસાયલાં ગ્લવ્સ** કોઇ પણ જગા પરથી લાગે તો ઉંચાં કરી પહેરવાથી ડાબો જમણો હાથ ફેરફાર થશે જેથી ઘસાયલો ભાગ વધુ ફાટતો અટકશે.

**નવાં ગ્લવ્સમાં કાણું સોધો કાઢવા ફુંક** મારી હવા ભરીને ઉપરથી બંધ પકડી પાણીમાં ડુબાડવાથી ઉપર તર્યા કરશે. કાણું હશે તો તેમાંથી પાણી ભરાવા માંડે છે. તૈયાર ટેપ આવે છે તે અંદરની બાજુમાં ફાટેલાં વળગાવી લેવી.

**રબરનાં બુટ ગલૅાશીસ** (Goloshes) વરસાદ તથા બરફમાં સાધારણ બુટની ઊપર પહેરવાનાં આવે છે તે ખરાબ થઇ ગયલાં સાફ કરવા પાંણીમાં ઍમોનીઆનાં થોડાં ટીપાં નાખવાં. કેરોસીન તેલ લગાડવાથી સાધારણ રબરનાં ડાઘ નીકળે છે પછી પાણીએ ધોવું. પહેરવા આગમચ એડીવાલા ભાગ પર કાગળનું જાડું પડ મુકવાથી તે જલદી ઘસાતી નથી.

**રબરને કાપવા** માટે છરીની ધાર ઉપર પાંણી વારંવાર નાંખવાથી સહેલાઇથી કપાય છે. વળગાડવા છેડેથી કાપી સહેજ ગરમ કરી દાબવું.

**રબર** તણાઇ ગયલું સુકું થઇ તેમાં વળવા અથવા ખેંચાવાની શકતી ( Elasticity ) જતી રહેલી હોય તો ઍમોનીઆનું પાંણી એક ભાગ ને સારું પાંણી બે ભાગ ભેળી રબરને તેમાં બોળીને જ્યાં સુધી નરમાસ આવી પાછું વાળી શકાય ત્યાં સુધી રાખવું.

**રબર કડકને નરમ કરવા** ફટકડીનાં પાંણીમાં બોળવું.

**મોટરનાં જુનાં ટાયરને** કાપીને બુટનાં તળીઆંમાં સીવાડવાના ઉપોગમાં લેવાથી રબરની સોલની ગરજ સારે છે, કેનવાસવાલો ભાગ અંદર લઇ રબર બહાર રાખવું.

જુની મોટરની ટ્યુબના ટુકડા કરી ગાલીચાની નીચે ટાંકવાથી ગાલીચો સરી જતો નથી બારીની નીચેની કીનારીએ બહારથી ટ્યુબની પટી કાપી જડવાથી વરસાદનુ પાણી અંદર આવશે નહિ.

**રબરની નળીઓ** દવા તેમજ બીજા ઉપયોગની હમેશા લાંબી ટાંગવી વળી કે દબાઇને ખરાબ થતી નથી, કાર્બોલીક ઍસીડનાં થોડાં ટીપાં પાણીમાં ભેળીને તેમાં નળી બોળીને ટાંગવાથી નરમ રહેશે કોઇપણ ચીજમાં પોવા પહેલાં ચીકાશ લગાડવો અથવા પાંણીમાં ભીનવવી. પાણી સીંપવાની નળીને ઍમોનીઆનાં પાંણીમાં બોળવાથી નરમ થશે.

**રબરની બોટની ( Nipple ) ( નીપલ ) બચ્ચાંને દુધ પીવા માટે નવી વાપરવી** પહેલાં ચુલ્હે પાંણી સાથ ઉકાળવાથી તેનો વાસ નીકળીને નરમ પણ થશે, ચાલુ ઠંડાં પાણીમાં ભીનવેલી રાખવાથી નરમ રહી બચ્ચાંને ચુશતાં મોઢામાં કઠણ લાગતી નથી.

**છેદ પાડવા** ઘણી પાતલી બાંબુની સળી કે ટુથપીક અથવચેથી ભોકી રબર તણાઇને ઊંચશે કે ચાલતી કાતર વડે સગી તથા રબરની ટીચકી કાપવાથી નાનું પણ ખુણાવાલુ કાંણું પડશે, જોઇએ તેટલાં પાડવાં. એમાંથી દુધ બચ્ચું ચુશવાથીજ નીકળશે આરપાર ભોકીને પાડેલાં ગોળ કાણામાંથી દુધ અમથુ ઢોળાયા કરશે, તેમજ મોઢામાં એકદમ જશે.

**બનાવટી રબર** માટે પાણી સરસ, માયફળ, ગ્લીસરીન ને ઍસેટીક તથા ટૅનીક ઍસીડ જુદાં જુદાં પ્રમાણમાં ભેળાય છે, સોડાખારનું પાણી ને બેનઝાઇન મેળવ્યાથી રબરને મળતી ચીજ બનશે.

---

## પ્રકરણ ૧૬.

## સીવવાની ઉપયોગી ચીજો, સંચો, કપડાં, પેચ વર્ક પરચુરણ ભરત કામ, કપડાંનાં ફુલો, છાપ ગુઠવાનું વિગેરે.

---

**૧૧૫.-સોય કીટાય નહિં** માટે છાટવાનો પાઊડર કે ચાક પડીકાં અથવા સોયદાનીમાં નાખવો, ગરમ કપડું અથવા કાળાં કાગળમાં ખોશવી. કાગળ પર બૅલ તેલનું વારનીશ લગાડીને કાળી શીશાં ( Graphite ) ની ભુકી પાતલી છાંટી સુકાયને સોય તેમાં ખોસ્યાથી કીટાશે નહિ. સુખડનાં વહેરમાં પણ કીટાતી નથી.

**કીટાયલી સાફ કરવી** સેન્ડ પેપરે કે જમીન પર નાખી બુટનું તળીયું ઘસવું.

**અણી મરડાઇ કે ટોચાઇ ગયલીને** પણ સેન્ડ પેપર અથવા ઍમરી પેપર યા તો હથીઆર ઘસવાની પથરી પર કે ભાંગેલી કોડીની રકાબી પર ઘસ્યાથી અણી પાછી સરખી થાય છે. ટુંકી સોય વડે ઝડપથી સીવાશે.

**સોયને દોરામાં પોવા કાણું** બરોબર નહિં દીસે તો નીચે સફેદ કાગળ યા કપડું ધરવાથી સહેલાઈથી પોવાય; તેમજ કાળો દોરો ને કાળું કાડું સીવતી વખતે ઊપલી રીત કરવાથી બરોબર દીશશે.

કાતર હોલ કાપવા માટેનીને વચમાં ધાર આગલ ખાંચો અને છે જે વડે બરોબર કાપી શકાય છે. સાધારણ કાતરને ઢાર કાઢવા લોખંડમાં જોવું.

અંગોઠી પહેરીને સીવવાની આદત નહિં હોય તેને ઘણું જાડું સીવતી વખતે આંગળાંને માપની નાની ટુંકી જાડાં ચામડાંની થેલી બેસતી બનાવી પહેરવી. સફેદ કપડું સીવવા આગમચ હાથો ધોવાથી સોજ્જુ રહેશે.

સીવવાના ઉપયોગમાં આવતી દરેક ચીજો તથા કપડાંનાં કાપલા પટીઓ, બટનો, હુક વિગેરે સાથે રાખેલું સગવડ ભરેલું છે. પરચુરણ જાત જાતના કપડાંનાં ટુકડાઓ મુકવા માટે નેટની થેલી બનાવવાથી જોઈતી રંગના જોઇએ તે સહેલાઇથી દીશીને કઢાશે.

**કપડું બારીક કાપવું** નીચે કાગળ મુકીને તે પર દોરાએ ફાંકવું અથવા ટાંચણીઓ ખોસીને પછી ગમે તે મુજબનાં કાપ અથવા ધાટનું કાપવાથી રેશમી યા સુતરાઉ કપડું ખીસી જઇ વાંકું કપાતું નથી, એ રીતે નવા સીખનારાએ પણ કપડાં પર કાપો ગોઠીને વેતરવા.

**મખમલનું કપડું** ફાંકતી વખતે બારીક દોરો લેવાથી શીવતી વખતે ફાંક માલમ પડતી નથી.

**બટન ટાંકવાં** પીત્તલ કે લોખંડના ટાંકતી વખતે બાલનો સુઇઓ (Hair Pin) મથાલે પકડી બટનમાં ટાંકા મારતી વખતે સુઇઆ પર પણ ટાંકાના આંટા સાથે લેતા જવું, પછી સુઇઓ સેરવી કાઢી બટન સહજ ઉપર ખેંચીને કાડાં ને બટનની વચ્ચે જે ઢીલા ટાંકા રહે તેને ગોળ ફરતો દોરો થોડોક ટાઇટ વીંટાળવાથી બટન મજબુત ટંકાઇને જલદી તુટશે નહીં. કીડનો નાનો ટુકડો વચમાં મુકી ટાંકવાથી પણ મજબુત રહે છે.

**ગુંદેલા કોટ તથા બંદીઆંન પર મોટાં બટનો** ટાંકવા નીચલી બાજુએ એક નાનું બટન મોટાની બરોબર હેઠે મુકીને બંને બટનોનાં છેદમાંથી ટાંકવા માટે સોય પસાર કરવી, એ રીતે બરોબર ટંકાય છે અમથા દોરાના ટાંકા મારવાથી ગુંદેલું કપડું ખેંચાઇને ખરાબ થશે.

**બટન લોઢાનાં અથવા હુક** ધોવાથી કીટાય નહિ તે સારૂ ટાંકવા આગમચ સોડા ખારના પાણીમાં ઉકાળી કાઢી કપડાંએ ઘસીને લુછયા પછી ટાંકવા જેથી તે પર કીટ ચઢતી નથી અને લોખંડના ડાઘ પડી કપડાં ખરાબ થશે નહિ. ગરમ કપડાંનાં અથવા મોજાંના ટુકડાનાં કવર લોખંડના બટનો પર કરવાથી પણ કપડાંને કાટ લાગતો નથી.

બટન અથવા હુક પહેલાં ટાંકી જઇ બંને છેડા કપડાંના મેળવી અવળે હાથે તે પર અસ્ત્રી ફેરવ્યાથી બટન કે હુકનો છાપ સામી બાજુની કપડાંની પટી ઉપર પડવાથી હોલ કે આઇ હુક માટેની કરવાની બરોબર ઇધાની રહેશે. દોરાને મીણ પર ઘસીને વાપરવો.

હોલ હાથે કરવા આગમચ કાપ્યા પછી સંચા વડે ફરતા બે ત્રણ વખત સીવી જઇને હાથે હોલ બનાવેલા જલદી ચીરાતા નથી. બારીક સુંથાઇ જાય તેવાં કપડાંનાં હોલ કાપ્યા વગર તે જગ્યા પર ફરતા સરખા કરી જઇને પછી વચમાંથી કાપી છુટા પાડવા.

**બત્તીનાં શેડ પર ઢાંકવા** રેશમી કપડાંનો ગોળ કે સમચોરસ ટુકડો રૂમાલને માપનો લઇ ચારે બાજુ ફરતી ગુંથતી દાણાંની તોરણ કે રંગીન ઝાલર આગલ આપ્યા મુજબ ટાંકવાથી શોભા આપશે. બત્તીનો ઉજાસ કમી કરવા માટે જોઇએ તો લીલા રંગનું કપડું વાપરવું. અધવચમાં નાનું કે મોટું ખપ મુજબ કાણું પાડવું. ગોળ શેડ બનાવવા ગોળ ચકરડાનો અર્ધો ભાગ કાપી લેવો. મોટાં માટે મેટો ભાગ તેમાંથી કાપી બન્ને છેડા એક એક પર મુકી વળગાડી માંહેથી કાણું કાપવું.

**૧૧૬.–રેશમ અથવા દોરાને વળ દઇ** મજબુત કરવા માટે બેવડો કરી વચમાંથી સામા માણસની આંગળીમાં પકડાવવો અથવા તો કોઇ પાતળી જેવી ખુંટીમાં પોવું યા તો આપણા એકલા હાથે વણવા માટે આપણા પગને લાંબો કરી અંગુઠામાં રેશમ ભેરવી બેઉ છેડા હાથમાં ધરી આપણા બીજા પગની ખુલ્લી જાંગ કરી બેઉ છેડા એક સરખા જરા તાણેલા ડાબે હાથે છુટા જાંગ આગળ ધરીને જમણા હાથની હથેલી વડે નીચે જાંગ પર દાબીને ઉતારો કરવાથી પોતીકી મેળે વળ આવતો જાય છે, તે સરખો સફાઇદાર લાગે કે બેઉ છેડા સામટા એક હાથમાં સાથે દાબીને ધરી રાખી બીજે હાથે પગના અંગુઠામાંનું ધરેલું આસ્તેથી ગુચવાય નહિ, તેમ સંભાળીને કાઢવા પછી છોડી દેવું, પોતીકી મેળે બેઉ વળવાળા છેડા એક એક સાથે મળી જઇને દોરી જેવું રેશમ દેખાય છે. છેલ્લે સહેજ ખેંચી સરખો કરવો. કાચાં રેશમને પણ એ રીતે વળ આપી શકાય છે.

બેવડા દોરાએ કંઇ પણ સીવવું હોય તો બે છુટા છેડાને બદલે ઉપલી રીતે સહેજ વળ દઇને સીવ્યાથી વધુ મજબુત રહેશે.

**ઝીણા દાંણામાં દોરો યા રેશમ પોવા** છેડો પાતલો કરી તે પર મીણનો હાથ લગાડી કઠણ બનાવીને લેવો, સોય વગર પણ તેમ પોવાશે, અથવા તારની બનાવેલી મોતી પોવાની સોય વાપરવી.

**નરમ દોરાને કડક બનાવવા** ગ્લીસરીન લગાડવું અથવા મીણ પર ઘસવાથી સીવતી વખતે કડક થઇ જલદી તુટી જતો નથી તેમજ કાટલામાંથી તોડેલો દોરાનો છેડો કાટલાંના ચીરામાં પોવાથી ઉખડી જતો અટકશે. દરીના દોરાને કાટલાં પર વિંટાળવાથી તેમાંનો વળ નીકળી જઇ ગુચવાતો નથી.

**૧૧૭.-સંચો સીવવાનો સાફ** રાખી તેમાં તેલ નાખવાથી ચલાવવામાં સહેલો લાગે છે, ઘણો અવાજ કરે તો થોડું પૅરેફીન નાખવું, કોઇબી તેલ નાખ્યા પછી જુનું કપડું મુકી તે પર સંચો ચલાવ્યાથી તેલ તે પર નીકળી જઇ નવું સીવતી વખતે ડાઘો પડશે નહિં.

**સંચો ભારી લાગે તેલ** બંધાઇ જઇ તો સગડી યા તાપ આગલ મુકયાથી તેલ તવાઇને સહેલો થશે. કેરોસીન એક ભાગ તથા ઑલીવ ઑઇલ બે ભાગ ભેળી નાખવું, અથવા એક ભાગ પેત્રોલીઅંમ ને બે ભાગ ચરબીનુ તેલ (Spermoil) ભેળવું

**સીવેલું છેડાપરથી ઉખડી નહિ જાય** માટે ગાંઠ મારવી યા છેડેથી થોડું સીવી પાછું કપડું હઠાવી ને તે પરથી સીવી જવાથી બેવડી સીલાઇ થઇને ઉખડી જવાનો સંભવ રહેતો નથી, અને ગાંઠ પણ મારવી પડશે નહી.

જાડું કપડું સંચા યા હાથે સીવતી વખતે મીણનો ટુકડો લઇ તેપર ઘસ્યાથી સહેલાઇથી સીવાય છે. જોઇએ તો સુકો સાબુ લગાડવો સોયને પણ ઉપલી કોઇબી ચીજ લગાડવી.

**નેટ પર ભરતી વખતે** શરીર પર ઘેરા રંગનુ કપડુ પાંથરવાથી બરોબર દીશે છે કાળી હોય તો સફેદ કપડુ નીચે રાખવું

**ઝીણું કપડું સંચામાં સીવતી** વખતે સોસવન આવી ડુચો થતું અટકાવવા તળીએ ઝીણું અથવા જાડું કાગળ મુકી તેપર ઝીણું કપડું ગોઠવીને સીવ્યા પછી કાગળ ફાડી નાખવું.

સંચામાં ઉપલા સોયના દોરા કરતાં નીચલા બૉબીનમાંનો દોરો એક નંબર ઝીણો લીધાથી સરખી સીલાઇ દીશે છે.

ટક ( Tuck ) મારતી વખતે જાડાં કાગળનો ટુકડો જોઇએ તેટલાં માપનો લઈ દરેક ટક અથવા લેસની લાંબી હાર ટાંકટી વખતે વચમાં મુકી તેને માપ લીધાથી એક સરખો તફાવત રહેશે.

**ફ્રીલ સંચામાં ચુર** સહેલાઇથી બનાવવા સારૂ સીલાઇ (બખીઓ) એકદમ લાંબો કરી ઉપલો દોરો ઢીલો રહે તેમ સ્ક્રુ ફેરવીને રાખ્યા પછી સીવી જવું ખલાસ થવે ઢીલો પડેલો દોરો સંભાળીને ખેંચ્યાથી જોઇએ તે મુજબની કપડામાં ચુર લઇ ફ્રીલ બનાવી શકાય છે. કપડાંનાં માપ જેટલી ફ્રીલ બનાવવા તેનાથી દબલ લાંબી ચીપ લેવી, જાડાં કપડાંની દોઢ ઘણી લેવી.

**સંચાની સોય બુઠી** થયલી લાગે તો કપડાંને બદલે નીચે સેન્ડ પેપર મુકી તે પર સંચો ચલાવ્યાથી અણી ઘસાઇને બરોબર થશે, પછી મેચીસ સળગાવી તે પર અણીને એક બે મિનિટ પકડવી. ઍમરી પેપર અથવા સેંન્ડ પેપર ઉપર અમથી ઘસવી.

# નવાં કપડાં તથા તેમાં ભેળેલું પારખવું.

**૧૧૮.—સોસાય તેવાં કપડાં** સીવવા આગમચ પાણીમાં બોળ્યાથી સોસાઇને કમતી થાય ને સીવવાં, જેવી કે નેટ, ફ્લેનલ, ડ્રીલ વિગેરે.

**નેટનો કુરટીન** પાણીમાં બોળ્યા વગર સીવતી વખતે ફરતી તેમજ દરેક ખુણાઓ આગળ પુરતી ચુર લઇ ઢીલી રાખવાથી ધોઇને સોસાવાથી તણાઇ જશે નહિં; તેમજ ઉપલાં ટોપ આગળથી ચારે બાજુ નીચે પઢતી બે ત્રણ ઈંચની તેમાનાં જાડાં કપડાંની પટી રાખી તેની સાથે નેટ જોડવાથી ટોપ ઉપરથી ખેંચાઇને જલદી ફાટશે નહિ.

**કવરો કોચ ખુરશીનાં** સીવતી વખતે તરાંહ ઉપર ચઢતી તેમજ ફુલો વિગેરે મેળવીને તેની ઉપરજ મુકીને સરખાં માંપ તથા ધાતનાં કપાશે. ટાંચણીઓ ખોશીને અથવા ફાંક મારી લઇને બરોબર બેસતાં કરવા પછી સીવવા, ખાંમી હોય તો ઊંધા નાખીને પાછા બેસતા કરવા સાંધાઓ સહેલાઇથી ઉખેડી સુધારી શકાય છે.

કમાંનવાલી બેઠકોનાં કવરો હંમેશાં તેનાં માપ કરતાં ઘણાં ઢીલાં ને ફરતાં ખોશાય તેમ રાખવાં કે ઉપર બેસતી વખતે કમાન દબાઇને કપડું તણાઇને ફાટે નહિ. વેતરેલાં કોઈ પણ જાતનાં નવા કપડાંના કાપલાઓ રાખવા કે તે ફાટે ત્યારે ઠીંગડાં મારવા કામ લાગશે, ઠીંગડાં મારતી વખતે પણ કવરોને પોયલાં રહેવા દઇને ફાટેલા ભાગ ઉપર બરોબર તરાંહને ધાટના ગોઠવી ટાંચણીઓ ખોશીને પછી કાઢી લઇ શીવવાથી ઠીંગડું ઝટ્ટ માલમ પડતું નથી. નવાં જુનાં કપડાંનો રંગ મળે નહિ તો ધોઇને અથવા તડકે મુકી રંગ મળતો કરી વાપરવું.

**ગોડદાંની ખોલ સીવવી** લંબાઇ અથવા પહોળાઇની બાજુની પટીઓ પર હાથો ભેરવીને ગોદડું ઊંચકી શકાય તેવી જાડી પાની જેવી પહોળી ટેપ ટાંકવાથી નાનાં ગોદડાં તેમાં હાથો નાખી સહેલાઇથી ફેરવી કે ઉચકી શકાય છે.

**ઘરનાં વપરાશનાં મોટાં કપડાં** ચાદરો, કુરટીન, દીવાનુછળાં, ટુવાલો વિગેરે પર નામો પાડવા સાથ એક, બે ત્રણથી વધુ નંબરો પાડેલા હશે તો તેમાંનું ગુમાયલું કપડું તે નબર નહિ મળવાથી તુરત માલમ પડે છે. પહેરવાનાં કપડાં તથા બીજાં વપરાશના બધાં ફાટવા આવે ને સામટાં જથામાં કરવાને બદલે થોડાંક વપરાયને સગવડ પડે તેમ બીજાં નવાં થોડાં બનાવતાં જવું, જેથી પેલાં જુનાં સાથ પહેરાતાં તે બધાં એકદમ સાથે ફાટતાં બચે છે.

**નવા સ્ટોકીંગની** ટક ઉપલી કીનારી પર સંચાને બખીઓ મારવાથી તેમાનાં દોરા તુટી જલદી ફાટતાં નથી

**રેશમી કપડાંમાં ભેળવું પારખવા** હાઇડ્રોક્લોરિક ઍસીડ (Hydrochloric Acid) નાં થેડાં ટીપાં નાંખવાથી નરૂં રેશમ હશે તો બળીને કાણું પડશે, સુતરની ભેળવાળું કપડું ઍસીડથી બળતું નથી ઍસીડ વાપરતી વખતે સંભાળ લેવી.

**ફ્લેનલમાં સુતરનો ભેળ હશે તો** ખળખળતાં પાણીમાં થોડો વખત પાપડ ખાર નાંખી તેને ચુલ્હે ઉકાળતાં નરૂં ઉન હશે તો પાણી સાબુના રંગનું થશે અને ભેળ હશે તો પાણી નીતર્યું રહેશે.

**લીનંન સોજું પારખવા** તે પર ગ્લીસરીનનું ટીપું નાંખવાથી તુરત તેમાં પચી જશે. સાધારણ સુતરના કપડાંમાં તે ટીપું ઉપરજ રહેશે અંદર પચતું નથી ફાડતી વખતે સોજાની કીનારી ચીમળાઇ જતી નથી, સાધારણ સુતરાઉની ફાડેલી કીનારી ચીમળાઇને વળી જશે.

લીનંનો દોરો સળગાવ્યાથી પજરીઆ કરશે ને સાધારણ કૉટનનો દોરો તુરત સળગી ઊડશે.

લીનંન સાધારણ એક ચોરસ વાર કપડું સુમારે સાડા ચાર ઔંસ થશે.

## જુનાં કપડાં સુધારી ઉપયોગમાં લેવાં, તથા રફુ કરવાં.

**૧૧૯.-ચાદરો** બીછાનાંની વચમાંથી ઘસાઇને ફાટવા આવે તો ત્યાંથી ફાડીને છુટી પાડી, નાકેના બેઉ છેડા લંબાઇમાં સાથે જોડી નાખવાથી ચાદર પાછી વપરાશમાં આવશે.

**નાના બચ્ચાંના પેટી કોટ** ફ્રોકની નીચે પહેરવાના ટુંકા પડી ગયલાને બંને બમાંના સાંધા ઉખેડી છુટા પાડી કીનારીઓ સીવી લઇને એક બાજુ બટન ટાંકી બીજી સામેની બાજુએ ટેપ અથવા પટી કરી બટનમાં પોવી એ રીતે લંબાઇમાં વધીને બગલનાં ગાળા પણ મોટા થઇ પેટી કોટ પાછા વપરાય છે.

**ટેબલ કલોથ** તરાહનાં વણેલામાં નજદીક દોરો આવવાથી ટકે છે, લાંબી સળીઓ અથવા પટા પાડેલાની લંબાઇની વણાતનાં દોરા કેટલીક વખત જલદી તુટીને ફાટી જાય છે.

ટેબલ કલોથ છેડા ઉપરથી ફાટી જાય તો ખુંણાઓ કાપી ગોળ બનાવી પાછાં સીવી લેવાં. જુનાંમાંથી ટુકડા સોજા કાપી નાનાં ઇમટાંન માટે વાપરવા.

**જુના ખમીશના કડક કફ** કાપી લઇ બહારગામનાં સાગનો માટે તે પર લખીને લેબલ તરીકે વાપરવા

**નેટના ફાટલા મોટા પડદા** (કરટંન) માંથી સોજા કકડા કાઢી લઇને ફરતી કિનારી સીવી ટીપઇ પર અથવા ખુરશીની પીઠો વિગેરે ઉપર નાખવાના ઉપયોગમાં આવશે.

**ટરકીશ મોટા ફાટેલા ટુવાલો** માંથી નાના ટુવાલો તથા બચ્ચાંઓ ને નહવાડતી વખતે શરીર સાફ કરવાના ખાસા થેલી બનશે.

**ડ્રીલના રંગેલા પડાને ઠીંગડું** તેટલા ભાગ પર વળગાડી ને ઉપર રંગનો હાથ મારવાથી ઠીંગડું માલમ પડશે નહિ, સીવેલાં ઠીંગડાં કરતાં ઠીક લાગશે.

**જુનાં ગરમ ઓઢવાનાં** ઘસાયલાંને સુતરાઉ કપડાંના બે પડ વચ્ચે મુકીને સીવવાથી તે સુજની તરીકે વાપરી શકાય છે.

**ગરમ જુના મોજાં**ને તળીઆંમાંથી કાપી કાઢી દુખતું ઘુંટણ હોય ત્યાં નીકેપ (Kneecap) તરીકે પહેરવામાં વપરાશે તેમજ બુટ મુકવાની થેલી તરીકે પણ ઉપયોગમાં લેવાશે.

સુતરાઉ જુના મોજાંમાં રૂ અથવા કપડાંના કાપલાઓ ભરી ગોળ રોલ જેવું બનાવી તે જમીન તથા બુટને પૉલીશ કરવા લેવાં. રેશમી જુનાં મોજાંના આડકત્રી પાતલી ચીપો કાપી બ્રેડ તરીકે કપડાં પર ટાંકવા વપરાશે.

જુના ઓવર કોટ, ફરના અથવા બીજી જાતના વપરાતાં કિનારી ઉપરથી ઘસાઇને ફાટી ગયલા હોય તો તેને નીચેથી કાપી નાંખી તેમાંથી ટુકાં બદન તથા નાના કોટ બનાવી શકાય છે.

**૧૨૦-રફુ કરવાં ઊનનાં ગુંથેલાં કપડાં** કોઇબી બાજુએથી ઘસાય અથવા ફાટી જાય તો અવરી બાજુએ નેટ જાડી ટાંકી લઇ તેને મલતાં ઊન અથવા દોરાએ નેટની જાલીમાં આડા તથા ઉભા ટાંકાઓ રફુ કરવાની રીત મુજબ લેવાથી કપડું પાછું આખું થશે. ગરમ જાડું કપડું યા રગ રફુ કરવા નેટને બદલે ભરવાના કેનવાસનો ટુકડો લેવો.

**મોજાં ગુંઠેલાં, સ્ટોકીંગ** પણ ઉપલી રીતે નેટ ટાંકવાથી રફુ કરવાનાં સહેલાં પડશે, જાડાં ને મોટું કાણુ પડેલું સરખું કાપીને તેને મળતાં ઊનને સુઇઆ વડે કાપેલી કીનારીને ફરતું (Crochet) ની રીતે ગુંઠીને એ માફક અંદરનો ભાગ ગુંઠી ભરી દેવાથી આખું થશે.

**નાનાં બચ્ચાંનાં મોજાં** એડી તેમજ ઘુંટણ આગળથી ઘણાં ખરાં જલદી ઘસાઇ ને ફાટવાનો સંભવ રહે છે માટે નવાં પહેરવા આગમચ રફુ કરવાની રીતે તેને મળતા રંગે છુટા ટાંકાઓ આડા ઉભા મલી જાય તેમ લીધાથી એવડી જાડાઇ થશે, એજ મુજબ ગ્રેડનાં ને પણ એડી પરથી કીધાથી જલદી ફાટશે નહિ.

મોજાં રફુ કરતી વખતે ઉભાં ને બદલે આડાં પકડીને કીધાથી પેહરતી વખતે હમેશાં આડાં પોહલાઇમાં વધુ ખેંચાય માટે રફુ કીધેલું જલદી ફાટતું નથી, રફુ ઉલટી બાજુથી કરવાં. વીલાયતી પતરાંના રફુ કરવાનાં સંચા પણ મળે છે.

રફુ કરવા માટે હમેશાં દોરો નરમ લેવો, સફેદ યા રંગીન જુના મોજાંનો ઉખડેલો દોરો પણ રફુ કરવા કામ લાગશે.

**ટેબ્લ કલોથ રફુ કરવા** તેમાંનાજ નવાં યા જુનાં કપડાંમાંથી સલ્લા લાંબા દોરા કાઢીને રહેવા દઇ ખપ પડે ત્યારે વાપરવા, એજ દોરાનું રફુ કીધેલુ ઝાઝું માલમ પડશે નહિ.

વરસાદના ઓવર કોટને રફુ કરી નીચેની બાજુ બાઇસીકલ વળગાડવાની રબરની ટેપ દાબીને મુકવાથી વળગી જઇ ફાટેલું માલમ પડતું નથી.

## પેત્ચ વર્ક PATCH—WORK.

## રેશમી તથા સુતરાઉ રંગીન નાના ટુકડાઓમાંથી શોભીતી ચીજો બનાવવી.

૧૨૧-**પેત્ચ વર્ક** રેશમી ફુલ તરાહવાલા તેમજ જાત જાતની અસલી તનઝેબ, દુમાંસ, ક્રેપ, કીનખાબ, સાટીન વિગેરેના નાના મોટા કાપલાઓ એકઠા કરી તેના તરેહવાર ઘાટો જેવા કે ચોરસ, ત્રીકોણ, આંઠ ખુણાં, સ્ટાર, કંઇ પણ રીતે કાપીને જાડાં સુતરાઉ કપડાં પર બધા એક એકને અથડાવી સારી જેવી તરાહના આકારમાં ગોઠવ્યા પછી ખીશી નહિ જાય તેમ ટાંચણીઓ ખોશવી અથવા લાંબી ફાંક મારીને ગમે એવા રંગીન રેશમ વડે દરેક કાપલાઓના સાંધાઓ ઉપર ફેનસી ટાંકા જેને ફેધર સ્ટીચ ( Feather Stitch ) કહે છે તેવા કાઇબી જાતના ટાંકા બંને કીનારી સાથે ઘંકાય તેમ સામા સામી મારવાં, કોરો ભર્યા પછી વધેલું રેશમ રંગીન એ ઊપયોગમાં આવશે.

ઉપલી કોઇબી જાતના ઘણાં કાપલાઓ હશે તો ટેબ્લ કવર યા બારણાનો પદડો એ રીતે ગોઠવી બનાવલો ઘણો શોભે છે, જોઇએ તો કોઇબી ઘેરા રંગની ત્રણ ચાર આંગળની ચારે બાજુ ફરતી પટી કે કોર મુકવી. થોડાં કાપલામાં તકીઆનાં કવરો ચોરાસ બને છે. રંગ બે રંગી બે ત્રણ આંગળની લાંબી ચીપોને સાથે જોડી નાખીને પણ તકીઆના કવરો બનાવવા માટે ઠીક દિશે છે.

સુતરાઉ છીંટ, ક્રેટોન, ટેપેસ્ત્રી વિગેરેના તરાંહવાલા રંગીન મોટા નાના ટુકડાઓને જોડીને પેત્ચ વર્ક માફક નાની યા મોટી વાપરવાની ચીજ કાપલાઓનાં પ્રમાણમાં બનશે, સંચામાં એ સહેલાઇથી સીવાશે.

પેત્ચ વર્ક બનાવવા માટે કોઇને તરહેવાર ઘાટો કાપી બનાવતાં નહિ આવડે તો જેમ ગમે તેમ મોટા નાના ટુકડાઓ એક એકની નજદીક ભેળીને ગોઠવ્યા પછી ફેનસી ટાંકા મારવાથી સારા દીશશે.

કાળાં કપડાંની કીનારી ચોરસ અથવા ગોળ તકીઆના ઘાટ મુજબ મુકી અથવા તો કોઇબી જાતના કપડંનું આખા તકીઆનું કવર બનાવ્યા પછી ખુણાઓ પર અથવા વચમાં કોઇ બીજી તરાહનાં ભરતના કે રંગીન ટુકડાઓ કે ફુલો ગોઠવીને મુકવાથી દીપી નીકળે છે.

લંબાચા ઘાટના તકીઆના કવરો પણ પેચ વર્કની રીતે અથવા સાદાં બનાવવા પણ લંબાઇમાં બંને છેડા અર્ધા ફુટને સુમારે લાંબા રાખવા, પહોળાઈ તકીઆનેજ માપની રાખી શીવ્યા પછી બંને છેડા ખુલ્લા રાખી તકીઓ સરખો પોઇ તે છેડાને નાકાથી સહેજ દૂર સોજી રંગીન દોરી વડે બાંધી લેવા, બંને છેડે શોભે એવી લેસ ટાંકવી, એ રીતે હોલમાં મુકવાના તકીઆ સારા દીશે.

લેસ તથા નેટના ભરેલા ટુકડાઓને પણ ઉપલી કોઇબી રીતે ગોઠવી નીચે રંગીન અસતર આપી ટેબલ સેંન્ટર અથવા તકીઆના કે ટીપાઇના કવરો વિગેરે બનશે. રંગવા હોય તો પાછળ જોવું.

**૧૨૨—કપડાંની ચીપો ફાડવાંની સહેલી રીત,** પાટા બાંધવા સારૂ પહોળી કે સાંકડી કપડ માંથી ચીપો લાંબી ફાડવી હોય તો, જોઇએ તેટલાં સરટખાં માપની એક ફુટ જેટલી દરેક ચીપો છુટી પાડયા પછી ચાર, પાંચ, સાત જેટલી કરવી હોય તેટલી સામટી એકી વખતે ફાડી કાઢવા સારૂ એક હાથે પહેલી, ત્રીજી ને પાંચમી ધરવી ને વચમાંની ગાળાની રહેલી બીજા સામાનાં હાથમાં ધરાવવી યા બીજી કોઇ ચીજના હાથા સાથે છુટી બાંધી દઇને પછી તેને જોરથી ખેંચીને ફાડવાથી દરેક ચીપો ચુંથાયા વગર સામટી એક સરખી છુટી પડી જશે.

**ચીપોનું ગોળ બંડલ વાંટાળવું** પટીઓ લાંબી ફાડી હોય તેનો એક છેડો ખુરસીના હાથા યા બારી બારણાંનાં હેંન્ડલ હોય, તેની સાથે બાંધી પટીની લંબાઇ જેટલા દૂર ઉભાં રહી, બીજો છેડો ગોળ લાકડી અથવા પેનસીલ ઉપર થોડો હાથે ટાઇટ વિંટાળીને પછી પેનસીલ એક હાથે એક સરખી ગોળ ફેરવી આગળ વધવું, જેથી ઉપર સરખી પટી વિંટળાશે, ખલાસ થવે પેનસીલ વચમાંથી સેરવી કાઢવી.

**ગોળ ચકરડું કપડાં યા કાગળનું કાપવા** ટેબલ પર સરખું મુકી સુમારે અઢારથી વીસ ઇંચ લાંબી દોરી લઈ તેને દબલ કરી કપડાંની અધવચે એક હાથે એક છેડા ટાઇટ ધરીને દોરીનાં બેવડે છેડે સુખડ પેનમાં આંટો લઇને તે પેનસીલવાલો હાથ આખો ગોળ એક સરખો ફેરવી જવાથી ગોળ આકાર પડે ને કાપી લેવું. અધવચનો છેડો હાથે પકડી રાખવાને બદલે ડ્રોઈંગ પીનમાં દોરી પોઇને કપડામાં બેસાડીને પછી બીજો પેનસીલવાલો છેડો ગોળ ફેરવી જવો કુંડાળું કરવા માટે. ઊપલું માપ ગોળ તકીઆ સારૂ ચાલશે. નાનાં ચકરડાં કંમપાસ વડે પણ પાડી શકાય. ચકરડાંનો ગોળ ઘેરાવો ચકરડાંની અધવચમાંથી સીવાં માપેલાં કરતાં ત્રણ ઘણો હમેશાં થશે.

## ભરતકામ, છાપ, ગુંઠવાનું ઊન વિગેરે.

**૧૨૩.—કપડાંમાં જાળીનું ભરત** ( Drawn Thread Work ) નાં દોરા સેરવી કાઢતી વખતે તુટી જાય તો ઊંચી બાજુએ સુકો સાબુ યા સાબુનું ફીન લગાડી સુકાયા પછી દોરા સેરવવા. જાતજાતની જાળીઓ કપડાં પર બનાવવાથી શોભે છે.

**આડકાંનું ભરત** કીનારી પરથી ચુંઠાઈ જતું અટકાવવા તેને મળતા દોરાએ હોલ કરવાના ટાંકાએ સીવવાથી ટકાઉ થશે અથવા ફરતું સંચાએ સીવવું.

**દાણાનું ભરત ઝીણાં કપડાં પર** કરવા માટે ચીતારેલી તરાંહવાળું કાગળ કપડાંની ઊંધી બાજુએ સરખું ટાંકી લઇ કાગળ સાથેજ ભરતાં જવું, તૈયાર થાય ને નીચેથી કાગળ ફાડી નાખવું.

**દાણાની ( ટૅસલ ) ઝાલરો** બતીના શેડ પર ટાંકવા માટે ગોઠવેલી તરાંહ મુજબ અથવા એકજ રંગના દાણા લેવાને બદલે પચરંગી ઘણીક જાતના દાણા ભેળી નાંખી જેમ ગમે તેમ ભેળશેળ પોઇને બનાવ્યાથી ઝાલર વધુ શોભે છે.

દાણાની ચીજો જેવી કે દોરો, ઝાલર તોરણો વિગેરે ધુલથી મેલી થયલી બ્રશ મારવાથી સાફ થાય છે.

દાણાના પડદાઓ ધોવા માટે ટંકણ ખાર અથવા ઍમોનીઆ ગરમ પાણીમાં પીગળાવીને ભીનવ્યાથી ધુળ નીકળે ને સોજાં પાણીથી ધોઇ નાખવા, પછી જાડાં વડે નુછીને બધી દોરીની હારો ખેચીને સોસાયલી સરખી કરવી. તોરણો ઘણી મેલી હોય તો બ્રશ મારવો અથવા પહોળાં પાણીનાં વાસણમાં બોળીને ધોવી.

**કેનવાસનાં ભરતમાંથી દોરા કાઢવા** લાંબા વખતના ખુંટી બેઠેલા પાછલી બાજુ પર સહેજ પાણી લગાડવું અથવા થોડો દુરથી તાપ બતાવ્યાથી દોરા નરમ થઇ સહેલાઇથી ખેંચાશે.

**ફુલો કપડાંનાં બનાવેલાં** શણગારમાં વાપરવા સાજાં કપડાં પર મન પસંદ તરાહ યા તો છાપ મુજબના આકારમાં ગોઠવી રેશમ કે દોરા વડે ટાંકવાથી શોભે છે. એ મુજબ જમવાની ટેબલપર વચમાં મુકવા સારૂં તાજાં ફુલને બદલે ઉપયોગી થઇ પડશે, જોઇએ તો થોડાંક તાજાં પાંદડાં કોઇવ ખત તેમાં ભેળીને મુકવાં.

**ફુલો ચુંઠાયલાં** ગરમ પાણીની વરાળ પાસ ધરવાથી સરખાં થશે, ચુંઠાયલી કીનારી કાતર વડે કાપી સરખી કરવી. રંગો ઝાંખા પડેલા પૅટર કતરે સુધારવા.

**રંગીન કાગળનાં બનાવેલાં ફુલો** પણ શણગારમાં વપરાય છે.

**૧૨૪.-કાગળના છાપ** આવે છે જે કપડાંપર ઉંધા મુકી તેપર ગરમ અસ્રો ફેરવ્યાથી તરાંહ પડશે, તેજ તરાંહ પાછી બીજાં કપડાં પર પાડવી હોય તો તે છાપેલાં કાગળની નીચે કાળું કાર્બન પેપર ( Carbon Paper ) મુકી સુખડ પેને બધી તરાંહ ઉપર ફેરવી જવાથી છાપ ઘેરો થઈ ને બીજા કપડાં ઉપર સારી રીતે પાછો પડશે. ખાડને ગુલીની ભુકી સરખાં વજનની લઇ પાણી ભેગી શાહી જેવું થાય ને સ્ટીલપેન વડે તરાંહ પર ચીત્રી જઇને પાછું છાપવા વાપરવું.

લાકડાંના છાપ છાપવા માટે પાતલું ગુંદરનું પાણી બનાવી તેમાં ચાકની બારીક ભુકી ભેળી વાપરવું, છાપો ઉંચા મુકતી વખતે સુકાયને બ્રશ મારી અંદરનો ચાક

કાઢી નાંખવો. લાકડાંના છાપ કાગળ પર ઉતારી લેવા રાજમની ભુકીમાં બીજી કોઇપણ જાતની લાલ અથવા કાળા રંગની ભુકી ભેળી છાપ પર પાથરીને છાપની ઉપર સફેદ કાગળ મુકી ગરમ અસ્ત્રી ફેરવ્યાથી રાજમ તવાઇને બધી તરાહ કાગળ પર ઉતરશે તે કાગળ પાછું કપડાં પર છાપવા વપરાશે.

કાગળ અથવા કપડાં ઉપરની કોઇપણ તરાહ બીજા કાગળ ઉપર છાપ્યા વગર પૅનસીલે ચીતારી લેવા માટે ઉજાસવાલા બારીનાં કાચ ઉપર પહેલાં તરાહવાલી ચીજ મુકી તેની પર કાગળ મુકવાથી તરાહ સહેલાઇથી દીશીને ચીતારી શકાય છે.

**૧૨૫.-ઉંનનાં મોજાં ગુંથતી વખતે** તળીઆંના ભાગમાં ઊંનને મળતા રંગનો દોરો સાથે ભેળીને ગુંથવાથી તળીઆં જલદી ઘસાઇને ફાટશે નહિ.

**ઉંનનો દડો જલદી છુટી નહિ જાય તેમ કરવા** ચાર આગળાં ઉપર થોડા આંટા ઊંનના વીંટાળી બાહાર કાઢી લાંબું પકડી અર્ધા ભાગ ઉપર સાધારણ રીતે દડો વીંટાળીએ તેમ બધુ ઊંન વીંટાળી જઇને છેડો આવે તે ડદામાં ખોશી દેવો. આંગળાં ઉપરનો અર્ધો ભાગ દડાની બહાર રહેલો હોય તે સંભાળથી આખો ખેંચી કાઢવાથી ઉંન ધીરે ધીરે સરીને દડાની અંદરથી નીકળ્યા કરશે.

**ગુંથવાના સુઇઆ** હાડકાં અથવા હાથીદાંતના મરડાઇ ગયલા સીધા કરવા તે પર ગરમ પાણી રેડવું, વરાળ આગળ ધરવા અથવા તો ખળખળતાં પાણીમાં બોળવા, પછી ઠંડાં પાંણીમાં બોળવાથી સરખા થાય છે, જાડા ને પાતલા કરવા વિષે હાથીદાંતમાં આપેલું છે.

**ગુંથવુ સુતલીએ** જાડા સુઇઆ વડે માછીમારની જાલને મલતી જાલીની સહેલી તરાહનો મોટો ટુકડો ગુંથેલો જમીન ધોવા લુછવા માટે લાંબો વખત ટકશે.

**દોરાનું ગુંથેલું** જેવી કે લેસો વિગેરે બનતાં સુધી ઢીલે હાથે ગુંથવી જે ઘડી ઘડી ધોવાતાં જાડી થાય છે, ચોરસ ખુણાવાલી ચીજ ગુંથેલી આગલ ચલાવવા સમજ નહિં પડે તો નાની આરસી તેપર ધરીને જોવાથી છેલ્લું ગુથેલું ખુણું આગળ ચલાવવા માટે સમજ પડે તેવી રીતે આરસીમાંથી દીશે છે.

---

## પ્રકરણ ૧૭.

## કપડાં ધોવાં, સુકવવાં અને અસ્ત્રી કરવાં.

**૧૨૬.—કપડાં ધોવા** ઘણીક ચીજો વપરાય છેઃ સાબુ વીલાયતી તેમજ ગામથી કેટલીક જાતના, અરીઠા, વૉશીંગ સોડા, ટંકણ ખાર, ફટકડી, પેટ્રોલ, ઍમોનીઆ, લીંબુનો રસ, નીમક, કાંજી, સરકો, ખાંડ, થુલું, તંબાકુ, પર્લ ઍશ, પાઇપ કલે નામની મટોડી, ક્રીમ ઑફ ટાર્ટર, ટરપીંનટાઇન, પૅરેફીન, જીન દારૂ વિગેરે; સર્વે

જુદી જુદી રીતે ઉપયોગમાં લેવા આગ્રહ આપ્યું છે. પહેલાં થોડો વખત પાંણીમાં બોળી રાખવાથી કપડાંનો મેલ વિગેરે નરમ થઇ સહેલાઇથી ધોવાશે.

બાર સોપ, સનલાઇટ સોપ, લક્ષ (Lux) સાધારણ ચાલુ વપરાશમાં લેવાય છે. પાટીઆંના મોટા ટુકડા અથવા સ્લેટ જેવી કાચની લાકડાંની પટીવાલી ફ્રેમ આવે છે તેની ઉપર કપડાંને સાબુ લગાડી ઘસવાથી સહેલું થશે, જોઇએ તો સોપ જેલી નીચે આપવા મુજબનીમાંથી થોડી વાપરવી અથવા સાબુનું ઘટ પાણી બનાવી તે કપડાં પર નાંખી ઘસવાં, આખા સાબુના ટુકડાને બદલે.

મેલાં કપડાંને સાબુએ ઘસવા પછી મોટાં વાસણમાં પાણી રેડી થોડો વૉશીંગ સોડા અથવા લીંબુ કાપીને નાંખી ચુલ્હલે ઉકાળતી વખતે લાકડી અથવા લાકડાંના ચમચાએ ફેરવવાં ઉતારીને સોજા પાણીમાં ધોવાં, કેટલાંક ઉકાળવા વગર પણ ધોઇને સુકવે છે.

**કપડાં ધોવાનાં** વીજળી (Electricity) તથા ગેસથી ચાલતાં યંત્રો હાલમાં આવે છે અહીં પણ એ રીતે કરી શકાય છે.

**સખત ઠંડીમાં કપડાં સુકાવવા** બરફ પડતી જગ્યા પર કપડાં ધોઇને છેલ્લે નીમકનાં પાણીમાં બોળવાં કારણ કે સાદાં પાણીવાલા પર બરફ બંધાઇ જાય તેમ નીમકવાલું બધાશે નહિ.

**સાબુ પીગળાવવો** તારની જાલી કે ચાહની ચારણી લઇ તેમાં સાબુ મુકી ઠંડું અથવા ગરમ પાણીની ધાર રેડવાથી નીચે મુકેલાં વાસણમાં પોતીકી મેળે પીગળીને પડશે અથવા તો ઠંડા કે ગરમ પાણીમાં સાબુ મુકી રાખવાથી પીગળી જાય છે. એવા ઉપયોગ માટે વધેલા સાબુના ટુકડાઓ એકઠા કરી વાપરવા. તૈયાર થાય ને બરણી કે બાટલીમાં ભરી રાખી ખપ પડે તેટલું કપડાં ધોવા લેવું અથવા નાના ગોળ દાબડામાં ટુકડા મુકી તળીયાં તેમજ ઢાકણ પર ખીલાં વડે કાણાં પાડી પાણીમાં ભરી હલાવ્યાથી ફીણ થશે.

**સોપ જેલી** ( Soap Jelly ) બનાવવા અર્ધો રતલ વૉશીંગ સોડાંને કોઠીના વાસણમાં બે બાટલી ગરમ પાંણી લઇ પીગળાવી રાખવો, સાબુનો ભુકો અર્ધો રતલ બીજાં બે બાટલી ઠંડા પાણી સાથ ચુલ્હલે જોશ પાડી પીગળે કે ઉપલી મેળવણી તેમાં રેડી ઘટ જેલી જેવું થાય ને ઉતારી બરણીમાં ભરી રાખી ખપ પડે તેટલું કપડાં ધોવા લેવું. બાલ ધોવા માટે સોપ જેલી સોડા વગરની બનાવવી. બીજી રીતે એક રતલ સાબુ ને હદી પાંઇંટ પાંણી સાથ ચુલ્હલે મેળવી તેમાં બે ઔંસ ટંકણખાર અથવા ઍમોનીઆ ભેળી ઠંડુ પડી. કઠણ થાય ને જોઇએ તો નાના ટુકટા કાપીને કપડાં ધોવા માટે રાખવા.

પાંણી ધોવા માટેનું મેલું અથવા ગદલું હોય તો પાંણીની બાબતમાં સ્વચ્છ કરવાની ઘણીક રીતો આપેલી છે.

કપડાં ધોતી વખતે શરીરમાંનાં કપડાં ભીનાય નહિં તે સારૂ ચામડાં અથવા જાડાં કપડાંનાં એપ્રણ (Apron) કમરથી પગ સુધી બાંધવા.

**કાચા રંગનાં કપડાં** ટંકણ ખાર (Borax) માં ધોવાથી રંગ જતો નથી તેમજ સરકો અથવા નીમક પણ વપરાય છે. એક બાટલીમાં એક મોટા ચમચાને સુમારે લેવું. ફટકડીના પાંણીમાં બોળવાથી પણ કાચો રંગ ઓળગતો નથી.

**સફેદ કપડાં** ક્રીમ ઑફ ટાર્ટર પાંણી સાથ ભેળી લેવો, અથવા પાઇપ કલે પાંણીમાં મેળવી તેમાં કપડાં બોળી રાખવાથી ઘણાં સફેદ થશે. કાચા રંગ માટે પણ વાપરવી. ટરપીનટાઇન અથવા ટંકણખાર પાંણીમાં સહેજ ભેળવું.

**પીળાં પડી ગયલાં કપડાં સફેદ કરવા.** એક દિવશ છાશનાં પાંણીમાં બોળી રાખવા પછી ધોવાં. ધોતી વખતે પાંણીમાં એક ચમચી કાળી શાહી ભેળવી. પાંણીમાં લીંબુ નાખી છેલ્લે થોડા કલાક રાખવાં.

જુનાં પડી રહેલાં પીળાં થયલાં માટે બે પાંઇટ પાંણીમાં એક ઔંસ તંબાકુ ઉકાળી કપડાંને ટેબ્લ ઉપર પાંથરી બ્રશ વડે તે પાંણી ઘસવું, પછી સાજા પાંણીએ ધોઇ તંબાકુનો વાશ કાઢવો, એક ગૅલન પાંણીમાં એક મોટો ચમચો ક્રીમ ઓફ ટાર્ટરમાં આખી રાત બોળી રાખી ધોવાં, તડકુને દવમાં રાખવાં અથવા સાબુ લગાડીને તડકે સુકાયને પાછું પાંણી છાંટી ધોવાથી સફેદ થશે.

**મેલ કપડાંમાંનો કાઢવા** ઇડાંનાં કોટલાંને એક ઝીણાં બારીક કપડાંની કોથળીમાં બાંધી પાંણીમાં કપડાં ઉકાળતી વખતે સાથે નાખવાં અથવા નીમકનાં પાંણીમાં બોળી રાખવાથી મેલાં રૂમાલો સાફ થશે.

સાબુનાં પાંણી સાથ સોડા ખાર ભેળી તેમાં કપડાં ઉકાળવાથી મેલ નીકળે છે. સાબુનાં પાંણીમાં થોડા ઍમોનીઆ ભેળી આખી રાત ભીનવી રાખ્યા પછી ધોવાં.

**ઘણાં મેલાં કપડાં** જેવાં કે સામાન નુછવાના કટકા મીલનાં કામદારોના કપડાં સુતરાઉ કે ગરમ વીગેરેને એક પાઇંટ પાંણીમાં એક ચમચો ક્રીમ ઑફ ટાર્ટર કે ટરપીનટાઇન અથવા પૅરેફીન નાખીને ધોવાથી સાજાં થાય છે. પાંણીમાં સહેજ કેરોસીન તેલ નાખવું સાબુ લગાડી તેમાં બોળી રાખવા છેલ્લે ગુલીનાં પાંણીમાં બોળવાની વાસ પણ રહેતો નથી. પહેરવાનાં કપડાંનાં ગળાં તથા બાંહે પરનો મેલ નહિ નીકળે તો ધોતી વખતે બ્રશ તે પર ઘસવો, ડાઘવાલાં કપડાં ધોતી વખતે થોડીક લીંબુના ચાર કાપીને પાંણી સાથે નાખવી. પરસેવાના ડાઘ માટે ગ્લીસરીનમાં જોવું.

કોલર ઘણા મેલા કે પીળા પડેલા ધોવા માટે ટંકણ ખાર લેવો.

**વરસાદના વૉટર પ્રુફ ઓવરકોટ ધોવા** માટે સાબુ મુદ્દલ લેવો નહીં ત્રણ ગૅલન પાંણીમાં એક રતલ ફટકડી પીગળાવી લેવી. ગ્રે લાઇમ (Grey Lime) એક જાતનો ચુનો મુઠીભર એક બાલદી પાંણીમાં પીગળાવી તે પાણીમાં બીજું કપડું બોળી ઓવર કોટ નુછવો.

કપડાં ઊડતા રોગવાલાં દરદીનાં ધોવા માટે પાણી સાથ યુકેલીપતસ, કાર્બોલીક ઍસીડ, કોનડીસ ફ્લ્યુઇડ એમાંની કોઇપી ચીજ એક ભાગ લેવી અને પાંચ ભાગ કળીચુનો સાથે ભેગવો. કપડાં દિસ-ઇનફેક્ટ કરવા માટે વૈદકની પરચુરણ બાબતમાંથી મળશે.

રૂમાલમાં ખુશબો માટે છેલ્લા વીછરવાના પાંણીમાં ઑરીસ રૂટની પોટલી બાંધી નાખવી.

## કાચા રંગનાં તથા બીજાં કપડાં ધોવાં.

**૧૨૭.—છીંટ, કેટોન, મસલીનના રંગો** સાબુએ ધોવાથી કેટલીક વખત ખરાબ થાય છે. પાંણીમાં ચોખા અથવા થુલું ઉકાળી ગાળી કાઢી તેમાં ધોયા પછી બીજાં પાંણીમાં ધોવાં, જોઇએ તો ઉકાળતી વખતે થુલાંની પોટલીક પડાંમાં બાંધીને પાંણીમાં નાખવી.

ટરપીંનટાઇન કે સરકો અથવા ફટકડી પાંણીમાં થોડો નાખી તેમાં કપડાં ધોવાં અથવા છ બાટલી પાંણીમાં બે મોટા ચમચા નીમકમાં બોળા અર્ધો કલાકે ધોવાં કાચો રંગ ઓગળી ખરાબ થતાં નથી, ઘણું મેલાં હોય તો થોડો વખત એમાં બોળી રાખ્યા પછી ધોવાં.

આઇવીના ઝાડનાં થોડાંક પાંદડાં પાંણીમાં ઉકાળી ગાળીને તેમાં થોડો વૉશીંગ સોડા પીગળાવી તેમાં કાળા અથવા કોઇપી કાચા રંગનાં કપડાં ધોવાથી રંગ જેવો ને તેવો રહેશે. છાયાંમાં ઉલટાં સુકાવવાં. કાંજીનાં પાણીમાં બોળવાથી કડક થશે.

**રંગીન ભરતનું** કપડું પાછળ આપેલી રીતે થુલાંના પાંણીમાં ધોવું, અથવા સરકો ને નીમક ભેળેલાં પાંણીમાં બોળી રાખીને સુકાયા પછી પાછું સોજાં પાંણીએ ધોઇ નાખવું.

કાચા રંગનાં કપડાં ચુલ્હે ઉકાળવા નહિ તેમજ બીજા સફેદ કપડાં સાથ ધોવાથી કોઇ વખત તેનો રંગ ઓગળી સફેદને લાગે છે. ઘણું તડકાંમાં સુકવ્યાથી પણ રંગ ખરાબ થશે.

ધોયા પછી છેલ્લાં પાંણીમાં સરકો ભેળ્યાથી રંગ તેજી થશે.

**ગુલાબી, જાંબુડા, તથા લાલ રંગનો કૅલીકો** ધોવા એક બાલદી પાણીમાં બે મોટા ચમચા સરકો અથવા ફટકડી ભેળવી, લાલ શાહી પણ કોઇ વખત ભેળે છે.

**દ્રાક્ષ તથા જાંબુડા રંગ** સારૂ વૉશીંગ સોડા, ટંકણખાર, અથવા ઍમોનીઆ કંઇપી પાણી સાથ ભેળવું.

**ખુલ્લો બ્લુ રંગ** ધોવા નીમક, ટંકણખાર કે ફટકડી, એમાંની એક ચીજ લેવી.

**નેવી બ્લુ** ઘેરાને નીમકનાં પાણી સાથ ધોયા પછી ગુલીનાં પાંણીમાં બોળી છાયામાં સુકવવું.

**લીલો રંગ** સરકા અથવા ફટકડીનાં પાણીમાં ધોવો.

લાલ રંગ ધોતી વખતે ફુકાં પાણીમાં ટંકણખાર ભેળવાથી ઝાંખો થતો નથી.

લવંદર માટે શુગર ઑફ લેડ (Sugar of lead) ની ભુકી એક ચમચો એક ગૅલન પાણી સાથ લેવી.

બફે, બ્રાઉન તથા ગ્રે રંગોને ધોવા એક ગૅલન પાણીમાં એક પ્યાલું નીમક ને એક મોટો ચમચો ફટકડી ભેળવી.

**પીળા ચામડીના તથા તપખીરીઆ રંગો** સારૂ સુકાં ઘાસ ઉપર ખળખળતું પાણી રેડી ઘાસનો રંગ તેમાં ઉતરે ને ઘાસ કાઢી નાખી તે પાણી ધોવામાં વાપરવું; અથવા ચાહનું પાણી સાદાં—પાણીમાં ભેળયાથી છીનછાઉ કે ટસોર સીલ્કનો ઝાંખો રંગ સોજો થશે.

**કાળા રંગનું કપડું** ઠંડાં પાણીમાં ટંકણખાર, ઍમોનીઆ અથવાર ત્રોંગ કાંઈ કંઇ પણ ભેળી તેમાં થોડો વખત ભીનવ્યા પછી ધોવું. માંયફળ ચાર પાંચને છુંદી કપડું દુબે તેટલું પાણી લઇ ચુલ્હે ઉકાળી પાંણીનો રંગ માંયફળ ઓગલી ઘેરો પીળો દીશે ને ઉતારી ગાળી કાઢીને કાળું કપડું તેમાં બોળ્યાથી ઝાંખો પડેલો રંગ પાછો કાળાશ પકડશે એ રીતે રેશમી અથવા સુતરાઉ કપડાંને કરવું, જોઇએ તો વધુ માયફળ લેવાં. પટેટા બાફેલાં પાણીમાં બોળ્યાથી પણ કાળાં કપડાંનો રંગ સોજો થાય છે. સાબુ કાળાં કપડાં પર ઘસવો નહિં.

**રંગીન ચળકટું સાટીન જેવું સુતર ઉ કપડું** ધોવા માટે પાંણીમાં ઍપસમ સૅાલ્ટ (Emsom Salt) નાખવાથી કોઇબી રંગનું કપડું ખરાબ થતું નથી. કાળા માટે ટંકણખાર લેવો.

ફુંકાં સાબુનાં પાંણીમાં નીમક અથવા પર્લ ઍશ ભેળીને ધોવા પછી એજ મુજબનું સર્વે બીજાં સોજાં પાંણીમાં નાખી તેમાં ધોઇને પાતલી કાંજીના પાણીમાં બોળી નીચવ્યા વગર મોટાં સફેદ કપડાં પર પાંથરીને ગોળ વિંટાળી બે કલાક સુધી રાખવું ને ત્યાર પછી કપડાની ઊંધી બાજુ પર અસ્ત્રી મારવી.

**લાલ રંગની કીનારીવાળા** નેપકીન ધોતી વખતે પાંણીમાં ટંકણખાર ભેળવો.

**જાડાં કપડાંના બારીના પદડા** મેળા થયલા ધોવા સારૂ સાબુનું પાંણી કરી નાનો દાંતનો બ્રશ તેમાં બોળી તે પર બધે ઘસવું, એકદમ ભીનવી નાખવા નહિ, આખા સાફ થાય ને નરમ કપડાંએ ઘસીને તુછી તુરત સરખા ગોળ વીટાંળીને પછી પાછા ખુલી નાંખી સુકાવા દેવા; એ રીતે સરખા રહેશે, ડુચાયલા લાગતા નથી.

**વૉઇલનું બારીક કપડું** ધોવા ફુકાં પાણી સાથ થોડો એમોનીઆ ને સોપ જેળી વાપરવું, છેલ્લે ઠંડાં પાંણીમાં વીછરતી વખતે થોડો ટંકણખાર અથવા ગુંદર થોડો નાખવાથી રહેજ હારની માફક કડક થશે, એ મુજબ બોળવાથી કોઇબી બારીક કપડું કડક ને સફાઇદાર થાય છે. કપડામાં સુગંધ આપવા માટે છેલ્લાં સોજાં પાંણીમાં ઑારીસરૂટ (Orrisroot) નાખવાથી તેનો પમરાત કપડામાં પેવશ થશે.

બારીક કપડાં કોઇપણ જાતનાં હાથમાં દાબીને પાણી કાઢવું અથવા પાણી સાથ નીગરાતાં સુકવવાં; જોરથી નીચવેલાં ફાટી જશે.

કપડું લંબાઇ પહોળાઇમાં ટાંકેલું ઉખેડી મોટું કરવું હોય સુતરાઉ ગરમ યા રેશમી તો ધોવા આગમચ ઉખેડવાથી તેના સલ ધોવા પછી માલંમ પડતા નથી, તેમજ થોડું ફાટેલું ધોવા આગમચ શીવવાથી વધુ ફાટશે નહિ.

સફેદ કપડું ધોઇને વાપરવું નહી હોય તો બ્લુ કાગળમાં વીંટાળવાથી સફેદજ રેહશે, પીળું થતું નથી.

ઝાલર ( ફ્રીન્જ ) ધોવા પછી એક એક સાથ મલી ગયલી છુટી પાડવા બેઉ હાથમાં પકડી ચોળીને પછી ટેબલની કીનારી ઉપર ઝાલરને ઠોકવી અથવા તો સંભાળીને જાડા નીખીઆએ ઓળવાથી છુટી થઇ સરખી દીશે છે.

## મોજાં સુતરાઉ તથા રેશમી.

૧૨૮.—સ્ટૉકીંગ તથા મોજાંના રંગ ઝાંખા પડી જાય તો કાચા રંગમાં આપેલી રીતે ધોવાથી સોજાં રેહશે. નવાં મોજાં કાઇક પહેરવા આગમચ ધોઇને વાપરવાથી વધુ વખત ટકે છે.

ધોવા માટે સાબુ ઉપર ઘસવો નહિ પણ સોપ જેલી પીગળાવી તેમા થોડા વખત બોળવાથી મેલ નરમ પડી સોજા ધોવાય છે.

કાળા રંગના મોજાંનો રંગ ઓગળે તો કાળા મરીની ભુકી નીમક, અથવા સરકો કંઇપણ પાણીમાં નાખી ધોવાં, રંગીન મોજાં પણ એજ રીતે ધોવાં.

કાળો ઝાંખો રંગ ગુલીનાં ઘેરાં પાંણીમાં બોલ્યાથી સોજો થશે.

મોજાં ગરમ ધોવા સારૂ સાબુને બારીક કાપી પાંણી સાથે ચુહલા પર જોસ પાડી પીગળી જાય ને તેમાં થોડું ઠંડુ પાણી રેડી ફીન ચઢાવી તેમાં મોજાં ધોઇને પછી સોજાં પાંણીએ વીછરીને સુકવવાં.

રેશમી સફેદ મોજાં નવાં ને ખળખળતાં પાંણીમાં બોળીને વાપરવાથી ટકશે. ગરમ પાંણી સાથ ટંકણખાર ભેળીને ધોવાથી પીળાં પડશે નહિં. ધોઇને નીચવ્યાં વગર કપડાં પર સુકવ્યાથી ઘાટ સરખો રહેશે.

રેશમી મોજાં પગમાં પહેરવા પછી તેમાં ઝીણું કાણું માલમ પડે તો સેહજ સુકો સાબુ લગાડી દેવો જેથી ઘસાઇને વધુ ફાટશે નહિ, પગમાંથી કાઢવા પછી તુરત રફુ કરી દેવાં.

કોઇકનાં પગનાં તળીઆંમાં આંટન હોવાથી આખો વખત પહેરતાં મોજાં જલદી ઘસાઇને ફાટે તો નીચે જુનાં પહેરી તે પર નવાં પહેરવાં. રફુ કરવાની રીતમાં જોવું.

તેમજ ઘણી ઠંડીમાં મુસાફરી કરતી વખતે બુટની ઉપર પાછાં બીજાં મોટાં સ્ટોકીંગ આખાં પહેરી દેવાથી પગને વધુ ગરમી રહે છે.

ઘણાં જુનાંને બરોબર ઘડી વાલી આગલો ભાગ અંદર નાંખી ને તે પર સંચાએ શીવીને ચોરસ જાડા ટુકડા બનાવેલા ગરમ ચીજો પકડવા કામ લાગશે.

## લેસ તથા નેટનું કપડું ધોવું.

૧૨૯–લેસ ધોતી વખતે તે પર સાબુ ઘસવો નહિ પણ ફીણ ઘટ બનાવી તેમાં બોળીને સંભાળથી ચોળવી, ઘણી મેલી હોય તો પહેલાં ઠંડાં પાંણીમાં બોળી રાખ્યા પછી ગરમ પાંણી સાથ ટંકણખાર ભેળીને ધોવાથી સાફ થશે. બીજી રીતઃ એક સોજી મોટી બાટલી અથવા ગોળ લાકડાનાં ટુકડા ઉપર ફરતી લેસ સરખી ગોળ વીંટાળીને પહોળાં વાસણમાં સાબુનું પાંણી કરી તેમાં ડુબાડી રાખીને પછી ગોળ ગોળ ફેરવ્યાથી તેમાંનો મેલ નીકળે ને સોજાં પાંણીમાં પણ એજ મુજબ ધોઇ નાખી બાટલી પરથી કાઢીને કપડાંનાં બે પડ વચ્ચે દાબી તેનો ભીનાશ ચુશી લીધા પછી બીજાં સુકાં કપડાંનાં પડમાં મુકી અસ્રી કરવી. પહોળાં મોહોંની બાટલીમાં સાબુનાં પાંણી સાથ નાખી બુચ મારીને ખુબ હલાવ્યાથી મેલ નીકળે ને સોજાં પાંણીમાં ધોવી.

લેસને કડક બનાવવા ઠંડાં પાંણીમાં બોળ્યા પછી તુરત ગરમ પાંણીમાં બોળીને અસ્રી કીધાથી પણ કડક રહેશે.

વધુ કડક જોઇએ તો ખાંડ, સાકર, ચોખા, કોર્નફ્લાવર અથવા ગુંદર કંઇબી લઇ તેનું પાતળું પાંણી કરી તેમાં બોળી અસ્રી કરવી.

અસ્રી નહિં હોય તો ઉપલી રીતે ગોળ વીંટાળીને ધોયા પછી સોજી ટેબલ પર દાબીને ગોળ વેલણે વણીએ તે મુજબ ફેરવ્યા કીધાથી સુકાઇને અસ્રી માફક સરખી થાય છે.

સોજી રેશમી અથવા સુતરાઉ લેસ ધોવા આગમચ રાતથી દુધમાં બોળી રાખીને પછી સાબુનાં પાંણીમાં ધોઇ સોજાં પાંણીએ વીછરીને હાથની હથેલીમાં સરખી પકડીને દાબી પાંણી કાઢવું, જોરથી નીચવેલી લેસો ચુંથાઇને ફાટી જાય છે. સુકવવા માટે ફ્લેનલનાં કપડાંમાં દાબી રાખવી અથવા સોજાં કપડાં પર ટાંચણી ખોશી સરખી પાંચરીને સુકાયા પછી ટાંચણીઓ કાઢી લઇ તે પર બીજું કપડું મુકી અસ્રી મારવી, કાગળ કે કપડું વચમાં મુકયાથી અસ્રીનાં ખુણાઓ લેસમાં ભોકાઇને ફાટશે નહિ તેમજ લેસનાં ચુથાંયલાં ખાંચા, લુપ, અણીઓ વિગેરે સરખા કરવા પછી અસ્રી ફેરવવી.

કાળી ભરેલી લેસ અથવા નેટ પર ભરેલું કપડું ધોતી વખતે સાબુનું ગરમ પાંણી લેવું, જોઇએ તો તેમાં એમોનીઆ થોડોક ભેળવો, એમોનીઆને બદલે દારૂનો અર્ક ને ટંકણખાર એક એક ચમચી એક પ્યાલાં પાંણીમાં લેવો. જીન દારૂને ચાહનાં ઠંડાં પાંણી સાથ ભેળીને ધોવાથી પણ કાળી લેસ સોજી થશે. બીઅર દારૂ પણ ધોવા વપરાય છે.

રંગ ઝાંખો સોજો કરવા કોફી ઘણી ઘાંગ કાળી બનાવી ને ઠંડી પડે કે તેમાં લેસને બોળ્યા પછી હથેલીમાં દાબી બધું કોફીનું પાંણી કાઢી નાખીને ઉપલી રીતે અસ્રી કરવી. પાંણીમાં સરકો ભેળી તેમા બોળ્યાથી પણ કાળો રંગ સોજો થશે.

અથવા રંગ સુધારવાની રીતમાં માયફળનું પાંણી બનાવી તેમાં બોળવી, લેસો ધોવા વગર સાફ કરવા માટે ડ્રાઇ ક્લીનીંગમાં જુવો.

૧૩૦-નેટના પડદા ધોવા આગમચ ધુળ ક્યરો ખખેડીને ઠુકાં પાંણીમાં સોડા ખાર પીગળાવી તુરત ધોવા, લાંબો વખત બોળી રાખવાથી સોસાઇ જાય છે.

ઘણા મેલા માટે પાંણીમાં એમોનીઆ ભેળવાથી મેલ નરમ થશે. પાંણી દાબીને કાઢવું, જોરમાં નીચવ્યાથી નેટ ચુંથાશે.

પીળા ઘેરા ( Ecru ) રંગના પડદા અથવા લેસ કે કપડું ધોવા પછી હાર આપવાની કાંજીમાં અથવા સાદા પાંણી સાથ સહેજ કેસર, કોફી કે ચાહ કંઇ પણ ભેળ્યાથી તેનો રંગ ખુલ્લો પડશે નહિ.

સફેદ પડદા કાંજીનાં પાંણી સાથે થોડો ગુંદર કે ગુલી નાખી સહેજ કડક જોઇએ તો બનાવવા.

સુકવવા માટે જમીન સાદડી અથવા ઘાસ પર પાંથરવા આગમચ બે માણસે ધરીને પહોળાઇ તથા લંબાઇમાં આસતેથી ખેંચવાથી સોસાયલા સરખા થશે. દોરી પર સુકવતી વખતે સરખા નાખી છેડાઓ ટાંચણી વડે ખોશીને વચમાંની કરચલી કાઢી નાખવી.

સુકવવાની જગ્યા નહિં હોય તો સરખા કીધા પછી તુરત પાછા ટાંગી દીધાથી પણ હવામાં જલદી સુકાઇ જશે.

ફાટેલા નેટના પડદાઓમાંથી બીજી ચીજો પેચ વર્કની રીતે બને છે, તેમજ એના ટુકડા કાચકામ નુછવા કરવા માટે સારા છે.

## ગરમ તથા ગુંઠેલાં કપડાં, ઓઢવાના વિગેરે.

૧૩૧.—સફેદ ફ્લેનલને બીજાં કપડાંની માફક સાબુનાં ગરમ પાંણીમાં ઍમોનીઆ નાંખી ધોવી, ખળખળતું પાંણી લેવું નહિ તેમજ તે પર સાબુ પણ ઘસવો નહિ, સાબુને બદલે ટંકણખાર વાપરવા. વૉશીંગ સોડાથી ફ્લેનલ ખરાબ થાય છે. પટેટા પાંણીમાં ઉકાળીને તેમાં ધોવાં.

રંગીન ફ્લેનલ ધોતી વખતે ગરમ સાબુનાં પાણી સાથ થોડો ઓટમીલ (Oat Meal) પીગળાવીને તેમાં ધોવા પછી છેલ્લે વીછરતી વખતે નીમકનું પાણી લેવું જેથી રંગ ઓગળતો નથી. ગરમ કપડું બનતાં સુધી તુરત ધોવું.

ફ્લેનલ સોસાય નહિં તેમ ધોવી એક બાલડી પાંણીમાં એક ઔંસ પૉટેશ પીગળાવી તેમાં થોડા કલાક બોળી રાખીને તેજ પાંણીમાં સાથે ચુલ્હે ગરમ કરતી વખતે એક લાકડી વડે તળે ઉપર કર્યાં પછી ઉતારીને બીજાં સાજાં પાંણીમાં ઘઉંનો આટો એક ચમચો મેળવી તેમાં વીછરીને સુકાતી કરવી.

ઍમોનીઆનાં પાણીમાં પહેલે ધોઇને પછી સાબુનાં પાંણીમાં ધોવાથી પણ સોસાતી નથી.

**સોસાઈ ગયલું** કપડું સાબુના ફીણમાં બોળવાથી છુટશે.

**ફ્લેનલ નરમ રાખવા** સારૂં છેલ્લાં પાંણીમાં એક ઔંસને એક ચમચો ગ્લીસરીન નાખવું. સાદાં પાંણીમાં નાંખી તળીયામાં ડુબે કે તુરત નીચવ્યા વગર કાઢીને સુકવવાથી પણ નવી ફ્લેનલ સોજી રહેશે.

**મેલ ગરમ કપડાંનો કાઢવા** ચોળવાને બદલે આરો ગુંદે તેમ કરવું, પાણી કાઢવા માટે નીચવવું નહિ પણ બે હાથમાં દાબીને પાણી નીકળ્યા પછી આડું તેમજ ઉભું કપડું ખેંચીને સુકવવું.

**પીળી થઇ ગયલી ફ્લેનલ સફેદ કરવા** ધોવા આગમચ લીંબુનો રસ કપડું ભીનાય તેટલો કાઢી તેમાં થોડો વખત બોળી રાખી તે પછી ધોવાથી સફેદી પર આવશે.

કોઇબી જાતનું સફેદ ગરમ કપડું ધોવા પછી ઘણુજ ખુલ્લા રંગનાં ગુલીનાં પાણીમાં બોળવાથી જલદી પીળું પડતું નથી.

**આલપાકા કાળો** ધોવા સારૂ વરસાદનાં પાંણીમાં ત્રણ મિનિટ ચુલે ઉકાળીને કાઢી લઈ નીચવી નાખીને ગુલીનું ઘેરા રંગનું પાણી બનાવી તેમાં અર્ધો કલાક ભીનવીને પછી સુકાતો કરવો. થોડોક ટંકણખાર નાંખવાથી કપડાંનો ચળકાટ ઝાંખો પડશે નહિ.

પટેટાને છાલ સાથ ખમની પાંણીમાં એક દીવસ રાખી મુકી બીજે દીવસે ચાળણીમાંથી ગાળી કાઢતાં પાણી કાળા રંગનું માલમ પડશે, તેને થોડા કલાક રાખતાં નીચે પપેટાનો ઠરો બેશી જાય ને નીતરૂ પાંણી કાઢી લઈ તેમાં આલપાકાનું કપડું બોળીને નચવી કાઢી બીજાં કપડાંમાં વીંટાળી સુકું થાયને અસ્ત્રી કરવી.

**ગરમ મરીનો અથવા કૅશમીરનાં કાળાં કપડાં** માટે ઍમોનીઆ અથવા ટંકણ ખાર કુકાં પાંણીમાં નાંખી રાતથી ભીનવી સહવારે નીચવ્યા વગર સુકાતું કરવું, સહેજ ભીનું હોય ને અસ્ત્રી કરવી, અથવા તો ગરમ કપડાંની રીતે ધોવું. રંગ ઝાંખો લાગે તો સુકાયા પછી માયફળનું પાણી સ્પંજ વડે લગાડવું.

**સર્જ કાળી કે બ્લુ બ્લેક રંગની** ધોવા સારૂ કુકાં એક બાલદી પાંણીમાં થોડો સફેદ સોજો સરકા પાશેર જેટલો નાંખવો અથવા આઇવી (Ivy) ઝાડનાં પાદડાં ઉકાળેલું પાણી તે પાદડાં કાઢી નાખીને તેમાં કપડું બોળી રાખી પાણી તદ્દન ઠંડું પડે ને નીચવ્યા વગર કાઢીને નીગરાતું સુકાવા દીધાથી સોજું થશે, એ પાણીએ ધુવ્યાથી ડાઘો પણ જશે.

**ગરમ ઉનનાં ગુંથેલાં કપડાં** ધોવા આગમચ તેનાં બટનો ટાંકેલાં કાઢી લેવાં. બ્લાઉઝ, જર્સી વીગેરે ધોવા આગમચ તેની પહોંળાઇમાં નીચેથી સુતરઉ કપડાંની પટી ટાંકી લીધાથી તે ઝગું સંકોચાતું નથી, ફ્લેનલની રીતે ધોવાં, પણ નીચવવા વગર સુકવવાં.

**રંગીન તરાંહવાલાં કપડાં ધોવા** પછી જાડા ટરકીશ ટુવાલોનાં પડમાં મુકી દાબવાથી કોઇબી રંગ કાચો હશે તો નીચલી સફેદ ભોંય પર લાગતો નથી.

**ઘણાં મેલાં થયલાં સફેદ કપડાં** કાઇ રીતે સાફ નહિં થાય તો ખળખળતાં સાબુનાં પાંણીમાં એક રાત ભીંનવી રાખી સહવારે બરોબર ધોઇને બીજાં પાંણીમાં વેલાતી મીઠું (Magnus Sulphus) ને સોડા ખાર એક એક ચમચી ભેળી ચુલ્હે પાણું તે કપડું પાંચ મિનિટ ઉકાળીને ઠંડાં પાંણીમાં ધોવાથી સફેદી પર આવશે. ઉનની વણેલી કશતીઓ પણ એ રીતે મેલી થયલી સોજી થાય છે. ગંધકની ધુંઇ આપવાથી પણ પીળું કપડું સફેદ થશે.

**ગરમ રગ, ધાબલી** ઘણાં મેલાં થયલાં હોય તો એક મોટાં ટબમાં અર્ધી પાંઇન્ટ ઍમોનીઆનું પાણી રેડી રગને ખુલ્લો કરી તેમાં પાંથરીઆ પછી તે ડુબે તેટલું ગરમ પાંણી ઉપરથી રેડવાથી ઍમોનીઆનો બાફ તળીઆમાંથી નીકળી તે કપડાંમાં પેવસ થઇ મેલ છુટો પડશે; લાકડી વડે તળે ઉપર કરી મેલ બધો નીકળ્યા પછી બીજાં સોજાં ગરમ પાંણીમાં ધોઇ નાખી ઓરણ્ પર સુકાવા મુકવો. પાંણી પોતીકી મેળે નીગરાઇને સુકાઇ ગયા પછી અલગે હાથે લાકડી બેઉ બાજુ ઠોકવાથી રૂંવાટી દબાયલી પાછી ઉભી થશે, અથવા નરમ બ્રશ રૂવાંટીની ઉલટી બાજુ પર ફેરવવાથી સરખી થાય છે. સુજનીઓ ધોઇને ઘડી વાળવી અથવા ગોળ વિંટાળી લાકડીએ ઠોકયા પછી સુકવ્યાથી ખીલીને નવી માફક સાજી દિશે છે.

**ગુંઠેલી શાલ અથવા સ્કાર્ફ ધોવા** પહેલાં ઠંડાં પાંણીમાં બોળીને વરસાદનાં પાંણીમાં સાબુનું ફીણુ કરી તેમાં નાખીને ધોવી, આટો ગુંદે તે રીતે કરવાથી મેલ નીકળશે ચોળવાથી ચુંઠાઇ જાય છે. જોઇએ તો ધોતી વખતે સ્પીરીટ ઓફ ટરપીંન-ટાઇન ભેળવી. બીજાં સોજાં પાંણીમાં બે ત્રણ વખત વીછરીને દોરી પર સુકાવા નાંખતાં તણાઇ જશે માટે જાડાં ડીલનુછણામાં દાબીને પાણી ચુશી લીધા પછી લંબાઇ પહોળાઇમાં સરખી ખેંચીને પાંથરી દેવી અથવા બીજું તેવુંજ કપડું ઉપર દાબી દીધાથી પાણી ચુશી લઇ સુકાય ને કાઢવાથી મુદલ ચુંઠાઇ જશે નહિ. રેશમનું ગુઠેલુ એજ રીતે ધોવું.

**રંગીન શૅાલ** ઓઢવાની નીમકનાં પાંણીમાં બોળવાથી રંગ ઓગળતો નથી.
સાબુનું પાણી કપડાં ધોયલાં, ઝાડમાં રેડવાથી ખાતર તરીકે ચાલે છે.

## રેશમી કપડાં જાડાં તથા ઝીણાં ધોવાં.

**૧૩૨.—રેશમી કપડાં** અરીઠાંનાં તેમજ સાબુનાં ફુંકાં પાંણીમાં સારી રીતે ધોવાશે, સાબુ સોજો સફેદ આવે છે તે લેવો, કપડાંની પર ઘસવો નહિં પણ પીગળાવી વાપરવો. કપડાં ઘસવા નહી, નીચે ઉપર પાણીમાં ફેરવ્યા કીધાથી મેલ નીકલે ને સોજુ ફુંકાં પાણીમાં વીછરવાં પટેટા બાફેલા પાણીમાં પણ રેશમી કપડું ધોવાથી સોજું થશે. ખાર ઝાઝો વાપરવો નહિ, ઘણુંજ મેલું હોય તો થોડો લેવો.

**હાર આપી કડક કરવા** માટે આગળ આપેલા મુજબ કરવું અથવા તો થોડીક મેથીલેતેડ સ્પીરીટ પાણીમાં નાખવાથી સફેદ રંગનાં કપડાને હાર આવી કડક થશે.

**સફેદ રેશમી** કપડું પીળું થતું અટકાવવા સોજ્જે સફેદ સાબુ વાપરવો ને છેલ્લાં વીછરવાનાં ગરમ પાંણીમાં બ્લુ રંગની શાહી એક ચમચી નાંખવી. જેપાનીસ કપડું ધોવા પછી છેલ્લાં પાંણીમાં થોડુ દુધ ભેળવાથી પીળુ પડતું નથી.

**પીળુ થઇ ગયલું** કપડું સફેદી પર નહિ આવે તો ધોવા પછી ગરમ પાંણીમાં થોડીક કેસર અથવા કોરી કે સુકી ચાહ મેળવીને બોળવાથી ક્રીમ જેવા રંગનું થશે, અથવા તો બીજી રીતે રંગવું.

**કાળા કે ઘેરા બ્લુ (Dark blue)** રંગનું કપડું ધોઇને તેપર સ્પંજ વડે જીન અથવા વ્હિસ્કી દારૂ લગાડવાથી રંગ સોજ્જો થશે.

**કાચા રંગના કપડાં** માટે થુલાંનું પાણી વાપરવું. ઍમોનીઆનું પાણી કરી સ્પંજ વડે બંને બાજુપર લગાડીને લાકડી અથવા રોલર પર ગોળ વિંટાલી રાખી સુકાયા પછી કાઢવાથી સોજ્જું દિશે છે. છેલ્લાં પાંણીમાં નીમક, સરકો કે ફટકડી નાખ્યાંથી કાચો રંગ સોજ્જો રહે છે.

**રેશમી બદીઆનો ઘણાં જુનાં** ને ઝાંખાં લાગે તો ધોયા પછી છેલ્લાં પાંણીમાં એક ચમચી ટરપીંટાઇન કે મેથાલેતેડ સ્પીરીટ ને સાકરનાં ત્રણ ટુકડા નાખીને તેમાં બોળવાથી પાછો રેશમનો ચળકાટ આવશે, અથવા પાતલાં કાંજીનાં પાંણીમાં બોળવાં, પછી અસ્ત્રી કરવી.

**બારીક કપડું શીફ્રાંન ધોવા** ફુકાં પાંણીમાં સાબુ પીગળાવી હાથે મુઠીમાં દાબી દાબીને મેલ કાઢવો ચોળવાથી ફાટી જશે, મેલ કાઢવો હોય તો ધોવા આગમચ ટંકણ ખારનાં પાંણીમાં ભીનવ્યા પછી ધોવું. છેલ્લાં પાંણીમાં જોઇએ તો થોડીક ખાંડ નાખવી. મુઠીમાં દાબીને અથવા ટરકીશ ટુવાલનાં પડમાં મુકી ને દાબ્યાથી પાણી ચુશી લઇ સુકું થાય ને તે ટુવાલમાંથી કાઢી લઇ બીજાં કપડાંનાં પડમાં મુકી ધુપી અસ્ત્રી ફેરવવી, ઘણી ગરમ હશે તો બારીક કપડું દાઝી જશે. ડુચાયલું લાગે તો અવલી બાજુપર ઘણું પાતલું ગુંદરનુ પાણી લગાડી પાછું ગરમ કપડાંનાં પડમાં મુકી અસ્ત્રી મારવી.

**જયોરજેટ** ઉપલી રીતે ધોવું અથવા તો પાંણીમાં જીન દારૂ ભેળવો. પેત્રોલમાં આખું કપડું ડુબાડીને મેલ ઘસી કાઢયા પછી સોજ્જાં પાંણીમાં બોળી કાઢવું અમથુ હાથોમાં પકડીને હળાવ્યાથી જલદી સુકાઇ જશે; સારીઓ, બદીઆનો, ફ્રોક વિગેરે.

**ક્રેપ** ઝીણું નરમ કપડું શીફ્રાંન મુજબ ધોઇને મલાઇ કાઢી લીધેલાં દુધમાં સહેજ સરસ નાંખી ચુલ્હે ઉકળ્યા પછી તેમાં ક્રેપ બોળી કાઢી હાથની હથેલી વચે દાબીને સુકવ્યાથી નવું જેવું લાગે છે.

**ઓજરીઆંનું** કપડું (Crepe-de-chinc) ટંકણ ખારનાં પાણીમાં ધોયાથી તે પરનો ચળકાટ રહે છે, સાબુએ સોજ્જું ધોવાતું નથી, રંગ ઓગળે અથવા ઝાંખો પડે તો આગલ આપેલી રીતમાં જુવો.

**ચીનછાઉ (China Silk)** અથવા તસોર સીલ્કને સાફ સાબુનું ફીણુ કરી પાંણીમાં થોડો વખત બોળી રાખીને ફુકાં પાણીમાં ધોવું; અથવા દોઢ બાટલી ગરમ પાંણીમાં એક ચમચો ટંકણુ ખાર નાંખીને ચોગી ધોઇ સોજુ પાણી લેવું; એ કપડાંના કમરના પટા વિગેરે વધુ મેલા થયલા એજ રીતે બે ત્રણુ વખત ટંકણુખારનાં પાણીએ ધોવાથી સોજા થશે. રંગ પણુ ઘણો પીળો થતો નથી, તદ્દન સુકાયતે અસ્રી કીધાથી ચીનછાઉનું કપડું ચળકતું રહેછે, ફુંકી અસ્રી કરવી.

**રેશમનું ભરેલું ધોવા** એક બાટલી પાણીમા એક ચમચો નીમકને સરકો ભેળી ભીનવ્યા પછી ધોવું.

## રીબંન ધોવી તથા સાફ કરવી.

સાટીનની રીબંન ધોવા આગમચ બ્રેંન્ડી એક ચમચો, નરમ સાબુનો ભુકો એક ચમચો સાથે પીગળાવીને નરમ પીછી વડે રીબંન ઉપર લગાડયા પછી ઠંડાં પાણીમાં સંબાળીને ધોઇ બાટલી અથવા ગોળ લાકડાં ઉપર સરખી વીંટાળીને સુકાય પછી ઠંડી અસ્રી ઊંધી બાજુ પર ફેરવવી. એજ મુજબ જાડી સાટીનનું કપડું પણુ ધોવું.

સાબુનાં પાંણીમાં સાધારણુ રીતે ધોવા પછી ચળકાટ ઝાંખો લાગે તો આઇસીં-ગ્લાસનાં પાતલાં પાંણીમાં બોળીને સુકવ્યા પછી ઉપલી રીતે અસ્રી કરવી. મેલ નહિ નીકળે તો દાંતના નરમ બ્રશ વડે ધીમેથી ઘસવું. ધોયલી રીંબનના છેડા વાપરતી વખતે પાછા કાપીને સરખા કરવા, નીમકનાં પાંણીમાં બોળી ભીનાયલાં પર અસ્રી કરવાથી રીબંન અથવા રેશમી રૂમાલો પર ચળકાટ આવે છે. ઝાંખો પડેલો રંગ સાબુના પાંણીમાં પર્લએશ નાંખીને ધોવાથી સોજો થશે.

**મખમલની રીબંન ધોવા** સોજા સફેદ સાબુને ફુકાં પાંણીમાં પીગળાવી એક પહોળાં વાસણુમાં રીબન બોળીને ઉપર હેઠે કર્યા કીધાથી તેમાંનો મેલ નીકળશે, ચોળીને ધોવી નહિં; સોજા પાંણીમાં વીછરતી વખતે ઉપલી રીતે હલાવ્યા પછી સોજા કપડાં પર સવલી બાજુ ઉપર રાખી સરખી ખેંચીને છેડાઓ પર ટાંચણી ખોસીને લગભગ સુકાવા આવે ને ગરમ અસ્રી તે પર દાબીને ફેરવવી નહિ પણુ મખમલની રૂવાંટી પર ફકત અસ્રીની ગરમ વરાળ લાગે તેટલી નજદીક ઉપર હેથે ફેરવ્યાથી દબાઇ ગયલી રૂવાંટી ઉભી થશે. છેલ્લે નરમ બ્રશ પાછો રૂવાંટીનો વળ હોય તે બાજુ પર મારવાથી મખમલ પાછી નવી જેવી દીશે છે. મખમલનાં કપડાં પણુ ઉપલી રીતે ધોઇ શકાય, દબાયલી રૂવાંટી ઉભી કરવા માટે પાછલ આપેલું છે.

**રેશમી નેકટાઇ ધોવા** આગમચ અંદરનું અસતર હોય તે ઊખેડી કાઢી લઇ તે રીબન ધોવાની રીતે ધોયા પછી ઊંધી બાજુ અસ્રી કરવી, કાંજીનો હાર આપવાને બદલે છેલ્લે ખળખળતાં પાંણીમાં બોળી કાઢી સુકાયને અસતર પાછું અંદર મુકીને સીવી લેવા. કાચા રંગના ટાઇ ધોવા માટે સાબુનાં પાંણીમાં અમાનીઆ ભેળવો. ડૅાઇલીસ ( Doilies ) ટેબ્લ નેપકીન વિગેરે પણુ ટાઇની રીતે સારા ધોવાશે.

## કપડાં સુકવવાં.

**૧૩૩.**—દોરી તેમજ જમીન કે ઘાસ પર સુકવતી વખતે ઊંધાં નાખવાં, જલદી સુકવવા માટે બંને હાથોમાં પકડીને અથવા મોટું કપડું હોય તો સામા સામી બે માણસોએ ધરીને હવામાં હલાવવાં. વરસાદના દિવસોમાં ઘરમાં કપડાં સુકાવવા માટે વાંસની મોટી જાળી વાલી ઝાંપો જેવી આવે છે તે પર નાંખીને અંદરના ગાળામાં આતશની સગડી મુકવાથી તાપે સુકાય છે. નાનાં બચ્ચાનાં ઘડી ઘડી ધોવા પડતાં કપડાં માટે એ ઘણી ઊપયોગી છે. રાંધણીમાં જ્યાં બંધ ભઠ્ઠીના ચુલ્લા હોય ત્યાં પણ ઓરણુ બાંધી કપડાં તાપે સુકાવી શકાશે, કાચા રંગનાં કપડાં તડકાંમાં નહિ પણ છાંયામાં સુકવવાં. ગરમ કપડાંને કોટ ટાંગવાની લાકડાંની પટી પર અથવા ઝાડ પર નાખ્યાથી તેને ઘાટ ખેંચાવા વગર સરખો રહેશે.

બદીઆંન, ખમીસ વિગેરે સુકવતી વખતે નીચલો કમરનો ભાગ દોરી પર રાખી બાંહે ઝુલતી નીચે રાખવી; લાકડાંની કલીપમાં જોઇએ તો પોઇને નાખવાં, ઊનનાં ગુંથેલાંની બંને બાંહેમાંથી આરપાર લાકડી પસાર કરીને તેનાં બંને છેડાને બાંધી ટાંગવાથી સરખાં સુકાય છે.

## કાંજીને હાર અપાવો ગુલીનું તથા પાણી.

**૧૩૪.—હાર અપવા** માટે સ્ટાર્ચ ( Starch ) નો ભુકો તૈયાર મળે છે; તેમજ ઘઊંનો આટો સાબુ ચોખા, અથવા આરારૂટની પાતલી કાંજી બનાવીને જોઇએ તો વાપરવી, ગુંદરનું કે સાબુનું પાંણી અથવા સહેજ નીમક ભેળવાથી વળગતી નથી પાંણી ઊપલી કોઇપી ચીજ અર્ધા પ્યાલાને સુમારે લઇ થોડાં ઠંડાં પાંણીનાં પીગળાવી રાખી એક બાટલી પાંણી ચુલ્હે ઊકાળ્યા પછી ઊતારતી વખતે તેમાં ભેળવું. જોઇએ તો એક ચમચો સાથે ટંકણ ખાર અથવા ઍપસંમ સૉલ્ટ લેવો. સ્ટાર્ચમાં કેરોસીન તેલ સહેજ ભેળવાથી કપડાંને વળગશે નહિં. ટેબ્લ કલોથમાં કાંજીને બદલે મેથાલેટેડ સ્પીરીટ નાખવાથી કડક થશે. ઠંડા પાંણીમાં ભેળેલી કાંજી વાપર્યા પછી વધેલી બીજે દિવસે ઉપરનું નીતર્યું પાંણી કાઢી નીચે થયેલીમાં બીજુ પાંણી ભેળી વપરાશે.

**બારીક કપડાંમાં હાર આપવા** ચોખા બાફેલું ચીકાશવાલું પાણી કાઢી લઇ તે વાપરવું, ક્રીમ રંગનું કપડું હોય તો સાથે સહેજ કોફી ભેળવા ગુલીનું પાંણી ભેળવું તેમાં ભેળાશે. કાંજીનાં ગરમ પાણીમાં બોળવાથી જુનું ઝાંખુ સોજું થશે.

**કાંજીને હાર આપતી વખતે** સહેજ નીમક ભેળેલું હશે તો ઘણા પવનમાં કપડાં સુકવતી વખતે કાંજી કપડાં પર વળગી રહેશે.

**કફ, કૉલર કડક બનાવવા** સ્ટાર્ચ ત્રણ ચમચા ઠંડા પાંણીમાં ઘટ પેસ્ટ બનાવી રાખી, એક પ્યાલાં ગરમ પાંણીમાં એક ચમચી ટંકણખાર ને એક ચમચી સ્ટાર્ચમાં બધું મેળવી નાંખાને તેમાં કફ કૉલર બોળી કાઢી સુકાયા પછી સોજાં કપડાં વડે તેને લુછી નાખાને અસ્ત્રી કરવી. જોઇએ તો ઉપલી મેળવણીમાં થોડું ગુંદરનું પાંણી ભેળવું. વધુ આગલ મલશે.

**ગુલીનું પાણી કરવા એક** ચમચી ગુલીની ભુકી એક પ્યાલાં ઠંડાં પાંણીમાં **ભેળવી,** જોઇએ તો એક ચમચી ઑકઝેલીક ઍસીડ કે સોડાખાર ભેળીને એક ભરેલી બાલદી પાંણીમાં રેડીને કપડાં બોળવા વરસાદનાં પાંણીમાં વધુ સારી થશે. ઍસીડ વાપરતી વખતે સંભાળવું.

ગુલીનાં બૉલ પણ આવે છે તેને કપડાંની થેલીમાં બાંધીને છેલ્લા વીછરવાનાં પાંણીમાં નાખવાથી સહેજ રંગ આવશે અને કપડાં ઘણાં ભ્લુ થતાં નથી. ગુલીનુ પાંણી ખુલ્લા આસમાંની રંગતું જોઇએ.

## કપડાંને પૉલીશ કરવા.

**૧૩૫.—ખમીસ તથા કૉલર** વિગેરેને ચળક આપવા નીચલી મેળવણી તૈયાર રાખી તેમાં બોળવા પછી અસ્ત્રી કરવી. ખળખળતું પાણી એક પાઇંટમાં સફેદ ગુંદર એક ઔંસ પીગળાવી તે ઉપરનું નીતર્યું પાણી કાઢી લઇ તેમાં એક મોટો ચમચો સ્ટાર્ચ મેળવી સીસીમાં ભરી રાખી ખપ પડે ત્યારે વાપરવું. જોઇએ તો એક મોટો ચમચો ભરીને નીમક એક પાઈંટ જેટલી સ્ટાર્ચની કાંજીમાં ભેળવું.

ઘણાં કડક **બનાવવાં** હોય તો ઉપલીજ મેળવણીમાં એક ચમચી બ્રેંન્ડી ને સફેદ મીણના ટુકડો ભેળી નાંખવોઃ હાર આપવાની રીતમાં પણ લખેલું છે. અસ્ત્રી કીધા પછી તાપ આગળ યા તડકે મુકવાં.

આરરૂટની કાંજીમાં ટંકણખાર ભેળવાથી પણ સારી ચમક આપશે.

ગુંદર ( Gum Arabic ) ની ભુકી પોણો ઔંસ, સ્ટાર્ચ બે ઔંસ, ટંકણખાર એક ઔંસ અને સફેદ મીણ દોઢ ઔંસ ભેળી લેવું.

ઘઉંનાં દુધની કાંજી બનાવી તેમાં કૉલર તથા કફ ધોયલા બોળી કાઢી સુકાય ને અસ્ત્રી કરવાથી કડક થશે. કાંજી નહિ હોય તો કપડાં નીચવ્યા વગર પાણી સાથ સુકાવા નાખેલા પોતીકી મેલે કડક થશે.

કૉલરો ધોતી વખતે વચમાંના સાંધામાંનો મેલ કે ચીકાશ નીકળે નહિં તો નાના બ્રશ વડે તે પર સાબુનું પાણી લઇ ઘસવો.

## કપડાને અસ્ત્રી કરવી તથા તે સાફ રાખવી.

**૧૩૬.—અસ્ત્રી કરવાની ટેબ્લ** પર જાડું ગરમ કે **સુતરાઉ** કપડાંનું પડ કીધા **પછી** કપડાંને અસ્ત્રી કરવા મુકવાં; કોઇબી ઝીણાં બારીક કપડાં પર બીજું કપડું યા કાગળ સફેદ ઢાંકીને ફેરવવી, તેમજ ઉનના ગુઠેલાં કપડાં પર ઘણી ગરમ અસ્ત્રી ફેરવવી નહિં. દુચાયલો ભાગ આપણી પાસે રાખી અસ્ત્રી કાઘેલા સાંમે ખસેદતા જવું.

કપડાં થોડાંક ભીનાયલાં હોય ત્યારે સરખાં રાખીને અસ્ત્રી મારવી, તદ્દન સુકાં પર કરવાથી સફાઇ આવતી નથી, દુચાયલું અથવા સલ કપડાં પર પડેલા નીકળે નહિં તો બાજું સુતરાઉ કપડું પાંણીમાં ભીનવી તે પર ઢાંકીને અસ્ત્રી ફેરવ્યાથી થશે. સુકાયલું લાગે તો હાથે તે પર પાંણી છાંટવું અથવા સીસીમાં પાણી ભરી તે પર કોલોન-

વૉટર છાંટવાનો પેચનો બુચ આવે છે તે પોઇને તે વડે કપડાં પર પાણી સરખુ છંટાય છે, જોઇએ તો સંચામાં તેલ નાખવાની ગળણીમાં પાણી લઇ તેની નાની નળી વડે નાંખવું. અથવા સોજે બશ ઠંડા પાંણીમાં બોળી તેને છાંટવું.

ઘણું જાડું કપડું તદન સુકાઇને કડક થઇ ગયલું હોય તો અસ્ત્રી મારવા આગમચ પુરતું ગરમ પાણી છાંટીને બીજાં સુકાં કપડાં વિંટાળી રાખવાથી નરમ થાય ને અસ્ત્રી કરવી.

અસ્ત્રીનું તળીઉં પહેલું નુછી સાફ કરવું કે કપડાં પર ડાઘો પડે નહિ, ફ્લેનલનું કપડું સુકું અથવા ભીના વડે નુછવી, જોઇએ તો સાથે સાબુ લેવો. ન્યુસ પેપર પર કેરોસીન તેલ છાંટી ઘસીને નુછવું.

પાટીઆંના ટુકડા પર નીમક નાખી ઘસવું અથવા લાંકડાંનો વહેર કે રેતી કાગળ પર નાખીને તળીઉં ઘસવાથી સફાઇનું થાય છે. કાંજીને વળગે નહિ માટે તળીઆં પર મસલીનમાં મીણ બાંધી ઘસવું અથવા કાંજીમાં સહેજ ગ્લસરીન ભેળવું.

તળીઉં કીટાય નહિ તેમ રાખવા સોડા બાઇકાર્બ લગાડી રાખવો, જોઇએ તો વેસલીન પાતલું લગાડવું.

મીણબત્તીનો ટુકડો કપડાંના પડમાં મુકીને ગરમ અસ્ત્રી પર ઘસવો; પૉલીશનાં કાગળ વડે ઘસવાથી પણ કાટ નીકળે છે.

જે અસ્ત્રીમાં લોખંડનો ટુકડો ગરમ કરી મુકવામાં આવે છે તે જો ઘણો જુનો થઇ ગયલો જલદી ગરમ નહિ થાય તો આતશમાં મુકી ગરમ થાય ને ઠંડા પાંણીમાં તુરત બોલી દેવો, પછી સુકો થાય ને પાછો ગરંમ કરેલો જલડી તાતી જશે.

ચાયના સીલ્ક ને અસ્ત્રીકરતી વખતે આડું અવાર નવાર ખેંચ્યાથી કઝ્ઝથતું નથી.

કપડાંને કડક ને ચલકટું કરવા સાબુનાં પાણીમાં સ્ટાર્ચ થોડી ભેલી ઘણી ગરમ અસ્ત્રી કરતી વખતે છાતવી, તળીઆંને વળગતું નથી.

ખમીસ, ને પહેલાં કૉલરની પટી તથા કફ વિગેરે પર ઘણી ગરમ અસ્ત્રી ફેરવ્યા પછી છેલ્લી પીથ તથા બીજા ભાગો ઉપર મારવી. કૉલરને પૉલીશ કરવા લોખંડનો કાંદો તેવા ઘાટનો આવે છે.

શર્ટના કફ ચુ થાયલા પર અસ્ત્રી કરી સોજું મીણ ઘસી પાછી અસ્ત્રી ફેરવ્યાથી માલમ પડશે નહિ.

સુકવ્યા વગરનું ભીનું કપડું તુરતજ અસ્ત્રી કરવું હોય તો જાડા ટરકીશ ટુવાલમાં વીંટાળવાથી જલડી પાંણી ચુશી લે ને અસ્ત્રી કરવી.

જોરજેટ રેશમી કે સુતરાઉ બારીક કપડું પણ એ રીતે વિંટાળવાથી નરમ રહી તે પર સારી રીતે અસ્ત્રી થશે, ત્યાર પછી ભીનું લાગે તો સુકાવા દેવું.

ટક ( Tuck ) મારેલાં કપડાંને ઉંધી બાજુ પર અસ્ત્રી ફેરવ્યાથી ટકની લાઇનો સરખી રહેશે.

ભરતકામ સાથનું કપડું જાડા ટરકીશ તુવાલના પડમાં મુકીને અસ્ત્રી ફેરવ્યાથી ભરત ચુંથાઇ જતું નથી.

**રેશમી કપડાં પર અસ્રી** ફેરવતી વખતે સફેદ કાગળ યા કપડું ઉપર મુકયા પછી મારવી, ઘણી ગરમ પણ લેવી નહિ.

**મખમલને અસ્રી કરવા** અસ્રીને વાંકી મુકી તેના તળીયાં પર મખમલને ઉંધી બાજુ દાબીને ફેરવ્યા કીધાથી સરખી થઇ રૂંવાટી પણ ઉભી થશે.

બદીઆનનાં બટન ટાંકેલી પટી ઉપર અસ્રી મારતી વખતે ટરકીશ ટુવાલ ઢાંકીને ફેરવ્યાથી બટનનો છાપ કપડા પર પડતો નથી.

**ગરમ કોટ પાટલુન** વિગેરે પર થોડો વખતે અસ્રી માર્યાથી પુગ મેલ યા ઉંધઇ લાગેલી ગરમથી નીકલી જશે. દુચાયલાં હોય તો સહેજ ભીનું બીજું કપડું તે પર ઢાંકીને અસ્રી મારવાથી સોજાં દીશે છે.

**ઉનની ગુંઠેલી શૅાલને** કપડાંના પડમાં મુકી પુકી અસ્રી મારવી અથવા કુંદી કરવી.

**દોરાની ગુંઠેલી લેસને** પાટીઆં પર જાડાં કપડાંનું પડ નરમ કરીને ટાંચણીએ લેસ સરખી ગોઠવ્યા પછી અસ્રી દાબીને મારવી.

**ટેબ્લ નૅપકીન** ઉપર બંને બાજુ ભાર મુકીને અસ્રી ફેરવી ઘડી વાળતાં દરેક પડ પર અસ્રી મારતાં જવું.

**ઇલેકટ્રીક અસ્રી** ઘણી ગરમ થયા પછી તેના જોડેલા પ્લગ ( Plug ) માંથી કાઢી નાખી વાપર્યાથી ઇલેકટ્રીસીટી ઝાઝી ખપશે નહિ એ વાપરવા માટે સગવડ ભરેલી છે. બનતાં સુધી પાટીઆં પર ઉભું રહવું જમીન પર ઉભું રહેવાથી કોઇ વખત વીજળીનો ઝટકો લાગશે.

**અસ્રી ગરમ રાખવા** ઍસ્બૅસ્ટૅાસનું જાડું પડ કરી તે પર અથવા લાલ ઈટ પર ગરમ અસ્રી મુકેલી જલદી ઠંડી પડશે નહિ, જોઇએ તો મોટું વાસણ તે પર ઉંધું ઢાંકવું. હમેશા છેલ્લાં ધોયલાં કપડાં નીચે રાખી તે આગમચના પહેરવાથી ઘણી વખત ધોવાઇને ફાડતાં નથી.

## દુચાયલાં કપડાં સરખાં કરવાં.

૧૩૭.—**પાટલુંન દુચાયલાં** અસ્રી કીધા વગર સરખાં રાખવા માટે સહેલી રીત એ છે જે ખાનાં ખાનાંવાલી કબાટ (Chest of Drawers) તેનું ઉપલું ખાનું ઉઘાડી તેમાં એક વેંહત જેટલો પાતલુનનો દબલ કાંધેલો કમર આગલનો ભાગ સરખો નાંખી ખાનું બંધ કરી દેવું, પછી છેક હેથેનું યા વચલું જેબી પાતલુનની લંબાઇને પુગે તે ખાનું ઉઘાડી નીચલો પાયજાવાલો ભાગ તેમા ખોસી દઇ ને પણ ખાનું બંધ કરવું. વચમાંનાં ખાનાં આસતેથી બધાં થોડાં ખેંચી બહાર કાઢવાથી પાટલુંન ખેંચાઇને ટાઇટ થઇ સરખું થાય ને થોડે વખતે બહાર કાઢવું. પ્રેસમાં દાબવાથી પણ અસ્રીની માફક સરખાં થાય છે. તેનાં પડમાં ઢાંકવા માટે ન્યુસપેપરો વાપરવાં. સુતરાઉ કપડું વચમાં મુકયાથી કેટલીક વખત તેની બારીક રૂંવાટી ગરમ કપડાંને વળગી જાયછે.

ડગલાંને ઘડી કરતી વખતે કૉલર વાળેલો ઉભો કરવાથી દુચાશે નહિ. ડગલા કે બદીઆંનો ઘડી વાળેલા કરતાં વાંક વાળી લાકડાની પટીઓ પર ખભામાંથી પોરને

ટાંગવાથી સરખાં રહેશે. સાડીઓને નાની ઘડી વાળવાને બદલે લાકડાની પટીઓ પર સરખી કરી બેવડી નાખી કબાટમાં ટાંગવાથી દુચાતી નથી.

દુચાયલાં અથવા પેટીમાં પૅક કીધેલાં કપડાં કાઢી પખોડી ગરમ ઓરડામાં આખી રાત ટાંગી રાખવા પછી અસ્ત્રી કરવાં અથવા નાહવાની મોરીમાંના ગરમ પાણીના નળો છોડવાથી અથવા ટબમાં ગરમ પાણી ભરી તેમાંની ગરમ વરાળ બહાર નીકળવા ત્યારે બારણાં બંધ રાખવાથી દુચાયલાં કપડાં પર ભીનાશ આવે ને તેપર ઠંડી અસ્ત્રી કરવી.

**રેશમી ક્રેપ યા જોરજેટ દુચાયલી** હોય તેને ગરમ પાણીમાંથી વરાળ નીકળતી હોય તેપર ધરવું, પહોળાં મોઢાંના જગમાં પાણી રેડી ઉપર કપડું સરખું ખેંચીને પકડી વરાળ લાગવાથી સરખું થતું જાય ત્યાં સુધી બધું ધીરે ધીરે સેરવીને પકડી રાખવું; અથવા સ્પંજ વડે ગુંદરનું પાતળું પાણી લગાડી સુકાયા પછી ગરમ કપડાંની વચ્ચે મુકી અસ્ત્રી મારવી. દુધ ને પાણી ભેળી થોડો સરસ નાખી ચુલે ઊકાળી તેમાં ક્રેપ બોળી સુકવવી.

**ક્રેપ અથવા બીજું ઝીણું કપડું હુવાયલું** યા વરસાદથી ભીનાયલું સરખું કરવા સંભાળથી ખેંચીને પલંગનાં ગોદડાં ઉપર બધે છેડે ટાંચણીઓ ખોશી સરખું સુકાય ત્યાં સુધી રહેવા દેવું.

**રેશમી કપડાં સાફ કરવા** માટે બ્રશને બદલે થખમલના ટુકડાએ લુછવાથી ઘસાતાં નથી.

---

## પ્રકરણ ૧૮.

---

## કપડાંને પાણીથી ધોવા વગર સાફ કરવા સુતરાઊ ગરમ રેશમી વિગેરેને ( ડ્રાઇ કલીનીંગ. )

---

૧૩૮.—**ડ્રાઇ કલીન** ( Dry Clean ) કરવા નીચલી રીતો છે, બીજી રીતો આગલ ડાઘો કાઢવામાં આપેલું મળશે, કેટલાંક કપડાં ધોવાથી બગડી જાય તેને માટે, સાધારણ ચીજો જેવી કે આટો, શુલું, ઠંડું યા ગરમ લેવું; ફુલર્સ અર્થ ( Fuller's Earth ) નામની ભુકીની સાથે સ્ટાર્ચનો પાઉડર ભેળી વાપરવો; સોજો ચાક ( French Chalk ) પણ મેલાં કપડાં પર છાંટી રાખવાથી મેલ નીકળશે, મેગનીશીઆ લેવો, પાંઊનો ગર ડાઘા પર ઘસવાથી સાફ થશે, ઉપલાંમાંની કોઇબી ચીજ મેલાં કપડાં પર સંભાળીને ફ્લેનલ કે સાદાં કપડાં પર લઇને ઘસવી. મેલ નીકલ્યા પછી સોજાં કપડાંએ લુછવું.

**ડ્રાઇ કલીન પાઉડર બનાવવા** ગુંદરની બારીક ભુકી, સોડા બાઇકાર્બ અને ઝીંક ઑક્સાઇડ ( Zinc Oxide ) નામની ભુકી ત્રણે સરખાં વજનનું લેઇને કપડાંપર છાંટી ઘસવાથી સાફ થશે.

**ડગલાનો કોલર પરસેવાથી ખરાબ થયલો** એ ભુકી શેમોઆ લેધર પર લઇને ઘસવાથી સોજો થાય છે છેલ્લે બ્રશ મારવો, ઘઉંના આટાને પેત્રોલમાં મેળવી કહણુ ગોળા કરી સુકાયને તેનો બારીક પાઉડર કરી ચપટ બુચની સીસીમાં ભરી રાખી કપડાં લેસ વિગેરે સાફ કરવી.

ક્લોરોફૉર્મ ને ઇથર એક એક ઔંસ અને ઍમોનીઆ અઢ ઔંસ ભેળી કાચના બુચની સીસીમાં રાખી ધોઇ નહિ શકાય તેવાં કપડાં પરનો મેલ કાઢવા સ્પંજ વડે લગાડાવાં. સરકાએ પણ સોજુ થશે.

ઍમોનીઆનું પાણી તૈયાર બનાવેલું આવે છે, પણ ઘરઘતુ વપરાસ માટે બનાવવા એક ઔંસ ઍમોનીઆ ( Rock Amonia ) ને એક પાઇંટ પાંણીમાં પીગળાવવું, જોઇએ તો ફુલર્સ અર્થ તેમાં ભેળવી.

**કોલર ચીકણોને** ચળકટો સાફ કરવા સરકો કપડાંએ લગાડવો, રેશમી કપડાં પર મેગનીશીઆની ભુકી ફ્લેનલે ઘસવી.

**કાચા રંગની છીંટ ક્રેટોન** વિગેરે સાફ કરવા ઠંડું કે ગરમ થુલું ઘસવું અથવા તો સાથે તેટલાંજ વજનની ચાકની ભુકી, ગરમ નીમક સર્વે ભેળી વાપરવું.

**ટેપેસ્ત્રી** પરનાં ડાઘો પેત્રોલમાં કપડું બોળી નીચવી સંભાળથી ઘસીને બીજાં સોજાં કપડાંને પાણીમાં બોળી લુછી નાખવાથી જશે.

**લોહીના ડાઘ** પર સ્ટાર્ચને પાણીમાં ભીનવી લગાડી સુકાયને બ્રશ મારવો.

## સુતરાઉ કપડાં તથા પડદા સાફ કરવા.

**૧૩૯—કોરસેટ** ( Corset ) પહેરવા માટેની જાડાં કપડાંની બોન્સ તથા પટીઓ મુકેલી મેલી થયલી સાફ કરવા મેગનીશીઆ, ટાલ્ક પાઉડર ને ફુલર્સ અર્થ સર્વેને ઍમોનીઆ સાથ મેળવી ઘટ પેસ્ટ જેવું બનાવી કોરસેટ પર લગાડીને તેને બીજાં કપડાંમાં વીંટાળી બે દિવસ રાખ્યા પછી તે પર બ્રશ મારવો. ડાઘા રહી ગયલા હોય તો ફરીથી લગાડવું. બૅનઝાઇન લગાડયાથી પણ ડાઘો નીકળશે.

**રંગીન પડદા** માટે થુલાંનું પાણી અથવા તો ગરમ સરકા ને પાણીમાં સ્પંજ બોળીને બંને બાજુએ લગાડીને સાફ કરવા પછી સુકાં કપડાંએ લુછી નાખવા.

પાઇપ કલે અથવા પીળી ઇંટની બારીક ભુકી લઇને ફ્લેનલ અથવા નરમ બ્રશ વડે ઘસવાથી રંગીન કપડાંના પડદા સાફ થશે. ધોવા માટે પાછળ આપ્યું છે.

**મેલ કાઢવા** પાંઊનો ગર અથવા ઘહુંના આટાને પાણીમાં નાખી ઘટ ગોળા વાળીને દાબીને ઘસવું મેલ તે પર આવે ને ફેરવીને સોજો ભાગ લેવો, ઘેરા રંગના પડદા સારૂ ગરમ થુલું સુકું ઘસવું.

**કંતાંન અથવા હોલંડના પડદાને** ઉપર લખેલી રંગીન પડદાની રીતે સાફ કરવા. વૉટર પ્રુફ બનાવવા કપડાંના પ્રયોગમાંથી મળશે. જાડા પડદાને બારી પર ઉતારેલા પવનથી ઊડી જતા અટકાવવા નીચલા બંને છેડાઓ પર તથા અધવચમાં જાડી ટેપનું ગારીઉ (લુપ) જેવું ટાંકીને બારીની બરસાકમાં હુક ફેરવી તેમાં પોવા.

મોટા લાંબા પડદાઓને અધવચે પાતલી લાકડીઓને છુટી એકુ બે લઈ પડદાને છેડે ટેપ ટાંકી લાકડી તેમાંથી એક નાંકેથી બીજા નાકાં સુધી પહોળાઈમાં પુગે તેમ પોઇને બારી કે ભીંતમાં હુક અથવા ખીલા મારી બાંધી લેવાથી પણ ઉડતા અટકે છે.

**વરસાદના ઓવરકોટ વૉટર પ્રુફના ડાઘ સાફ કરવા** યુકેલીપતસનું તેલ કપડાં વડે લગાડવું. ધોવા માટે પાછળ જુવો.

**સફેદ કપડું ધોઇ નહિ શકાય તેના ડાઘો કાઢવા** ચોખાનો આટો બીજા કપડાં વડે ઘસીને સાફ કરવા પછી તે પર બ્રશ મારવો.

**મખમલના ડાઘો કાઢવા** ટરપીનટાઇન નરમ કપડાં વડે લગાડવું. કપડું મેલું થાય ને પાછું તે બદલતાં જવું.

**ટેપેસ્ટ્રી** કોચ પર જડેલી મેલી થયેલી પાણીમાં થોડાં ટીપાં સરકોને ટંકણ ખાર મેળવી ચામડાંના ટુકડા તેમાં બોળી નુછવું.

**ચીકાશના ડાઘ** પર બીડીની રાખ લગાડી નુછવા.

## ગરમ તથા ગુંઠેલાં કપડાં, ફ્લેનલ વિગેરે.

**૧૪૦—ગરમ કપડાં પરના ડાઘો કાઢવા** સરકો, પેટ્રોલ, એમોનીઆ, દારૂનો અર્ક, અથવા બૅનઝાઇન કંઇ પણ લગાડયાથી નીકળશે, આતશ નજદીક જવું નહિ. પેટ્રોલ અથવા બીજી કોઇબી ચીજ લગાડયા પછી ડાઘને ફરતી કીનારી પર ચકરડું પડી રહે તો ખળખળતાં પાણીની કીટલી ચુહલા પરથી ઉતારી દુર લઇ જઇ તેની વરાળ ઉપર તે કપડું ધરવાથી તે ફરતું ચકરડું નીકળી જાય છે.

**સકલાત પરના ડાઘ** સ્પીરીટ, ટરપીંનટાઇન ને દારૂનો અર્ક અર્ધી ચમચીમાં થોડી પાઇપ કલે ભેળીને લગાડી સુકાયા પછી બીજા ગરમ કપડાંના ટુકડાએ નુછવું. ત્વીદના ગરમ કપડાંના ડાઘને ભીનવી તે ઊપર ચાક ઘસી સુકાયને બ્રશ મારવો.

**ફ્લેનલ અસ્ત્રીનાં તળીઆંથી દાઝેલા ડાઘ** સારા કાંદાને અર્ધો કાપી અંદરની બાજુ ઘસવાથી નીકળશે, કાંદાનો વાસ કાઢવા ફુકાં પાણીમાં કપડું બોળી નુછવું. લીંબુ લગાડી તડકે સુકવું, ચીકાશના ડાઘ પર ફ્રેન્ચ ચાક છાટી સહેજ તાપ લગાડવો.

**પરસેવાના ડાઘો સુતરાઉ તથા રેશમી કપડાંપરથી કાઢવા** ઍમોનીઆમાં સ્પંજ બોળીને નુછયા પછી થોડો વખત તડકે મુકવું, નહિ નીકળે તો ગંધકના તેજાબ ( Sulphuric Acid ) નાં થોડાં ટીપાં એક વાઇન ગ્લાસ પાણીમાં નાંખી લાકડાંની પટી વડે ડાઘો પર ઘસીને લગાડી તુરત ધોઇ નાખવું, હાથ ઍસીડથી દાઝે નહિ તેની સંભાળ રાખવી, હાઇડ્રોજન પર ઑક્ષાઇડ એક ભાગ, દશ ભાગ પાણી સાથે ભેળા કપડાંએ નુંછવું.

**બદીઆનની બગળમાંના પરસેવાના ડાઘ** નીચે જાડાં કપડાંનો ટુચો અંદરની બાજુ મુકી બહારથી તે પર પાણી થોડું છાંટવું અથવા નરમ કપડું પાણીમાં બોળી બધે લગાડીને તડકે સુકાયને પાછું પાણી લગાડવું ડાઘ નીકળે ત્યાં સુધી બે ચાર વખત કરવા, સોડા બાઇકાર્બ ને પાણીમાં પીગળાવી લગાડવો.

**પરસેવાનો વાસ** ક્લોરાફોર્મએ નીકળશે.

**ડગલાના કૉલર સાફ કરવા** બે ચમચા પાણીમાં તેટલોજ ઍમોનીઆ ભેળી તેમાં થોડું સાબુનું ફીણુ નાખી સ્પંજ બોળીને ઘસવું. જોઇએ તો સાથે થોડું નીમક લેવું. સુકાયલો મેલ બુઠ્ઠી છરી વડે ઘસવાથી નીકળે ને સોજા પાણીમાં કપડું બોળી લુછવું. સાફ નહિ થાય તો પાછળ લખેલો ડ્રાઇ કલીન કરવાનો પાઉડર જોઇએ તો તે વાપરવો. કાચા બટેટા ખમણી પાણીમા ભીનવી રાખી તે પાણી લગાડવું. સરકાએ પણ સાફ થશે.

**રંગીન ફ્લેનલ પરથી સફેદ ડાઘો** માટે ગ્લીસરીન અને ઇંડાંની દાળ સરખ વજનની લઇને મેળવી અર્ધો કલાક રહેવા દઇ સોજા પાણીએ લુછવુ અથવા ધોઇ નાખવું.

**ઘાસના ડાઘો** પર દારૂનો અર્ક અથવા ઇથર લગાડયાથી નીકળશે.

**રંગ ચીકાશના અથવા મીણના ડાઘો** પડે તો તુરંત ફ્રેન્ચ ચૉક, આટો, સ્ટાર્ચ, ફુલર્સ અર્થ, ચાક, મેગનેશીઆ, એવી કોઇબી ચીજ છાંટવાથી ચીકાસ ચુશી લઇને પખોડી નાખી બ્રશ મારવો. યુકેલીપતસ તેલ ગ્લીસરીન, ઇથર, ઍમોનીઆ, બૅનઝાઇન કંઇ પણ લગાડવાથી ચીકાશના ડાઘો નીકળી જશે. આતસ નજદીક નહિ જવું.

**તેલના** ડાઘ પર કપડાં વડે ટરપીંનટાઇન લગાડી સુકાવા દેવું.

**સફેદ ફ્લેનલ અથવા આલપાકા સાફ કરવા** ચોખાના આટામાં સુકું કપડું બોળીને આટો વળગેલો ડાઘ પર ઘસવા.

સફેદ ફ્લેનલને સાફ કરવા મેગનીશીઆની ભુકી બૅનઝાઇનમાં મેળવીને સુતરાઉ કપડાં વડે લગાડયા પછી બ્રશે ધીરેથી ઘસવું સોજુ દીશે ત્યાં સુધી.

**લોહીના** ડાઘો ઠંડાં પાંણીમાં બોળવું તે પર સ્ટાર્ચની ભુકી પાંણીમાં ઘટ કરી લગાડયા પછી સુકાયને બ્રશ મારવાથી ગરમ કપડું સાફ થશે.

**મેસના** ડાઘ પર પહેલાં ફુંક મારી ઊડાર્યા પછી અલગો બ્રશ મારીને ફુલર્સ અર્થની ભુકી છાંટવાથી ડાઘો નીકળે છે.

**બુટની કાળી પૉલીશના** ડાઘ કાઢવા ગરમ અથવા રેશમી કપડા પરથી ટરપીંનટાઇન લગાડવું, પીળી માટે દારૂનો અર્ક લગાડવો.

**ગરમ કપડાં સોજા કરવા** બ્રશ મારીને ધુળ કાઢી ટંકણખારનું ગરમ પાણી બનાવી કાળાં જુનાં સ્ટૉકીંગ વડે આખાં કપડાં પર ઘસીને લગાડવું, અથવા તો ઍમોનીઆ અને કોફી ભેળી ઘસ્યા પછી ઠંડા પાંણીમાં સુતરાઉ કપડું ભીનવીને પાંથરી તે પર ગરમ અસ્ત્રી કપડું સુકાય ત્યાં વેર ફેરવવી.

ગરમ કે સુતરાઉ પહેરેલાં કપડાં ઊંચાં કરતી વખતે બ્રશ મારી ધુળ કાઢવાથી સોજા રહે છે.

**ઉનનાં ગુંદેલાં કપડાં સાફ કરવા** મેગ્નેશિઆની ભુકી સુકી છાંટવી અથવા પાંણીમાં ઘટ બનાવી તે ડાઘો ઉપર લગાડી થોડા દિવસ રહેવા દઇ સુકાઇ ગયેલું બ્રશ વડે પખોડીને સાફ કરવું.

## રેશમનું ભરત સાફ કરવું, રેશમી કપડાંના ડાઘો કાઢવા, તથા લેસ સાફ કરવી.

**૧૪૧.**—ફ્રેન્ચ ચૉક ( French Chalk ) ને દારૂના અર્કમાં ઘટ મેળવી મેલી ચીજ પર તેનું પડ લગાડી સફેદ સોજું બારીક કપડું ઉપર ઢાંકી ગોળ વીંટાળી થોડા દિવસ બંધ જગ્યામાં રાખવા પછી દારૂનો અર્ક ઉડી જઇ સુકું લાગે ને બહાર કાઢી ચાક પખોડી બ્રશ મારવો.

**શીફોન અથવા ઝીણું રેશમી કપડું સાફ કરવું,** બીજાં બારીક સફેદ કપડાંપર પાંથરીને ચોખાનો આટો ને ટંકણખારની ભુકી એક સરખાં વજનની ભેળી તે પર છાંટી આખી રાત રેહવા દઇ બીજે દિવસે સંભાળીને પખોડી કાઢી નરમ બ્રશ મારવો, અથવા તો સ્ટાર્ચ, ફુલર્સ અર્થ ને ગ્લીસરીન ભેળી ને લગાડી સુકાયા પછી બ્રશ મારવાથી બારીક કપડાંના ડાઘો નીકળે છે. કાળાં, રેશમી કપડાં પર કોફીનું ગાળેલું પાણી સ્પંજ વડે લગાડી સુકાયને અસ્ત્રી કરવી.

**શાહીના ડાઘો** ગરમ અથવા સુતરાઊ કપડાં પરના કાઢવા બ્લોટીંગ પેપરને ઑાક્ઝેલીક ઍસીડનાં પાંણીમાં બોળી સુકાયા પછી તેપર અથવા પાણી સાથ ઍસીડ ભેળી લગાડવી.

શાહીના સુકાઇ ગયલા ડાઘ માટે સ્ટાર્ચનો પાઊડર પાંણીમાં ઘટ કરી લગાડયા પછી સુકાયને બ્રશ મારવો.

**માખીનાં** ડાઘ સાબુનાં પાંણીમાં મેથીલેટેડ સ્પીરીટ થોડી ભેળી લગાડવી.

**કાળી રેશમી ક્રેપ** ઉપર પાણી અથવા બીજા ડાઘ પડેલા હોય તો તે સરખી ટેબલ ઉપર પાંથરી કાળી શાહીમાં પીછી અથવા સ્પંજ બોળીને તે ડાઘ ઉપર લગાડીને જુનાં રેશમી કપડાં વડે લુછી નાખવાથી કાળાં ઢાંભાં જણાશે નહિ.

**રેશમી રૂમાલ અથવા સ્ટૉકીંગ ઉપરથી ચીકાશના** ડાઘ કાઢવા વિહસ્કી અથવા જીન દારૂ સ્પંજ વડે લગાડવો.

કાદવના ડાઘ પર પટેટા બાફેલાનું પાણી લગાડવું, અથવા કાચો પટેટો કાપીને ઘસવો.

**રેશમી રંગીન કપડાંના ડાઘો** પર પટેટાને ખમણી તેમાં પાણી રેડી થોડો વખત રાખી મુકી તે પરનું ચોકખું પાણી કાઢી લઇ સ્પંજમાં બોળીને લગાડવાથી સાફ થાય ને સોજ્જાં પાણીથી લુછી નાંખી સહેજ સુકાવા આવે ને ઉંધી બાજુ ઉપર ફુકકી અસ્ત્રી મારવી. રંગીન કપડા પરના કોઇપણ જાતના ડાઘો ઉપર ક્લોરોફોર્મ અથવા દારૂનો અર્ક લગાડવાથી રંગ ખરાબ થતો નથી. ખુરશીની રેશમી લાઇનીંગ સાફ કરવા સુકુ થુલું સંભાળીને બીજાં કપડાં વડે ઘસવું

**લોખંડના ડાઘ** કાઢવા લીંબુનો રસ ને નીમક ભેળી ઘસવું. પાઇપ કલે ભુકી લગાડયાથી પણ સાફ થશે; સાઇટ્રીક ઍસીડ લગાડી તેપર નીમક છાંટી તડકે મુકવું. ફુગના ડાઘ પણ એ રીતે નીકળે છે.

બીજા કોઇ પણ જાતના ડાઘો બૅન્ઝાઇન અથવા પેટ્રોલ લગાડવાથી પણ જશે, સફેદ તથા રંગીન કપડાં પર મેગનીશીઆની ભુકી છાંટીને કપડું ગોળ વીટાલી રાખવાથી થોડા ડાઘો પડેલા હશે તો સાફ થશે.

**ગ્રીસના ડાઘ** કલોરોફૉર્મ અથવા પેટ્રોલ સ્પંજ વડે લગાડવાથી નીકળે છે, નીચે કપડું પાંથરવું તે મેલું થાય ને બદલતાં જવું.

**ગુંદર અથવા સરસના ડાઘો** પર સરકો ને પાણી ભેળી લગાડવું.

**૧૪૨.—લેસ સોજી બારીક મેલી થયલીને** સફેદ સોજાં કાગળ ઉપર પાંથરીને બારીક ચાકની અથવા મેગ્નેશિઆની ભુકી છાંટવી, પાછું ઉપર સોજ્જું સફેદ કાગળ ઢાંકવું. એ મુજબ લાંબો ટુકડો હોય તો દરેક પડમાં ભુકી છાંટી કાગળ મુકતાં જવું. પછી તેને ચોપડીનાં પડમાં અથવા તો કોઇ હલકાં વજનથી દબાવી રાખવી. બે ત્રણ દિવસે કાઢીને તે ઉપરની ભુકી પખોડી નાખવાથી તે સાફ થશે.

**પોઇંટ લેસ** ( Point Lace ) બારીક ગુંઠણની સાફ કરવા કોઇ ચીજની ઉપર છુટી લટકતી ટાંગીને પીછી વડે સાબુનું ગરમ પાણીમાં ફીણ બનાવી બંને બાજુ ઉપર લગાડવું, પછી સોજાં પાણીમાં થોડી ફટકડી પીગળાવી તેની ઉપર રેડવાથી સાબુનું ફીણુ ધોવાઈ જશે. લાર આપવા માટે કાંજીનું પાતળું પાણી ઉલટી બાજુએ લગાડી કપડાંનું પડ મુકી અસ્ત્રી કરવી. મેલી રીબન લેસ એ મુજબ સાફ થશે.

**લેસનો મેલ** કાઢવા અબરકનો પાઉડર ( Talcum Powder ) ને પાણીમાં ઘટ મેળવી લેસ પર તેનું જાડું પડ કરી સુકાઇને કડણુ થતા પછી પખોડી બ્રશ મારવાથી દરેક ખાંચામાંનો મેલ નીકળશે. આટોને પેટ્રોલના ગોળાવાલી સુકાયને તેની બારીક ભુકી કરી વાપરવી.

## જરીનું ભરત તથા કસબની લેસો વિગેરે.

**૧૪૩.—જરીનું કસબી ભરેલું ઝાંખું પડેલું** સાફ કરવા દારૂનો અર્ક અથવા સ્પીરીટ ઑફ વાઇન ઠંડો અથવા ગરમ કરી પીછી વડે લગાડવાથી ચળકશે. કપડું કે પીછી પેટ્રોલમાં બોળીને સાફ કરવું.

**ટીલીનું ભરત સાફ કરવા** ફુલર્સ અર્થ કે મેગનીશીઆ તે પર છાંટીને નાના દાંતના બ્રશ વડે આસ્તેથી ઘસ્યાથી સોજું થશે: વાસી પાંઊને ભુંજી કકરૂં થાય ને કસબી ભરેલાં ઉપર મુકી હથેલી વડે દાબી બારીક ભુકો કરી સંભાળી ભરત પર ઘસીને પછી ઉલટી બાજુથી પખોડી ને નરમ બ્રશ વડે પાંઊની ભુકી રહેલી કાઢવી.

**વણાટનો કસબ, કીનખાબ, ફીટ, લેસ ગુંઠેલી** વિગેરે સાફ કરવા સારૂં મેગનીસીઆ ગરમ કરી ઘસવો, અથવા તો પાંઊના ગરનો ભુકો કરી સોનું કે રૂપું સાફ કરવાનો પાઊડર સાથ ભેળી સંભાળથી ઉપલી કોઇબી ખરાબ થયલી ચીજ ઉપર ઘસીને નરમ ફ્લેનલ વડે બધું લુછી નાખવું, છેલ્લે મખમલના ટુકડાએ લુછવાથી સોજું થશે. ફટકડીની ઘણી બારીક ભુકી નરમ બ્રશ વડે તે પર ઘસવાથી પણ

સોનેરી લેસને ચળકાટ આવશે, જોઇએ તો ફટકડીને બાળી ને તેની ભુકી કરી વાપરવી. ઉંધી બાજુ અસ્ત્રી કરવાથી ઝાંખુ પડેલું ચળકશે.

**કસબી સોનેરી રૂપેરી લેસને** કપડાં પર ટાંકીને નીમકનાં પાણીમાં ચુલે ઉકાળી તેમાંથી કાઢીને કપડાં સાથે સુકવ્યા પછી, મખમલના ટુકડા ઉપર થોડો સ્પીરીટ વાઇન નાખીને તેનાંથી લુછી નાખવી. અથવા પ્લાસ્ટર ઑફ પૅરીસની સફેદ બારીક ભુકી છાંટી બ્રશ વડે ઘસીને સાફ કીધા પછી બૅનઝાઇન કે દારૂનો અર્ક લગાડવો, અથવા તેમાં હળદર અર્ધી ચમચી, લાખ દોઢ ચમચી પીગળાવી લાલ રંગ થાય ને પીછીએ લગાડી દુરથી ગરમ અસ્ત્રીનો તાપ બતાવી લુછવુ, સ્પેંગલ્સ પણ એ રીતે સાફ થશે.

## ટોપીઓ ઈંગ્રેજી જાત જાતની સાફ કરવી.

૧૪૪.—ફૅલ્ટનું સફેદ જાડું ગરમ કપડું કોઇબી જાતના ડાઘો તે પરથી કાઢવા સાફ સુકાં પાંઊનો ગર ને નીમક ભેળી અલગે હાથે ઘસવાથી સાફ થશે, પાંઊને બદલે ચોખાનો આટો લેવો. મેગનીશીઆ ચાક સફેદ ફૅલ્ટની ટોપીઓ પર લગાડી થોડો વખત રાખી બ્રશ મારવો. ડાઘ પડેલા ઍમોનીઆ કે બૅનઝાઇનથી નીકળશે અથવા તો ઘણુંજ બારીક પૉલીશનું કાગળ સંભાળીને તે ડાઘ પર ઘસવું. પેટ્રોલ સાથ થુલું ભેળી લેવું.

**બ્રાઉન રંગની** ફૅલ્ટને સાફ કરવા ઍમોનીઆનાં પાંણીમાં બ્રશ બોળીને લગાડી સુકાવા દેવી.

**ખુલ્લા રંગની** ફૅલ્ટ પર ફુલર્સ અર્થ ફ્લેનલ વડે ઘસવી.

**કાળા રંગ** સાફ ઠંડી ચાહેતું પાણી પાંચ ચમચા ને ઍમોનીઆ એક ચમચો ભેળી ફ્લેનલનું કપડું બોળી તે પર લગાડી સુકાવા દેવું.

**વૉટર પ્રુફ** માટે ઊંધી બાજુ કૅનેડા બાલસંમ લગાડવું.

**જુની ફૅલ્ટની દુચાઇ ગયલી અથવા રૂવાંટી દબાઇ** ગયલી ઊભી કરવા માટે કપડું ઠંડાં પાણીમા બોળી નીચવી કાઢી તે પર ઢાંકીને ગરમ અસ્રી કપડું સુકાય ત્યાં વેર ફેરવવી, કપડું કાંઢી લીધાથી રૂવાંટી ઉઠેલી માલમ પડશે. જુની ફૅલ્ટની ચીપો કાપી સરકામા બે કલાક બોળી રાખી શુકાયને બત્તીના કાકડા તરીકે વાપરવી. જુની ટોપી તેલ, પેટ્રોલ ગાળવા માટે પણ વપરાશે.

**સફેદ સાદડીની ટોપી** ઠંડાં પાણીમાં સાબુ પીગળાવી તેમાં બોળીને ધોયા પછી સોજ્જાં પાણીમાં ધોઇ પવનમાં સુકાયને પછી તે પર ઈંડાંની સફેદીનો કફ ચઢાવી કપડા વડે પાતળું લગાડવાથી નવી જેવી થઇ જશે. હાઇડ્રોજન પરઑક્ષાઇડમા ફ્લેનલ બોળીને લગાડવાથી સફેદ સાદડી સોજી થશે, જોઇએ તો પાછું લગાડવું.

**મેલી થએલી** હોય તો ફુલર્સ અર્થ કે મેગ્નેશિઆ છાંટી એક દિવસ રાખીને બ્રશ મારવો અથવા થુલું પાણીમા ભીનવી કઠણુ બ્રશે ઘસીને લગાડી તડકે સુકવી

લઇ તેનાનુ શુદ્ધ કાઢવું. ગંધકની બારીક ભુકીમાં લીંબુનો રસ ભેળી સાદડીની ટોપી આગમચથી પાંણીમાં ભીનવી તે ઉપર ઉપલી મેળવણી નાના દાંતના બ્રશ વડે લગાડયા પછી ઠંડાં પાણીએ ધોવી, ખરોબર ધોવાથી ગંધકની ભુકીનો વાસ રહેશે નહિ. છાયડામાં સુકાવા દેવી, પછી ઉંધી બાજુએ અસ્ત્રી મારવી. જો કુરતી કોર નરમ રહે તો અસ્ત્રી કરવા આગમચ ગુંદરનું પાતળું પાણી સ્પંજ વડે લગાડીને પછી અસ્ત્રી કરવી.

ચીકાશના ડાઘા કાઢવા સહેજ ટરપીનટાઇન, બેનઝાઇન કે હાઇડ્રોજન પર ઓક્ષાઇડ, સ્પીરીટ ઑફ વાઇન ફ્લેનલના ટુકડાએ કંઇભી લગાડવાથી સાફ થાય છે, એ ચાઝોના ડાઘ રહે તો કલોરોફોર્મ તે પર પાછું લગાડવું. લીંબુની ચીર લઇ તે ઉપર ઘસીને સુકવ્યાથી નવી જેવી થશે.

કાળી સાદડી માટે મીઠું તેલ ને કાળી શાહી એક સરખાં વજનની ભેળી વાપરવી.

વારનીશ કાળો સાદડીની ટોપી સારૂ બે ઔંસ સ્પીરીટ ઑફ ટરપીનટાઇનમાં અર્ધો ઔંસ કાળું મીણુ પીગળાવી ગરમ ગરમ નરમ પીછીથી લગાડવું.

---

## પ્રકરણ ૧૯.

## ડાઘો ઘણીક જાતના કાઢવા, સુતરાઉ ગરમ તથા રેશમી કપડાં પરથી.

---

૧૪૫.—ડાઘો કાઢવા માટે નીચલી કેટલીક ચીજો મેળવણીઓ, દવાઓ વિગેરે વપરાય છે. પેટ્રોલ, બેનઝાઇન, એમોનીઆ, દારૂનો અર્ક, પેરેફીન ક્લોરોફોર્મ, મેથીલેટેડ સ્પીરીટ, લાઇસોલ, ટરપીનટાઇન, ઓરેકસ એમોનીઆ, ઇથર, ગ્લીસરીન, નાઇટ્રીક એસીડ, ઑકઝેલીક એસીડ, બ્લીચીંગ પાઊડર, જેવેલ વૉટર પરમેંગનેટ ઑફ પોટેશ, સ્ટાર્ચ ( હાર આપવા માટેની કાંજીનો ભુકો ) લીંબુનો રસ, નીમક ચાક સરકો, પાકાં ટાંમેટાનો રસ, દુધ, ઇંડાંની દાળ, ઑલીવ આઇલ માંખણુ; ચરબી, બળદનો પીત્તો ( Ox Gall, ) સાબુ, ગરમ પાણી, હાઇડ્રોજન પરઑક્ષાસાઇડ વિગેરે.

એમાંની એસીડ તથા દવા કેટલીક વખત સ્પંજ કે કપડાં વડે અમથી ડાઘો પર લગાડાય છે ને કોઇકને પાણી સાથ ભેળવી એક પાઇંટમાં એક ચમચીના સુમારે લેવી. ટંકણખારના પાણીએ પણ ડાઘો નીકળે છે.

ઑકઝેલીક એસીડ એક ઔંસ, પોણાં પ્યાલાં ગરમ પાંણીમાં પીગળાવી વાપરવાં. હાઇડ્રોજન પરઑક્ષાઇડે સાફ કરતી વખતે બે ચાર ટીપાં એમોનીઆ ભેળવો.

**ઍસીડો જલદ વાપરવાની સંભાળ** જેવી કે સલફ્યુરીક, ઍસેટીક, નાઇટ્રીક, કાર્બોલીક, વિગેરે હાથ પગની ચામડીને લાગવાથી દાઝે તેમજ કોઇક આતશ પાસે જવાથી સળગી ઊઠે તે વાપરતી વખતે હમેશાં ધ્યાન રાખવું.

**ડાઘો કાઢવાની રીત** કોઇપણ જાતની દવા સ્પીરીટ કપડાંમાં બોળીને લગાડતી વખતે ડાઘની બહારની કીનારી પરથી ઘસતાં અંદર વચે જેવું, પહેલાં વચમાંથી ઘસવા શરૂ કરવું નહીં. ઍમોનીઆથી ડાઘ કાઢયા પછી રંગ ઝાંખો લાગે તો સરકો ને પાણી ભેળી લગાડવાથી રંગ પાછો સોજો થશે.

**ચાંકાશના ડાઘો પર** ચાક આટો, મેગનીશીઆ, નીમક, થુલુ, ફુલર્સ અર્થ, સ્ટાર્ચ બ્લાટીંગ પેપર, કંઇપણ સુકું અથવા પાંણીમાં મેળવીને વપરાય છે.

**જેવેલ વૉટર** પાછલ આપેલું છે તે વડે સફેદ તથાં સુતરાઉ કપડાંના ડાઘા કાઢતી વખતે પાંણીનાં વાસણ ઉપર ડાઘવાલું કપડું ટાઇટ ધરીને થોડાંક ટીપાં તે મેળવણીમાં નાખીને તુરત કપડું નીચેના પાંણીમાં ડુબાડી દેવું, રંગીન કપડાં માટે એ મેળ-વણીમાં અર્ધું પાણી ભેળવું કારણ કે એમાં બ્લીચીંગ પાઉડર હોવાથી કાચા રંગનું કપડું હશે તો રંગ નીકળી જશે. અંજીરનાં સાત પાંદડાંને એક બાટલી પાંણીમાં ઉકાળી પા ભાગ જેટલું રહે ને ઠંડું પાડી ગાળીને સીસીમાં ભરી રાખી વાપરવું.

**ડાઘો નીકળે નહિ તેવા લાંબા વખતના કાઢવા** સાબુનાં પાંણીમાં ભીનવી તે પર હાર આપવાની કાંજીની ઘટ મેળવણી કરી લગાડીને તડકામાં સુકયા પછી સુકાય કે પાછું તે પર સહેજ પાણી નાખી ભીનવવી ડાઘ નીકળે ત્યાં સુધી એમ કરવું, છેલ્લે બ્રશ વડે સુગરલું ઘસીને પછી સોજાં પાણીએ ધોવું.

**તુરતના ડાઘ** ટંકણખારનાં પાણીએ ધોવાથી સાફ થાય છે, ટેબ્લ કલોથ, નૅપકીન વિગેરેનાં.

## ડાઘો ખોરાકી પાણી ચાહ કૉફી દારૂ વિગેરેનાં.

**૧૪૬.—પાણીના ડાઘવાળાં** કપડાંને પાછું બીજાં ભીનાયલાં કપડાં વડે નુછી નાખી ઊંધી બાજુ પર ગરમ અસ્ત્રી ફેરવવી.

**વરસાદનાં પાંણીનાં ડાઘ** પર સાદાં પાણીનો ભીનાયલો કટકો પાંચરી બીજું સુકું કપડું ઢાંકયા પછી ગરમ અસ્ત્રી ફેરવ્યાથી નીકળશે; છાંટા પડેલા હોય તો તુરત રેશમી રૂમાલ વડે ઘસીને નુછવા.

**દરીઆનાં પાણીના ડાઘ કાઢવા** જો ઘેરા રંગનું કપડું હોય તો તેનેજ મળતા રંગનું બીજું કપડું સરકામાં બોળી તે પર ઘસવાથી સોજું થાય છે. સુતરાઊ કપડાં પર હોય તો ઠંડું પાણી રેડી ખાર નીકળે ને અસ્ત્રી કરવી, રેશમી પરના ડાઘો સુકાયા પછી કપડું ટાઇટ ધરી સંભાળથી બ્રશ મારવો.

**કાળાં કે બ્લુ બ્લૅક કપડાંના ડાઘો પર** કાચો પરેટો કાપીને ઘસવો. અથવા સરકો લગાડવો.

**ચાહ કૉફી, કોકો, ચૅાકલેટ વિગેરેના ડાઘો** માટે નીચેની રીતે છે. ગ્લીસરીન થોડો વખત લગાડી રાખ્યા પછી સાબુ અથવા ચાક ને ગરમ પાણીમાં ભેળી ધોવું, દુધ સાથની કોફીના ડાઘો પણ સુતરાઉ અથવા રેશમી કપડાં પરના જશે. બૅનઝાઇનથીબી નીકળે છે.

સેનીતાસ ( Sanitas ) ને પાણીમાં સરખાં વજનનું ભેળી લગાડવું. લાંબા વખતના ડાઘો પર જીલેટીન પાણીમાં ભીનવી ઘસવું. ખાંડને ઘણી સરખી પાણીમાં પીગળાવી તેમાં કપડું થોડો વખત બોળી રાખીને સોજા પાણીમાં ધોવું: દારૂનો અર્ક અથવા જેવેલ વૉટર લગાડવું. ખાલી વાસણ ઉપર ડાઘવાળું કપડું ટાઇટ ધરીને તે પર કીટલીની ધાર વડે ખળખળતું પાણી રેડયાથી તુરતના પડેલા ડાઘો નીકળી જશે, અથવા સાબુનાં ગરમ પાણીએ ધોવા પછી ગંધકની ધુંઇ કે સળગાવેલી દિવાસલી તે પર ધર્યાથી ચાહ કૉફીના ડાઘો નીકળે છે.

ચાહના ડાઘો પર જીન દારૂમાં કપડું બોળીને લગાડવું. તુરત તે પર ટંકણખાર છાટયા પછી સાબુના પાણીએ ધોવું.

કૉફીના ડાઘ ઇંડાંની દાળમાં થોડું ગરમ દુધ મેળવી લગાડવાથી નીકળે ને પછી ધોઇ નાખવાથી કપડું શોજું થશે. પોટેશ પરમેંગનેટની મેળવણી સફેદ કપડાં પર લગાડવી

**દુધના ડાઘ** ઠંડા પાણીમાં ધોઇને પછી સાબુના પાણીથી ધોવું.

**વાઇન દારૂના દાઘો** કાઢવા નીમકને પાણીમાં ભીનવી તે ડાઘ પર છાંટીને ગરમ પાંણીએ કપડું ધોવું, અથવા તો ખળખળતાં દુધમાં ખરડાયલો ભાગ બોળીને થોડો વખતં રાખવાથી સાફ થાય કે સોજા પાંણીએ ધોવું. બારીક કપડાં પરથી ડાઘો સફેદ સરકાએ જશે.

**પીળા રંગના વાઇનથી** ખરડાયલાં કપડાંને ઠંડાં પાણીમાં ભીનવ્યા પછી ગરમ પાણીએ ધોવાથી સાફ થશે.

**વાઈનના ડાઘ રેશમી કપડાં** ઘેરા રંગનાં પરથી કાઢવા સારૂ ગરમ પાંણીમાં નીમક પીગળાવી રપંજે ઘસવાથી નીકળેછે.

**ટાડોના છાંટા** ગરમ કપડાં પર પડે તો પાંઊનો ગર લઇ તે પર ઘસ્યા પછી ધોવું, નહિ નીકળે તો લીંબુનો રસ ઍમોનીઆ લગાડી ઠંડા પાંણીએ ધોઇ નાખવું.

**લીંબુ અથવા કંઈ પણ ખટાશવાળી ચીજના ડાઘને** પહેલાં પાંણીમાં ભીનવીને તેપર નાઇટ્રીક ઍસીડ સાથે પાંણી ભેળી તેપર ઘસીને લગાડવા પછી શોજા પાણીથી ધોવા.

**ઇંડાંના ડાઘ** વાળું કપડું ઠંડાં પાંણીમાં ભીનવી ગરમ પાણીએ ધોવાથી સાફ થાય છે. જોઇએ તો સાથે સાબુ લેવો. ઇંડાંની દાળના ડાઘ પર ગરમ પાંણી ને દુધ ભેળી લગાડવું, લાબા વખતના હોય તો સાથે થોડો દારૂનો અર્ક લેવો.

**જામ જેલી ગાળવાનાં કપડાંના ડાઘ માટે** પાંણીમાં ઈંડાનાં કોટલાં સાથે ઉકાળવાં, સાબુ મુદ્દલ વાપરવો નહિ.

**ઘાસના** ડાઘો પર ગ્લીસરીન અથવા પૅરેફીન લગાડી એક કલાક રહેવા દઈને સાબુનાં પાણીએ ધોવા. ડાઘ ગરમ ફલેનલનાં કપડાં પરથી કાઢવા સ્પીરીટ ઑફ વાઈન લગાડવો, જરૂર હોય તો પાણીમાં ધોવું; જેવેલ વૉટર જોઈએ તો વાપરવું. એ રીતે કોઈપણ જાતનું સફેદ કપડું પણ સાફ થશે, બૅનઝીન લગાડી ધોવું. ટાર્ટરીક ઍસીડ નીમકના પાણીમાં ભેળીને લગાડી સુકાયને બ્રશ મારવો.

**ફુલના ડાઘ** પર ટાર્ટરીક ઍસીડ લગાડવી.

**ઉલટી અથવા થુકના ડાઘો કાઢવા** એક બાટલી પાંણીમાં બે મોટા ચમચા નીમક પીગળાવી તેમાં બોળી રાખ્યા પછી ધોવું, નહિ નીકળે તો નીમકનાં પાંણીમાં ચુહલે ઊકાળીને સોજા પાણીએ ધોવાથી ડાઘ તથા વાસ નીકળે છે.

**પરસેવાના ડાઘો** માટે ડ્રાઈકલીનીંગમાંથી મળશે.

**ફ્રુટના ડાઘો પર** તુરત કપુર ઘસવો અથવા નીમક છાંટવું. ટંકણખાર ભેળેલું ખળખળતું પાણી રેડવું યા તો નીમક ઘસીને લગાડવા પછી ખળખળતાં પાણીએ માખણ લગાડીને ઘસ્યા પછી ગરમ પાણીમાં બોળી રાખીને ધોઈ નાખ્યાથી ડાઘો નીકળશે. ઍમોનીઆ લગાડી તુરત ધોવું. ગરમ દુધે પણ ફ્રુટના ડાઘો સાફ થાય છે, અથવા તો છાશમાં બોળી તે પર નીમક છાંટી થોડો વખત તડકે મુકયા પછી ધોઈ નાખવું અથવા ચાહ કોફીના ડાઘ કાઢવાની રીતો અજમાવવી.

**પીચના ડાઘો** બીજા માફક સહેલાઈથી નીકળતા નથી માટે ઉપલી દુધ અથવા છાશની રીત અજમાવ્યાથી પણ નહિં નીકળે તો સ્પંજ વડે સ્પીરીટ ઑફ ટરપીંન-ટાઈન લગાડવાથી અથવા જેવલ વૉટરથી પણ પીચના ડાઘો નીકળી જશે. ચોખા ઉકાળેલાં પાણીમાં થોડો ચાક નાખી ધોવું, ચાહ કોફીના ડાઘો પણ એ રીતે નીકળેછે.

હીરાકસી ને ગંમ કૅમફર એક સરખાં વજનનું ભેળી રાખી જોઈએ ત્યારે ફ્રુટના ડાઘ પર લગાડવું. પોટેશ પરમેંગનેટ પાંણીમાં પીગળાવી ફ્રુટના ડાઘ પર વાપરવું ફ્રુટનાં ડાઘવાળું કપડું ઠંડાં પાંણીમાં બોળી નીચવી કાઢી તેની નીચે સળગાવેલી મેચીસ દુરથી બળે નહિ તેમ ધરવાથી નીકળી જશે.

**લાલ છાંટ રેશમી કપડાં પરની** લીંબુના રસે નીકળશે.

**તરકારીના ડાઘો કાઢવા** ઉપલી કોઈપી રીત અજમાવવી, ને ધોતી વખતે પાંણીમાં ચાક થોડો નાખવો.

**અખરોટના ડાઘ** જેવેલ વૉટર લગાડવાથી નીકળશે, છેલ્લે ઑક્ઝેલીક ઍસીડ જોઈએ તો લગાડવી.

## ચીકાશના ડાઘો જેવા કે ઘી, તેલ, રંગ, ચરબી વિગેરેના કાઢવાની રીતો.

૧૪૭ ચીકાશના ડાઘ લીંબુના રસને ટરપીનટાઇનમાં ભેળી લગાડવું બીજા કોઇબી ડાઘ એથી નીકળે છે, કોઇબી જાતની સ્પીરીટ કે દારૂનો અર્ક ખળખળતાં પાણીમાં નાખીને લગાડવાથી ઘી તથા ચરબીના ડાઘો કોઇબી જાતનાં કપડાં પરથી નીકળશે, છેલ્લે સોજાં પાણીથી ધોવું; ચીકાશ રીટે નહિ તો પાછું ગરમ પાણી લઇ તેમાં કોઇબી જાતની સ્પીરીટ ભેળી ધોવું. કપુરને સ્પીરીટમાં પીગળાવી લેવો.

તેલના ડાઘ પર ટરપીનટાઇન અથવા પૅરેફીન તુરતજ લગાડવાથી નીકળી જાય છે; સુકાઇ ગયેલા ડાઘ સારૂં ટરપીનટાઇન ને દારૂનો અર્ક ભેળી વાપરવો, એ રીતે નહિ નીકળે તો પછી બૅનઝાઇન લગાડી ને ધોઇ નાખવું. એક ભાગ ઇથર ને ચાર ભાગ ઍમોનીઆ ભેળી લગાડવા, પેટ્રોલથી પણ નીકળશે.

કેરોસીન તેલના ડાઘ સાબુનાં ગરમ પાણીએ સાફ થશે.

સીવવાના સંચાના તેલના ડાઘો કાઢવા નીમક ભીંનવીને લગાડવું અથવા ચરબી ( Lard ) તે પર લગાડી એક કલાક રહેવા દઇને સાબુનાં પાણીમાં કપડું ધોવું; કાચા રંગનું કપડું હોય તો ધોતી વખતે સાબુનાં પાણીમાં થોડો ઍમોનીઆ ભેળવો.

પાઇપ ક્લે પાણીમાં ભીનવી ઘટ થાય ને તેલના ડાઘ પર લગાડી સુકાય ને કાઢી નાખવો, લીંબુના રસમાં સાબુનો ભુકો નરમ કરી પીછીએ લગાડી મુકયા પછી સાફ કરવું ઍમોનીઆ કે પેટ્રોલથી નીકળશે.

ચીકાશના બીજા ડાઘો ગરમ સફેદ કપડાં પરના ગ્લીસરીનથી જાય છે અથવા ટંકણખાર કે ઇથર લગાડયા પછી ધોવાથી ડાઘા સાફ થશે; જો ઉપલી મેળવણીથી ડાઘ નીકળ્યા હોય તો કપડું ધોવું નહિ.

કાળાં ગરમ કપડાં પરના ડાઘા કપડું ધોવા પછી ભીનું હોય તેજ વખતે કોઇબી જાતનું બીજું કાળું કપડું તે પર ઘસવાથી ડાઘો નીકળે છે, અથવા પાણીમાં ઍમોનીઆ ભેળી બીજાં કપડાં વડે લુછવા, કોઇબી જાતનું કાળું એ રીતે સાફ થશે.

ગ્રીસ, ડામર, ટાર, રાજમ, રંગ, વારનીશ, વૅસલીન વિગેરે ચીકાશવાળી ચીજોના ડાઘો કપડા પરથી નીચલી રીતે નીકળે છે :—

પહેલાં એ ડાઘો પર માખણ, ઑલીવ ઑઇલ, ચરબી, ટરપીનટાઇન, યુકેલીપતસ તેલ કૅરોસીન વિગેરે કાંઇ પણ લગાડવાથી નરમ થાય ને પછી સાબુનાં ઠંડાં પાણીએ ધોવા અથવા બૅનઝાઇન. કલોરોફોર્મ, દારૂનો અર્ક કઇ પણ લગાડવું.

ગ્રીસ ગાડીનાં પૈડાની લાગવાથી જે કાળા ડાઘો પડે છે તે પર ઉપલી કોઇબી ચીજો લગાડીને નરમ થાયને હાથે ચોળીને તે પર સાબુનું ફીણ લગાડીને ઠંડાં પાણીએ ધોવું, ફીણ લગાડવા પછી ડાઘ દીસે તો ક્રીમ ઑફ ટાર્ટરની ( Cream of Tartar )

મુકી અથવા તો કોઇપી જાતની સ્પીરીટ લગાડવા પછી ધોવાં, સુતરાઉ ગરમ કપડાંને જોઇએ તો ટરપીંનટાઇન કે પેત્રોલ લેવું.

વૉશીંગ સોડા પાંણીમાં પીગળાવી તે વડે કપડું ધોવાથી ગ્રીસ તથા રંગના ડાઘો નીકળે છે. તુવરની દાળ ચડે ને તેનું પાણી નીગારી લઇ તેમાં થોડા કલાક કપડું બોળી રાખીને પછી સાબુનાં પાણીએ ધોવાથી સાફ થશે. અમોનીઆનું પાણી લગાડી તે પર બારીક કાગળ મુકી અસ્ત્રી ફેરવ્યાથી ચીકાશ ચુંશી લેછે. કોઇપી જાતના દારૂમાં નીમક ભેળીને લગાડવાથી પણ ડાઘો જશે.

**રેશમી કપડાં પર** ઉપલા ડાઘો પડે તો ગરમ કપડાંનો ટુકડો તે પર મુકી તેની ઉપર બ્રાઉન પેપર અથવા સફેદ સોઝું કાગળ મુકયા પછી ગરમ અસ્ત્રી બે ત્રણ વખત ફેરવ્યાથી ચીકાશ ચુશી લે છે; બીજાં સોજાં કાગળ વડે ડાઘને પાછો લુછી તે પર પાણી સાથે અમોનીઆ ભેળી લગાડવો. બીજા ચીકાશના ડાઘો એ રીતે કાઢવા.

ફુલર્સ અર્થને સરકો ભેળી કહણુ ગોળા બનાવી રાખી ચીકાશના ડાઘને સહેજ પાણીયા ભીનવીને તે પર ઘસવા પછી સુકાય ને પાણીએ ધોવા. યુકેલીપતસ કપડાં વડે લગાડવાથી નીકળશે.

**ગ્રીસના ડાઘની મેળવણી** બે ઔંસ અમેનીઆ, એક ઔંસ કૅસ્ટીલ સોપનો ભુકો, એક ચમચી સુરો ખાર સર્વેને એક બાટલા નીમકનાં પાણીમાં મેળવીને રાખી ડાઘો કાઢવા લેવું. ફુલર્સ અર્થ એક ઔંસ ને સાજી પોટેશ બે ઔંસને સાબુ તથા ટરપીનટાઈનમાં પેસ્ટ બનાવી વાપરવો.

**રંગના ડાઘ** પર તુરત ગરમ પાણી રેડવું અથવા કેરોસીન તેલ લગાડવું, રેશમી કપડાં પરથી અમોનીઆએ રંગના ડાઘ નીકળશે, કાળા પર કલોરોફોર્મ લગાડવું. એક વખતમાં નહિ જાય તો ફરીયા લગાડવું, ફલેનલ વડે રંગ લુછી નાખ્યા પછી અમોનીઆ ને ટરપીંનટાઇન ભેળી નરમ કપડાંએ લગાડયાથી નીકળે છે. સ્પીરીટ ઑફ વાઇન, બૅનઝાઇન અથવા ઇથર એમાંની કાંઇપી ચીજ રંગના ડાઘો કાઢે છે. કપડું ધોવા ઘટે નો ડાઘ કાઢયા પછી ધોવું.

લાંબા વખતના નીકળે નહિ તેવા ડાઘને માખણ લગાડયાથી નરમ. થાય ને ટરપીંનટાઇન કે નેફથા લગાડવો, અંતશથી સંભાળવું.

**ટરપીંનટાઇનના ડાઘો** દારૂના અર્કથી નીકળશે.

**વારનીશના** ડાઘ પર ટરપીંનટાઇન લગાડી સાબુનાં પાંણીએ ધોવું. રેશમી કપડાંને ધોતા વખતે પાણી સાથ ઇથર અથવા બૅનઝાઇન ભેળવું. દારૂનો અર્ક લગાડવો બે ત્રણ વખત. રંગ ઝાંખો પડે તો કલોરોફોર્મ લગાડવું. ઝાંખો બ્લુ રંગ સરકાએ સોજો થશે.

બુટની પૉલીશના કાળા પીળા ડાઘો ડ્રાઇક્લીન કરવાની રીતે નીકળે નહિ તો પછી સાબુનાં પાંણીએ ધોવાથી જશે.

મીણના ડાઘને સંભાળથી છરીની અણી વડે ઘસવા અથવા લોખંડનો ટુકડો કે અસ્રી ઘણી ગરમ કરી તેની નજદીક પકડવી; કપડાંની તળીએ બ્લોટીંગ પેપર મુકવું ગરમીથી મીણ તવાઇ જાય કે ઉપર તુરત બીજું બ્લોટીંગ પેપર દાબ્યાથી ચીકાશ ચુશી લીધા પછી ઝીણાં કાગળે લુછવું, જોઇએ તો સાબુનાં ગરમ પાંણીએ ધોવું. બૅનઝાઇન કે દારૂના અર્કવા પણ નીકળશે.

કાગળ માખી પકડવાની મેળવણી સાથનું કપડાંને વળગી ગયલું કાઢવા પૅરેફીન, ટરપીંનટાઇન અથવા દારૂના અર્ક લગાડવો.

રાજમના ડાઘને કોઇબી જાતનું તેલ અથવા ચરબી લગાડવાથી નરમ થાય ને તે પર સાબુ લગાડી થોડો વખત રાખ્યા પછી ટરપીંનટાઇન તથા પાંણીએ છુટું છુટું ધોઇ નાખવું; નહિં નીકળે તો ટરપીંનટાઇન સાથે ઇડાંની દાળ મેળવી લગાડવા પછી સાબુનાં ગરમ પાણીએ ધોવુ; ટાર, ગ્રીસ વિગેરેના ડાઘો પણ એ રીતે કઢાય છે.

ગુંદર, સરસના ડાઘ ખળખળતાં પાંણીનાં વાસણ પર તે કપડું ધરવાથી તેની ગરમ વરાળે તવાઇ જાય ને તેજ પાણીએ ધોવું, સરકામાં બોળાને ધોવાથી પણ ડાઘો નીકળશે, રેશમી કપડાં માટે સરકામાં થોડું પાણી ભેળવું, ડ્રાઇક્લીન કરવાની રીતે પણ સાફ થશે.

કૉડલીવર ઑઇલ ( માછલીના તેલના ) ના ડાઘ પર ફુલર્સ અર્થ ને ક્લોનૅાટર મેળવી લગાડયાથી ચીકાશ ચુશી લઇ સાફ થાય છે, અથવા ગરમ પાણીમાં અમોનીયા ભેળી ધોવું.

મેસના ડાઘ કેરોસીન લગાડી ગરમ પાંણી ને સાબુએ ધોવું.

કાદવના ડાઘો કાઢવા સુકાયા પછી કપડું હાથમા ધરી ચોળવાથી નીકળશે, અથવા સંભાળીને છરીની કે કોઇબી સીકકાની કીનારી વડે ઓખરી કાઢીને બ્રશ મારવો. ડ્રાઇકલીન કરવાનો પાઉડર લગાડવો.

ડાઘો નીકળે નહિ તો સાબુનાં પાણીએ ધોવું, અમોનીઆ અથવા ક્રીમ ઑફ ટાર્ટર લગાડીને ચોળી કાઢવા.

કાળા રંગના કપડાં પરના કાદવના ડાઘા કાચો પટેટો કાપીને ઘસવો.

રેશમી કાળાં કપડાં પરથી કાઢવા ગરમ કૉરી ફ્લેનલ વડે લગાડીને જરૂર લાગે તોજ ધોવું. રંગીન રેશમી કપડા પરના કાળા ડાઘ પર ફ્લેનલ વડે બૅનઝાઇન દાબી લગાડવુ.

ફુગના ડાઘો વરસાદના દિવસોમાં કોઇબી જાતનાં કપડાં પર જે સફેદ પડે છે તે પર લીંબુના રસમાં ચાકની ભુકી ને થોડું નીમક મેળવી ડાઘો પર લગાડી તડકે મુકવાથી નીકળે ને બ્રશ મારવો. ઘટ સાબુ લગાડી તે પર ચાકની ભુકી છાંટ્યા કાચું ટાંમેટુ કાપી લગાડી નીમક છાંટી તડકે મૂકવું, સ્ટાર્ચના ભુકા સાબુ ન

લીંબુનો રસ ભેળી લગાડી તડકે મુકવું. છાસ લગાડીને પણ તડકે મુકવાથી સોજુ થશે. બ્લીચીંગ પાઉડર અથવા પૅટેશ પરમેંગનેટ થોડાં પાણીમાં પીગળાવીને લગાડવો. ફુલસૅ અર્થ પાણીમાં મેળવી લગાડવી. કોઇબી રીતે ડાઘો નીકળશે.

**શાહીના ડાઘો કાઢવા** કપડાંને વાસણના મોઢાં પર ટાઇટ ધરી ખળખળતું પાણી રેડવું અથવા ફટકડીની ભુકી ને ક્રીમ ઑફ ટાર્ટર ભેળી છાંટવું લીંબુનો રસ ને નીમક ભેળી ઘસવું, સરકો લગાડવો, ગરમ દુધ કે છાસ લગાડવી, ટાંમેટાંનો રસ ઘસવો, મીઠાંનો તેજાબ એક ભાગ ને પાંણી ત્રણ ભાગ ભેળી વાપરવું, ઑાકઝેલીક ઍસીડવાલું પાણી લગાડયા પછી તે પર જેવેલ વૉટરનાં થોડાંક ટીપાં નાખી તુરત ધોવું બ્લચીંગ પાઉડર ને સાઇટ્રીક ઍસીડ પાંણીમાં મેળવી તે પર ફીણ ચઢે પછી તેમાં કપડુ બોળવું, ચરબી તાવીને લગાડવા પછી સુકાય ને ધોવું, ઍમોનીઆ વાપરવો, ઉપલાંમાની કોઇમી ચીજ લગાડવાથી શાહીના ડાઘો નીકળે છે. કાડીની રકાબી ગરમ કરી તે પર કપડું ભીનવીને પાંથરીને સૉલ્ટસ ઑફ લૅમન ચમચાનાં તળીઆં વડે ઘસીને લગાડયા પછી સોજા પાણીએ ધોવું. બ્લોટીંગ પેપરને સ્ટ્રોંગ ઑાકઝેલીક ઍસીડનાં પાણીમાં બોળી સુકાયને શાહીના ડાઘ પર દાબવું. હાઇડ્રોજન પરૉક્ષાઇડ લગાડી તડકે મુકવાથી પણ નીકળે છે.

**બ્લુ શાહી** પર જલ્લદ સરકો ને દારૂનો અર્ક ભેળી લગાડવો. ટાંમેટાંનો રસ લગાડી થોડા કલાક રાખવાથી રેશમી કપડાં પરના ડાઘો જશે, અથવા સ્પીરીટ ઑફ ટરપીનટાઇન લગાડીને સુકાવાથી શાહી પોતીકી મેળે કડક થઇ નીકળશે. બારીક કપડાં પર તાવેલી ચરબી લગાડી બંને બાજુ પર પાઇપ કલેની ભુકી છાંટી દાબી રાખવું.

**લાંબા વખતના ડાઘો** પર સ્પીરીટ ઍમોનીઆ ઍરોમૅટીક અથવા આાકઝેલીક ઍસીડ પાણીમાં પીગળાવી લગાડયા પછી સાદાં અથવા નીમકનાં પાણીએ કપડું ધોવું, લાઇસોલ નામની દવા લગાડીને તુરત ધોવાથી શાહીના ડાઘ જશે; કોઇબી રીતે નહિ નીકળે તેવા ડાઘવાળાં કપડાંને સ્ટાર્ચના પાંણીમા ચુલે ઉકાળવું.

**લાલ શાહી** માટે ઍમોનીઆ ને ઑાકઝેલીક ઍસીડ ભેળીને લગાડવા પછી દુધમાં ભીનવી રાખી સાબુનાં પાણીએ ધોવું; અથવા દારૂના અર્ક લગાડવો.

**નામ પાડવાની શાહીના** ડાઘ પર બ્લીચીંગ પાઉડરને પાણી સાથ ભેળી તેમાં કપડું થોડો વખત બોળવું. અથવા આયોડીનને દારૂનો અર્ક ભેળી લગાડયા પછી ઍમોનીઆના પાંણીમાં ધોવું; જેવેલ વૉટર પાછલ આપેલું છે તે લગાડવાથી પણ ડાઘો નીકળશે.

**પેનસીલના ડાઘો** દારૂનો અર્ક લગાડી સાબુનાં પાંણીએ ધોવાથી નીકળે છે, નહિ નીકળે તો પોટેશ પરમેંગનેટ પાંણીમાં પીગળાવીને લગાડવાથી તદ્દન સાફ થશે.

**સીલ મારેલા ડાઘ** પર સ્પીરીટ અથવા દારૂનો અર્ક નરમ પીંછી વડે લગાડવો, સીલ પાછું ગરમ કરવાથી પણ તવાઇને નીકળશે.

**૧૪૮.—લોહીનાં ડાઘવાલાં** કપડાંને નીમક સાથનાં ધુકાં પાંણીમાં ભીનવવું અથવા ચુનાની ભુકી પાણી સાથ મેળવી તેમાં ધોવાથી રેશમી યા સુતરાઉ કપડાંના ડાઘો નીકળશે.

હાઇડ્રોજન પરઑક્ષાઇડ નામની દવા લગાડવાથી લોહીના ડાઘ સુતરાઉ કપડાં પરથી સાફ થાય છે, અથવા તો લાઇસોલ લગાડવું. લોહીના ડાઘ પર સ્ટાર્ચ પાંણીમાં ઘટ કરીને લગાડી સુકાયા પછી નરમ બ્રશ મારવો, નીકળે નહી તો પાછી લગાડવી, કેરોસીન તેલમાં બોળીને ધોઇ નાખવાથી પણ ડાઘો નીકળશે, ઘણું ગરમ પાણી લીધાથી લોહીના ડાઘા નીકળવાને બદલે કપડાંમાં વધુ બેસી જાય છે, ઠંડુજ પાણી લેવું, લાંબા વખતના ડાઘ પર પૉટેશ આયોડાઇડ એક ભાગ ને ચાર ભાગ પાણી ભેળી લગાડવું.

**લોખંડના કાટના ડાઘો** પર ક્રીમ ઑફ ટાર્ટર, સૉલ્ટસ ઑફ લૅમન કે ઑાકઝેલીક ઍસીડ લગાડવા પછી ધોવુ. ડ્રાઇ કલીનમાં આપેલી રીતો અજમાવવી. સફેદ કપડાં પરથી એના ડાઘો કાઢવા ઑાકઝેલીક ઍસીડ પાંણીમાં ભેળી લગાડવો અથવા સ્ટાર્ચનાં પાંણીમાં ઉકાળવું. કપડાંનો ડાઘ ભીનવીને તે પર ટેબ્લ સૉલ્ટને ક્રીમ ઑફ ટાર્ટર ભેળી તેપર નાંખી તડકે મુકવું અથવા છાસ લગાડવી.

**અસ્રીનાં તળીઆનો કાટ** કપડા પર લાગે તો ગરમ પાંણીએ ધોઇને તે પર લીંબુનો રસ ને નીમક અથવા સરકો ઘસીને લગાડયા પછી તડકે સુકવવાં, એક વખતમાં નહિ નીકળે તો ફરીથી લગાડવુ. સફેદ તથા ઝીણું કપડું એ રીતે સાફ થશે. સખત તડકાંએ પણ ડાઘ નીકળશે.

**ગરમ અસ્રીથી દાઝીને ડાઘ પડે** તેપર નીચલી મેળવણી લગાડવી, સરકો એક પ્યાલું, વૉશીંગ સોડા એક ઔંસ, ફુલર્સ અર્થ અને એક નાનો કાંદો કાપીને સઘળું ચુહલે ગરમ કરી મળી જાય ને કપડાં વડે ગાળી કાઢી ઠંડુ પડે ને ઉપલા ડાઘ ઉપર લગાડવાથી કપડું સોજુ થશે. હાઇડ્રોજન પરઑક્ષાઇડમાં બીજું કપડું બોળી દાઝેલાં કપડાં પર મુકીને ગરમ અસ્રી પાછી ફેરવવી. દાઝેલું કપડું ફુલર્સ અર્થ ને પાણી ભેળી લગાડીને તડકે મુકયાથી ડાઘ નીકળે પછી જોઇએ તો ધોવું. અમથું તડકે મુકયાથી પણ કેટલી વખતે દાઝેલાંનો ડાઘ નીકળે છે. સોડા બાઇકાર્બ અથવા ટંકણ ખારનું પાંણી લગાડવું.

**ગરમ તથા રેશમી કપડું અસ્રીથી દાઝેલું** ગ્લીસરીન ને ટંકણખારમાં ભીનવી રાખીને પછી ધોવું; ધોયા પછી પણ ડાઘ દીશે તો તે પર દારૂનો અર્ક સ્પંજ અથવા નરમ કપડાંએ લગાડવો.

**ઍસીડ તથા દવાના ડાઘો પર** ફુલર્સ અર્થને ઍમોનીઆનાં પાંણીમાં ભેળી લગાડીને સુકાયા પછી ધોવું, એક વખતમાં નહિ નીકળે તો ફરીથી કરવું. સરકાના ડાઘ ઍમોનીઆએ જશે.

ઍસીડ કેટલીક વખત કપડાંનો રંગ બળી જઇ ખરાબ થયલો ઍમોનીઆ, ક્લોરોફોર્મ અથવા મેગનીશીઆ કે સોડા બાઇકાર્બ કંઇબી પાંણીમાં ભેળી લગાડયાથી સરખો થશે. તેજ રંગનું કપડું પાંણીમાં ભીનવી તે ડાઘ પર મુકી ગરમ અસ્ત્રી ફેરવ્યાથી રંગ સરખો થશે, નહિ થાય તો બીજી વખત કરવું.

**ખારથી ખરાબ થયલો રંગ** કોઇબી કપડાંનો સરખો કરવા થોડી ઍસીડ લગાડયા પછી ક્લોરોફોર્મથી કોઇબી રંગ પાછો સોજ્જો થાય છે.

**દવા કે ઍસીડના છાંટાના** લાલ ડાઘો પડે તો લીંબુ કાપી ને અમથું ઘસવું અથવા સાથે નીમક લેવું; સાબર સીંગડું ઘસ્યાથી પણ નીકળશે. રંગ ઉડી ગયલા પર ઍસીડમાં આપેલી રીતે કરવું રેશમી તથા સુતરાઉ કપડાંને દારૂના અર્ક કે ઍમોનીઆ લગાડવો. પરમેંગનેટ ઑફ પૉટેશના ડાઘ ટાર્ટરીક ઍસીડથી નીકળશે.

**રંગીન ગરમ કપડાં પરના ઍસીડના** ડાઘો પણ ઉપલી રીતે કાઢીને ઍમોનીઆ લગાડયાથી રંગ ઓગળતો નથી. છેલ્લાં ક્લોરોફોર્મ જોઇએ તો લગાડવું

**ઍમોનીઆના** ડાઘો લીંબુનો રસ કે સરકો કંઇબી લગાડવું.

**હીરાકસીના ડાઘો પર** લીંબુનો રસ લગાડીને નીકળે નહિં તો થોડો વખત તડકે મુકવું, એક વખતમાં નહિ જાય તો બે ત્રણ વખત કર્યા પછી કપડું ધોવું.

**આયોડીનના ડાઘ સુતરાઉ કપડાં પરના** માટે પાઊનો ગર પાંણીમાં બોળી ઘસવો. ઍમોનીઆ સાદો અથવા પાણી સાથ ભેળી તેમાં બોળી રાખવું, લાઇસોલ ( Lysol ) કે કોલનવૉટર લગાડવાથી પણ નીકળે છે, છેલ્લા ઠંડાં પાણીએ ધોવાથી સાફ થશે. લાકડાં પરથી એ ડાઘ કાઢવા બ્લોટીંગ પેપર તુરત દાબી લઇ કપુરનો અર્ક લગાડવો.

**રેશમી તથા ગરમ કપડાં પર** એ ડાઘો સારૂં દારૂનો અર્ક લગાડવો, તેથી નીકળે નહિં તો ઇથર અથવા ક્લોરોફોર્મ વાપરવું. જોઇએ તો પછી ઠંડાં પાંણીએ ધોઇ નાખવું.

**ચુનાના** ડાઘ પર ગરમ સરકો અથવા લીંબુનો રસ લગાડયાથી નીકળે ને કપડું ધોવું. બારીબારણા પરના એજ રીતે નીકળશે.

**ગુલીના ડાઘને** ગરમ પાંણીમાં ધોઇ ને સરકો લગાડવો.

**તંબાકુના ડાઘ** પર લીંબુનો રસ કે સરકો અથવા જેવેલ વૉટર લગાડવું. ગરમ કપડાં માટે દારૂનો અર્ક વાપરવો.

**તબાકુની થુકના લાલ ડાઘ** સારૂ કળી ચુનો કપડાંની બંને બાજુ પર લગાડવાથી નીકળે ને કપડું ધોઇ નાખવું.

# પ્રકરણ ૨૦.

## કપડું રંગવા, ઓસવવાની રીતો, રંગોની મેળવણી તથા કપડાંના જુદા જુદા પ્રયોગ.

**૧૪૯–કપડાં રંગવા** માટે કેટલીક સાધારણ જીણસો વપરાય છે, જેવીકે ચાહ, કૉફી, કેસર, કીરમજ, હળદર, ફટકડી, કળીચુનો, માયફળ, પાપડ ખાર, ગુલી વિગેરે તેમજ વિલાયતી તૈયાર સાબુઓ તથા ઘણીક જાતની રંગની ભુકીઓ ત્વીંક (Twink) ડ્રમર ડાઇસ ( Drummer Dyes ) મેપોલ સોપ ( Maypole Soap ) વિગેરે મળે છે, તેમાં આપેલી રીતો મુજબ રંગવું. રંગો જાત જાતની ધાતુમાંથી નીકળતા પદાર્થોમાંથી બને છે, કેટલાક વનસ્પતીના છે. કીરમજનો રંગ ઝીણાં જંતુઓમાંથી બને છે.

બાર સોપને પાણીમાં પીગળાવી તેમાં કોઇબી જાતના સોજા રંગનું પડીકું રંગવા માટેનું લઈ ખપ મુજબ ઘેરો ખુલ્લો જોઇ એટલો તે પાંણીમાં ભેળીને પછી તેમાં કપડું ચુલ્હે ઊકાળી રંગવું, છેલ્લાં સોજાં પાણીમાં વીછરી સાબુ કાઢી નાખી સુકાવ્યાથી સારો સાધારણ રંગ કપડાં ઊપર ચઢશે. રંગને બારીક કપડાંની મોટી ડેલીમાં બાંધી પાંણીમાં નાખ્યાથી પીગળે ઘેરો ખુલ્લો જોઇએ તે મુજબ ડેલી પાછી કાઢી લેવાશે.

ચુલ્હા પર ઉકળતા રંગમાં કપડું ધીરે ધીરે ખુલ્લું કરી અંદર નાખવું, ઢગલો નાખવાથી બધે બરોબર રંગ ચઢતો નથી, તળે ઉપર કરવા લાકડી કે નેટરનો ટુકડો વાપરવો. બરોબર કપડાં પર ચઢે ને બે લાકડીના ટુકડા અથવા ચીપીઆમાં પકડી કપડું કાઢી લઇ બીજાં ઠંડાં પાણીમાં બોળી કાઢી છાયામાં સુકવવું, ઝાઝું નીચવવું નહિ; ઘણું તડકું લાગવાથી તુરતનાં રંગ કોઇ વખત ઉડી જાય છે, પછી અસ્ત્રી અથવા કુંદી કરવી. સાધારણ રેશમી કપડું બાર વાર લાંબું સુમારે વજનમાં રતલ એક થવા જશે.

**રંગમાં બોળી નહિ શકાય તેવાં કપડાં** ગ્લવ્સ તથા બીજાં કોઇબી જાતનાંને સ્પંજ વડે તે પર રંગ લગાડવો.

**રીબન રેશમી પર** ઉપલી રીતે રંગ ચઢાવવો.

**ક્રીમ અથવા પીળા** ખુલ્લા રંગ સારૂં ચાહ, કેસર, કૉફી અથવા હળદર પાણી સાથ કોઇબી ચીજ ઉકાળવી અથવા ખળખળતાં પાણીમાં તેની કપડાંમાં પોટલી બાંધી નાખવાથી રંગ ઓગળે ને કપડું બોળવું, ઘેરો કરવો હોય તે મુજબ વધુ લેવું. ફટકડી ભેળવાથી પાકો થશે સફેદ દોરો કે રેશંમ એ રીતે રંગાશે.

**શેમોઆ લેધરની ચીજ પર રંગ** સંત્રાની છાલ પાણીમાં ઉકાળી તેમાં તે ચીજ બોળવાથી નવી જેવી થાય છે.

**નેટના પડદા** ( Curtain ) લેસો વિગેરે સફેદ રંગના મેલા થયલા સાફ નહિ થઇ શકતા હોય તો ઉપલા પીળામાંનો કોઇબી રંગ ચઢાવ્યાથી પાછા નવા જેવા થશે.

**લાલ** ( Red ) **રંગ** માટે ઘણી ખરી કીરમજ વપરાય છે. એનાથી રંગેલો રંગ પાકો ને લાંબો વખત રહેશે, કપડાંનાં તોલને સુમારે અર્ધા વજનની ફટકડી થોડાં ચુનાનાં પાણી સાથ મેળવી ચુહલે ઉકળાવી કપડાંના ત્રીજા ભાગ વજનની કીરમજ આગમચથી પાણીમાં ભીનવી રાખી ઉપલું પાણી ઉકાળતી વખતે ભેળ્યા પછી તેમાં કપડું બોળવાથી લાલ પાકો રંગ તેપર ચઢશે. હીરાકસીને બાવળની છાલ સાથ પાણીમાં ઉકાળી તેમાં કપડું બોળવાથી લાલ રંગનું થાય છે ને તે ઓગળતો નથી.

**લીલો** ( Green ) **રંગ** પાણીમાં દાડમની છાલ ઉકાળ્યા પછી પાછું હળદરનાં પાણીમાં ઉકાળીને ગુલીનાં પાંણીમાં કપડું બોળી કાઢી છેલ્લે ફટકડીનું પાંણી લેવું, અથવા તો પાંણીસાથ ગુલી ફટકડી, સીસમ (Ebony) અને ગંધકનો તેજાબ (સલફ્યુરીક ઍસીડ) સર્વે ભેળી વાપરવું, ખુલ્લો તથા ઘેરો રંગ કરવા તે પ્રમાણમાં નાખવું.

**આસમાંની રંગ** સારૂ ગુલી ને પાપડખાર એક સરખા વજનનું લેઇ ઉકાળી તેમાં કપડું રંગવું.

**બ્લુ ઘેરો** ( Royal Blue ) ગરમ પાંણીમાં પ્રશેટ ઑફ પૉટેશ ( Prussiate of Potash ) ને ભેળી કપડું રંગવું, છેલ્લે ફટકડીનાં પાણીમાં બોળવું.

**સૅક્ષ બ્લુ** ( Saxe Blue ) માટે ઉપલો રંગ એક ભાગ ને ખુલ્લો લીલો સોલમે ભાગે ભેળવો.

**ગુલાબી** (Pink) **યા કીરમજી** રંગ માટે કીરમજ ને કળી ચુનો ગરમ પાણી સાથ ભેળી વાપરવો, ખુલ્લો કરવો હોય તો કીરમજ ઓછી લેવી.

**નારંગી** માટે કેસુંડીનાં ફુલને પાણીમાં ઉકાળતી વખતે થોડોચુનો નાંખવો.

**ખાકી રંગ તથા ફૉન** (Fawn) કલર સારૂ પાંણી એક બાટલીમાં મેદીનાં પાદડાં એક શેર ચુહલા પર પા કલાક ઉકાળીને પછી કપડું તેમાં બોળવા પછી પાછું એક શેર કળીચુનાના પાણીમાં તે કપડાંને ઉકાળવું, એ રીતે ગરમ કપડું પણ રંગાય છે. માંયફળ અર્ધો શેર ને હીરાકસી પાંચ તોલાને સુમારે એક શેર વજનનું કપડું ડુબે તેટલું પાણી લઇ માંયફળનો ભુકો હીરાકસી સાથ ચુહલે ઉકાળ્યા પછી કપડું તેમાં બોળવાથી ખાકી રંગ ચઢશે. ડ્રૅબ ( Drab ) રંગ સારૂ લોગવુડ ને ફટકડી સરખા વજનની ભેળવી.

**કાલો રંગ,** લૉગવુડ નામનાં છોડીઆમાં રંગવાથી થશે, સો જાકાળા રંગ માટે પહેલાં કીરમજનો લાલ રંગ કપડાં પર ચઢાવ્યા પછી કાળો કીધેલો રંગ લાંબો વખત વેર ઝાંખો થશે નહિ. કાળા રંગનું કપડું ઝાખું થયલું ધોવાની રીત મુજબ તેમજ ડ્રાઇ કલીન કીધાથી પણ રંગ સોજો થશે.

**કાળો ઝાંખો રંગ એમોનીઆનું** પાણી ને દારૂનો અર્ક બંને સરખા વજનનું ભેળીને રંજ વડે લગાડવાથી સોજ્જો થશે.

રેશમી કાળું ઝાંખુ કપડું માંયફળ છુંદીનેઉ કાળેલાં પાંણીમાં બોળવાં.

**કાળા રંગના ઉન અથવા ફર રંગવા** સારૂ પાણીમાં માંયફળ નાંખી કપડાં સાથ ચુહલે ઉકાળવાં.

**કાળું રેશમી કપડું** ચાહ અથવા કોફીનું નરમ પાણી બનાવી સવલી બાજુ પર સ્પંજે લગાડી ફ્લેનલ ઉપર ડાબીને અસ્ત્રી મારવાથી નવું જેવું દિશે છે.

**કાળી રેશમી સાટીનનો** રંગ ખરાબ થયલો હોય તો પટેટાની છાલને પાણીમાં આખી રાત ભીનવી ગરમ કરી સ્પંજે લગાડી ગરંમ કપડાંના પડમાં મુકી અસ્ત્રી કરવું.

**તપખીરીઆ** ( Brown ) ભુરા રંગની ભુકી સાથ અર્ધે ભાગે ઓરંજ અથવા કાળો લેવો, જોઇએ તો અખરોટનાં કોટલાં લેવાં.

**તંબાકુ જેવો રંગ** પણ ઉપલીજ રીતે વધતો ઓછો રંગ ભેળ્યાથી થશે. એક સરખો રંગ કપડાં પર ચઢે તેમ કરવા થોડી ઑકઝેલીક ઍસીડ કોઇમાંબી ભેળવી.

**કપડાં પર જાતજાતના રંગો ચઢાવવા** ગંધકના તેજાબમાં થોડું પાણી, ગુલી તથા પૉટેશ બાઇ-કાર્બ ભેળી તેમાં લાલ કપડું બોળવાથી જાંબુડું થાય છે, પીળું હશે તો લીલું થશે, અને સફેદ હશે તો બ્લુ રંગ ચઢશે.

**સફેદ રંગ બનાવવા** નીચલા સાત રંગો જુદા જુદા પ્રમાણમાં ભેળાય છે, લાલ, નારંગી, પીળો, લીલો, આસમાંની, લાખી તથા ગુલાબી.

**વરસાદની કમાંનના રંગો** પણ સાત જાતના ભેળાયલા દીશે છે, જાંબુડો, ગુલીનો, બ્લુ, લીલો, પીળો, ઓરંજ ને લાલ ઇંગ્રેજીમાં ( Violet, Indigo, Blue, Green, Yellow, Orange, Red, ( Vibgyore ).

**રેશમ જુનું ઝાંખુ** પડેલાંની આંટીને સભાળથી દોરાએ બે ત્રણ ગમ છુટી છુટી બાંધીને ગુંચવાય નહિ તેમ એક કલાક ઠંડાં પાણીમાં બોળીને હાથે હલાવી ખીલા કે દોરી પર ટાંગી નીગરઇ જાય ને ભીનાં પર ગરમ અસ્ત્રી મારવાથી રેશમ નવું ચળકટું થશે. સફેદ મેલાં રેશમ પર ફુલર્સ અર્થ નાખી થોડો વખતે પખોડી નાંખવું.

**૧૫૦.—કાચા રંગનાં કપડાં પારખવા** માટે સફેદ કપડું પાણીમાં બોળી તે પર ઘસી જોવું, અથવા બે સોજા કાગળના પડમાં કપડું મુકી તે પર અસ્ત્રી ગરમ ફેરવ્યાથી કાચો હશે તો કાગળ પર લાગશે. પરસેવો લાગવાથી પણ કાચો રંગ કેટલીક વખત ઓગળે છે, કારણ કે પરસેવામાં ખાર હોવાથી.

**૧૫૧.—રંગ ઓસવી કાઢવા** નીચલી કેટલીક રીતો છેઃ બ્લીચીંગ પાઉડર અથવા કલોરાઇડ ઑફ લાંઇમ બંને એકજ છે, એમાં જોઇએ તો થોડો ગંધકનો તેજાબ પાણી સાથ ભેળીને તેમાં દસ મિનિટ વેર કપડું બોળી રાખવા પછી સોજા પાણીમાં ધોઇ નાખવું. લાંબો વખત રાખ્યાથી કપડું કોહી જશે, તેમજ હાથને પણ

તેજાબ લાગવાથી બળે નહિ તેની, સંભાળ લેવી. એક બાલદી પાણીમાં અર્ધા રતલને સુમારે બ્લીચીંગ પાઉડર લેવો. હાઈડ્રોજન પરઓક્ષાઇડ (Hydrogen Peroxide) નામની દવા પણ રેશમી કપડું તથા પીછાનો રંગ ઓસવવા વપરાય છે. રંગના ડાઘો હાથ પરથી કાઢવા વૈદકમાં જુવો.

તડકો, દવ, પવન ને બરફ પર આખો વખત કપડું રાત દિવસ રાખ્યાથી પણ તેનો રંગ ઉડી જશે, તેમાં ખાસ કરીને બરફ ને તડકું વધુ અસર કરે છે.

## કપડાંના જુદા જુદા પ્રયોગ, રૂવાંટી ઊભી કરવી.

**૧૫૨.—વૉટર પ્રુફ બનાવવું**—આઇસીંગ્લાસ પીગળાવેલું પાતળું પાણી, કપડાંની ઉલટી બાજુએ લગાડીને સુકાયા પછી તે ઉપર માંયફળ ઉકાળેલું પાણી લગાડીને સુકવવું. મધપુડાંનું મીણ લગાડવું.

**ગરમ સર્જ** માટે વરસાદનું પાણી એક ગૅલનમાં ફટકડી ને સુગર ઑફ લેડની ભુકી એક ઔંસ પીગળાવી નીતર્યું પાણી કાઢી લઇ તેમાં કપડું આખો દિવસ ભીનવીને સુકાય। પછી અસ્ત્રી ગરમ મારવી.

**ફ્લેનલ,** સર્જ વિગેરેને વૉટર પ્રુફ બનાવવા વરસાદના પાણીમાં ફટકડી અને શુગર ઑફ લૅડની ભુકી પીગળાવી તેમાં બોળીને સુકાવા દેવું.

**તાલપત્રીને વૉટર પ્રુફ બનાવવા** છાપડાંને લગાડવાનો ડામર પકાવેલો હોય તેમાં પૅરેફીન અથવા ટરપીંનટાઇન એક પાંઈન્ટ એક ગૅલન ડામરમાં ભેળી પોછી વડે સરખું લગાડીને તે પર ઘણીજ બારીક રેતી છાંટીને સુકાવા દેવું.

**જાડાં કપડાંને** અથવા કૅનવાસ તથા ઓવરકોટને વૉટર પ્રુફ કરવા સાબુના ગરમ પાણીમાં અર્ધો કલાક બોળી રાખવું, પછી નીચવી કાઢીને ફટકડી પીગળાવેલાં પાણીમાં થોડો વખત બોળી રાખી તેને સોજા ઠંડા પાણીથી બે ત્રણ વખત ધોઇને હવામાં સુકાતું કરવું. જોઇએ તો આઇસીંગ્લાસ પીગળાવી ફટકડીને સાબુના પાણી સાથ મેળવી બ્રશ વડે ઓવરકોટ પર લગાડી સુકાયને સોજા પાણીમાં બ્રશ બોળી મારવાથી સફાઇદાર થશે. પ્લાસ્ટર ઑફ પૅરીસની ભુકીને ઍમોનીઆ સલ્ફેટ પાણી સાથ લગાડવું. ડ્રીલના પડદાને તેલનો રંગ બંને બાજુ લગાડવો, તેમાં સાબુનું ઘટ પાણી ભેળવું. એક ઔંસ સફેદ મીણને તાવીને એક બાટલી ટરપીંનટાઇનના અર્કમાં બરોબર મેળવી ઠંડું પડે ને તેમાં કોઇબી જાતનું જાડું યા પાતળું કપડું બોળી કાઢી તે નીચવ્યા વગર સુકવવું. કપડાના પ્રમાણમાં ઉપલી ચીજો વધતી ઓછી લેવી.

**૧૫૩.—કપડું આતશમાં બળે નહિ તેવું બનાવવા** માટે ટંકણખારનું સ્ત્રોંગ પાણી બનાવી તેમાં બોળવું અથવા તો સ્પીરીટ ઑફ વાઇનમાં કપુર પીગળાવી તે વાપરવું.

ગરમ કે સુતરાઉ કપડાંને ફટકડીના પાણીમાં બોળીને સુકવવા, જોઇએ તો પાણીમાં ફૉસફેટ ઑફ ઍમોનીઆ થોડો ભેળવો. ફટકડી સાથ ઇંડાંની સફેદી મેળવી કપડાં પર લગાડવા પછી નીમકના પણીમાં તે કપડું બોળી કરી નાખેલું પણ આતશમાં બળશે નહિ. કાગળ પણ એ રીતે બળતું નથી.

**૧૫૪.—કપડું ગરમ કાળુ પહેરાતાં ઘસાઈને ચળકે** તે નાનો દાંતનો બ્રશ કે ફ્લેનલનાં ટુકડા પર સ્પીરીટ, ટરપીનટાઇન, સરકો, એમોનીઆ કંઇબી લઇને કપડાં પર ઘસવું, ચાહતું સ્ત્રોંગ પાણી ને શાહી એક સરખું ભેળીને લગાડવું. અસ્ત્રી ગરમ ઊંધી બાજુ મારવી અથવા દુરથી ધરવાથી તેની વરાળે રૂવાંટી ઊઠે ને બ્રશ મારવો.

**કાળી સર્જનો ચળકાટ કાઢવા** આઇવીના ઝાડનાં કુમલાં પાંદડાં વીસ લઇ તે પર એક પાઈંટ ખળખળતું પાણી રેડયા પછી ધીરૂ આંચે તેમાં કપડું બોળી લગાડવું. સાબુ લેવો નહિ; પૉલીશનું કાગળ અથવા તારનો બ્રશ ઘસવાથી પણ ગરમ કપડું દબાયલું સરખું થશે.

**મખમલ અથવા પ્લશ દબાયલી** આરસીની ફ્રેમની સરખી કરવા તે પર સફેદ નીમક અથવા પાઇપ કલે નામની મટોડી છાંટી ૫. કલાક રહેવા દઇ બ્રશ વડે ઘસીને સાફ કરવી. મખમલની રૂવાંટી દબાઇ ગઇ હોય તો ગરમ પાણીમાંથી નીકળતી વરાળ ઉપર ઉંધી બાજુએ થોડો વખત પકડવી, ઘણી દબાયલી હોય તો બીજાં પાસ સામે હાથ ઉપર પકડેલું હોય ત્યારે બ્રશ મારવો. ગરમ ઈંટ અથવા અસ્ત્રી પર બીનું કપડું મુકી તેની ઉપર મખમલની ઉંધી બાજુ મુકવી, વરાળ નીકળ્યા કરે ત્યાં સુધી રાખી ને પછી ઉંચકી લેવી એ રીતે પણ દબાયલી રૂંવાંટી ઉભી થાય છે.

પાણીથી ભીનાયલીને દાબી કે નીચવીને પાણી કાઢવું નહિ, પખોડી કાઢી ખુલ્લી હવામાં સુકવવાથી પોતીકી મેળે રૂંવાંટી ઉઠશે, અથવા તો નરમ બ્રશ અલગે હાથે મારવો, કલોરો ફોર્મ કપડાંએ લગાડવો. મખમલપરની ધુળ કાઢવા બીજા મખમલના ટુકડાએ ઘસવું.

**ચીકાશના ડાઘ કાઢવા** પાંઉને ભઠીમાં ગરમ કરી તેનો બારીક ભુકો કર્યા પછી તેમાં ઘસવો. મખમલના કોલર દબાઇ ગયલા ગરમ પાણીમાં ઍમોનીઆ થોડો નાંખી સ્પંજ અથવા બીજા મખમલના ટુકડાને બોળી અલગે હાથે ઘસીને સુકાયા પછી તે પર દારૂનો અર્ક (Alcohol) લગાડવો; સ્પીરીટ ઑફ ટરપીનટાઇન લગાડવાથી પણ સોજી થશે. જીન દારૂ સ્પંજ વડે લગાડી ગરમ પાણીની વરાળ પર ધરવી.

મખમલનાં જુના યા નવા ટુકડાઓ સામાનની તથા બુટની પૉલીશ લુછવા તથા રૂપુ સાફ કરવા શેમોઆ લેધરને બદલે વપરાશે.

## કપડાં ટુવાઇ જતાં અટકાવવા તથા ખુશબો મુકવી.

**૧૫૫.—ગરમ કપડાંને** કોઇબી ઝીણાં જંતુઓ કરડી ખાય નહિં માટે કાળાં મરી, લવંગ, કપુર, લીમડાનો પાલો, લવંડરના ફુલ, ચીનીકબાલા, તંબાકુ, કાર્બન કે

નેફ્થલીનનાં બૉલ વિગેરે કંઇબી ચીજ અમથી અથવા કપડાંની થેલીમાં ભરીને કબાટમાં કે ગરમ કપડાંના પડમાં મુકયાથી દુવાઇ જતાં નથી. પીળું ચામડું ( Russian Leather ) ના ટુકડા અથવા ન્યુસપેપરોમાં વિંટાળવાથી જંતુઓને છાપાની શાહી ના પસંદ હોવાથી ત્યાં આવતાં નથી. દેવદાર કે કપુરના ઝાડનાં પાંદડાં અથવા છોડીઆં ગરમ કપડાં સાથ મુકવાથી તેના વાસે જંતુઓ આવશે નહિં. ઓવલીનાં ફુલ મુકવાં.

ગરમ ઓઢવાના વિંટાળીને રાખતી વખતે તેનાં પડમાં ઉપલી કોઇ પણ ચીજ મુકવી, બ્રાઉન પેપરમાં બાંધવાથી સોજાં રહેશે, તેની બાજુમાં બેનઝાઇન સીસીમાં ભરી તે પર બુચને બદલે રૂ ખોશીને મુકયાથી તે ઉડી જઇ તેના વાસથી જંતુઓ દુર થશે, બીછાંનાની નીચે બે ગોદડાંની વચમાં પાંથરીને મુકવાથી પણ ગરમ ઓઢવાનાં વિગેરે સરખા રહેશે, કોઇબી ખુશબોનો પાઉડર મુકવો.

ભીસ અથવા બીજી કોઇબી ખોરાકીના ડાઘો કાઢયા વગર કોઇબી ગરમ કપડું ઉચ્ચુ મુકયાથી તેમાં જંતુઓ ભરાઇ કરડી ખાશે, તેમજ પ્હેરેલાં ગરમ કોટ પાટલુન વિગેરે થોડો વખત તડકાંમાં મુકી બ્રશ મારી ધુળ કાઢી દુચાયલાં સરખા કરવાં.

૧૫૬.—ખુશબોનો પાઉડર બનાવવા તજ લવંગ, જાયફળ, કેરેવેસીડ દરેક પા આંસ, ઑરીસરૂટ ( Orris Root ) એક આંસ સર્વેને બારીક છુંદી ભેળી કપડાંની થેલીઓ ભરી ખુશબો સારૂં મુકવી, મોગરાં, ચંબેલી અથવા ગુલાબ, ઓવલીનાં ફુલ કંઇબી ખુશબો માટે કપડાંના પડમાં મુકવાં.

એક ચમચી સુખડનો વહેર, ગુલાબ તથા લવંદરનાં ફુલની ભુકી, ઑરીસરૂટ ને ધાણા દરેક બે આંસ અને કસ્તુરીના દસ બાર દાણા સર્વેની બારીક ભુકી કરી મેળવી થેલીમાં ભરી ખુશબો માટે વાપરવી.

---

## પ્રકરણ ૨૧.

## ચાલુ વપરાશની, તેમજ શરીરના ઉપયોગ ( Toilet ) ની ચીજો બ્રશ, નીંબીઆ, સાબુ, પાઉડર, તેલ, કોલોનવૉટર, શેમાઆ લેધર ગ્લવસ વિગેરે.

૧૫૭—બ્રશ બાળ ઓળવાનાં ધોવા ફુકાં પાણીમાં સાબુ, અથવા વૉશીંગ સોડા, ટંકણખાર કે ઍમોનીઆ કંઇ પણ પીગળાવીને બાલ દુબે તેમ થોડો વખત બોળી રાખવાથી ચીકાશ ને મેલ નીકળ્યા પછી સોજાં પાંણીએ ધોઇને સુકાવવા. લાંબો વખત પાણીમાં રાખવાથી બાલ નરમ પડી જશે, અને હાથો તથા ઉપલો લાકડાનો ભાગ પણ ભીનાયાથી ખરાબ થાય છે માટે પાણીની સપાટી ઉપર રાખવો. નરમ પડેલા બાલ ફટકડીનાં પાણીમાં બોળવાથી કઠણ થશે.

**ધોવા વગર સાફ કરવા શીપ કે કચકડાંના હાથાવાલા** પાઇપ કલૈ અથવા સુકો આટો બ્રશના બાલમાં છાંટી હાથે ઘસ્યા પછી પછોડી નાખવાથી ચીકાશ મેલ નીકળીને બીજા બ્રશ વડે અંદર ઘસવાથી સાફ થાય ને કપડાએ લુછવા.

**તારનો બ્રશ બાળ ઓળવા** માટે આવે છે તે ધોવાથી ખરાબ થશે, બીજા જાડા છુટા બાલના બ્રશ વડે ઘસીને સાફ કરી કોઇક વખત તડકે મુકવો અથવા ઉપલી રીતે સાફ કરવો. ભીણા બાલ ઓળવાથી તે બ્રશના તાર સોજા થશે.

**જાડા બાલનાં બ્રશ ઘરના વપરાશ માટેના ટકાઉ બનાવવા** ખળખળતાં પાણીમાં બોળી સુકવીને વાપરવા, મેલા થયલા ધોવા પાણીમાં વૅાશીંગ સોડા અથવા ઍમોનીઆ ભેળવો. નરમ થયલા બાલને ફટકડીના પાણીનાં બોળવાથી કઠણ થશે. કોઇપણ બ્રશને ઉંધાં મુકયાથી બાલ દબાઇ ને વળી જાય છે માટે બનતાં સુધી દોરીએ ટાંગી રાખવા. મોરી, સંડાસ તથા જમીન વિગેરે ધોવા તથા ગાલીચાનો કચરો કાઢવા માટેના કડક સાખાની જાતના બ્રશો આવે છે, તે ઉપલીજ રીતે રાખવા. તે નવા બ્રશને પહેલાં પાણીમાં બોળી સુકાય ને વાપર્યાથી લાંબો વખત ટકે છે. મેલા થયલા પણ ઠંડાં પાંણીમાં ધોવા. દાબીને કચરો કાઢયાથી બાલ વળી જઇ ખરાબ થશે.

**નીખીઆ બાળ ઓળવા માટેના** બ્રશની માફક ધોવા, દાંતામાંનો મેલ કાઢવા જાડું કાર્ડ બોર્ડનું કાગળ, કપડાંની ચીપ, દાંત કોતરની અથવા સુતરના થોડા તાર એકઠા કરી બે બાજુ કપડાની પટીઓ સીવી લેવી એવી કોઇપણ ચીજ લઇને અંદર ઘસવું. જોઇએ તો દાંતનો નાનો બ્રશ લેવો.

**સેલ્યુલૅાઇડના સફેદ નીખીઆ** એજ રીતે સાફ થશે પણ તે વડે બાળ ઓળતી વખતે બત્તી અથવા ચુલા નજદીક જવું નહિ કારણકે તાપ લાગવે તરત સળગી ઉઠે છે તેની સંભાળ રાખવી.

**કાચબાની** પીઠ (Tortoise Shell) કે કચકડાંના અથવા હાડકાંના નીખીઆ ઘડી ઘડી ધોવાથી દાંતા ચીરાઇને તુટી જાએ છે માટે મેલ કાઢવા નાનો દાંતનો બ્રશ વાપરવો, ત્યાર પછી કપડાંએ ઘસીને લુછીને બંને હાથોની વચ્ચે લઇ અમથા અથવા સહેજ બૅલ તેલ લઇને ઘસવાથી તેપર પૅાલીશની માફક ચળકાટ આવશે.

**ભાગેલા સાંધવા** બેઉ છેડા સહેજ આડકવા ઓખવીને સરખા મેળવ્યા પછી સોખંડનો ગરમ ચીપીઓ લઇ વચેથી દાબીને સાંધો મળી જાય ત્યાં વેર ધરી રાખવા, અથવા દોરી વડે બંને છેડા ટાઇટ બાંધીને ખળખળતાં પાંણીમાં બોળ્યાથી પણ કેટલીક વખત સંધાઇ જાય છે. વળગાડવાની બીજી રીતો આગળ આપી છે.

**અસતરો નવો** દાઢી બોડવા આગમચ ગરમ પાંણીમાં અથવા બોરીક પાઉડર તેમાં ભેળીને ધોવા પછી વાપરવો અથવા કપડાં પર કોલોનવૅાટર કે સ્પીરીટ રેડી તેથી લુછી લેવો; જીલેત અથવા કોઇપણ જાતની અસતરાની બ્લેડ પણ એ રીતે કીધા

પછી વપરાશમાં લેવી કારણ કોઇ વખત લોઢું ખરાબ હોવાથી સાફ કીધા વગર નવી વાપર્યાથી કોઇકિનાં મોઢાં સુજી આવે છે માટે હમેશાં સંભાળ લેવી. બે બ્લેડ એક દિવસ આંતરે વાપર્યાથી લાંબો વખત ચાલશે. ધાર કાઢવાના સંચા પણ આવે છે.

**૧૫૮.—દાંતના બ્રશ સાફ કરવા** ગરમ પાણીમાં એમોનીઆ અથવા થોડો બોરીક પાઉડર પીગળાવી તેમાં ધોયા પછી ઠંડાં પાણીમાં ધોવાથી વાસ આવશે નહિ, વાપરવા પછી ઉભા મુકવાથી પાંણી નીગરાઇને જલદી સુકાશે.

કઠણ બ્રશને ખળખળતાં પાણીમાં બોળવાથી નરમ થાય છે. નવા બ્રશ વાપરવા આગમચ નીમકના પાંણીમાં ધોવાથી સોજા થઈ લાંબો વખત ચાલશે.

**દાંત કોતરની કવીલની** નરમ થઇ ગઇ હોય તો ફટકડીનાં પાંણીમાં બોળી સોજા પાંણીથી ધોઇને વાપરવી, મરડાયલી સરખી કરવા ખળખળતાં પાંણીની વરાળ પર ધરીને નરમ થયા પછી સીધી તેમજ બીજા કોઇબી ઘાટ કરવા કવીલ લાંબી પણ વાળી શકાય છે.

**ચસમાંનાં કાચ** સાફ કરવા સ્ફેદ ઝીણું કાગળ ( Tissue Paper ) લેવું અથવા શેમોઆ લેધરે લુછવા, ઘણા પાસ પડેલા ને ઝાંખા કાચો ધોઇને નીગરાતા મુકી સુકાવા દેવા, કચકડાંની ફ્રેમના ચસમા ધોવા નહિ, ફ્રેમો તુટેલી વળગાડવા માટે કચકડાંમાં જુવો. મોઢાંનો બાફ લગાડી સફેદ કપડાંએ લુછવાથી ચસમાંના કાચ સોજા થશે, નહિ થાય તો સ્પીરીટ કે કોલોનવૉટરનાં થોડાં ટીપાં કપડાં પર નાખવાં. કાચ પર સહેજ ગ્લીસરીન નરમ કપડાંએ લગાવાથી ઝાંખા થશે નહિ.

**પીન કુશન** ટાંચણી સોય વિગેરે ખોસવા માટે નાના ગોળ અથવા ચોરસ ઘાટના જાડાં કપડાંમાં લાકડાંનો વહેર, ઘેટાંનું ઊન અથવા કોપરી છુંદેલીનો વધેલો જાડો ભુકો તેવું કંઇ પણ ભરીને સીવવું, તેમાં સોય ટાંચણી ખોસવાથી કાટાશે નહિ.

**૧૫૯.—બીડીની પાઇપ સાફ કરવા** દારૂનો અર્ક અથવા સ્પીરીટ એક છેડેથી રેડી બંને છેડે બહાર કાઢવો અથવા તો થોડો વખત તેમાં બોળી રાખવી.

બીડી ( Cigarette ) હવાઇ જાય છે માટે ચપટ ઢાંકણવાલા બાકસમાં રાખવી.

**તંબાકુ હુવાયલો સુધારવા** ખળખળતાં પાણીનાં વાસણપર ઝીણું કપડું બાંધી તે પર તંબાકુ મુકી વરાળ લાગ્યા પછી ઉતારીને સુકવવાથી સોજો નવો જેવો થશે; તંબાકુ, બીડીનો વાસ મોઢાંમાંથી કાઢવા વૈદકમાં આપેલું છે.

**૧૬૦.—બાલની પીછી બનાવવા** માટે પહેલાં ફટકડીનાં પાણીમાં તે ધોઇ ચીકાશ નીકળ્યા પછી ચુકાં પાણીમાં એક દિવસ બોળી રાખી પાણી નીચવી કાઢી કપડાંના પડમાં દાબી સુકાય ને નખીઆ વડે ઓળી સરખા કાપવા પછી પીછી બનાવવી. ખરી ગયલા બાળ પણ એકઠા કરી તેની પીછી બનાવી માથાંના બાળ પ્રાશ બાંધવા વપરાશે.

## સાબુ તથા પાઉડર વિષે.

**૧૬૧–સાબુ** ખુલ્લો રાખ્યાથી કઠણુ રહી જલદી પીગળતો નથી, ભીનેલો પણ રાખવો નહિ. બાર સોપ ચાલુ વપરાશ માટેના ટુકડા કાપી રાખવાથી સુકો થઇને પાંણીમાં વાપર્યાથી જલદી પીગળશે નહિ. ટુકડા કાપવા છરીને બદલે તાર અથવા સુતલીની દોરી લઇ બંને હાથમાં ધરીને દાબવાથી કપાશે. કોઇબી સાબુ લાંબા વખતનો રહેલો સુકો થયલો સારો છે કારણુ જલદી ખપતો નથી.

**સોપ જેલી વધેલા સાબુના ટુકડાઓ** અથવા બાર સોપનો આખો ટુકડો વાપરવાને બદલે કપડાં ધોવામાં બનાવવા લખેલી છે તે મુજબની કરી પહોળાં મોઢાની સીસીમાં ભરી રાખી ખપ પડે તેટલી લઇ ઠંડા અથવા ગરમ પાંણીમાં મેળવી વાપર્યાથી સાબુનો ઘણો બચાવ થશે. એજ મુજબની સોપ જેલી માથું ધોતી વખતે પણ બાલને લગાડવા સાબુને બદલે વાપરેલી સારી છે. એ વિષે બાલની જતનમાં આપેલું છે. જમીન ધોવા માટે પણ સોપ જેલી ઉપયોગની છે. સોપ જેલીમાં બોરૅક્ષ કે બે રમ, ઍમોનીઆ ને ગ્લીસરીન થોડું ભેળવાથી બાલ ધોવા માટે વધુ સારી બનશે. નાના ટુકડાઓને દુધમાં મેળવી તેમાં લીંબુનો રસ ને સહેજ કોલોનવૉટર ભેળી ગોળા વાળી વાપરવા.

**કઠણુ સાબુમાં** બીજી મેળવણી સાથ સોડા ખાર ને ઑલીવ ઑઇલ ભેળેલું હોય છે, બીજી રીત ૭ બાટલી પાણીમાં અર્ધો રતલ પૉટેશ ચુલ્હે ઉકાળી બે રતલ ચરબી (Grease) ભેળી ધીમે અંગારે રાખી લાકડી વડે ફેરવ્યા કરવું બે કલાક સુધી, ઘટ થઇ લાકડીને વળગે કે પતરાનાં જુનાં કોડીઆમાં રેડી બંધાય ને વાપરવો.

**નરમ સાબુ** સારૂ કોપરેલ સાથ બીજી જાતનો ખાર ભેળેલો હોવાથી દરીઆના પાણીમાં વાપરવા માટે સારો છે. એનું ફીણુ પણ કઠણુ સાબુના કરતાં જલદી થશે, એનો રંગ ભુરો અથવા રાખના જેવો હોય છે. સાબુ નરમ બનાવી રાખવા સાધારણુ બ્રાઉન સોપ અર્ધો રતલ બારીક કાપી તેમાં ત્રણુ બાટલી પાંણી ને પા રતલ વૉશીંગ સોડા ભેળી પત્થરની બરણીમાં ચુલ્હાની નજદીક તાપ લાગે તેમ મુકી રાખી ઘડી ઘડી હળાવ્યા કીધાથી પીગળીને ઘટ થાય ને ઘરઘટ્ટુ ઉપયોગમાં લેવો.

**સાબુ દરીઆનાં પાણીમાં વાપરવા** ફુલર્સ અર્થ ને ઍશ સોડા સરખા વજનો ને તે બંનેના વજનનું કોપરેલ ભેલી કઠણુ ગોળા વાળવા, સુગંધ માટે કોઇબી અત્તરનાં થોડાં ટીપાં નાખવાં.

**સાબુના પાણીના પરપોટા** ( Bubbles ) બચ્ચાંને રમવાના બનાવવા માટે તેમાં થોડાં ટીપાં ગ્લીસરીન ભેળવાથી સારાં થાય છે.

**સાબુનું પાણી દાઢી બોહવા માટેનું** વિંડસર અથવા કૅસ્ટીલ સોપનો એક ટુકડો બારીક કાપી રૅકટીફાઇડ સ્પીરીટ આંઠ ઔંસ અને પાણી ચાર ઔંસમાં પીગળાવીને કોઇબી સુગંધી અર્કનાં થોડાં ટીપાં ખુશબો માટે ભેળીને મુકવા પછી નીચે

કચરો વિગેરે ઠરી જાય ને નીતર્યું પાણી ગાળીને સીસીમાં ભરી રાખવું, વાપરતી વખતે થોડાં ટીપાં વાસણમાં કે દાઢીપર નાખી ભીનાયલી પીછી તે પર ઘસ્યાથી ફીણુ આવશે. ઠંડીમાં બંધાઇ જાય તો ગરમ પાણીમાં બાટલી મુકવાથી પીગળશે.

સાબુના વધેલા ટુકડાઓ નાખી તારની જાળીનાં વાસણમાં મુકી પાણીના નલ તળે બાંધી રાખવા. પાણી વાપરતી વખતે પોતીકી મેળે પીગળીને હાથ તેમજ વાસણો ધોવા માટે સગવડ ભરેલું થશે તેમજ પાછલ કપડાં ધોવામાં આપવા મુજબ ઉપયોગમાં લેવા.

**ચામડીની સફાઇ માટેનો સાબુ બનાવવો** એક એક વાઇન ગ્લાસ કોલોન-વૉટર ને લીંબુનો રસ લઇ તેમાં વિંડસર સોપનાં બે ટુકડા છરી વડે બારીક ઓખવીને સર્વે સાથે મસળી હાથે ગોળા બનાવી સુકવવા. જોઇએ તો કોઇ અત્તર ખુશબો માટે ભેળવું.

**ગુલાબનો સાબુ** વિંડસર સોપના ચાર ટુકડામાં થોડુંક પાણી રેડી ચુહલા પર ઘટ લાહી જેવું થાયને ઉતારી તેમાં થોડો હીંગળોકનો રંગ તથા તજ, લવંગ ને ગુલાબનાં ઍસંસ ( Rose Essence ) નાં થોડાં ટીપાં ભેલી ગોળા કરી સુકવવા.

**૧૬૨.—પાઉડર સાધારણ** શરીર પર છાંટવા માટે બારીક પાઊડર ને મેગનસ કાર્બનાસ ( Magnus Carbonas) સરખાં વજનનું ભેળી તેમાં કોઇ પણ જાતનાં અત્તરનાં થોડાંક ટીપાં નાખવા, અબરખ ( Ta'c ) નો ભુકો સાથે ભેળવો. સ્ટાર્ચ ( Starch ) નો ભુકો, ઑરીસરૂટ ( Orris Root ) સરખાં વજનનું લઇ ખુશબો માટે કોઇબી જાતનું અત્તર નાંખવું, ઝીંક ઑક્ષાઇડ કે સોજો ચાક પણ ભેળાય છે.

**સોજો પાઊડર** ગુલાબનાં પાંદડાં બે ઔંસ, લવંદરના ફુલ તથા ઑરીસરૂટ એક એક ઔંસ, સોજાં લોબાંનનો બારીક ભુકો એક ડ્રાંમ, કસતુરી પાંચ ગ્રેન બદામનું ઍસંસ અને સુખડનું તેલ ત્રણ ત્રણ ટીપાં લઇ વાટી, સર્વે ભેળવાથી ઘણો ખુશબોદાર પાઊડર થશે.

**ગુલાબી રંગ માટે** કોઇબી પાઊડરમાં કારમાઇન ( Carmine ) ની ભુકી થોડી ભેળવી.

## બાલનું તેલ, અત્તર, કોલોંનવૉટર કોલ્ડ ક્રીમ.

**૧૬૩.**—બાલને લગાડવા માટે ઑલીવ ઑઇલમાં સહેજ કોલનવૉટર ભેળીને વાપરવું. ગામઠી ધુપરું તેમજ ઘણીક જાતના વિલાયતી તેલો આવે છે. બે રમ લગાડવાથી બાલ વધે છે, કોપરાંને ખમણી ચુહલા પર ધીમે અંગારે મુકી તેમાંથી તેલ નીકળે તે વાપરવું. ગુલાબ, બે રમ, અને કોલનવૉટર એક એક ઔંસ, ગ્લીસરીન અર્ધો ઔંસ, કવીનીન પાંચ ગ્રેન, સર્વે મેળવી હળાવીને માથાં પર લગાડવાથી ઠંડક પડશે, કવીનીન પહેલા કોલનવૉટરમાં પીગળાવ્યા પછી બધું ભેળી હળાવીને વાપરવું, જાંબોરંન્ડી (Extract Jamborandi) થોડા ટીપાં નાખવાથી બાલ વધશે. વૈદકમાં બાલમાં જોવું.

**બે રમ બનાવવા** બે ઑઇલ ( Bay Oil ) એક ઔંસ મેગનીશીઆ ( Magnesia ) અર્ધો ઔંસ, દારૂનો અર્ક તથા વરસાદનું પાણી એક એક બાટલીમાં સર્વે મેળવીને ફીલ્ટર પેપરમાંથી ગાળીને રાખવું, વધુ પાતલું જોઇએ તો બીજું વરસાદનું પાણી ભેળવું, મેગનીશીઆ વગર પણ બને છે. કોકો તેલ પણ બાલને માટે સારૂં છે.

**ફુલનાં તેલ, અત્તર,** જેવાં કે ગુલાબ, ચંબેલી, મોધરાં વિગેરેની પાંખડીઓ તોડેલી ચાર ઔંસને સુમારે લઇ હાથે કચડીને પહોળાં મોઢાની બાટલીમાં નાંખી તે પર અર્ધો પાઈંટ જેટલું ઑલીવ ઑઇલ રેડી ચપટ બુચ મારી તડકાં યા તાપ નજદીક થોડાક દિવસ મુકવાથી કસ ઓગળી ફુલનો વાસ આવે ને ગાળી લેવું; અથવા તો ફુલની પાંખડીઓ બરણીમાં પાંથરી તે પર રૂનું પાતલું પોહળીશ ઑલીવ ઑઇલમાં બોળીને મુકવું એ રીતે બે ત્રણ પડ કરી ચપટ ધાંકણું ઢાંકી તડકાં કે તાપ આગળ બે ત્રણ અઠવાડીઆં મુકયા પછી ફુલનો અર્ક નીકળે તે સર્વે સાથે કપડામાં નીચવી કાઢવો. ઠંડાં પાણીમાં ભીનવી તડકે મુકયાથી પણ એ રીતે અર્ક નીકળશે.

કોલનવૉટર કે દારૂનો અર્ક ( Alcohol ) લઇ તેમાં ગુલાબનાં ફુલની પાંખડીઓ ભીનવી રાખવાથી તેનો કસ ઓગળી ખુશબો આવશે.

બીજી ઘણીક જાતનાં ફુલોમાંથી અત્તર જુદી રીતે બને છે. અમથું અત્તર વાપર્વાથી તેનો વાસ ઘણો જલ્દ આવશે.

**સેંન્ટ રૂમાલપર છાંટવાનું** ઉપલી કોઇબી જાતનું ગુલાબનું અથવા બીજા ફુલોનું અત્તર ત્રીસ ટીપાંને સુમારે, એક ઔંસ સોજી સ્પીરીટ ( Rectified Spirit ) માં ભેળવું.

બીજાં તેલ ભરવા ચોપડવાના માટે વૈદક નુસખામાં આપેલાં છે.

**સુખડનું અત્તર બનાવવા** ઠંડા પાણીમાં બારીક ટુકડા થોડા દિવસ ભીનવી રાખી તેજ પાણી સાથ ચુલ્હે ખુબ ઉકાળીને ઠંડું પડવા પછી તે પર ચીકાશ આવે તે રૂ વડે કાઢી લઇ બીજાં વાસણમાં ભરવું.

**સોજું અત્તર પારખવા** કાગળપર ટીપું નાંખી આતશ પર ધરવાથી ઉડી જાય તે ચોકખું જાણવું.

**૧૬૪.—કોલોનવૉટર** સોજું બનાવવા લવંડરનું તેલ બે ચમચી રોઝમેરી તેલ ( Rosemary Oil ) દોઢ ચમચી, લેંમન તથા બરગેમોટ ( Bergamot ) કસ્તુરીનો અર્ક એક એક ચમચી ગુલાબનાં અત્તરનાં દસ ટીપાં સર્વેને સોજી રેકટીફાઇડ ભેળી હળાવીને વાપરવું.

**જુનું કોલોનવૉટર** લાંબો વખત રહેલું જલ્લદ બની પીળો રંગ થાય છે અને ભરવા ચોપડવામાં સારો ગુણ કરે છે.

**સોજ્જુ કોલોનવૉટર પારખવા** સીસી હળાવ્યાથી તેમાંનું ફીણુ તુરત બેસી જશે, હલકાંનું ફીણુ જલદી બેસતું નથી.

**ટોઇલેટ વિનિગરમાં** લેમન, લવંદર ને બરગેમટનું તેલ દરેક પા ભાગ ને દસ ભાગ સોજ્જે સરકો વીસ ભાગ જેટલો દારૂનો અર્ક ભેળી વાપરવું.

**લવંદર વૉટર** એક પાઈંટ સોજ્જી સ્પીરીટમાં લવંદરનું તથા બરગેમોટનું તેલ એક એક ઔંસ, નીરોલીનું તેલ અર્ધો ઔંસ, કસ્તુરી ત્રણ ગ્રેન, ગુલાબનું અત્તર દશ ટીપાં એક મહીનો ભેળીને રાખ્યા પછી ગાળી લેવું.

**૧૬૫.—કોલ્ડ ક્રીમ** બદામનું તેલ ચાર ઔંસ ને સફેદ મીણુ એક ઔંસ સોજ્જાં વાસણુમાં ચુહલે મેળવી તેમાં થોડીક ચરબી ( Sperm-aceti ) ને ઓરંજ ફ્લાવરવૉટર ( Orange Flowerwater ) તથા કપુર ( Gum Camphor ) નો નાનો ટુકડો સર્વે ભેળી પહોળાં મોઢાંની સીસીમાં ભરી ચામડીની સફાઇ રાખવા કે ચીરા પડે તે પર લગાડવા લેવું. કપુર નાખ્યાથી ખુશબો સારી રહેશે.

**૧૬૬.—સપંજ** ( વાદલાં ) જેમ સસતાં તેમ સારાં કહેવાય છે, લાલ તેમજ પીળા રંગનાં આવે છે. શરીર સાફ કરવા વપરાય છે.

**સ્પંજ મેલું ધોવા** ખળખળતાં પાણીમાં એક ચમચો નીમક ને એક ચમચો સોડા ખાર ભેળી તેમાં એક દિવસ બોળીને તેજ પાણીમા મસળીને ધોયા પછી બીજાં સોજ્જાં ગરમ પાણીએ ધોવાથી તેમાંનો મેલ નીકળી જશે, અથવા દરીઆનાં પાણીમાં ધોયાથી પણુ સ્વાફ થાય છે. સ્પંજ ઘણું મેલું થયલું હોય તો આખી રાત દુધ કે છાશમાં ભીનવી સવારે ગરંમ પાણીમાં બે ત્રણુ વખત બોળી છેલ્લે ઠંડાં પાણીમાં ધોવું.

**સ્પંજ ચીકણું** હોય તો તેમાં લીંબુનો રસ પચાવી પાએક કલાક રાખીને પછી બે ત્રણ વખત ગરમ પાણીમાં ધોઇ છેલ્લે ઠંડાં પાણીએ ધોઇ, સુકાય ને વાપરવું, સૉલ્ટસ ઑફ લેમન સહેજ પાણીમાં નાખવાથી પણુ સાફ થશે.

**સ્પંજને સફેદ બરફ જેવા રંગનું કરવા** બાર કલાક મીઠાંના તેજાબમાં ભીંનવીને પછી ધસીને પાણીમાં ધોઇ તેમાંથી ચુનો કાઢી નાખી પાછું તે ઍસીડનાં પાંણીમાં હાઇપોસલ્ફેટ ઑફ સોડા નાખી સ્પંજને બોળી કાઢવાથી તદ્દન સફેદ થશે.

## ગ્લવ્સ હાથમાં પહેરવાનાં, શેમોઆલેધર.

**૧૬૭.—ગ્લવસ પહેરવા** આગમચ હાથ તદ્દન સુક્કા કરવા, જોઇએ તો પાઊડર થોડો છાંટવો, પહેલાં બધી આંગળીઓ પોવા પછી અંગુઠો બહાર રાખેલો હોય તે ઘાલવો, ઉપર ચઢાવતી વખતે હાથનું ગુંઠણુ ટેબ્લ પર મુકી બીજે હાથે ખેંચીને ચઢાવવાથી ફાટશે નહિ. વચલું બટન પહેલાં પોઇને તેની પછીના પોતાં જવું, ઉપલું પહેલું બટન છેક છેલ્લે પોવું.

ગ્લોવ્સ કાઢવાં બધી આંગળીઓ ઉપરથી સહેજ બહાર કાઢયા પછી ઢીલાં થાય ને હાથમાંનો ઉપલો ભાગ ઉથલાવી ઉંધા કાઢીને ચતાં કરવા, તેમાં ફુંક મારવાથી આંગળીઓ સરખી થશે.

**કીડના ગ્લોવ્સ** પહેરતી વખતે ટાઈટ લાગે તો સહેજ તાપ આગળ પકડવાં પછી સહેલાઇથી ચઢશે અને ફાટી પણ જતાં નથી.

કડક કીડ હલકું હોવાથી જલદી ફાટી જશે, કીડનાં ગ્લવ્સ સુકી જગ્યામાં અથવા બંધ કાચની બરણીમાં રાખવાં.

**સફેદ કીડનાં મેલાં** થયલાં પાણીમાં સહેજ નીમક નાખી તેમાં બોળીને આંગળીઓ આસ્તેથી ઘસવી; દુધમાં સાબુ પીગળાવી સ્પંજ વડે તે પર ઘસવો; વાસી પાંઊંનો ભુકો ઘસવો એમાંની કોઇબી રીતે ગ્લોવ્સ સાફ કરતી વખતે હાથમાં પહેરીને કરવાં ને ભીનાયલાં હાથમાંજ સુકાયા પછી કાઢવાં. લીંબુનો રસ લગાડવાથી સોજાં થશે. દુધમાં સાફ કીધેલાં ભીનાં હશે તે પહેલાં પીળાં દિશે છે સુકાયા પછી પાછાં સફેદ થશે, એજ મુજબ રંગીન પણ ઘેરૂં દિશીને પછી સરખો રંગ થઇ જશે.

ડાઘો કાઢવા ફટકડી, ફુલર્સ અર્થ ને ક્રીમ ઑફ ટાર્ટરની ભુકી સર્વે સરખા વજનની બારીક કરી ભેળીને ઉપર ઘસવી. ઈંડાની સફેદીને પાણી ભેળીને લગાડયાથી પણ સાફ થશે.

નરમ કીડ ગ્લીસરીન ને એરંડીનું તેલ સરખા વજનનું ભેળી કોઇ વખત લગાડયાથી નરમ રહે છે, વાસ કાઢવા હવામાં ટાંગવાં.

**સુતરાઉ કાળાં ગલવ્સ** પહેરવા આગમચ નીમકનાં પાણીમાં ચુહલે ગરમ કરી સુકાયને ખેંચી સરખાં કરી પહેરવાથી દુચા યા કરચલી વળી જતાં નથી.

**ગ્લોવ્સ પર રંગ** સ્પંજ વડે કોઇબી જાતનો લગાડતી વખતે ઉપલી બાજુ પરથી સીવી લેવાં જેથી અંદરની બાજુમાં રંગ લાગે નહિ. હાથમાં પહેરીને સફેદ ફ્લેનલના ટુકડા પર થોડું પેટ્રોલ અથવા બેનઝાઇન ( Benzine ) લગાડી મેલા ભાગ ઉપર ઘસવાથી તદ્દન સાફ થઇ જશે. પછી હાથમાંથી કાઢી ખુલ્લી હવામાં સુકાવા ટાંગી દેવાં.

**કાળાં કીડનાં ગ્લોવ્સ** પર સહેજ ક્રીમ લગાડયાથી નરમ રહેશે ને કાળો રંગ ને ચળકાટ પણ રહેશે.

**રંગ ઝાંખો પડેલો** હોય તો તે પર એક ચમચી ઑલીવ ઑઇલમાં થોડી કાળી શાહી ભેળીને નરમ બ્રશ વડે અથવા પીછીએ લગાડીને તડકે સુકવવાં.

**ફુગના ડાઘ** અંદરની ઉંધી બાજુએ સ્ટ્રૉંગ એમોનીઆ લગાડવાથી કાળાં કીડનાં ગ્લવસ સાફ થશે.

**સફેદ કીડના ગ્લવસ મેલાં થયલાં ને રંગવા** કેસરનાં પાણીમાં બોળવાથી ક્રીમ, ઘેરો, ખુલ્લો જેવો જોઇએ તેવો રંગ કરી શકાશે.

**સુએદ** ( Suede ) નાં નરમ કપડાંના ગ્લવ્સ ઉપરના ડાઘા કાઢવા ઓટમીલ અથવા કોઈ પણ જાતનો આટો ગરમ કરી ફ્લેનલ વડે ઘસવો. પૉલીશનાં કાગળે પણ થોડા ડાઘ નીકળશે. પાઇપકલે દાંતના બ્રશ વડે ઘસવી.

**બકસ્કીન** માટે પ્લાસ્ટર ઑફ પૅરીસ અને પાઇપ કલેની ભૂકી દરેક ચાર ઔંસ ને આઈસીંગ્લાસ ત્રણ ઔંસ સર્વે ચુલ્લા પર મેળવી ઘટ થાય, ને ગ્લવ્સ પર જાડું લગાડી સુકાયા પછી હાથમાં પહેરી તાબલા ફોડતાં હોઇએ તેમ ઠોકીને તે મેળવણી બધી ખરીને નીકળી જાય કે ફુકી અસ્ત્રી ફેરવવી, બુટ પણ એ રીતે સાફ કરવાં.

**શેમોઆ લેધરનાં ગ્લવ્સ** પરથી ચીકાશના ડાઘો મૅગનીશીઆ અથવા ક્રીમ ઑફ ટાર્ટર લગાડયાથી નીકળશે.

એ ગ્લવ્સને ધોવા માટે સાબુનું ફીણ કરીને ઑલીવ ઑઇલ થોડા ટીપા ભેળવાથી નરમ રહેશે, અથવા ઍમોનીઆનાં બે ત્રણ ટીપાં નાંખી ગ્લવ્સ હાથમાં પહેરીને જેમ હાથ ધોતાં હોઇએ તેમ સાબુનાં ફીણમાં ઘસી ઘસીને ઉપરનો મેલ નીકળે ત્યાં સુધી ધોયા કરવું, પછી અમથાં ઠંડાં પાણીમાં એજ માફક ધોઇ ને સાફ થઇ જાય કે નરમ કપડાંએ જેમ હાથ લુછતાં હોઇએ તેમ દાબી દાબીને લુછી નાખવાં; લગભગ સુકાયા પછી હાથમાંથી કાઢવાં, રંગ ખરાબ થયલો સુધારવા માટે કપડાં રંગવામાં આપેલું છે. જોઇએ તો કેસરનાં પાણીમાં બોળવાં.

શેમોઆ લેધર તથા કીડનાં ગ્લવ્સના ફાટેલા ટુકડાઓ આરસી, કાચ, રૂપાં કામ, વિગેરે સાફ કરવાના ખપમાં આવશે.

ચામડાંને રબરના ગ્લવ્સ માટે ચામડાં તથા રબરમાં જુવો.

**૧૬૮.—શેમોઆ લેધર** નવું વાપરવા આગમચ સાબુનાં પાણીમાં ધોઇ સુકવીને વાપરવાથી લાંબો વખત ટકે છે, વળ દઇને જોરથી નીચવ્યાથી જલદી ફાટી જશે.

ગાળવા ( ફીલ્ટર ) માટે વપરાય છે, સીરપ તેમજ બીજી ઘટ ચીજો તથા પેત્રોલ વિગેરે ગળાશે, પેત્રોલમાં ભેળેલું પાણી શેમોઆ લેધરે ગાળવાથી છુટું પડી ઉપરજ રહીને તેમાં મળી જતું નથી. ઘટ ચીજ ગાળતી વખતે પાણીમાં બોળી નીચવીને લેવું.

## પીછાં, ફરની સંભાળ, વહેલ બોન્સ, છત્રી.

**૧૬૯.—પીછાં, ફર, બાકસમાં મુકતાં** વખતે દાબીને મુકવાં નહિ, છુટાં અળગાં રહે તેવો મોટો બાકસ લેવો, તેમાં ઉંચા કરતી વખતે ટંકણખારનો ( Borax ) પાઉડર છાંટવો અથવા કપુર ને કાળાં મરી સાથે રાખ્યાથી કસારાં કે તસર થશે નહિ.

**પીછાં દબાઇ ચુંથાઈ ગયલાં** હોય તો તડકામાં થોડો વખત મુકવાં, તાપ આગળ ધરવાથી ઉપશે છે. બ્રશ પાણીમાં ભીનવી પીછાંના વળથી ઉલટી બાજુ આરીને હવામાં સુકાયા પછી નેટર વડે થોકવાં.

**સફેદ અથવા બે રંગના બોઆ સાફ કરવા** માટે ઘણુંજ બારીક નીમક ને તેટલાંજ વજનનો આટો ભેળીને તે ઉપર છાંટી સંભાળીને હાથે ચોળી સાફ કરવા આસ્તેથી ઉપરનું બધું કાઢી પખોડવા માટે લાકડીને બદલે રબરની નળી વાપરવી.

**સીહમુંરગનાં પીછાંના બોઆ સાફ કરવા માટે** આતશ પર એક મુઠી ભર નીમક છાંટી બળવા માંડે કે ઉચેથી બોઆ પકડીને પખોડી થોડો તાપ લગાડવાથી નવું જેવું થશે, પણ ઝાલ લાગી સળગી નહિ ઉઠે તેની સંભાળ લેવી.

પાણીથી ભીનાયલાં કે હવાયલાં પર નીમક છાંટી હાથમાં લઇ સંભાળથી ઘસ્યા પછી નીમક પખોડી કાઢી તડકામાં અથવા તાપ આગળ ધર્યાથી પાછી કરચલી વળશે.

**ફરના કોલર** મેલા થયલા સાફ કરવા થોડું નવું સોજ્જું થુલું ઠંડું અથવા ગરમ લેવું, પણ ગરમ કરતાં દાઝે નહિ, માટે ફેરવ્યા કરી ઘણું ગરમ થાયને ફર ઉપર છાંટી હાથે અળગું ઘસીને પછી પખોડી નાખી તે પર બ્રશ મારવો, એક વખતમાં બરાબર સાફ નહિ થાય તો બે ત્રણ વખત એ માફક કરવું. સાજો બ્રશ લઇ તેની ઉપર સોજો રૂ પાતળો મુકીને ફર પર તે બ્રશ મારવો. રૂ મેલો થાયને અવાર નવાર બદલવાથી મેલું થયેલું સાફ થશે.

ધોવા માટે સાબુનાં ફુકાં પાણીમાં સંભાળીને હાથે ઉપર નીચે કરીને મેલ નીકળ્યા પછી સોજા ગરમ પાંણીમાં એજ રીતે ઉપર નીચે કરી સાફ થાયને તેને દોરી ઉપર સુકાવા હવામાં ટાંગવું, પછી અવર નવર પખોડવાથી પીછાં છુટાં પડશે. ઘણું તડકુ લગાંડવું નહિ.

**જાનવરના બાલ સાથના ઓઢવાનાં** આવે છે તેને સાફ કરવા મૅગનીશીઆ અથવા ગરમ આટો ને ઝીણી રેતી ભેળીને છાંટીને પછી તે ઉપર કઠણ બ્રશ મારવો. પછી તેને પખોડીને નેતર વડે ઠોકવાથી અંદર છાંટેલું નીકળી જાય ને નીખાઆ વડે ઓળી, ચુંથાએલું જણાય તો સંભાળથી ગરમ અસ્ત્રી ફેરવવી. ગરમ થુલું તેમાં ઘસવાથી પણ સાફ થાય છે. ફર કાળા રંગનાં ખરા પારખવા સ્પીરીટમાં બોળવાથી સહેજ ઝાંખા થશે રંગ આપેલાંને બોળયાથી લીલાં પીળાં થશે.

**પીછાંના તકીઆ** અંદરથી વાસ આવે તો સગડી પર ઉચેથી પકડી ગરમ કીધાથી વાસ નીકળી જશે. ઘણો વખત તાપ આગળ અથવા તડકે રાખવા નહિ કારણ કે કોઇ વખત તેમાંથી તેલ જેવો ચીકાશ નીકળી ખોરો વાસ આવશે. નવા ભરતી વખતે કપુરની થોડી ભુકી ભેળવાથી પીછાનો વાસ નીકળી જઇ લાબો વખત વેર ખરાબ થતાં નથી.

**પીછાં અથવા સાબરનો રૂ** તકીઆનાં કપડામાંથી નીકળીને વેરાતો હોય તો અંદરનાં કપડાંને મીણનું પડ નીચલી રીતે કરીને પછી તકીઆમાં ભરવા. કપડાંની ઉપર ગરમ અસ્ત્રી ફેરવવી ને પછી તે અસ્ત્રીના તળીઆં ઉપર નરમ મધપુડાનું મીણ

લગાડી તરત કપડાં પર દાબીને ફેરવવાથી મીણ તેની ઉપર વળગી જશે; એ માફક આખાં કપડાં પર મીણ વળગાવીને પછી વાપરવું.

**રૂ સાધારણ નરમ રાખવા** પીંજેલા રૂમાં બકરાંનું ઊન ભેળવાથી પીછાં જેવું નરમ રહેશે.

**નરમ પીછાં ( Eiderdown ) ની** રજાઇ કે તકીઆં ચાલુ વપરાતાં કઠણ ને ધગલો વળી જાય તો હવામાં ખુલ્લાં થોડો વખત રાખ્યા પછી નેતર વડે ઠોકવાથી પાછા ખીલી નીકળશે.

**સુજની જાડીને કઠણ ને નરમ કરવા** ગરમ પાણીની વરાળ આગળ ધરીને હાથે દાબવી. બીજું કોઇપણ કડક કપડું એ રીતે નરમ થશે.

**જુની રજાઇ નરમ** પીછાંની કાઢી નહિ નાખવી, પણ તકીઆની જાડાઇ જોઇએ તેટલી ચાર પાંચ ઘડી વાળી, માપ મૂજબ કાપી તે પર કવરો કરી તકીઆ બનાવવા.

**પીછાં ધોવા** જાડી નેટની કોથલીમાં ભરી મોઢું બંધ કરી સાબુનાં પાણીમાં સહેજ એમોનીઆ નાખી તેમાં કોથળી બોળીને સંભાળથી થોડો વખત હાથે ચોળ્યા પછી સોજાં પાણીમાં દુબાડી પીછાં ઉથલ પાથલ કરી સાફ થાય ને સુકાયા પછી તકીઆંમાં ભરી લાકડીએ ઠોકવાથી ખીલીને સોજાં થશે.

**તકીઆમાં ભરવા** પીછાં અથવા સાંબરનો રૂ એક એકની અંદર ગલેફનાં મોઢાં ઉતારીને સીવી લેવાં અથવા સરખાં પકડીને હલાવ્યાથી એકમાંનો બીજામાં ખાલી થશે, હાથમાં ખુલ્લો પકડીને નાખવાથી ઉડી જાય છે તેમજ દમમાં તેની રજકણો જશે. સાંબરનો રૂ કોટલામાંથી કાઢતી વખતે પણ બંધ જગ્યામાં બેસવું.

**પીછાંને પીળો** રંગ કરવા એક ચમચો હળદર એક બાટલી ખળખળતાં પાણીમાં નાખી તેમાં બોળવાં.

**નારંગી રંગ** સારૂ ઉપલી મેળવણીમાં સોડા બાઇકાર્બ અર્ધી ચમચી ભેળવો.

**લીલા રંગ** માટે ગુલીનું પાણી ચુલ્લે જોસ પાડી લેવું.

**પીછાંનો રંગ ઓસવી કાઢવા** હાઇડ્રોજન પરઑક્સાઇડ લેવું

**મરઘાંનાં પીછાં એકઠાં કરવા** કાપીને સમારતી વખતે ગરદન, છાતી ને પગ આગળના નરમ પીછાં કાઢી લઇ બરાબર પાછા ગરમ પાણીમાં ધોવાં; બારીક કપડાંની થેલીમાં ભરી તડકે સુકાય ને ઉપયોગમાં લેવાં. લાંબાં જાડાં પીછાં જેલી ઉકાળતી વખતે ચીકાશ કાઢવા કામ લાગશે.

**૧૭૦–વહેલ બોન્સની પટીઓ** જે બદીઆંનો વિગેરે સરખાં રાખવા માટે વપરાય છે તે મરડાઇ ગયલી સરખી કરવા થોડો વખત ફુકાં પાણીમાં બોળીને પછી સરખી જગ્યા પર મુકી સુકવવી. એ પટીઓ દાંતન કરતી વખતે કેટલાંક જીભ સાફ કરવા માટે પણ વાપરે છે.

**૧૭૧–છત્રી ભીનાયલ સુકવવા માટે** ખુલ્લી કરી ઊંધી ટાંગવી, નીચે મુકયાથી સળીઆ ઉપર પાણી ઉતરી જલદી સુકાતી નથી તેમજ સળીઆ ભીનાયાથી કીટાઇ જશે.

**કાદવના ડાઘ** સુકાયા પછી બ્રશ વડે કાઢવા સાબુનું ગરમ પાણી બનાવીને લુછવા, મેથીલેટેડ સ્પીરીટમાં કપડું બોળી ઘસવું.

**રેશમી છત્રી ઝાંખી પડેલી ચળકટી કરવા** ગરમ પાણી પા શેર લઇ તેમાં ખાંડ એક મોટો ચમચો પીગળાવી સ્પંજ ( વાદલું ) બોળી સરખે હાથે ઉપરથી નીચે લગાડીને ટાંગી રાખી સુકાયા પછી બંધ કરવી. રેશમી છત્રી ટાઇટ વિંટાળી રાખવાથી સાંધાઓ આગળથી કડક થઇ જલદી ફાટી જશે, અવારનવાર ઉઘાડયા કરવી. પાણીમાં ભીનવ્યાથી જલદી કહોતી નથી.

**કાળુ ઝાંખુ પડેલું કપડું** ગરમ પાણીને એમોનીઆ બ્રશ વડે લગાડવાથી સોજુ થશે.

**ચામડાંની છત્રી** વળગી જતી અટકાવવા સહેજ ટરપીનટાઇનનો હાથ લગાડવો.

**જુની છત્રી ઉપર નવું કવર ચઢાવવું** જુનું કપડું ઉખેડી તેમાંની એક કળી એટલે એક સળીઆથી બીજા સળીઆ સુધીનો ટુકડો તેજ ઘાટનો કાપી કાઢી માંપ સારૂં લેવો. નવાં કપડાંની કીનારીની લંબાઇની સીધી બાજુએ નાકા પરથી સહેજ સીલાઇનું રાખી ગોઠવી ને ટાંચણી ખોસવી., બીજો તેવો ટુકડો તેની પાસે સામેની બાજુની કીનારી નજદીક મુકવો, એટલે એકના પહોળા ભાગની પાસે બીજાનો અણીવાળો ભાગ આવે તેવી રીતે સર્વે છત્રીમાં જોઇએ તેટલા ટુકડાઓ ગોઠવીને પછી કાપવા. બધા સાંધાઓ ફાંક મારી જોડીને છત્રી ઉપર ઊંધું કવર ગોઠવી બરોબર બેસતું લાગવા પછી સંચામાં સાંધાઓ સીવીને સળીઆ સાથ વચમાં તેમજ નાકે ટાંકવા, રંગીન છત્રીનાં ઉપલા મથાલાંના સાંકડા ભાગ પરના સાંધાઓ બરોબર મળેલા નહિ દિશે તો તે પર તેમાંનાંજ કપડાંનું નાનું ચકરડું કાપી તેને દોરો ભરી ખેંચીને ચુર લઇ ગોળ ફુલના ઘાટનું બનાવી મથાળે ટાંકી દીધાથી બધું ઢંકાઇ જઇ શોભા આપશે. કાળી સાદી મોટી છત્રીઓને તેવું મુકાય નહિ માટે સાંધાઓ સંભાળથી સરખા જોડવાં. કવર ચઢાવવા આગમચ છત્રીનું ખાલી ખોખું ઊંધાડી દરેક સળીઆને છેડેથી સરખે તફાવતે ખેંચી ને દોરીના આંટા ગોળ ફરતા વિંટાળી તેનો અસલ છત્રીનો આકાર બનાવ્યા પછી કપડું સરખું ગોઠવાઇને બેશે છે. બીજી રીતનુ કવર છત્રીના ઘેરાવાને માપતું ગોળ ચકરડું કાપીને કીનારી ફરતી સીવીને તે સરખું ટાંકી શકાય છે.

---

## પ્રકરણ ૨૨.

## સોનું, રૂપું, મોતી તથા તેનું તોલ, ઝવેરાતમાં વપરાતાં કીમતીને હલકાં નંગો વિષે.

૧૭૨–સોનું ખરૂં હશે તો તે પર સુરોખારનો તેજાબ ( Nitric Acid ) લગાડવાથી જેવું ને તેવુંજ રહેશે. કોઈબી ધાતુની ભેળવાલું હશે તો ઍસીડથી બ્લુ કે લીલો ડાઘ તે પર પડી જશે.

કસોટીના પત્થર પર ઘસવાથી ખરાં સોનાના ડાઘ ઉપલી ઍસીડ નાખ્યાથી નીકળતા નથી, ભેળેલી ધાતુનો ડાઘ નીકળીને તેમાં જેટલું ખરૂં હશે તેટલોજ ડાઘ રહે છે. ચકમક સાથે ઘસવાથી તે પર ડાઘ પડે તેને ગંધકની દીવાસલી સળગાવી તે પર ધરવી; ખરાંનો ડાઘ રહેશે, ખોટાંનો ડાઘ નીકળી જશે.

**સોનું સાફ કરવું** અરીઠાનું અથવા સાબુનાં પાણી કરી તેમાં દાગીના બોળી રાખવા પછી ધોવા, ઘણું મેલું થયલું હોય તો સહેજ વૉશીંગ સોડા અથવા ઍમોનીઆ ઉપલાંની સાથે ભેળવા પછી સોજા પાણી વડે ધોવું, જોઇએ તો એમાં દાગીના મુકી ચુહલે ઉકાળવાથી પણ સાફ થશે, ગરમ પાણી એક પાઇંટમાં દસ ટીપાં ઍમોનીઆ ભેળી પાછી વડે જે દાગીનાં ચુહલે ઉકાળી નહિ શકાય તેવા સાફ કરવા. નીમક ને લીંબુનો રસ પાણીમાં નાખીને ધોવું. સફેદ સાબુ ઝવેરાત ધોવા માટેનો આવે છે તેનું પાણીમાં ફીણ કરી બ્રશ વડે ધોઇને સોજું પાણી છેલ્લે લેવું. પર્લઍશ પૉટેશ, કે કોલનવૅાટર ને પાણી ભેળીને તેમાં બોળી રાખવાથી હીરા જડેલા દાગીના ચાલું વપરાતા મેલા થયલા સોજા થશે.

કેટલાંક નંગો પાણાં, માણેક વિગેરે સાફ કરતી વખતે ચુહલે ઉકાળવાં નહિ. ઘણો તાપ લાગવાથી કોઈ વખત ફાટી જશે, તેમજ નીચેથી બંધ બાંધેલા દાગીનાઓ પણ પાણીમાં બોળીને સાફ કર્યાથી તેની ને ડાંખની વચ્ચે પાણી બરાઇ નીકળતું નથી જેથી ખરાબ ને ઝાંખુ દીશે છે માટે ફકટ લુછીને સાફ કરવા.

**ધોએલા દાગીના સુકવવા** લાકડાંના વહેરમાં મુકે છે, અથવા બારીક કપડાં વડે કે બ્લોટીંગ પેપરનો સોજો ટુકડો લઇ તેની બીંદરી વાली અણીવાળો ભાગ સર્વે ખાંચાઓમાં ઘાલવાથી પાણી ચુશી લઇ સુકું થઇ જશે.

ધોવા પછી પૉલીશ કરવી, શેમોઆ લેધર પર લાલ ભુકી લઇ ઘસીને લુછવું.

**સોનું કાળું થયલું** પાણી દશ ઔંસ સોડા બાઇકાર્બ પાંચ ઔંસ નીમક ને ચુનો ( Chlorinated Lime ) અર્ધો ઔંસ સર્વે ભેળીને રાખી તેમાંથી બે ત્રણ ટીપાં તે પર નાખીને બારીક કાગળે ઘસવાથી ચળકશે.

**સોનાનાં વજનનું ધોરણ,** એક કૅરૅટ ( Carat ) વજનમાં ચાર ત્રોય ગ્રેન તોલેલું થશે, દેશી રીતે તોલા પર મળે છે.

સોનાં સાથ રૂપું તથા ત્રાંબુ વધતા ઓછા પ્રમાણમાં હમેશાં ભેળાય છે, એ મુજબ અઢાર કેરેટનાં સોનાના બનેલા દાગીનામાં ચોકખું સોનું સાડી ઓગનીસ ગ્રેન રૂપું દોઢ ગ્રેન ને સોજું ત્રાંબુ ત્રણ ગ્રેનને સુમારે ભેળેલું હોય; એપ્ર માણે એનાથી વધુ તેમજ ઓછા કૅરૅટના સોનાંમાં ઊપલી ધાતુઓ પણ વધતી ઓછી ભેળેલી આવે છે.

ઘણું હલકું ચાર કૅરૅટનું; સોનું ચાર ભાગ, બે ભાગ રૂપું ને અઢાર ભાગ ત્રાંબુ ભેળવાથી બનશે, હવે એ પ્રમાણે ચારથી ચોવીસ કૅરૅટ યા વધુનાં બનેલા સોનાનાં દાગીનાઓના ચઢ ઉતર ભાવ ગણાશે.

**સોનું ઝારવા** ત્રણ ભાગ સોનું, બે ભાગ રૂપું દોઢ ભાગ ત્રાંબુ ને અર્ધો ભાગ જસત ચુહલે મેળવી નરમ ઘેરા રંગનું થાય ને લેવું અથવા દારૂના અર્કમાં સીસું પીગળાવી તુટેલા દાગીના તેનાથી વળગાડવા. હલકા ઊંચા દાગીનાના માટે ઓછું વધતું સોનું લે છે.

**સોનું પીગળાવવા** સુરાખારનો ને મીઠાંનો તેજાબ ભેળાય છે, ભઠ્ઠીના સખત તાપમાં પણ પીગળશે.

**સોનું નકલ કીધેલું** ત્રણ ભાગ ત્રાંબું, એક ભાગ રૂપું ને બે ભાગ પ્લૅટીના ધાતુ ભેળીને બનાવેલું કેટલીક વખત પરખાતું નથી.

**સોનેરી ગીળીટ કીધેલી ચીજો** પાણી એક પાઈંટમાં દસ બાર ટીપાં ઍમોનીઆ ભેળી ધોઇ લુછીને શેમોઆ લેધરથી પૉલીશ કરવી; અરીઠાના ફીણનું અથવા સાબુનું પાંણી ગરમ કરી ધોવા વાપરવું અથવા પોટેશ, ટંકણખાર અથવા વૉશીંગ સોડા કંઇ પણ એક ઔંસ લઇ પાઇંટ પાણીમાં ભેળી લેવું. સરકો કે એલ દારૂ લગાડવાથી ચળકશે.

સોનું કદી જુનું થતું નથી, કહેવત મુજબ સાગ, સીસમ ને સોનું કદી ન થાય જુનું.

**રેડીઅંમ** ( Radium ) ઘણી કીમતી ધાતુ કહેવાય. છે. એક ઔંસનો પોણો કરોડ રૂપ્યા કીમત અંકાય છે. રંગ ખુલ્લો પીળો હોય, એની ગરમી લગાડવાથી કેટલાંક દરદો પણ સારાં થાય છે.

## રૂપું તથા પ્લૅટીનંમ.

**૧૭૩.—ખરૂં રૂપું** નાઇટ્રીક ઍસીડમાં પીગળતું નથી તેમજ તે ઍસીડના ડાઘ સોજાં રૂપાંપર પડશે નહિ, હલકું ભેળવાલું તે ઍસીડ લાગવાથી લીલું થાય છે. દાગીના બનાવવા બીજી ધાતુ સાથે ભેળે છે.

**રૂપું ઝાંખું પડેલું સાફ કરવા** નીચલી કોઇબી રીત અજમાવવી. કોલનવૉટર, દારૂનો અર્ક, જીન દારૂ, સ્પીરીટ અથવા ઍમોનીઆ, ગુલીનું પાંણી એમાંની એકુ ચીજ સાથ ચાકની ભુકી ભેગી તેમાં ટરપીંનટાઇનનાં એકુ બે ટીપાં નાખી રૂપા પર લગાડી સુકાય ને નરમ કપડાં વડે લુછી શેમોઆ લેધરે મખમલનો ટુકડાએ ઘસવાથી ચળકશે.

સાબુનાં પાંણીમાં ટંકણખારની ભુકી થોડી ભેળી તેમાં બોળવા પછી સોજાં ગરમ પાંણીએ ધોવાથી હમેશાં ચળકતું રહે છે, અને ઘડી ઘડી પૉલીશનો પાઉડર લગાડવો પડશે નહિ, જોઇએ તો ચુહલે ઉકાળવું. ખળખળતાં પાણીમાં રોજ ધોવાથી પણ સોજું રહેશે. પાંણીમાં થોડીક આંમલી અથવા તો નવસાગર નાખી તે રૂપાંની ચીજ ચુહલે ઉકાળવાથી સોજી થશે. નાઇટ્રીક ઍસીડમાં બોળી કાઢયા પછી અરીઠાનાં પાંણીએ ધોઇ નાખવું. એલ્યુમીનમનાં વાસણમાં પાંણી રેડી તેમાં રૂપાની ચીજો મુકી ચુહલે ઉકાળવાથી એ ધાતુમાંની મેળવણી રૂપું સાફ કરે છે, અથવા ત્રાંબાના વાસણમાં પાંણી સાથ ઉકાળતી વખતે એલ્યુમીનમનો ટુકડો કે બીજું નાનું વાસણ સાથે મુકવું.

**કાળું થયલું રૂપું** પાણી સાથે ચાર છોલેલા પટેટા નાખી થોડુંક નીમક ભેળી ચુહલે અર્ધો કલાક ઉકાળી રૂપાંની ચીજ તેમાં ડુબાડી સોજી દીશે ને કાઢી સોજાં પાંણીએ ધોઇને લુછવી. સ્પીરીટ અર્ધો ઔંસમાં બે ડ્રામ કપુર પીગળાવી પા. ઔંસ લાઇકર ઍમોનીઆ એક ઔંસ ટરપીંનટાઇન ને ચાર ઔંસ ચાક સર્વે ભેળી પીંછી વડે લગાડી સુકાય ને ધોઇ નાખવું જરીકાંમ પણ એ રીતે ચળકતું થશે.

**સાંકળીઓ સાફ કરવા** ઍમોનીઆનાં પાંણીમાં બોળી કાઢી ને તુરત દારૂનો અર્ક લગાડી ભુસામાં સુકવવી. દારૂનો અર્ક બે ભાગ, પાંણી એક ભાગને લવંદરનું તેલ પા ભાગ ભેળી સ્પંજ વડે લગાડવું, અથવા જાડાં ગરમ કપડાંના કે શેમોઆ લેધરના નાના ટુકડાને કેસ્ટીલ સોપનાં પાંણી સાથ થોડીક ઝવેરાત સાફ કરવાની લાલ ભુકી ભેળી તેમાં કપડું બોળી તડકે સુકવી લુછવા વાપરવું.

**પૉલીશના બોલ** બનાવવા ગુંદરનાં પાતલાં પાંણીમાં બે ભાગ ત્રીપોલી પાઉડર ને ચાર ભાગ ચાક મેળવી કઠણ ગોળા કરી સુકાવી લેવા. સ્ટાર્ચની ભુકીએ પણરૂપું ચળકશે.

**નકસી કોતરેલી ચીજો કાળી થયલી** પાંણીમાં સહેજ ઍમોનીઆ અથવા ફટકડી નાખી પીગળે ને તેમાં બોળી બ્રસ વડે ઘસી સાફ થાય ને સોજાં પાંણીમાં ધોઇ લુછીને શેમોઆ લેધરે પૉલીશ કરવી. સુકા ચાક અથવા પાઉડરે પણ સાફ થશે, નકસીમાંથી કાઢવા બ્રશ વાપરવો. સરકો જોઇએ તો ફટકડીને બદલે ઍમોની-આમાં ભેળવો. ઍમોનીઆ બે ડ્રામ, ટરપીંનટાઇન બે ઔંસ, ચાક આઠ ઔંસ, સ્પી-રીટ ઑફ કૅંમ્ફર ચાર ડ્રામ, દારૂનો અર્ક એક ઔંસ, સર્વે ભેળી સ્પંજ વડે લગાડવાથી સાફ થશે. બીડીની રાખ અથવા ગેસના મેંન્ટલની ભુકી લેવી.

**શાહીના ડાઘ કાઢવા** બ્લીચીંગ પાઉડર પાંણી સાથ ભેળી લગાડી સાબુનાં પાંણીએ ધોઇ નાખવું. ઑકઝેલીક ઍસીડનાં પાંણીએ પણ નીકળશે.

દવાના ડાઘ પર ગંધકના તેજાબમાં કપડું બોળી ઘસવું અથવા સ્પીરીટ ઑફ વાઇન લગાડી સાબુનાં પાંણીએ ધોવાથી રૂપાંના ચમચા, ગ્લાસ વિગેરે સોજ્વ‍ં થશે.

ઇંડાંના ડાઘ પડે તો નીમક ઘસવાથી નીકળે છે.

ફ્રુટના ડાઘ પર સ્પીરીટ ઑફ વાઇન લગાડી પાંણીએ ધોવું.

ચમચા કાંટા ચાલુ વપરાતાને અઠવાડિયે ટંકણખારનાં પાંણીમાં ધોવા અથવા સોડાખારને કોલસાની ઘણી બારીક ભુકી સાથે ભેળી ઘસવાથી ચળકતા થશે, તેમજ ચાલુ વપરાતી રૂપાની ચીજો શેમોઆ લેધર અથવા સુતરાઉ ફ્લેનલ વડે નુછવી. ચમચા કાંટાને બારીક કાગળમાં વીંટાળીને મુકતી વખતે એક એકની અંદર સહેજ આટો છાંટવાથી સોજા રહેશે ને વાપરતી વખતે ધોવાની અગત રહેતી નથી. સહેજ સાલીડ તેલ લગાડવું. સુકો આટો અથવા લાકડાંની બારીક રાખને પાંણી સાથ મેળવી થોડા વખત લગાડી રાખ્યા પછી ધોવું. એ રીતે જર્મન સીલ્વર તથા નીકલની ચીજો પણ સાફ થાય છે. કાટ કાઢવા પૅરેફીન સાથ પીળી ઈંટની ભુકી ઘસવી. વીસડો વાસ કાઢવા રાઈનાં પાંણીમાં બોળવાં. સુતરાઉ ફ્લેનલમાં વિટાળવાથી સોજું રહે છે.

રૂપું સાફ કરવાનો પેસ્ટ ટરપીનટાઇનમાં લાલ ગેરુની ભુકી, કાળી સીસાંની ભુકી સરખાં વજનની ભેળી ઘટ લગાડયા પછી સુકાયને બ્રશ વડે ઘસીને કપડાંને સ્પીરીટ ઑફ વાઇનમાં બોળીને જોરથી નુછવું. પ્લેટ પાઉડર ઘરઘતુ વપરાશની પીજમાં આપેલો છે.

રૂપાંની જાલીની પાકીટ ( Purse ) સાફ કરવા છાશનાં પાણીમાં બોળીને આખી રાત રાખ્યા પછી ફુકાં પાંણીએ ધોઈ નાખવી.

રૂપાંના દાગીના રાખવાની જગ્યામાં કપુરનો ટુકડો મુકયાથી જલદી ઝાંખું થતું નથી. સુતરાઊ ફ્લેનલમાં વીટાળેલું પણ ઝાંખું પડશે નહિ.

સીકકા કાળા થયલા પાંચ ઔંસ પાંણીમાં પા ઔંસ ગંધકનો તેજાબ ભેળી તેમાં પાંચ મિનિટ બોળ્યા પછી સાબુનાં પાંણીએ ધોઇ શેમોઆ લેધરે નુછયાથી નવા જેવા થશે.

રૂપું ખરભરૂં રવા જેવું ( Frosted ) બનાવવું. નાઇટ્રીક ઍસીડ ને પાંણી બંને સરખાં વજનનું ભેળી તેમાં રૂપું થોડી મિનિટ બોળી રાખી પછી ચોકખાં પાંણીમાં ધોઇને ગરમ લાકડાંના વહેરમાં ખોશી મુકી તદ્દન સુકાયા પછી કાઢી લઇ તે પરનો વેહર બ્રશ વડે સાફ કરી નાખવો, એ રીતે રૂપું બરફ જેવું થયલું જણાશે. એ પાંણીમાં હાથ બોળવા નહિ.

રૂપાંને વળગાડવા અથવા ઢાંખ (પડ) દેવા માટે ત્રાંબુ, તથા જસત તોલા પાંચ અને રૂપું તોલો એક ભેળી ચુલ્હે પીગળાવી વાપરવું, કલાઇ ને રૂપું સરખા વજનનું તાવીને લગાડવાથી પણ સંધાશે. ટંકણખારને પાંણીમાં ઘટ બનાવી વળગાડવા લેવું.

રૂપાંની નકલ કરવા કલાઇ ને ત્રાંબુ ભેળે છે.

ઑક્ષીદાઇઝડ (Oxidised) એટલે રૂપાં પર લોખંડનો ધોળ ચઢાવેલું કાળા રંગનું આવે છે, તેને સાફ કરવા પાંણીમાં સોડા સલ્ફસ (Soda Sulphus) પીગળાવી તેમાં કપડું બોળી લુછવાથી તદ્દન નવું જેવું થશે. અમથાં ગરમ પાંણીએ ધોઇને શેમોઆ લેધરે લુછવુ. ગંધકનો તેજાબ એક ભાગ ને પાંણી ચાલીસ ભાગને સુમાર ભેળી ચુલ્હે ઉકાળતી વખતે ઉપલી ચીજ અંદર મુકવાથી સોજી થશે.

રૂપું અથવા ઇલેક્ટ્રોપ્લેટની ચીજો લુછવા સારૂ જાડાં કપડાંને દુધ એક પાંઈંટમાં અમોનીઆ એક ઔંસ પીગળાવી પાંચ મીનીટ વેર તેમાં કપડું ભીનવી રાખી બહાર કાઢવા પછી તુરત ઠંડાં પાણીમાં પાછું બોળી કાઢીને તડકામાં અથવા આતશ આગળ સુકાવી નાખી કોઇબી ચીજો તેને લુછવાથી ચળકટી થશે.

**૧૭૪.—પ્લૅટીનમ** (Platinum) ઘણીમે ાંઘી ધાતુ તરીકે ગણાય છે. ગમે એવી ગરમી કે તાપ લગાડવાથી લાલ થશે પણ જલદી તે પીગળતું નથી. રૂપાંને મળતું આવે છે. કસોટીના પત્થર પર ઘસી નાઇટ્રીક ઍસીડ તે પર નાખવાથી ડાઘ નીકળે નહિ તે સોજું જાણવું. પ્લેટીનમને સાંધવા સોનું વપરાય છે.

**પ્લૅટીનમ** સાફ કરવું તેમાં બાંધેલા દાગીના કાળાશ પડતા થઇ જાય તો, ઍમો-નીઆમાં પાંણી ભેળી તેમાં નરમ કપડું બોળી તે વડે લુછવાથી પાછા સોજા થશે.

## મોતી અને તેનાં તોલ, કોઠા, ચવનાં દાખલાઓ વિગેરેની સમજણ.

ઝવેરાત દરેક જાતનું ચાલુ જોવાથી તે ઊંચું, હલકું પારખવાની સમજ આવે છે.

**૧૭૫.—મોતી (Pearl) ખરાં પારખવાં** દાંતને લગાડી સહેજ ઘસવાથી ખરબચડું લાગશે, અને વીંધવામાં પણ ઘણું કઠણ લાગે છે.

**ખોટાં મોતી** દાંતને લીસાં લાગી તે પરથી સરી જાય છે. તેમાં ટાંચની ભોકતાં નરમ હોવાથી તે અંદર પેવસ થઇ જશે.

**મોતીનું તોલ** ચવની ગણત્રીએ થાય છે, જેની સમજ આપી છે. દુનીઆમાં સઉથી મોટું મોતી ૧૮૦૦ ગ્રેનને સુમારે મળેલું છે.

સોજાં ગોળીબંધ ને ચળકટી ચામડીનાં ગુલાબી રંગનાં મોતી સારાં ગણાય છે, પીળા દાણા હલકા કહેવાય પણ કેટલીક વખત તેવાં મોતી ચાલુ પહેરતાં પરસેવો લાગવાથી લાંબે વખતે સફેદ થાય; ખાટો કે ખારો પરસેવો ચામડી ખરાબ થશે. તેમજ મોતી અમથા બંધ હવા લાગ્યા વગર પડી રહેતાં ઝાંખાં પડી કોડી જેવાં દીસે છે. ચીનું રૂપંજ તેની પાસે મુકવું. ચાલુ વાપરવાથી ચામડીપર ચળકાટ રહેશે.

બસરાઇ મોટીના દાણા વજનમાં ભારી કહેવાય છે.

મોતી ઉપરની ખરબચડી ચામડી કાઢવાથી નીચેનું સોજું પડ નીકળે છે, કોઇક વખત નીચેનું ખરાબ પડ નીકળી આવે તેનો ભરૂસો નહી, ઘણી ઠંડી કે ગરમીના ફેરફારથી કોઇ વખત ફાટીને ચીરા પડે છે. કાળા રંગનાં મોતી જવલે મળે છે ને ઘણા કીમતી ગણાય છે.

મોતીમાંની ફાટ મોઢાંમાં તેને થોડો વખત રાખવાથી ગરમીએ પુરાશે પણ એકુ એ કલાકમાં પાછી દિશી આવે છે.

ઝીણા મોતીના દાણા ( ખાખો ) સોજો ગોળીબંધ પણ મોંઘો ગણાય છે, એને સીડ પર્લ ( Seed Pearl ) કહે છે.

નવાં વીંધેલાં મોતીના ખરબચડા વેહમાં રેશમ પોવાથી કતરાઇ જાય તો કાઢો જે કોચની લાઇનીંગ માટે વપરાય છે તે પાતલો વેહમાં પોઇને થોડો વખત ઘસવાથી સફાઇ થશે. લંબાસુ મોતી ( સુજની ) અણી પરથી વીંધેલું કીમતી ગણાય છે. કલચર કીધેલા વીંધતી વખતે બારીક ભુકી જેવું નીકળશે; ખરાંમાંથી કંઇબી નીકળતું નથી.

મોતી પોવા માટે પાતલી તારની સોય આવે છે જેને કાચાં ઝીણાં રેશમમાં પોઇ મોતીની શેર તેમાં ભરવા પછી વણેલા રેશમની છેડા સાથ પેલાં કાચાં રેશમનો છેડો મેળવી દઇ બધાં મોતી તે પર સંભાળથી સેરવી લેવાની સહેલી રીત છે. મોટા દાણાની શેર ભરતી વખતે દરેકની વચે કોઇ ગાંઠ મારે છે જેથી રેશમ કદાચને આળા તુટે તોપણ બધા દાણા સરીને નીકળી પડતા બચશે. રેશમને વળ આપવા સીવવાના પ્રકરણમાં જોવું.

મોતી ધોવા છુટાં પાડી ઝીણાં કપડાંમાં પોટલી બાંધી અરીઠા સાથે ખાંડ અથવા નીમક ભેળેલાં પાંણીમાં બોળી હાથની હથેલી પર ઘસવાં, પછી બીજાં સોજાં કપડાંએ લુછવાં. ઘઉંનું થુલું થોડું પાણી સાથ ચુલ્હલે ઊકાળી ગાળી કાઢી તે પાણીમાં મોતી ઘસીને ધોઇ સોજાં પાંણીએ પાછાં ધોવાં, જોઇએ તો થોડી ફટકડી ભેળવી, ગાયનાં દુધમાં સાબુ ઉકાળી પીગળ્યા પછી તેમાં મોતી ઘસીને ધોઇ સોજાં પાણીમાં ધોવાં.

મોતી સફેદ કરવા માટે હાઇડ્રોજન પરૉક્ષાઇડ ( Hydrogen Peroxide ) નામની દવા લગાડે છે જેને બ્લીચ ( Bleach ) કીધેલાં કહે છે. એ રીતે સાફ કીધેલાં મોતી લાંબે વખતે ઝાંખાં પડી જાય છે.

મોતી કલચર કીધેલાં ( Cultureed Pearls ) હાલમાં ખરાં જેવાંજ આવે છે તેની બનાવટ મોતીની શીપનાં ગોળ તેમજ ચપટા દાણાઓ બનાવી જે દરીઆમાં ( Oyster Beds ) જેમાં મોતી પાકતાં હોય ત્યાં માણસો અંદર ઊતરી મોતીઓ પેદા થતી શીપો બહાર કાઢી જરા સહેજ ખોલીને તેમાં ઊપલા બનાવેલા દાણાઓ એકુ બે મુકી બંધ કરી પાછા દરીઆમાં મુકી દે છે. એ રીતે લગભગ એક વરસ વેર રાખવાથી તે દાણાઓ પર તેમાંની જીવતી કાળુ માછલીઓ ( Pearl Oysters ) મોતીનાં જેવું સોજું પડ બનાવી દે છે ત્યાર પછી તેટલી મુદતમાં તૈયાર થવે તે મોતીઓ કાઢી લે છે. જો કે ખરાં પણ કીમતમાં તેમજ વજનમાં કુદરતી અસલ મોતી કરતાં ફરક પડે છે.

મોતીનાં તોલનું કોષ્ટક કોઠા તથા ચવના દાખલાઓ.

| | | |
|---|---|---|
| ૧૬ | બદામ= | ૧ દોકડો |
| ૬૧ | દોકડા= | ૧ ટકો |
| ૧૦૦ | " = | ૧ ચવ |
| ૧૩॥ | ટકાની | ૧ રતી |
| ૨૪ | રતીનો | ૧ ટાંક |

દાખલા તરીકે ૧ મોતીનો દાણો વજનમાં એક ટાંક ( ૨૪ રતી ) થાય છે તેના ચવ ૩૩૦ થશે, ને જો તેજ વલનાં તેટલા મોટા ૩૩૦ દાણા વજનમાં એક ટાંક થાય તો તેનો ચવ ૧ ગણાશે; એ પ્રમાણે ટાંકમાં દાણા વધતા આવે તેમ ચવનું વજન ઘટતું જાય. એ મુજબની મોતીની ચવની ગણત્રી થાય છે. ઊપલે હીસાબે ૨ દાણાના ૧૬૫ ચવ અને ૩ દાણાના ૧૧૦ ચવ ગણવા, ૪ દાણાના ચવ ૮૨॥, ૫ દાણાના ૬૬ ચવ, ૬ દાણાના ચવ ૫૫, ૭ દાણા ૪૭ ચવ ૧૪ દોકડા. એ ગણત્રી પ્રમાણે ૩૫૧ દાણાનું વજન ઘટી ને ०॥ ચવ ને ૧૯ દોકડા થશે.

**કોઠામાંથી ચવ કાઢવાની સમજણ**, એમાં જે વજણ રતી, ચવ અને દોકડાનું આપેલું છે તે ફ્કટ એકજ દાણાનું જાણવું.

દરેક વલનો દાણો નાનો કે મોટો હોય તેનું છુટું વજણ કાઢવા માટે રતીના કાંટા પર છુટા છુટા તોલી જોવા પછી તે દરેક દાણો જેટલા રતી થતો હોય તેટલા રતી માટે કોઠામાં જોવાથી તેનાં ચવ ને દોકડા મળી આવશે, જે સર્વે એકજ દાણાનું વજન ગણાશે.

એજ મુજબ એક સરખી સાઇઝના ગમે એટલા દાણાના સામટા રતી કાંટામાં તોલીને તેનાં તોલેલાં વજણની રતી સાથ કોઠામાં સરખાવી જોવા, પણ એમ નહિ સમજવું કે તેજ સામટા દાણાનું વજન થયું. નાના મોટા વલના ભેળેલા દાણાનું તોલ સામટું કઢાશે નહિં.

ધારો કે તોળેલો એક મોતીનો દાણો અથવા અગીઆર તેનાજ વલના એક સરખા દાણા વજણમાં ૫॥ રતી થયા; કોઠામાં તે ૫॥ રતીનાં ૧૫॥ ચવ ને ૪ દોકડા આપ્યા છે જે પણ એકજ દાણાનું વજન જાણવું. આપણને હજુર ૧૧ દાણાના ચવ કાઢવા પડશે, જે માટે પહેલો દાખલો જોવાથી સમજ પડશે.

એજ મુજબ કોઠામાં જોઇને બીજા ત્રણ દાખલાઓ ૭, ૧૫, ૩૯ દાણાઓનાં ચવ કાઢવા એક દાણાનાં વજણને હીસાબે બતાવ્યું છે.

કોઠો લાંબો હોવાથી હાલમાં ફ્કટ રતી ॥ થી રતી ૬ સુધીનો આપ્યો છે, પણ તેવી તૈયાર કોઠાની ચોપડીઓ આવે છે જેમાં એથી વધુ ૫૦ રતી ઉપરનાં વજણના દાણાઓની વિગત મલશે.

# કોઠો.

## દાણા એકના ચવ.

| રતી | ચવ | દોકડા | રતી | ચવ | દોકડા | રતી | ચવ | દોકડા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૦। | ૦ | ૩॥ | ૨)≡ | ૨॥ | ૨૪ | ૪)= | ૯॥ | ૨૪॥ |
| ૦।- | ૦ | ૫ | ૨। | ૨॥। | ૧૫ | ૪)≡ | ૧૦ | ૪॥। |
| ૦।= | ૦ | ૮। | ૨।- | ૩ | ૬। | ૪। | ૧૦। | ૯॥। |
| ૦।≡ | ૦ | ૧૦॥। | ૨।= | ૩ | ૨૩ | ૪।- | ૧૦॥ | ૧૫। |
| ૦॥ | ૦ | ૧૪। | ૨।≡ | ૩। | ૧૫ | ૪।= | ૧૦॥। | ૨૧॥ |
| ૦॥- | ૦ | ૧૮ | ૨॥ | ૩॥ | ૮ | ૪।≡ | ૧૧। | ૩ |
| ૦॥= | ૦ | ૨૨॥। | ૨॥- | ૩॥। | ૧ | ૪॥ | ૧૧॥ | ૧૦ |
| ૦॥≡ | ૦। | ૨ | ૨॥= | ૩॥। | ૧૯॥ | ૪॥- | ૧૧॥। | ૧૬॥। |
| ૦॥। | ૦। | ૭ | ૨॥≡ | ૪ | ૧૩॥। | ૪॥= | ૧૨। | ૦॥ |
| ૦॥।- | ૦। | ૧૨॥ | ૨॥। | ૪। | ૮। | ૪॥≡ | ૧૨॥ | ૮॥। |
| ૦॥।= | ૦। | ૧૮॥। | ૨॥।- | ૪॥ | ૩॥ | ૪॥। | ૧૨॥। | ૧૭॥ |
| ૦॥।≡ | ૦॥ | ૦। | ૨॥।= | ૪॥ | ૨૩॥ | ૪॥।- | ૧૩। | ૧॥। |
| ૧ | ૦॥ | ૭ | ૨॥।≡ | ૪॥। | ૧૯ | ૪॥।= | ૧૩॥ | ૧૧॥ |
| ૧)- | ૦॥ | ૧૪॥ | ૩ | ૫ | ૧૫। | ૪॥।≡ | ૧૩॥। | ૨૧॥ |
| ૧)= | ૦॥ | ૨૨॥ | ૩)- | ૫। | ૧૨॥ | ૫) | ૧૪। | ૭ |
| ૧)≡ | ૦॥। | ૫॥। | ૩)= | ૫॥ | ૯॥ | ૫)- | ૧૪॥ | ૧૮ |
| ૧। | ૦॥। | ૧૪॥ | ૩)≡ | ૫॥। | ૭॥ | ૫)= | ૧૫ | ૪ |
| ૧।- | ૦॥। | ૨૩॥। | ૩। | ૬ | ૫ | ૫)≡ | ૧૫। | ૧૬ |
| ૧।= | ૧) | ૮। | ૩।- | ૬। | ૩॥ | ૫। | ૧૫॥। | ૪ |
| ૧।≡ | ૧) | ૧૮। | ૩।= | ૬॥ | ૨॥ | ૫।- | ૧૬ | ૧૬॥। |
| ૧॥ | ૧। | ૪ | ૩।≡ | ૬॥। | ૧॥। | ૫।= | ૧૬॥ | ૫ |
| ૧॥- | ૧। | ૧૪॥। | ૩॥ | ૭ | ૧॥। | ૫।≡ | ૧૬॥। | ૧૮॥। |
| ૧॥= | ૧॥ | ૧। | ૩॥- | ૭। | ૨ | ૫॥ | ૧૭ | ૮ |
| ૧॥≡ | ૧॥ | ૧૩ | ૩॥= | ૭॥ | ૨॥। | ૫॥- | ૧૭। | ૨૨॥। |
| ૧॥। | ૧॥। | ૩। | ૩॥≡ | ૭॥। | ૪ | ૫॥= | ૧૮ | ૧૨ |
| ૧॥।- | ૧॥। | ૧૩ | ૩॥। | ૮ | ૫॥ | ૫॥≡ | ૧૮॥ | ૬। |
| ૧॥।= | ૨ | ૧। | ૩॥।- | ૮। | ૭॥। | ૫॥। | ૧૮॥। | ૧૯ |
| ૧॥।≡ | ૨ | ૧૫ | ૩॥।= | ૮॥ | ૧૦। | ૫॥।- | ૧૯ | ૧૦॥ |
| ૨) | ૨। | ૪ | ૩॥।≡ | ૮॥। | ૧૩॥ | ૫॥।= | ૧૯॥। | ૨ |
| ૨)- | ૨। | ૧૮॥ | ૪ | ૯ | ૧૬॥ | ૫॥।≡ | ૨૦ | ૧૯ |
| ૨)= | ૨॥ | ૮॥ | ૪)- | ૯। | ૨૦॥ | ૬ | ૨૦॥ | ૧૨॥ |
| ૨૦ | ૨૨૯ | ૧૬॥। | ૩૫ | ૭૦૧॥। | ૭। | ૪૮ | ૧૩૨૦ | ૦ |

## ચવ કાઢવાના દાખલાઓ.

**પહેલો દાખલો—**

**૧૭૬.**—એક દાણો જેનું વજણુ રતીના કાંટા પર તોલવાથી રતી પા ) થાય જે કોઠામાં જોવાથી સમજ પડશે કે તેના ચવ ૧પાાા ને દોકડા ૪ આપેલા છે, એ એકજ દાણાનું વજણુ છે, હવે જો આપણુને તેવા ૧૧ દાણાનું સામટું વજણુ ચવમાં કાઢવું હોય જે પણુ તોલવાથી રતી પા ) થતા હોય તો નીચલી રીતે હીસાબ કરી ચવ કાઢવા પડશે.

૧પાાા-૪ ને ૧૧ વડે ભાંજી તેના વધેલા શેષને ૧૦૦ દોકડાએ ગુણીને તેમાં ૦ાાા ચવના ( ૭૫ દોકડા ) તથા બાકીના ઊપલા ૪ મળી ૭૯ દોકડા ઉમેરી પાછા ૧૧ એ ભાંજવા.

```
૧૧)  ૧પાાા  ૪ ( ૧ ચવ. ×
      ૧૧
     ─────
      ૪ાાા       ( ૭૫ દોકડા ).
      ૧૦૦
     ─────
      ૪૭૫
        ૪
     ─────           ×
૧૧)  ૪૭૯  ) ૪૩ દોકડાં=૦ા ચવનાં ( ૨૫ ) ને ૧૮ાા દોકડા બીજા.
     ૪૪
     ─────
     ૩૯
     ૩૩
    ─────
      ૬
      ×
```

જવાબ— ૧ા ચવ, ૧૮ાા દોકડા.

૧૧ મોતીના દાણાનું વજન ગણુાશે.

બીજો દાખલો—

૭ મોતીના દાણા તોલેલા વજણમાં રતી ૪ાાાઃ થયા જેનું કોઠામાં યવ ૧૩ાા ને દોકડા ૧૧ાા વજણ એક દાણાને હીસાબે આપેલું છે. હવે ૭ એકસરખા દાણાના યવ કાઢવાના.

```
७)  ૧૩ાા  ૧૧ાા (૧
     ૭
    ----
     ૬ાા
    ૧૦૦
    ----
    ૬૦૦
     ૬૧
    ----
૭)  ૬૬૧ાા  (૯૪=૦ાાા યવ ને ૧૫ાા દોકડા.
     ૬૩
    ----
     ૩૧
     ૨૮
    ----
      ૩
```

જવાબ—૧ાાા યવ ને ૧૫ાા દોકડા.
૭ મોતીના દાણાનું વજણ.



**ત્રીજો દાખલો—**

દાણો-૧ (યા વધુ મોતીના દાણા ધારો કે ૧૫) તોલેલા વજનમાં ૧૫ રતી થયા તો પણ એ વજન તો એકજ દાણાનું ગણાય. માટે હવે ૧૫ રતીના ચવ ૧૨૮॥ ને ૧૫ દોકડા બીજી કોઠાની ચોપડીમાં આપેલું છે. તે પરથી પેલા વધુ દાણાના ચવ નીકળશે. ૧૨૮॥-૧૫ ને ૧૫ વડે ભાંજીને તેના વધેલા શેષને ૧૦૦ દોકડાએ ગુણીને તેમાં ૦॥ ચવના ૫૦ તથા બાકીના ૧૫ મળી ૬૫ દોકડા ઉમેરી પાછા ૧૫ થી ભાંજી દેવા. એ ૧૫, રતીનું વજન આએ કોઠામાં નથી આપેલું.

```
                ચવ
૧૫] ૧૨૮॥ ૧૫ [૮
    ૧૨૦
    ─────
      ૮॥
    ૧૦૦
    ─────
    ૮૫૦
     ૧૫
    ─────
૧૫ ]  ૮૬૫ [૫૭ દોકડા = ૦॥ ચવને ૭॥ દોકડા.
    ૭૫
    ─────
    ૧૧૫
    ૧૦૫
    ─────
     ૧૦
   ચવ- દોકડા.
જવાબઃ-૮॥  ૭॥.
```

**ચોથો દાખલો—**

૧ દાણો ( યા સામટા ૩૯ દાણા ) વજનમાં ૩૪ રતી થાય તેના બીજી ચોપડીમાંના કોઠા મુજબ ચવ ૬૬૨ા અને ૪ા દોકડા થશે માટે હવે ૩૯ દાણાના ચવ શોધી કાઢવા પડશે. એ વજન પણ પાછલા કોઠામાં નથી.

ચવ દોકડા
૩૯] ૬૬૨ા ૪ા [૧૬ – ચવ
૩૯
————
૨૭૨ા
૨૩૪
————
૦૩૮ા
×૧૦૦
————
૩૮૨૫
૪ા
————
૩૯] ૩૮૨૯ા [૯૮ દોકડા = ૦ાાા ચવને ૨૩ દોકડા.
૩૫૧
————
૩૧૯ા
૩૧૨
————
૦૭ા

જવાબઃ—૧૬ાાા ચવ, ૨૩ દોકડા ૩૯ દાણાનું વજન.

## ઝવેરાતમાં વપરાતા કીમતી પત્થરો.

**૧૭૭–હીરા** (Diamond) તેમજ બીજા કીમતી ઝવેરાતના પત્થરો રતી તેમજ કૅરૅટ (Carat) ના તોલ પ્રમાણે મળે છે.

દેશી તોલ રતી વજનમાં ઇંગ્રેજી કૅરૅટ કરતાં સુમારે એક આના ભાર ઓછો ગણાય છે, એટલે એક કૅરૅટ હીરો વજનમાં સુમારે એક રતી એક આનો થશે. સર્વેનાં તોલ માંપ આગલ આપેલાં કોષ્ટકમાં જોવાથી સમજ પડશે.

**હીરા ખરા ખોટા પારખવા,** ખરાને આંખ આગલ ધરવાથી આરપાર જોવાઇ શકાતું નથી, ખોટામાંથી સામી બાજુનું દિશે છે, તેજ મુજબ હીરાની પછવાડે આંગળી મુકી તેને હીરા જોવાના કાચ વડે જોવાથી ચોખો માલમ પડે તે ખરો જાણવો, ખોટાને એ રીતે જોવાથી તેમાંની રજકણો દિશી આવે છે, તેમજ કાણુસ વડે ખરા પર ઘસા પડશે નહિ.

એક કાગળ પર સુખડપેન વડે મીંડુ પાડવું અથવા ટાંચણી ભોકી કાણું પાડી તે પર હીરા વડે જોવાથી ખરો હશે તો એક મીંડુ દીશે છે અને ખોટામાંથી ઘણાં મીંડાં જણાશે. પાણીમાં નાખતાં ખરા હીરા ઝાંખા પડતા નથી, મોઢાં વડે બાફ આપ્યાથી ઝાંખા થઇ પાછા ચળકશે. ખોટા ઝાંખા પડશે તેમજ ખરો હીરો કાચ કાપે છે અને ખોટા વડે કપાશે નહિ, એને કાચ પર ઘસીને પછી દાબવાથી ખરો હીરો ચોંટી જાય છે.

રેડીઅંમ રાતને વખતે ખરાહીરા નજદીક પકડવાથી ચમકશે ખોટા પર તેની અસર થતી નથી.

**હીરા સાફ કરવા,** કોઇબી સ્પીરીટમાં કપડું ભીનવી લુછવા અથવા કોલોનવૉટરને પાણી સાથ ભેળી તેમાં બોળી રાખવાથી હીરા જડેલું ઝવેરાત મેળું હશે, તો સાફ થશે, બીજી રીતો માટે સોનામાં જુવો.

હીરામાંની ખામીઓ લાલ કાળી છાંટ, જીરંમ, ઘસા વિગેરે કાચ (Magnifying-Glass) વડે બરોબર દિશે છે. કેટલીક વખત સાધારણ આંખે પણ માલમ પડે છે. તેવી કોઇબી જાતની એકુ ખામી મોટા હીરાને છેક મથાલે અથવા કીનારી પર હોય તો કપાવી કે ઘસાવીને કાઢ્યાથી જો કે હીરો વજનમાં કમતી થશે પણ ચોખો થવાથી તેની કીમત વધે છે, ઘણી ખામીઓ એ રીતે નીકળી શકતી નથી.

**હીરાને કોઇબી ધાતુમાં બેસાડવા,** સ્પીરીટ ઑફ વાઇનમાં આઇસીંગ્લાસ ગુંદર ગંમ મૅસ્ટીક, ગમ ઍમોનીઍક અને સહેજ સરકો ભેગી ચુલ્હે પીગળાવી વાપરવું. રૂમીમસતકી એક જાતના ગુંદર જેવા નાના ટુકડા આવે છે તેને બનાવેલાં દાગીનાનાં ખોલાં સોનું અથવા રૂપું જેમાં નંગો વળગાડવાં હોય તેમાં મુકી બત્તી કે આતશ

પર ધરવાથી તેમાંની ફ્રમીમસતકી ગરમીએ તવાય કે તુરત તે નંગ ખાંચામાં દાબીને ધરવાથી સાથે વળગી જશે.

**વીલંદી** ( Rose Diamond ) એ હલકી જાતના હીરા કહેવાય છે,જેને ઉપલી બાજુ પર કાપીને પહેલ પાડેલા હોય ને તળીઆંમાંથી સપાટ દિશે છે. **પોરખાજ** ( Topaz ) પણ પીળાં રંગનું આવે છે.

**૧૭૮.—પાણા** ( Emerald ) લીલા રંગનાં જેમાં સહેજ બ્લુ પત લાગે તે ઘણું કીમતી ગણાય, ખુલ્લા રંગનાને તેમાં જાળાં અથવા ધસા જીરમ દીશે તે હલકાં જાણવાં; હીરામાં લખવા મુજબ સાફ કરવા.

**૧૭૯.—માણેક** ( Ruby ) લાલ ને નીતર્યું કીમતી કહેવાય, હલકાં સફેદ ડાઘ તથા ગદલા રંગનાં હોય છે, સોજું ઘેરા રંગનું માણેક પાંણીમાં નાખતાં તેનો રંગ પણ કેટલીક વખત લાલ દિશે છે. વજનમાં બીજા કીમત પત્થરમો ભારી હોય છે તેથી ઉતરતા પોખરાજ ગારનેટને હીરા થશે.

**બનાવટી માણેક** ખરાં માણેકને ઘણી ગરમીથી તાવી પાછાં મોટા નાના ઘાટનાં વિલાયતમાં બને છે, જે જોવામાં તદ્દન ચોખા ને ખામી વગરના દીશે પણ કીમતમાં ઓછા ગણાય, તે દાગીનામાં પણ વપરાય છે. માણેક, પાણાં નાજુક જાતનાં હોવાથી જમીન પર પડતાં ભાગે અથવા તરેલ પડી જાય માટે સંભાળ રાખવી.

**૧૮૦.—પીરોજા** ( Turquoise ) લીલાસ પરના બ્લુ રંગના પત્થર ઝવેરાતમાં વપરાય છે. ઘણું પાણી લાગવાથી ખરાબ થશે. સાફ કરવા કપડું સ્પીરીટ અથવા દારૂના અર્કમાં ભીનવીને લુછવું. રંગ ઝાંખો પડી ગયલો કેટલીક વખત પાંણીમાં સોડા બાઇકાર્બ થોડો પીગળાવી તે વડે લુછવાથી સોજો થાય છે.

**ઓપાલ** ( Opal ) સારા આસમાંની અથવા લીલાસ પરના રંગનાં ચળકટાં સોજાં કહેવાય; એ રંગ બદલે છે, તેમજ ગરમી આતશ નજદીક લઇ ગયાથી કોઇક ફાટી જઇ જડેલું નંગ નીકળી પડશે. સાફ કરવા વ્હીસ્કી દારૂમાં કપડું બોળી વાપરવું.

**શની** ( Sapphire ) ઘેરા બ્લુ રંગનો પત્થર કેટલાંકો ઝવેરાતમાં ઝાઝો વાપરતાં નથી. મુન સ્ટોન, લસણીઆ ( Cat's Eye ) વિગેરે ઝવેરાતમાં વપરાય છે.

**એકવામરીન** ( Aquamarine ) ખુલ્લા બ્લુ તથા પીળા અને લીલા રંગનાં ચળકટાં આવે છે.

**એમેઠીસ્ટ, યાકુટ** ( Amethyste ) જાંબુડા ખુલ્લા તેમજ ઘેરા રંગનાં નીતર્યાં ચળકટાં હોય છે તેની ઉપર સુરજના કીરણ જો બરોબર સીધાં લાગે તો ગરમી ખેંચી લઇ ફાટી જાય એમ કહે છે.

ઉપલી ઘણીક જાતના કીમતી પત્થરો બનાવતી પણ આવે છે મોતી, હીરા, પાણા, માણેક, પીરોજા, એમેઠીસ્ટ વિગેરે, તે પારખવા જાણવું જોઇએ. ખરાં નંગો જમીનની ખાણોમાંથી મળે છે.

## બીજી જાતના સોજા પથરા.

**૧૮૧.—પરવાલાં** ( Coral ) લાલ સફેદ તેમજ ગુલાબી રંગનાં આવે છે, એની લાંબી દાંડીઓબી મળે છે, પડી રહેતાં રંગ ઝાંખો પડે તો સહેજ ઑલીવ લગાડી ઘસડીને લુછ્યાથી લાલ રંગ સોજો થઇ ચળકશે. પૉલીશ કરવા પ્યુમીસ્ટૉનની ભુકી કપડાં પર લઇને ઘસવી.

ગરમ પાંણીમાં થોડો ટંકણખાર અથવા સાબુ પીગળાવીને તેમાં પરવાલાં ધોઇ તુરત લુછી નાંખવા; સાબુનાં પાંણીમાં નીમક ભેળી ધોવાં.

**ખરાં ખોટાં પારખવા** સળગાવી જોતાં ખોટાં બળી જશે.

ખરાં દરીયામાંથી મળે છે અને કદી બળતાં નથી.

**બનાવતી ખોટાં પરવાલાં** એક ભાગ સીંદુર ને ચાર ભાગ રાજમ ભેળવ્યાથી બનશે, તેમજ પત્થર પર લાલ રંગ ચઢાવેલાં આવે છે.

લાખને તાવીને તેના ગોળ તથા લંબાચા પરવાલાંને મળતા દાણા પણ બને છે, લાખની લાકડીના નાના ટુકડા કરી એક લોખંડનો સુઇઓ ગરમ કરી તે ટુકડાની અધવચમાં ખોસ્યાથી કાણું પડે ને તે સુઇઆ સાથ ઊંચકી સ્પીરીટના ચુહલા પર સહેજ તાપ લગાડી નરમ થાય ને દાબી ગમે એવો ઘાટ બનાવીને કપડાં વડે ઘસી લુછ્યાથી ચળકાટ આવે કે સુઇઆનો બીજો છેડો પાછો ગરમ કીધાથી દાણાવાલી બાજુ પણ ગરમ થશે ને તેમાંથી દાણો સરખો નીકળી આવશે.

**ઓનીકસ** ( Onyx ) નામનો કાળો પત્થર ઝવેરાતમાં જડે છે. .

**જેડ** ( Jade ) એક જાતનો ચીનાઇ પત્થર દરીઆ તેમજ નદીમાંથી મળે છે, એનો રંગ લીલો તથા સફેદ હોય છે.

**જેટ** ( Jet ) કાળા રંગનો અકીકને મળતો પત્થર ઑલીવ ઑઇલ લગાડવું, નકસીવાલી જેટની ચીજમાં પાંઊનો ભુકો ફ્લેનલના ટુકડા વડે ઘસવાથી સોજી થશે.

**લેપીસ લેઝુલી** ( Lapis Lazuli ) નામનો આસમાની બ્લુ પત્થર પણ કીમતી છે, તેમાં જુદી જુદી જાતના રશાયણી પદાર્થો જેવા કે સોડીઅમ, એલ્યુમીનમ ને કેલશીઅમની ભેળ હોય છે.

**કેરબા** ( Amber ) ઝાડના રસમાંથી નાના મોટા ઘાટના પીળા રંગના દાણા બને છે. સોજા પારખવા ઘસવાથી સારો સહોરમ આવશે, કાગળ યા દોરો કે બાલ સુકી તે પર ઘસેલો કેરબો સહેજ દુર પકડવાથી તેની ગરમીએ ઊપલી કાંઇબી ચીજ પોતીકી મેળે તે પર ઊંચકઇ આવશે.

હલકા કેરબા ગદલા તેમજ ખુલ્લા પીળા રંગના હોય, સોજા ઝવેરાત જોવાના કાચમાંથી નીતર્યા દીશે છે.

ઑલીવ ઑઇલમાં ફ્લેનલનું કપડું બોળી ઘસવા પછી લુછવાથી ફેરબા ચલકશે. નરમ કરવા તાવેલા મધપુડાના મીણમાં મુકી આતશ નજદીક થોડી મિનિટ ધરીને પછી ગમે એવો ઘાટ પાછો થશે ભાગેલું વળગાડવા ક્લોરોફોર્મમાં પીગળાવી તુટેલો ભાગ ગરમ કરી તે પર લગાડી દાબીને ધરવું.

## પ્રકરણ ૨૩.

## પરચુરણ બાબતો અને તેની સમજણ.

**૧૮૨.—ચોક પુરવાનો ચુનો હવાયલો** તડકે કે ચુહલા આગલ મુકવાથી સોજો થશે; એ ખરાબ વાસ, ચીકાશ, વિગેરે ચુશી લેશે.

**કળી ચુનો** ( Quick Lime ) પણ એ રીતે કોહબી જગ્યામાં છાંટવાથી સરદી વાસ વિગેરે દુર કરશે, અથવા દાબડા તથા થેલીમાં થોડાક ગાંગડા મુકેલા છુટા પડી ભુકો થઇ જશે.

**સીમેંન્ટ** ભીનાસવાલી જગ્યામાં રાખવાથી હવાઇ જાય છે, પાણીમાં થોડુંક નાખવાથી સોજું હશે તો નીચે ઠરી જશે, હલકું ઉપર તર્યા કરે છે. ઇંટ પાંણીમાં ભીનવ્યાથી મજબુત થશે.

**૧૮૩.—રંગની ખરડેલી પીછી સાફ કરવા** ટરપીંનટાઇન અથવા કેરોસીન તેલમાં બોળવાથી રંગ નીકળી જાય ને સોડા ખારના પાણીમાં ધોવી; સુકાયા પછી અલતેલ ને ટરપીંનટાઇન સરખા વજનનું ભેળી લગાડી રાખવાથી નરમ રહે છે. નવી પીછી વાપરવા આગમચ પાંણીમાં બોળી સુકાયને વાપરવી.

**૧૮૪.—રાજમને** સ્પીરીટમાં નાખવાથી પીગળી જાય છે, પણ તેમાં પાંણી રેડયું હોય તો રાજમ છુટી પડી નીચે ઠરી જશે.

**કપુરને** છરી વડે ઓખબ્યાથી ભુકા થશે. દારૂનો અર્ક કે સ્પીરીટ થોડાં ટીપાં નાખી ઘુંટવાથી પણ બારીક ભુકો થશે, જોઇએ તો સાથે ગ્લીસરીન સહેજ લેવું.

**શુગર ઑફ લેડ** ( Sugar of Lead ) ની ભુકી સાથ ફટકડીની ભુકી ભેળી લાકડીએ મેળવ્યાથી કઠણ ભુકો રહેશે, પણ જો તે બંધે સાથે ઘુંટયું હોય તો પાણી જેવું પાતલું થાય છે.

**૧૮૫.—એક ગ્લાસમાં છુટી રહે તેવી ત્રણ પ્રવાહી ચીજો.** તળીઆંમાં ઘટ સીરપ થોડું રેડી તે પર દુધ અને છેલ્લે પૉર્ટ વાઇન ત્રણે સરખા વજનનું લેવું.

**૧૮૬.—વરસાદ કેટલો દુર પડે તે ગણવાની રીત.** વીજળીનો ચમકારો દીઠયા પછી વાદલનો ગગડાટ કેટલી સેકંન્ડે થાય તેટલી સેકંન્ડને ૧૧૪૨ એ ગુણવા, તેનો જવાબ આવે તેટલી ફીટને અંતરે વરસાદ પડે છે એવી ગણત્રી કાઢેલી વાંચી છે.

**૧૮૭.—આતશ પર બળે નહી તેવું કાગળ તથા દોરો.** લોખંડના સળીઆ પર કાગળને સરખું વળગાડીને આતસ પર ધરવાથી કાગળ તુરત બળશે નહિં; તેમજ પત્થર પર સનનો દોરો વિંટાળી છેડો અંદર ખોશી દઇ બત્તી પર ધરવાથી તે તુરત બળતો નથી, કારણ કે નીચલો પત્થર તેમજ લોખંડ તાપ પેહલાં ખેંચી તે ચીજોને તુરત બળવા દેશે નહિં. કાગળ અથવા કપડાંને સ્પીરીટ કે બ્રેન્ડીમાં બોળી કાઢી બત્તી આગળ ધરવાથી સ્પીરીટ પહેલી શળગી ઉઠી બળી જાય ને બળતું તુરત બુજવ્યાથી કાગળ કે કપડું તદ્દન સાજું રહેલું માલમ પડશે.

**૧૮૮.—હાથ પાંણીમાં બોળી ભીનાયા વગર કાઢી બતાવવા** તે પાંણી સાથે લાઇકર સોડીઅમ ભેળેલું હશે તો હાથ કોરડોજ રહે છે.

**૧૮૯.—દરીઆની કોડી સાફ કરવા** પાંણીમાં વોશીંગ સોડા અથવા સાબુ નાંખી ચુહલે ઉકાળ્યાથી રેતી કચરો નીકળે ને સાજા ફુકાં પાંણીમાં ધોઇ તડકે અથવા તાપ આગળ સુકવવી. પૉલીશ કરવા એમરી પાઊડર લેવો, વળગાડવા માટે આગળ વળગાડવાની રીતોમાં જોવું.

**૧૯૦.—દોરી દોરડાં ટકાઉ બનાવવા** એરંડીઉ બે ભાગ ને અૅલ તેલ એક ભાગ ભેળીને પચાવવું. હીરાકસીનાં પાણીમાં બોળવાથી જંતુઓ ખાતા નથી. કાઠાની દોરી પાંણીમાં ભીનવ્યાથી નરમ ને મજબુત થશે. જમીન પર નાખવાના કાઠાની ગોદડીને એ મેળવણી લગાડવી. કડક દોરીને ગાંઠ વાળવા સાબુ ઘસવો અથવા પાંણીમાં બોળવી..

**૧૯૧.—પાનાં રમવાનાં** મેલાં થયલાં ફલેનલના ટુકડા પર સહેજ માંખણ લગાડી આટો તે પર છાંટીને ઘસવા પછી સોજી ફ્લેનલે લુછી નાંખવાં, કીનારી પણ ફરતી થોડી કાપી નાખવાથી પાનાં સાજાં દીશે છે. હવાઇ જઇ ચીટકી ગયલાં તડકે સુકવાથી છુટાં પડશે અથવા તેની ઉપર અબરકનો ટુકડો ઘસવો, કપુરનું પાણી લગાડવાથી પણ મેલ નીકળે છે. વારનીશ લગાડવા એક ભાગ સ્પીરીટમાં ચાર ભાગ ગુંદર (Gum Elemi) લેવો.

**૧૯૨.—બૉલ સફેદ કપડાંના ટેનીસ રમવાના** મેલા થયલા ને ફ્રેન્ચ ચોકમાં થોડા દિવસ દાબી રાખવાથી સાફ થઇ જાય છે.

**પટેટાના બૉલ બનાવવા** એક બાટલી પાંણીમાં અર્ધો આંસ ગંધકનો તેજાબ ભેળી પટેટા છોલી છત્રીસ કલાક ભીનવી રાખી ઘટ થાય ને ગોળ કઠણ દડા સફાઇદાર બનાવેલા રમવામાં લેવાશે.

**૧૯૩.—ઘડીયાલમાં તેલ નાખવા** ઑલીવ ઑઇલમાં સીસાંનો ટુકડો નાંખી સીસીને થોડા દિવસ તડકે રાખવાથી નીચે સુતર માફક તાર જણાય ને તેલ જાડાં કપડાં વડે ગાળીને તેમાંનાં થોડાં ટીપાં ઘડીઆલમાં મુકવું. કેરોસીન અથવા પૅરેફીનમાં

કપડું બોળી ઘડીયાલનાં તળીઆંમાં મુકી રાખવાથી ધુળ કચરો ચક્કરોમાંથી પોતીકી મેળે નીકળી જઇ ઘડીઆલ સારી રીતે ચાલશે. કાંટા કીટાયલા પર કાળું વારનીશ (Asphultum Varnish) લગાડવાથી નવા દિશશે. તકોરીનો અવાજ ધીમો કરવા વચમાં કાગળનું પડ મુકવું.

**૧૯૪.—પક્ષી મારેલાં આખાં સ્ટફ્ (Stuff) કરવા માટે** તેનાં આંતરડાં વિગેરે કાઢી અંદરથી સાફ્ કરી ગંધક એક ઔંસ, ફટકડી અર્ધો ઔંસ, સાદો કપુર તથા રસકપુર દરેક એક ઔંસ સર્વેની બારીક ભુકી કરી ભેળીને પક્ષીનું પેટું ભરી નાંખવું.

**૧૯૫.—છુંદતી વખતે અવાજ ધપકારો કમી કરવો,** જમીન ઉપર કહાની ગોદડી અથવા ન્યુસપેપરનું જાડું પડ મુકીને તેપર છુંદવાની ચીજ મુકવી; બાંકપર બેસીને છુંદવું હોય તો તેના પગની નીચે રબરના નાના ટુકડા મુકવાથી અવાજ ઓછો આવશે. સંચાપર સીવતી વખતે પણ એ મુજબ કંઇંગી મુકવું.

**૧૯૬.—કામ કરતી વખતે** લાંબો વખત ઉભું રહેતાં પગ દુખે તો જમીન પર કપડાંનો દુચો અથવા નરમ તકીઓ મુકી તેપર ઉભું રહેવું. કપડાં ખરાબ થતાં બચાવવા કંમરે ફરતું ન્યુસપેપર, જુતું કપડું યા ચામડું બાંધવું. હાથ પગ મેલા થતા બચાવવા તથા સાફ કરવાની રીતો વૈદકમાં ચામડીની સફાઇમાંથી મળશે.

**૧૯૭.—ચુલ્હલા ઉપરથી ગરમ ઉતારતી વખતે હાથ દાઝે નહિ** માટે કપડાંની થેલીઓ બનાવી તેને માપના ન્યુસપેપરના ટુકડા ફાડી જાડું પડ થેલીમાં મુકી વાપરવી. ન્યુસપેપર ખરાબ થાય ને થેલી ધોઇ નવાં કાગળો મુકવાં, એ રીતે જુનાં કપડાંનો બચાવ થશે. ફાટેલા કીડના ગ્લવ્સ પણ ઉપયોગી થશે.

**૧૯૮.—બપોરીઆ બનાવવાની મેળવણી** ગંધકની ભુકી પાશેર, હડતાલ નવટાંક ને સુરોખાર શેર એક સર્વેની ભુકી બનાવીને માટીનાં કોડીઆંમાં ભેગી નાખીને સળગાવવાથી આતશ માફક સળગી ઉઠશે. હડતાલને બદલે ગામડી કોલસો દારૂગોળા માટે લે છે.

**૧૯૯.—વાસણ લાકડાં પર ચીટકી જાય તેમ કરવું,** ચુહલાની નજદીકમાં એક લાકડાંનું ઇસતાંન મુકી તેને પાંણી વડે ભીનવવું, એક સપાટ તળીઆંનાં વાસણમાં થોડું આઇસ નાખી સાથે થોડું નીમક ભેગી પેલાં ઇસ્તાંન પર મુકી બરોબર દાબીને ધરી રાખી લાકડી વડે આઇસ પીગળે ત્યાં સુધી ફેરવ્યા કરવું, થોડા વખતમાં વાસણ તેની સાથ ચીટકી જશે.

**૨૦૦.—એક જાતનો પદાર્થ બનાવવાની રીત,** મૅગનસ સલફ્સ ( Magnus Sulphus ) વેલાતી મીઠું પાંણીમાં પીગળે તેટલું નાખી ઘણું ઘટ થાય ને વધુ તેમાં પીગળી નહિ શકે, ને તેજ મુજબ વૉશીંગ સોડાને પણ પાંણી સાથ મેળવી ઘટ બનાવી બંનેને સાથે ભેળી નાખવાથી તેનો નક્કર પદાર્થ બનશે.

**૨૦૧.—બાટલીમાં ચળકટી ચીજો દેખાડવી** ફુકાં પાંણીમાં ચૅાર્શીંગ સોડા અને સોડા સલફસ ( Soda Sulphus ) બંને સરખા વજણનું થોડું ભેળી નાંખીને બુચ ચપટ મારી દેવાથી થોડા વખતમાં તેવી ચળકતી ચીજો તેમાં માલમ પડે છે.

**૨૦૨.—લીંબુ પોતીકી મેળે ગબડે તેમ કરવું,** તેમાં નાનું કાણું પાડી થોડો પારો ભરી મીણ લગાડી કાણું બંધ કરી સહેજ ગરમ કરવાથી લીંબુ ચાલવા માંડશે.

**૨૦૩.—ફુકો રબરનો ફુગાવવા** ફુંક જોરમાં મોઢાં વડે મારવાથી તેમાં હવા ભરાશે, **અથવા** એક ચમચા જેટલી ઇથર ( Ether ) નામની દવા રેડી મોઢું ટાઇટ બાંધીને ગરમ પાંણી તે પર રેડવાથી ઇથર ખીલીને ફુકો ઉપસાઇ જશે.

**ફુટબોલ રમવાનામાં હુવા ભરવા** મોટરનો હવા ભરવાનો પંમ્પ વાપરવો.

**૨૦૪.—હવામાં ફેરફાર પારખવો** દારૂનો અર્ક અર્ધા ઔંસ જેટલો નાના ગ્લાસમાં રેડી થોડી ફટકડીની ભુકી તેમાં નાખી રાખવી, અર્ક ચોકખો રહે તો હવા સુકી ને સારી જાણવી. પણ જો હવામાં ભીનાસ ને સરદી કે વરસાદ જેવું હશે તો તેમાંની ફટકડી વચમાંથી વાદલીની માફક ઊપર ચઢવા માંડશે. ખરાબ હવા પારખવા આગલ આપ્યું છે.

**૨૦૫.—ટેલીફાનનો ઊપયોગ** ઘણા લોકોના વપરાસમાં આવતું હોય તેમાં વાત કરવા આગમચ મોઢાં આગલ લેવાનો ભાગ હમેશાં કપડાં વડે લુછ્યા પછી વાપરવું અથવા કાર્બોલીક ઍસીડનું નરમ પાંણી બનાવી તે વડે લુછવાથી કોઇબી જાતનાં દરદવાળું કે સીક માણસ વાત કરી ગયલું હશે તેના જર્મસ બીજાનું મોઢું તેની નજદીક જવાથી ઊડવાનો સભંવ રહેશે નહિ તેમજ કાન વડે સાંભળવાનું ભુંગળું પણ કોઇ તેવાના કાનને લગાડેલું હશે તો બીજાને ખરાબ રોગ લાગે નહિ, તેની સંભાળ માટે લુછીને વાપરવું, એવી રીતે કોઇકને તેલીફાનથી પણ કોઇ રોગ ઊડવાનો જોખમ રહે છે. તેમજ આગગાડી કે ટ્રામમાં મુસાફરી કરતી વખતે તેવાં દરદીઓ પાસ બેસવાની સંભાળ લેવી.

**૨૦૬.—બહાર ગામ લઇ જવાનો સામાન** પેટીઓ બીછાણા વિગેરે ટ્રેન અથવા આગબોટમાં બીજાના સામાનની સાથે ભેળાયા વગર ઓલખી કાઢવા માટે કોઇબી રંગની દીશી આવે તેવી દોરીનો ટુકડો હાથાઓ પર દરેક દાગીણાને બાંધવાથી વગર ઢીલે મળી આવશે. કપડાં પણ બહાર ગામ લઇ જવા માટેની એક યાદી વિગતે લખી રાખેલી હશે તો તેમાં જોઇને દરેક ચીજો સહેલાઇથી મુકશે.

**૨૦૭.—લાંબી લાઇન સરખી દોરવી** દોરીનો જોઇએ એટલો લાંબો ટુકડો લઇ તેને લાલ રંગની ભુકી અથવા ચાક લગાડી ભીંત કે લાકડું જ્યાંબી લાઇન પાડવી હોય ત્યાં બંને છેડા પરથી સહેજ તાંણીને અડકાવી ધરી વચમાંથી દોરીને જરા બીજા હાથે ખેંચી તુરત છોડી દીધાથી તે પર લગાડેલા રંગની સીધી લાઇન પડી જશે.

૨૦૮.—ચાક રંગનો ઇધાંની પાડવા કે લખવા માટે દરજીઓ વાપરે છે તે બનાવવા પાઇપ કલેની ભુકી પાંણીમાં મેળવી લાલ અથવા બ્લુ રંગની ભુકી ભેળી સપાટ પત્થર પર સહેજ તેલ લગાડી થાપી ને સુકાય કે ટુકડા કરી વાપરવા.

---

## પ્રકરણ ૨૪.

---

## બગીચો, ઝાડપાંન, ફુલ, ખાતર, બી તથા ઝાડપરનાં નાશકારક જંતુઓ વિગેરે.

---

૨૦૯.—**બગીચો** મોટો યા નાનો તેનાં પ્રમાણ મુજબ ફુલ તથા ફળનાં અને શોભાનાં ઝાડો રોપવાથી લીલોત્રી બધું સારૂં દિશે છે. મોટા ઝાડોના મુળ આગળ અગાડીના ટેકડા કરતાં સ્લોપનાં બનાવી તે પર ભાજી કે ફર્ન રોપવાં અથવા કુંડાં ગોઠવ્યાથી શોભશે.

**લૉન લીલા ઘાસનું** ખાલી જગ્યા પર બનાવ્યાથી આંખને ઠંડક આપશે. ઘાસ મોટું થયલું કપ્યા પછી તે પણ બીજી ગમ રોપવાથી ઉગે છે, તેમજ એનાં બી એક ઔંસ લગભગ એક સમચોરસ વાર જમીનમાં રોપવા માટે પુરી રહેશે.

**ફુલો દરેક મોસમનાં** બી લઇ નાના બાકસો અથવા ટોપલીઓમાં રોપી તેના છોડ ઉગ્યા પછી દરેકને છુટા કાઢી બીજાં કુડાં, બાસ્કેટ અથવા જુદા જુદા ઘાટના ક્યારા બનાવી તેમાં રોપવાથી રંગબેરંગી ફુલોથી બગીચાને શોભા આપે છે.

રંગીન ભાજી તરેહવાર જાતની બાગની કીનારી પર રોપી તેની સાથ દરીઆમાંની શીપ કોડીઓ વિગેરે લઇને તરાહ કાઢેલી સારી દિશે છે, સફેદ રેતી બાગની પગથીઓ પર કેટલાંક શોભા માટે પાંથરે છે.

**ઝાડની ખુંટીઓ** કેટલાંકને કાપવાથી તેમજ તે પર કલમ બાંધવાથી થાય છે. જીરેનીઅમ, આઇવી, મોઘરાં, ચંબેલી, ગુલાબ, ક્રોટન, જાડી ડાળીઓને વરસાદનાં દિવસમાં લખવાની કલમની માફક આડકવી કાપીને જમીન અથવા કુડાંમાં ખોશવાથી તેના મુળ ફુટશે; કલમ બાંધેલી પર બે ત્રણ જાતનાં ગુલાબો સાથે ઉગાડી શકાય. કલમ બાંધેલાં ફળનાં ઝાડો પર જલદી ફળ ઉગે છે. ખુંટી મારેલાં લાંબે વખતે ફળ આપશે.

**ગુલાબ** ખુશબોવાલા ઘણા રંગોના આવે છે, તેમજ વાડોપર જંગલી જાતના થાય છે, તેની ખુશબો આવતી નથી. ઝાડો વરસાદ આગમચ ઉપરથી કાપી કાઢયાં હોય તો પાછાં સારી રીતે ઉગશે.

ગુલાબનાં ફુલની કળી ખીલવા વગર સુકાઈ જતી હોય તો કાપી કાઢી કલમના ઘાટનો છેડો કરવાથી પાછી તેપર બીજી સોજી કળીઓ ફુટે છે. ડાળીઓ કાપી નાખવી.

ગુલાબની પાંદડીઓ ખુશબો માટે એકઠી કરવા ઝાંકળથી ભીનાયલી સુકાયા પછી તોડીને કાગળ પર પાંથરી ઘરમાં થોડા દિવસ રાખી સુકી થાય ને વાપરવી.

નાના ચીનાઇ ગુલાબ ઉગ્યા પછી ડાળી કાપી નાખવી. દમાસ્ક રોઝ સૌથી ખુશબોદાર હોય છે.

ફુલની એક ડાળી પર સાંમટી ત્રણ ચાર કળીઓ નીકળેલીમાંથી એક બે તોડી કાઢવી, જેથી બાકી રહેલી ખીલવાથી મોટું ફુલ થશે.

**કમોસમે ફુલ ઉગાડવાં,** કળીઓ આવે તે કાપી કાઢવા પછી બીજી નીકળવા માંડે છે અથવા તે ઝાડનાં હડને ફરતો કાટલાંનો દોરો વિંટાળવાથી તેનો રસ જલદી નહિ ચઢવાથી મોસંમ જવા બાદ ફુલ ઉગે છે.

**મોઘરા ચંબેલીનાં ઝાડો** પણ ફુલ આવવાની મોસમ આગમચ ઉપરથી કાપી કાઢવાથી નવાં પાંદડાં ફુટવા સાથ ફુલની કળીઓ નીકળશે. મોઘરાનાં કાપ્યા વગર ખાલી પાંદડાં કાઢી નાખવાથી નવાં ફુટવા સાથ પણ કળીઓ નીકળે છે.

**ફળ અથવા ફુલનાં ઝાડ ચુમાઇ જાય** તો એમોનીઆ ને સુરોખાર પાંણીમાં ભેળી ચાર પાંચ દિવસ વેર તે પર છાંટવાથી પાછાં ઉભાં થશે.

**લીલ મૉસ** ( Moss ) ઝાડની ડાળી સાથ વીંટાળી તેમાં નાનાં ફુલના સૈપ મુકવાથી તેની સીઝન પર ફુલો ખીલી નીકળવાથી શોભા આપશે, જેને ઑરચીડસ ( Orchids ) કહે છે; તે પર રોજ પાંણી છાંટવું.

**નાનાં ઝાડો ઉગાડવા માટે** સ્પંજ, લીલ ( Moss ) અથવા સંત્રાની આખી ગોળ છાલ કંઇ પણ લઇ તેમાં મુળ સાથનાં નાંનાં ફર્નની ડાળીઓ ખોશી દઇ પાંણી સીપવું, સંત્રાની છાલમાં કોળસાની ભુકી, નાળીએરના વાખ વિગેરે ભરીને પછી જોઇએ તે રોપવું.

**મીમોસા** ( Mimosa ) નામનું ઝાડ જેને શરમાઉ ઝાડ કહે છે એને હાથ લગાડવાથી પાંદડાં બંધ થઇ જાય છે, થોડે વખતે પાછાં ઉઘડીને સરખાં થઇ જશે.

**ફર્નનાં ઝાડોની જતન** ઘરમાં શીણગાર માટે રાખવાં હોય તેની મટોડી સહેજ ગરમ કરીને ભરવાથી તેમાંનાં જંતુઓ મરી જશે. તે ઝાડોનું જોર કમતી પડેલું લાગે તો નાઇત્રેત ઑફ સોડાનો ટુકડો કુડાંમા નાખવો અથવા સોડાખાર એક ચમચો ભરી એક બાટલી પાંણીમાં પીગળાવી ઝાડમાં રેડવાથી તે પાછાં ઉભાં થશે.'

**પાંદડાં સાફ કરવાં** સાબુને ફુકાં પાંણીમાં પીગળાવીને જોઇએ તો થોડુંક દુધ ભેળી તે વડે લુછવાં.

રંગ ઝાંખો લાગે તો કુડાંને ફરતી બહાર જમીન ઉપર વીલાયતી કોલસાની ભુકી નાખવી.

**પાંદડાંનો રંગ શુધ સફેદ કરવા** માટે બ્લીચીંગ પાઉડરને થોડીક ઍસેટીક ઍસીડ સાથ લઇ પાંણીમાં મેળવી તેમા દસ મિનિટ વેર પાંદડાં બોળી સોજાં પાંણીએ ધોવાં.

**મેડન હેર ફર્ન** ( Maiden Hair Fern ) નામના કાળી બાલ જેવી ચળકતી ડાળીવાળાને ઘણી ગરમી તડકું યા ગેસની બત્તીના તાપ આગળ રાખવાથી મરી જશે, ઠંડકવાલી જગ્યામાં મુકવાં. બીજાં સોનેરી રૂપેરી છાપનાં પાંદડાં હાથપર દાબવાથી પડે છે તેવા ઘણીક જાતના નાજુક ફર્નના ઝાડોની જતન લીધાથી સારાં રહેશે; ખાતર આપવાની રીત આગળ આપેલી છે.

**પાંણી** સહવાર યા સાંજનાં ઠંડકને વખતે આપવું, તડકામાં જલદી સુકાઇ જશે. ઉપરથી ઝાડને સીપવા કરતાં બીજી રીતે પાંણી ભરેલાં એક ઉંડાં વાસણમાં કુડાંની કીનારી બાહાર રહે તેમ થોડો વખત ડુબાડી રાખીને કાઢવા અથવા તો કુડાંની નજદીક પાંણીની બાલદી ભરી મુકવી તેમાં રૂનો લાંબો જાડો, કાકડો બનાવી એક છેડો મુકી બીજો છેડો કુડાંમાં મુકવાથી પણ પાંણી ચુશી ઝાડને સીપવા માફક ધીરે ધીરે પચશે.

જમીનમાંનાં ઝાડોને પાંણી સીપવા માટે નાની ગટરો માફક દરેક ઝાડોને જોડેલી ખોદી તેમાંથી પાંણી બધાંને પહોંચાડી શકાય છે. ઘણે લાંબેથી પાંણી સીપવા કંતાનની લાંબી નળી વાપરવી. ખપ મુજબ દરેક ઝાડમાં તે વડે પાંણી રેડવાથી શરીર ભીનાતું નથી.

**પાંમ** ( Palm ) નાં ઝાડ સુકાં લાગે તો થોડુંક એરંડીઊ રેડવાથી સારાં રહેશે, તુરત ઉપરથી પાંણી સીપવું.

## ફુલોનો શણગાર, તાજાં રાખવા તથા પેક કરવાં.

૨૧૦.—**ફુલો** સારી રીતે ગોઠવેલાં શોભે છે, ઢગલાબંધ એકજ વાઝમાં દાબવાં નહિ, તેની સાથે થોડાંક ફર્ન અથવા બીજી જાતનાં લીલાં પાંદડાં ભેગીને ગોઠવ્યાથી રંગબેરંગી ફુલો વધુ દીપી નીકળશે. લાંબી ડાળીવાલું સોજી જાતનું ફુલ વચમાં ઉભું મુકી તેની આજુબાજુ ચઢઉતર છુટાં ફુલ પાંદડાં મુકવાં, થોડાંક નમતાં પડે તેમ રાખવાં. કોઇ નાની ડાળીનું સોજું ફુલ બરોબર ગોઠવાય નહિં તો સળી સાથ બાંધી મુકવું. ઉંચા કે લાંબા વાઝમાં ફુલો વધુ શોભે છે.

**બોલમાં ગોઠવવા** માટે મથાળે મુકવાની ગોળ જાળીઓ આવે છે તેનાં ખાંચાઓમાં સારી રીતે ફુલો ખોશાય છે, જાળી નહિ તો બોલ કે મોટા વાઝમાં પાતળા તારનો દુચો વાળીને મુકી પાંણી રેડી ફુલો તારના ખાંચાઓમાં ગોઠવવાં અથવા તો નરમ સીસાંનો લાંબો ને એક આંગળ પહોળો ટુકડો લઇ તેને ગમે એવા ઘાટનો વાળી તેમાં ખાંચાઓ પાડી બોલમાં મુકી તેમાં ફુલો ખોશવાં.

ભીનાયલી રેતી અથવા લીલી લીલ ( મૉસ ) લઇ તે પર પાંણી છાંટીને તેમાં ફુલો મુકેલાં પણ તાજાં રહે છે.

**ફર્નનાં પાદડાં તાજાં રાખવાં** પાણીમાં મુકવા આગમચ વારનીશ પીંછી વડે પાતલું લગાડવું.

કપડાં તથા કાગળનાં ફુલ પાંદડાં શણગાર માટે મુકે છે, તે ચુંથાયલાં સરખાં કરવા માટે સીવવાનાં પ્રકરણમાંથી મળશે.

ખાણાની ટેબલનો શણગાર ઘણીક રીતે થાય છે, મોટી ટેબલ હોય તો વાઝ બોલ વિગેરે ફુલથી ભરેલાં થોડે થોડે છેટે વચમાંથી મુકી કોઇબી જાતનાં ફુલની તોરન લાંબી બનાવી દરેક વાઝ ઉપરથી સીધા આડકત્રી જુદા જુદા આકારમાં બધાં ઉપર વિટાળીને દરેક વાઝ એ રીતે જોડાયલા શોભે છે; તેમજ વાઝનાં તળીઆં આગલ નીચે ફરતાં બીજાં ફુલ પાંદડાં ટેબલ પર ગોઠવવાં અથવા તેમાં થોડીક નાની ફ્રુટ જેવાં કે ચેરીઝ, દ્રાક્ષ, પીચીઝ વિગેરે વચમાં પાંદડાં સાથ ભેળીને મુકવાથી ટેબલ એક નાના બગીચા માફક દિશે છે.

નાનાં બેરીઝ જેવાં ફળોને છુટાં તોડી લઇ તેના જુદા જુદા આકાર બનાવવા અથવા તો દરેક જમવા બેસનારની પ્લેટની સામે તેઓનાં નામનો એકએકો પહેલો અક્ષર ગોઠવી મુકવો.

કાગળનાં તથા કપડાંનાં ભરેલાં તરેહવાર જાતનાં સેંન્ટરપીસો ટેબલની અધવચમાં ફ્લાવર વાઝ નીચે મુકાય છે અથવા કાગળ કે કપડાંનાં ફુલોને તાજાં લીલાં પાંદડાં સાથ ભેળીને મુકેલાં તાજાં ફુલોને મળતાં લાગે છે.

કપડાંનાં ફુલોના રંગ ખરાબ થયલા કપડું રંગવાની રીતે રંગી શકાય છે અથવા પીછી વડે પાંણીના રંગ વૉટર કલર લગાડવા.

**૨૧૧.—ફુલો તાજાં રાખવા પાંણીમાં** મુકી રોજ પાણી નવું બદલવું તેમજ નીચેથી ડાળીઓ સહેજ કાપી કાઢવી. સહેજ સાબુનું ફીણ, સોડાંખાર, થોડું નીમક, કપુરનો નાનો ટુકડો, ઍસ્પરીનં, સ્પીરીટ ઑફ વાઇન, સુરોખાર એમોનીઅમ ક્લોરાઇડ, પૉટેશ નાઇત્રાસ, લોખંડનો ખીલો, સોડા બાઇકાર્બ, કોલસાનો ટુકડો થોડી સ્ટાર્ચની કાંજી એમાંની કોઇબી ચીજ પાણીમાં નાખવી.

ચાહેનાં પાંણીમાં અથવા ગ્લીસરીન કે પૅરેફીનમાં ફુલોની ડાળીઓ બોળવાથી કરમાઇ જતાં નથી, કોલસાની ભુકી પાંણીમાં જોઇએ તો નાખવી, સેલીસીલીક ઍસીડ પંદર ગ્રેન એક પાંઇન્ટ પાંણીમાં ભેળી તેમાં ફુલો મુકવાં. લાંબા દિવસ રાખવા સરખાં કાગળના પડમાં ગોઠવી ચપટ ખાનાં અથવા પતરાંના બંધ બાંકસ મુકી ખપ પડે ત્યારે કાઢી ગરમ પાણીમાં મુકી પાછાં તાજાં કરવાં.

**ગુલાબનાં ફુલને** માટે દારૂનો અર્ક ને થોડી સેલીસીલીક ઍસીડ ઉપલાં પ્રમાણમાં ભેળી ગાળીને તેમાં મુકયાથી વધુ દિવસ વેર તાજાં રહેશે. પીળા ગુલાબ જલદી કરમાઇ જતા નથી.

**કમલનું ફુલ ( Water lily )** ઉપલીજ રીતે રાખવું, જોઇએ તો થોડાંક તેલનાં ટીપાં નાંખવાં. એ ફુલ દવા માટે પણ વપરાય છે.

**ગુલછરીનાં ફુલ** સાથનો લાંબો દાંડો કાપી લઇ પાંણીમાં બોળી રાખ્યાથી બંધ કળીઓ રોજ ખીલતી જાય ને સુકજી કાઢી નાખતા જવું. એજ મુજબ લીલીનો કાપેલો દાંડો પણ રહેશે.

**સેવતીનાં ફુલની** કળીઓ લાંબી ડાળી સાથની કાપી નીમકનાં પાંણીમાં બોળી રાખવાથી પોતીકી મેળે ખીલે છે. અથવા ઝેરીકચુરો (Tincture Nuxvomica) સહેજ પાંણીમાં ભેળવું, રોજ નીચેથી ડાળી થોડી કાપ્યા કરવી. સેવતી ઘણા રંગોની થાય છે અને જલદી સુકાઇ જતી નથી. એજ મુજબ ગોટાનાં ફુલો પણ લાંબા દિવસો સુધી પાંણીમાં રાખી શકાય છે. દવામાં ગોટા વપરાય છે.

ઠંડીના મુલકોમાં ઉપલી રીતે ફુલો વધુ સારાં રહે છે.

**ઝાડપાનમાં જીવ તેમજ માણસની માફક લાગણી** હોય એવું હાલ યંત્ર વડે શોધી કાઢયું છે, કાપતી કે મારતી વખતે તેઓને લાગણી થાય છે. ઝાડો નરને માંદા બને જાતીનાં હોય જેમાં નર જાતી પર ફુલ ફળ આવતા નથી.

**ફુલો બાહર ગાંમ મોકલવા** માટે કરંડીઓ અથવા પતરાનો દાબડો લેવો, ડાળીઓના છેડા પર મીણ તાવીને પાતલું લગાડી બંધ કરીને તેમાં સરખાં ગોઠવી તે પર થોડુંક નીમક છાંટવું, ખાંચાઓમાં ઝીણા કાગળો ખોશવા, સુકી રેતીમાં પેક કરેલાં પણ સોજાં રહે છે. પાંણીથી ભીનાવેલાં ન્યુસ પેપરમાં જોઇએ તો બાંધીને મુકવાં, ડાળીઓના છેડા ઉપલી રીતે બંધ કરી સુકાં ન્યુસપેપરના ટુકડાનો પડો કે ગળણી જેવો ઘાટ કરીને તેમાં ફુલો ખોશી કબાટ પેટીમાં બંધ રાખવાથી ઠંડીની મુલકમાં ફુલો રહે છે. ભીનાં રૂમા વીટાળવાં.

**કરમાયલાં ફુલો તાજાં કરવા** ગરમ પાંણીમાં બોળીને પાંણી ઠંડું પડે ત્યાં સુધી રાખવાથી પાછાં ખીલીને તાજાં થશે, છેલ્લાં બીજાં ઠંડાં પાંણીમાં મુકવી વખતે નીચેથી ડાળીના છેડા સહેજ કાપવા, જોઇએ તો ગરમ પાંણીના વાસણમાં બંધ કબાટમાં ઠંડુ પડે ત્યાં સુધી મુકવાં, ખીલે ને પછી પાછળ આપેલી કોઇબી ચીજ ફુલ સાથ પાંણીમાં નાખવાથી લાંબા દિવસ વેર તાજાં રહેશે, કપુરનાં પાંણીમાં મુકયાથી પણ કરમાયલાં ફુલો ખીલે છે.

**૨૧૨.—ફુલનો રંગ બદલવો,** કમળનાં ફુલને ગંધકનો તેજાબ ને એમોનીઆ ભેળી લગાડવો, તેમજ લાઇકર એમોનીઆ લગાડવાથી લાલ રંગ કાળો થશે, અને સફેદ હશે તો પીળો રંગ પકડશે.

**ગુલાબ** પર દિવાસળી સળગાવી લગાડવાથી સફેદ થઇ જશે, ચુંનાનું પાંણી ને નવસાગર લગાડયાથી પણ રંગ બદલે છે.

લોખંડનો કાટ એકુ બે ચમચા ખત મરોડી સાથ ભેળવાથી સફેદનો ગુલાબી રંગ થશે અને ગુલાબી હશે તો ઘેરો ટેરા કૉટા કે પીળો જેવો રંગ બદલાશે.

લોખંડનો કાટ મેળવવા પાંણીમાં લોખંડનું પતરું કે મોટો ટુકડો આંઠેક દિવસ ડુબાડી રાખવાથી તે પર કાટ ચઢે ને સુકવી તે ઓખવી લેવો.

**કારનેશન ગુલાબોનો લીલો રંગ કરવા** લાંબી ડાળી કાપીને લીલો રંગ ( Aniline Dye ) માં બોળ્યાથી ફુલનો રંગ બદલાશે.

**એસતર્સ જાંબુડાને લાલ કરવા** તે પર નાઇટ્રીક એસીડ લગાડવાથી તેનો રંગ લાલ થઇને સારો સહોરમ પણ નીકળે છે.

એમોનીઆનાં પાંણી પર કોઇ બી રંગનાં ફુલો ધરવાથી તેનો રંગ થોડો ઘણો બદલાશે.

**ફુલોનો રંગ ઝાંખો નહી પડે તેમ કરવો** સોજી સ્પીરીટ અથવા દારૂના અર્કમાં થોડી મિનિટ બોળી કાઢવાથી પહેલાં સહેજ ઝાંખો લાગી પાછો અસલ રંગ પકડશે. પાતલા ગુંદરના અથવા નવસાગરનાં પાંણીમાં બોળવાથી ફુલનો રંગ તથા ઘાત જેવોને તેવો રહે છે, વારનીશ મારવા પૅરેફીનમાં મીણુ પીગળાવી લગાડવું.

**રાતનાં ફુલો અથવા ઝાડપાન** કોઇબી જાતનાં ઘરમાં યા સુવાના ઓરડામાં રાખવાં નહિ, તેમાંથી નીકળતી હવા માણુસના દમમાં ગયાથી નુકશાન કરે છે, એથી ઉલટું દિવસને વખતે નીકળતી ઝાડપાનની હવા ફાયદાકારક છે.

## ખાતરો, કમોસમે ફળ ઉગાડવા, તથા બી વિષે.

**૨૧૩.—સાધારણ ચાલુ વપરાસનું ખાતર** ઘોડા તથા બીજા જાનવરોની સુકાયલી લીડનું બને છે.

તરકારી તથા ફ્રુટની છાલ, રાંધણીનો કચરો એક બાજુ પર એકઠો કરી સુકાયા પછી પણ ખાતર તરીકે ઉપયોગી થશે. સુકાં ફુલ, પાંદડાં પણ એ રીતે ઉપયોગમાં લેવાં. નીમક જોઇએ તો નાખવું.

વાસણ ઉજારેલું રાખનું પાંણી, ચોખા બાફેલું પાંણી તેમજ નાહવાની મોરીઓમાંનું સાબુનું પાંણી ઝાડોમાં આપવાથી સાબુમાંનો ખાર વીગેરે ખાતરની ગરજ સારે છે.

માછલીનાં બીંગડાં કે કોટલાં તેમજ તેનું ધોયલું પાંણી ઝાડમાં રેડવું, બગડેલી કે સુકી માછલી પણ ઝાડનાં મુળમાં નાખવી.

સુકા કુટાની માછલીનું ખાતર સાધારણ તરકારી માટે વપરાય છે, એ ખાતરો નાખવા સાથ થોડું નીમક ભેળવાથી તેમાં કીડી આવતી નથી. મુળમાં નાખવા પછી ઉપરથી મટોડીએ ઢાંકી દેવું હાડકાંનું ખાતર પણ તરકારી માટે સારૂં છે.

બગીચાનો કચરો તેમજ કાપેલાં ઝાડનો પાલો વિગેર એકઠો કરી ઝાડનાં મુળમાં નાખવો અથવા તો તેનો ઢગલો કરીને તે પર થોડો કળી ચુનો નાખી તળે ઉપર કરી થોડો વખત રાખ્યા પછી ખાતર તરીકે ફળનાં ઝાડો સારૂં વાપરવું. જોઇએ તો સાથે છાનાં બાળેલી રાખ ભેળવી અથવા અમથી વાપરવી ખાતર તરીકે, કોઈ

પણ ખાતર ઝાડને ઘણું નાખવાથી ગરમ પડે છે તેની સંભાળ રાખવી. મોટી ખાલી જગ્યા હોય તો ઘરથી દુર મોટો ખાડો ખોદાવી તેમાં બધો કચરો, ઝાડપાન, છાલ વિગેરે એકઠું કરી ખાતર માટે મુકવું.

**ગુલાબ તથા ફળનાં ઝાડોને** કોઇ વખત સાબુનું પાંણી રેડવું.

**ખાતર જાતજાતનાં ફર્નનાં ઝાડો તથા નાજુક મેડન હેર** (Maiden Hair) વિગેરેમાં ચાહેતું પાંણી ચાહેના પાદડાં સાથ નાખવાથી જોરપર આવે છે, તેમજ બકરાંની લીંડી સીપવાનાં પાંણીમાં પોટલી બાંધી નાખવાથી ખાતર મળશે.

**રસાયની ખાતર** ઝાડને તેનાં પ્રમાણમાં ઓછું વધતું આપેલું ઘણું પુષ્ટીકારક છે.

નાઇત્રેટ ઑફ પૉટેશ બે ઔંશ, નાઇત્રેટ ઑફ ઍમોનીઆ ચાર ઔંસ, ખાંડ એક ઔંસ, ગરમ પાંણી એક બાટલીમાં સર્વે મેળવીને રાખી મુકવું, ખપ પડે ત્યારે તેટલુંજ ગરમ પાંણી લઇ તેમાં એક મોટા ચમચા જેટલું ભેળીને વાપરવું. સુરોખાર (Saltpetre) પણ ખાતર તરીકે વપરાય છે, જોઇએ તો સાથે ઍમોનીઆ સલફેટ થોડો ભેળવો.

**ચોખા માટે** ઍમોનીઆ સલફેટ ચોસઠ રતલને સુમારે એક એકર ખેતરમાં નાંખવાથી દોઢ ઘણો પાક ઉતરશે; ઘાસ માટે એનું અધુઁ વજનનું નાખવું.

**ચીકુના ઝાડમાં** બકરાંની હોજરી આખી છાણ સાથની ચાર પાંચ વરસે નાંખવાથી ફળ સારાં આપશે. વરસાદની શરૂઆતમાં નાખવી, ત્યાર પછી પુરતું પાંણી રેડવું જેથી હોજરી ગરમ પડે નાહ. મોટાં નાનાં ઝાડનાં પ્રમાણમાં નાખવું, નહિ તો ઝાડ મરી જશે.

**ચીકુ પર ફુલ નહિ આવતાં હોય** તો બારીક ચામડાંનો ભુકો મોચીને ત્યાંથી મંગાવીને મૂળમાંથી મટોડી ઢીલી કરી નાંખવો.

**દાડમનાં ઝાડો** રેતીવાળી જગ્યામાં સારાં ઉગે છે, સોજાં મોટાં ફળ ઉગાડવા સારૂ થોડું બકરાનું અથવા મરઘીનું લોહી રેડવું, ફળ મોટાં થાય ને ઉપરની લીલી છાલ સુકાઇને કઠણ તેમજ સહેજ કાળી થવા માંડે કે કોથલી બાંધવી અને નીચેનું ડીચકું સુકાઇ જાય ત્યારે ફલ તૈયાર જાણી તોડવું. મરઘી ઘરના વપરાશ માટે કાપતી વખતે થોડું લોહી નીકળે તે વાસણમાં એકઠું કરી ઝાડમાં નાખવું.

સાધારણ ખાતર સાથ થોડો ભાંગેલા મકાનનો જુનો ચુનો જેને રાગીત કહે છે તે ભેળીને નાખવાથી દાડમ સારાં થશે. કામળીયાથી સંભાળવા એ લાગુ પડે તો ઝાડ તથા ફળનો નાશ કરશે.

**સંતરાનાં ઝાડમાં દુધ** ને ગોળ ભેળી રેડવાથી સારાં થશે, જોઇએ તો તેમાં કાઇબી જાતનાં પક્ષીનું માંસ ભેળી ચુલ્હે ઉકાળી ગાળીને ઝાડમાં રેડવું.

**દ્રાક્ષને મીઠી ઉગાડવા માટે** પાણીમાં સસલાનું ગોસ ઉકાળી નાખવું.

**અનીનશને** મથાલેનાં પાદડાં સાથનો દાંડો અથવા નીચે ફરતા ફુટેલા પીળા રોપવાથી બીજાં તે પર ફળ ઉગશે, જે લગભગ એક વરસે તૈયાર થાય છે. કાચાં હોય તે વખતે પુરતું પાંણી સીંપવું.

**પપાંઊના** ઝાડ કોઇ નર જાતીનાં હોય તે પર ફળ આવતાં નથી તેને મથાલે પાદડાંને ફુલ ઉગી નીકળેલાં આખાં કાપીને કાઢી નાખ્યાથી આજુબાજુ બીજી ડાળીઓ ફુટવા સાથ ફળ પણ ઉગે છે.

**કેળાંનાં** ઝાડ પરથી સારી લુંગડ ઉતારવા પીલા રોપતી વખતે ગરમ તાટેલાં લોખંડના સળીઆ વડે કાણું પાડવા પછી રોપવું અથવા તો તે કાણાંમાં થોડી હાથીદાંતની ભુકી ભરવી.

લુંગડમાંનું એકુ કેળું પીળાસ પકડે ને ઉતારવી પણ પેહલાં કેળ કાપી પછી લુંગડ કાપવાનો રીવાજ છે. કેળાંની ઘણી જાત છે.

**આંબાંનાં** ઝાડને બે ત્રણ વરસે થોડીક પાયલી કાળું જાડું નીમક મોટાં નાનાં ઝાડનાં પ્રમાણ મુજબ મુળમાંથી મટોડી ખસેડીને નાખવા પછી પાછી મટોડી ઢાંકી રોજ પુરતું પાણી રેડવું. બનતાં સુધી વરસાદની શરૂઆતમાં નીમક નાખવું. દુધ અથવા પાંણીમાં નગરમોથને ઉકાળી આંબામાં રેડવાથી ફળ મોટાં થાય છે.

**આંબાં પરનો જંગલી પાલો** ઉગેલો કઢાવી નાંખવો, નહિ તો ઝાડનું જોર ચુશાઇને કમતી થશે.

એક ઝાડ પર બીજી જાતની ખુંટીઓ મારવાથી બે જાતનાં ફળો સાથે ઉગે છે, અથવા જંગલી નાના આંબાની ડાંળીઓ કાપી કાઢી તે પર સોજી, હાફુસ કે પાયરીની કલમ બાંધવાથી સારાં ફળ ઉતરશે. તેણ મુજબ લીંબુનાં ઝાડનાં ઠડ પર સંત્રા મોસંબીની કલમો બંધાય છે. એને (Grafting) કહે છે.

**બોરડીનાં** ઝાડા પર ફળ આવવા આગમચ પાંણી સાથ જેઠીમધ ઉકાળી રેડવું અને ફળ આવવા માડે કે એજ માફક ઉકાળો કરી તેમાં થોડું દુધ ભેળી નાંખવું.

**નાળીએરને મોટા જથામાં ઉગાડવા** તેનાં ઠડ ઉપર મુળ આગળથી નીચલી મેળવણી રોજ રાતના ગોળ ફરતી લગાડવી; મગ ને અડદની દાળ પાંણીમાં બાફી તે ઠંડુ પડે કે તેમાં નીમક ને મધ થોડું ભેળવું.

ખજુરીનાં ઝાડને પણ તેમ કીધાથી ફાયદો થાય છે.

નાળીએરના છોડ ઉગાડવા ઘણાં પાકટ મોટાં નાળીએરને છાલ સાથે કુવા અથવા પાંણીની ટાંકીમાં નાંખી રાખવાથી તેમાંથી પોતાની મેળે પીલો ફુટશે.

**બીટ** મોટા ઊગાડવા મટોડી સાથ થોડીક પીશાબ ભેળીને નાખવી.

**કાંદાના ઝાડને** સ્હેલથી સરસ ખાતર મરઘાં બતકાં રાખવાની જગ્યા કે પાંજરામાંનો બધો કચરો છેર વિગેરે રોજ એકઠો કરી મટોડી સાથ ભેળીને નાખવાથી

કોદ્દાનો પાક લગભગ બમણો ઉતરશે. ચુહલાની મેસ એકથી કરી સાથ થોડું નીમક લેવું, મુળા, પટેટા માટે પણ સારૂં છે.

**કેબેજ મોટી** ઉગાડવા માટે માણુસનાં નરકનું ખાતર સઉથી સારૂં કહેવાય છે. સાથે પીશાબ પણ ભેળે છે.

**સલગમ નોલકોલ** વિગેરેમાં સાધારણ ખાતર સાથ માણુસની પીસાબ ભેળીને આપવાથી સારાં થશે.

**કોઠમરી** ચાલુ વપરાસની તરકારી, ધાણાને કુંડાં અથવા કોઇબી ઝાડનાં મુળ આગળ રોપવાથી વગર મહેનતે ઊગી નીકળે છે. ખાતરની પણ જરૂર નથી.

**તરકારી** અથવા ફુલોને તોડવાં હોય તો સહવારનાં સુરજ નીકળવા આગમચ કાઢવાંથી લાંબો વખત વેર તાજાં રહેશે તરકારી છોલી ને પાંણીમાં રાખવાથી કાળી થતી નથી.

**મોટાં ફળ કોઇબી જાતનાં ઊગાડવા સારૂ** ખાંડ જેઠીમધ ને મહુડાંનાં ફુલનો અર્ક સર્વે ભેળીને રોજ થોડું ઝાડમાં નાખવાથી ફળ મોટાં થશે અને અંદરનાં બી નાનાં થતાં જાય છે.

ઝાડની ડાળી પર ત્રણ ચાર ફળો સામતાં નીકળેલાં હોય તેમાંથી એકુ બે નાનાં તોડી નાખવાથી બીજાં મોટાં થશે.

**નવી જાતનાં ફળ** જુદી જુદી જાતની તરકારી તથા ફળના ઝાડોની એક એક સાથ મેળણી કરી બીજી નવી જાતની તરકારી તથા ફળો વેલાતમાં ઉગાડે છે તેમજ બી ચગરનાં ઊગાડેલાં વાંચ્યા છે.

**ફળ સખત ઠંડીમાં ખરી પડતાં અટકાવવા** મલાઇ કાઢેલું દુધ એક બાટલીમાં એક રતલ નીમક બે ગેલન પાંણી ચુનો અર્ધો પૅક (Peck) સર્વે પીગળાવી ઘટ થાય ને પીચકારી કે માપતાં વડે ફળ પર રેડી સકાય ને તે મુજબ બે ત્રણ પડ કીધાથી ગમે એવી સખત ઠંડી કે બરફમાં પણ ખરી પડતાં નથી.

**કાકડી** જમીન ઊપર ખુલ્લી રાખવાથી ધીરે ધીરે ઊગે છે. કાચનું મોટું વાંસણ તે પર ઢાંકવાથી ઘણી જલદી મોટી તેમજ રસ વાલી પણ થશે.

**કમોસમે ફળ ઝાડ પર** ઉગાડવા ખાતર ચુનો ને નવસાગર ભેળીને નાખવું.

કોઇબી જાતનાં બીને ચણાના ખારમાં બોળી તડકે સુકવવાં એ રીતે સાત વખત કીધા પછી રોપવાથી કમોસમે ફળ ફુલ ઉગી નીકળે એમ કહે છે.

જમીનમાંથી પાંણી જ્યાં ઘણી લીલોત્રી તથા ચાલુ ઘાસ ઊગેલું દિશે તો ત્યાં પાંણી હોય એમ જાણવું, તેમજ તેવી ભીનાશવાલી જગ્યાની મટોડી કેટલીક વખત પોકલ ને તેલના રંગની દિશે ત્યાં ખોદવાથી પાંણી નીકળે એવું માલમ પડયું છે.

**દવાઓ** ઘણીક જાતનાં ઝાડપાન, છાલાપાલા અને તેનાં મુળીઆંઓમાંથી બને છે.

**૨૧૪.—બી** દરેક ફુલ ફળ કે તરકારીને ઝાડો પર તૈયાર પાકટ થઇને સુકાવા આવે કે કાપી લઇ તડકે સુકવીને રાખવાં.

**બી ને રાખવાં** કાચની બાટલી બંધ દાબડામાં હવા ઉજાસ નહિ લાગે તેમ રાખવાથી બગડતાં નથી, કોઇ તરકારીનાં બી રાખ સાથ ભેગે છે. મધમાં બોળીને રાખવાં, પણ રોપતી વખતે પાણીએ ધોવાં.

**બી પાકટ** સુકાં, પાણીમાં નાખવાથી નીચે બેસી જાય તે સારાં.

**કાચાં બી** પાણી પર તર્યા કરે છે.

**બી રોપવા આગમચ** કંઇ વગર નુકશાન કરે તેવી કડવી ચીજમાં બોળવાથી પક્ષીઓ ખાતાં નથી કાંટાવાળાં પાંદડાં તે પર પાંથરવા કે તારની જાળી ઢાંકવી. બીમાં તેના ઝાડને મળતો આકાર સુક્ષ્મદર્શક યંત્રથી દિશશે.

**બી રોપતી વખતે** મટોડી લાલની સાથે થોડીક કોલસાની ભુકી, બારીક રેતી અથવા ઇંટનો ભુકો કંઇમી ભેળ્યાથી સારાં ફુટી નીકળશે; લાલ મટોડી નહિ હોય તો જેવીમી હોય તેમાં ઉપલી કોઇ ચીજ ભેળી, સાથે થોડુંક ખાતર નાખવું. ઘણા તડકામાં કે ખુલ્લી જગ્યામાં રાખવાં નહિં, નાના ફણગ ફુટે કે તે પર પણ જાળી ઘાંકયાથી કાગડા, ચલીઆં, મરઘાં ખાતાં નથી. છેક ઊંડાં રોપવાં નહિ.

**પટેટાને રોપવા** માટે ઝીણા ટુકડા કાપીને નાખવા, આખા પટેટા પર પીળા ફુટેલા હોય તે પણ રોપાય છે. ચુનાના ખારવાળી જમીન પટેટાને વધુ માફક આવશે. લાંબો વખત રાખવા તરકારીમાં જુવો.

## ચોખા ઉગાડવા તથા ભાતમાંથી કાઢવા •

**૨૧૫.—ચોખા ઉગાડવા** માટે વરસાદની શરૂઆતમાં તૈયાર કીધેલાં ખેતરમાં ભાત નાખીને તેના છોડ નાના થયા પછી છુટા પાડી બીજા ખેતરમાં છુટા છુટા રોપે છે. ચોખા ઉગાડવા વરસાદનાં પાંણીની ઘણી જરૂર છે, દરેક ખેતરો પાંણીથી ભરેલાં હોય તો તે જોર પર રહીને સારો પાક ઉતરે છે ભાત કાર કણુસાં ઉગી તેમાં ચોખાનો દાણો બંધાવા માંડે છે. મોટો પાક ઉતરવા માટે ખાતરમાં જોવું.

એક પાયલી રોપેલાંમાંથી ૧૬ પાયલી ભાત ઘણું ખરૂં ઉતરે છે.

વરસાદ ખલાસ થાય ને ભાતમાં ચોખા ભરાઇને તે પીળું થઇ પોતીકી મેળે ખેતરોમાં બધાં આડાં પડી જાય ત્યારે થયલું જાણવું.

**ભાતમાંથી ચોખા છુટા પાડવા** બધું કાપી લઇને લીપેલી જમીન અથવા ચુનાની બાંધેલી જમીન પર પાંથરીને તેપર બળદને ચલાવ્યા કરવો એ હીંદુસ્તાનની રીત છે. ઘણું ખરૂં ભાત પેંડામાંથી છુટું પડી જાય ને તે પરાળ (પેંડો) ઢોરને ખવાડવા વાપરે છે.

ભાતને ઝાટકી ઉફણી કચરો નીકળી ગયા પછી મટોડી કે કોડીની મોટી ભરણીમાં અથવા સોજી બાંધેલી જમીન પર કોઠાર કરી તેમાં ભરી રાખવું: કોઠાર

બનાવવા પેહલાં જમીન પર સોજાં ખપેડા પાંથરી તે પર જાડાં કાઠાનાં દોરડાં ગોળ વીંટાળી મોટું ચકરડું બનાવી તે પર બધું ભાત નાંખી તેને બહાર ફરતા ગોળ બીજા ખપ પડે તેટલા ખપેડા બાંધી લઇ ઉપરથી ભાતને લીંપી કોઠારનું મોઢું બંધ કરી દેવું; એ રીતે એક વરસ સુધી પણ રહેશે.

ભાતમાં કીલ્લાં કે જંતુઓ પડતાં અટકાવવા જમીન પર થોડા સરકામાં નીમક મેળવાથી તે મરી જશે, કેટલીક વખત લાંબો લોખંડનો સળીઓ ગરમ કરી ભાતનાં કોઠરમાં ખોસે છે.

ખપ પડે ત્યારે કાઢી ભાતને છડાવવાથી તેમાંથી ચોખા નીકળે છે, જેનો સુમાર એ જાણવો કે એક ફરો ભાતમાંથી અરધો ફરો ઉપર ( ૮ થી ૧૦ પાયલી ) ચોખા ઉતરે છે, તેમાં ત્રણ ભાગ આખા ચોખા ને એક ભાગ બારીક કણકી હોય છે.

## ઝાડની જગ્યા બદલવી તથા વગર ઉપયોગનાં કાઢી નાંખવાં તથા મોટાં ઝાડોની ઊંચાઇ માપવાની રીત.

**૨૧૬.—જમીન અથવા કુંડાંમાંથી નાનું કે મોટું ઝાડ કાઢવા આગમચ** તેને ફરતો ખાડો દુરથી ખોદી મુળ સર્વ છુટાં પાડીને એકુ બે દિવસ પાંણી રેડી મટોડી નરમ થાય તે ઝાડને સંભાળથી મુળને મટોડીએ બંધ રાખી આખું કાઢી તુરત બીજા તૈયાર રાખેલા ખાડા અથવા કુંડાંમાં પાછુ રોપી દઇ ભર પાંણી રેડવું કુડું હોય તો ઝાઝું તડકું લાગવાથી ઝાડ સુમાઇ જશે માટે છાંયામાં રાખવું. એ રીતે ઠંડી કે વરસાદમાં ઝાડોના ફેરફાર કરવાથી જીવે છે. કોઇકનાં પાંદડાં ખરી જઇ બીજાં પાછાં નવાં ફુટવા માંડશે.

**ભીનાસ ને મેલેરીઆવાલી જમીનમાં** સુધારવા સંન ફલાવર ફુલનાં ઝાડો નાખવા, એમાંથી તેલ પણ બને છે.

**લીલાં ઝાડને સુકવી નાખવા** ખાડો ખોદી તેમાં કેરોસીન અથવા ટરપીનટાઇન રેડવું. મુળમાંથી બાળી નાખવું હોય તો ફરનો સુરોખાર નાંખી પાછી મટોડી ઢાંકી થોડા દિવસ રાખીને તે પર કેરોસીન તેલ રેડી સળગાવ્યાથી જલદી બળે છે.

**પીપળાનાં ઝાડને કાઢવા** ચાર પાંચ તોલા હીંગના ગાંગડા લઇ મુળમાં નાખવાથી ગમે એવું મોટું પણ થોડા વખતમાં મરી જશે.

પીપળા તથા વડનાં ઝાડો રુઉથી મોટા હોય છે અને ઘણા વરસો સુધી જીવે છે, કોઇક દેશમાં એને મળતી જાતના ઝાડો લગભગ બે હજાર વરસ જીવેલાં માલમ પડયા છે, અને તે ઝાડનો મોટો ઘેરાવો દસ માણસો એક એકના હાથો પકડી ગોળ ફરતું કુંડાળું વળી ફરી શકે તેટલો મોટો ધારવામાં આવ્યો છે.

**ઘરની દીવાલની ફાટમાં ઉગતાં ઝાડો કાઢવા** કાર્બોલીક ઍસીડ પાંણી સાથ ચાલુ મુળમાં રેડવું. જંગલી પાળો ઊગતો અટકાવવા નીમકનો ભુકો ( Rock Salt ) નાખવો અથવા પાંણીમાં મેળવી રેડવું. પક્ષીઓ ચાંચમાં તે ઝાડોના બી લાવીને નાખવાથી એ રીતે ઝાડો ઊગે છે.

**લીલ કાઢવા** કળી ચુનો ને લાકડાંની રાખ પાંણી સાથ ભેળી લેવી. દરીઆની (રે)તી બગીચામાં પાંથર્યાથી તેમાં લીલ કે પાસો ઉગતો નથી.

**મરી જતાં બચાવવા** દારૂનો અર્ક એક ભાગ, થોડો કપુર તથા દસ ભાગ (વ)રસાદનું પાંણી ભેળી તે ઝાડને કુડાંમાંથી કાઢી પાંણીમાં બે ત્રણ કલાક ભીનવી (રા)ખવાથી પાંદડાં તથા મુળીઆમાં જીવ આવે ને પાછાં રોપી રોજ પાંણી સીપવું.

**ઝાડની કાપેલી ડાળી કે જખમ પર** તેલનો રંગ લગાડવો દારૂનાં અર્કમાં (રા)જમ પીગળાવવી અથવા લાલ ઈંટની ભુકી એક ભાગ, ટાર બે ભાગ ને ચાકની (ભુ)કી ચાર ભાગ ચુલ્લે મેળવીને જખમ બંધ કરવો.

**પાંદડાંનો આકાર નસો વિગેરે જોવી** હોય તો વરસાદનાં પાંણીમાં નરમ થઈ જાય ત્યાં સુધી બોળી રાખીને કપડાં વડે લીલ જેવી નીકળે તે પાંદડાંપરથી લુછી (ન)ાખવી.

**૨૧૭-મોટાં ઝાડની ઉંચાઇનું માપ જાણવું** તડકાની વખતે જમીન પર (બ)રબો છાંયો પડતો હોય તેને ફીટ વડે માપ કરવું, હમેશાં તે માપ ઝાડની ઉંચાઈથી (દો)ઢ ઘણો લાંબો સુમારે થશે એટલે ૭૫ ફીટ લાંબો છાયો હશે તો ૫૦ ફીટ ઝાડની (ઉ)ંચાઇ ગણાશે; એની સમજ પડવા સારૂ એક લાકડી જમીનમાં દાટી હોય તેની (ઉ)ંચાઇ ૩ ફીટ થાય તો છાંયો ૪॥ ફીટને સુમારે હશે.

મોટાં ઘરો તથા ટાવરોની ઉંચાઇનો અડસટો પણ એ રીતે કાઢી શકાય છે. બીજી (ર)ીત એ છે જે ઊંચા ઘરની અગાસી કે મીનારાની ટોંચ પર અથવા ઝાડને મથાલે (ચ)ઢી નીચે પત્થર નાખી કેટલી સેકંડમાં જમીન પર પડે છે તેટલા વડે ગુણવા અને (ગ)ુણાકાર આવે તેને પાછા ૧૬ વડે ગુણેલું આવે તેટલી ફીટ તેની ઉંચાઇ જાણવી; (ધ)ારો કે પત્થર પડતાં ૩ સેકંડ લાગે તો ત્રણ વડે ગુણ્યાથી ૯ થશે તેને પાછું ૧૬ (વ)ે ગુણ્યાથી ૧૪૪ ફીટ થાય તે ઉંચાઇ જાણવી.

## ઝાડનાં નાશકારક તથાં બીજાં જતુંઓ મારવાં.

**૨૧૮.—ઝાડોને નાશ કરનાર જંતુઓ,** કીડા,-ઉધઇ,-મંકોડા,-કાનખજુરા,-(મ)ધમાખ,-ભમરો-ગોકળગાય-તીડ-કીડી, પક્ષીઓ, સાંપ, વિગેરે, ડાલીઓ તેમજ ઠડ (ઉ)પરથી ચઢતાં અટકાવવા માટે મોટાં અથવા નાનાં ઝાડોને ફરતી ગોળ કપડાંની પટીને (ક)ેરોસીન તેલ અથવા એરંડીઊં કે ટરપીનટાઇનમાં બોળીને વિંટાળવી, ઠડને ફરતો ટાર (ચ)ોપડવો, સુકો ચાક લગાડવો, ઘોડાના વાળ ગોળ ફરતો વિંટાળવો કંઇબી જંતુઓ એમ (ક)રવાથી તે પર ચઢતાં નથી.

**પીચ તથા સપરચનના ઝાડોને** ફરતો સુકો સાબુ ઘસીને લગાડવાથી કીડ (અ)થવા જંતુઓ ફળ ખાવા ઠડ પરથી ચઢશે નહિ.

કુડાંઓની નીચે રાખ પાંથરીને મુકવાથી કીડા ચઢતા નથી.

**સફેદ કીડ ફુળ ફુલનાં ઝાડો પરથી** કાઢવા માટે તેનાં ઠડમાં થોડું કેરોસીન તેલ અથવા તંબાકુ કે કપુરનું પાંણી રેડવું.

કીડા **મુળમાંથી મારવા** સારૂ રાખ કે ચુનો છાંટવો, અથવા અખરોટનાં પાંદડાંને પાણીમાં ઊકાળીને રેડવાથી કીડા બહાર નીકળી આવે તે મારી નાખવા.

**કીડા લાંબા ઝાડ પર ચઢી ફળ ખાઈ જાય** તે વખતે થોડેક દુર સુકુ ઘાસ અથવા બાગનો કચરો સળગાવી ધુમાડો કરવો, યા તો ઝાડની નજદીકમાં તંબાકુનો ધુમાડો કરવાથી તે બધા ગુંગળાઇને નીચે તુટી પડે ને મારવા.

**કીડ કોઇબી ઝાડો પરથી ઓખવી** કાઢયા પછી છાણ લઇ પાણી સાથ મેળવી ડાળીઓ પર થોડો વખત લગાડી રાખ્યાથી પાછી કીડ ચઢતી નથી, પછી સુકાયલું ઓખવી કાઢયાથી ડાળીઓ સાજી રહેશે.

કવોશીઆ ઊકાળેલાં પાંણીમાં સાબુનુ પાંણી ભેળી પીચકારી વડે ઝુલતાં પાંદડાં નીચે મારવું.

તંબાકુ અથવા મોટી સીગરેના વધેલા ટુકડાઓ એકઠા કરી પાણીમાં ઉકાળીને તે રેડવાથી કીડ મરશે.

**કોઇબી જાતનાં જંતુઓ ઝાડની નજદીક આવતાં અટકાવવા** સારૂ થોડીક સોમલની ભુકી કરતી છાંટવી અથવા તો આટો ને મધ અથવા ખાંડ સાથે સોમલ ભેળી તેની ગોળીઓ બનાવી જમીનમાં ઝાડની નજદીક દાટવાથી જંતુઓ તે ખાધાથી મરી જાય છે. કાળી ચુનો અથવા મેસ ઝાડને મથાળે નાખવી.

**કીડીઓ લાલ નહસાડવા** માટે તંબાકુનો ભુકો પાંણીમાં ઉકાળીને રેડવું અથવા ગંધકનાં પાંણીમાં ભેળી નાખવું; એક છાલકાં વાસણમાં મધ કે ખાંડનું પાંણી કરી જ્યાંથી કીડી આવતી હોય ત્યાં મુકવાથી તેમાં હઝારો એકઠી થઇ જશે, વાસણ ભરાઇ જાય ને સંભાળથી ઉંચકી લઇ ગરમ યા ઠંડું પાણી તેપર જોરથી રેડવું અથવા મેચીસે બાળવાથી બધી મરી જાય ને પાછું ઉપલી રીતે મુકવાથી ઘણી કીડીઓનો નાશ થાય છે. કીડીઓ જમીનમાં એકઠી થઇ મટોડીના ઢગલા બનાવે છે તે ખોદી કાઢી તેમાંની સર્વે મોટી કીડીઓ મારી નાંખી ઉપલામાંનો કોઇબી ઉકાળો તે જગ્યાપર રેડવો.

નીમક અથવા કોલસાની રાખ સાથ લાકડાંનો વહેર ભેગીને ઝાડની મટોડી સેહેજ ઉખેડી કાઢી તેમાં નાખવાથી કીડી આવશે નહિ.

**ગુલાબનાં ઝાડપરની કીડી મારવી** ગંધક ને તંબાકુની ભુકી ઘણી બારીક કરી ચારણી વડે અથવા ઝીણાં કપડાંની થેલીમાં ભરી હળાવી છાંટવી સહવારમાં ઝાકળ પડેલું હોય તે વખતે. ઍલ્ડર ( Elder ) નામનાં ઝાડનાં પાંદડાંનો ઉકાળો પીચકારી વડે મારવાથી પણ જશે, પાંદડાં કીડ ખાઇ જાય તો પાણીની પીચકારીએ ચાલુ ધોવાં.

**કીડ કુડાંમાંનાં નાનાં ઝાડ પરની** કાઢવા ઉંધું કરી તેનાં પાંદડાં ખળખળતાં પાણીમાં બોળી થોડો વખત રાખવું, અથવા વાંકું મુકી તગીઆમાંનાં કાણાંમાં ખળખળતું પાંણી પીચકારી વડે મારવાથી કીડ મરી જશે. તંબાકુનું પાણી છાંટવાથી પણ નીકળે છે.

**ગોકળગાય** ( Snail ) **ઝાડો પર ચઢીને** નાશ કરે છે માટે ઠડ આગળથી ચુનો ને રાખ નાખવાથી ત્યાં આવતી નથી.

**ગોકળગાય** ફુલ તથા તરકારીનાં ઝાડોપર ચઢી નુકશાન કરે તે અટકાવવા પેહલાં છુટી દીશે તે મારી નાખવી અથવા તો ઝાડથી થોડે છેટે શુનું જમીનપર પાંથરી તે પર કોઇબી જાતનાં પાંદડાં અંતરંગ રહે તેમ ઢાંકવાં યા તો લાદીના ટુકડાનો ટેકો આપી તેવી રીતે ગોઠવી શુનું નીચે રાખવાથી તે ખાવાનું વધુ ગમવાથી ત્યાં બધી એકઠી થાય ને પછી મારી નાખવી. એ રીત બીજાં જંતુઓ પણ ત્યાં એકઠાં થાય છે.

**કામળીઆ** ( Caterpillar ) **ઝાડ પરના મારવા** ખુબ જોરથી હલાવવું, બધા નીચે પડી જશે, પાણી સીપવાની ઝારી કે પીચકારી વડે ઝાડ પર પાણી જોસથી મારવું, જોઇએ તો તેમાં તંબાકુ ભેળવો. એ રીતે પણ કામળીઆ નીચે પડી જાય ને મારી નાખવા. નીમક સાથ ચુહલાની મેસ ભેળીને છાંટવી.

**અકોડા** પણ ઉપલી રીતે મારવા અથવા કીડી નહસાડવાની કોઇ ચીજ નાખવી.

**આંબાનાં ઝાડને કીડ ને ઉંધઇની નીશાણી** લાલ મરોડીનું પડ ડાળીઓ પર બાઝે છે, જે તુરત ઓખવી કાઢવું; નહિ તો આખું ઝાડ કોતરી ખાશે. તે જગ્યા પર ટાર અથવા કેરોસીન તેલ લગાડવું. ઉધઇ ઉપરથી કાઢેલી નીચે પડે તે મારી નાખવી અથવા તો તે પર થોડીક ખાંડ નાખવાથી કીડીઓ આવી ઉંધઇ તથા ખાંડ સર્વે ખાઇ જશે. કોઇબી ઝાડને કીડ કોતરીને પોકલ કીધું હોય તો તેમાં ટાર અથવા પાતલો દામર રેડી બંધ કરવું.

**તીડોનાં** ( Locust ) ટોલાં આવી ઝાડપાન ખાઇ જઇ નાશ કરે છે તે વખતે સુકું યા લીલું ઘાસ સાથે ટાર ભેળીને સળગાવી ઘણો ધુમાડો કરવાથી કોઇ વખત ઉડી જશે. ખેતરમાં નીચે તીડનાં ઇડાં પડેલાં ખાઇ જવા માટે ડુક્કર અથવા બકરાંનાં ટોળાં છોડી દેવાં. ઘણા જથાબંધ તીડનાં ટોળાં કોઇબી રીતે નહસાડવાં મુશકેલ છે.

**દેડકા** ( Frog ) હોય ત્યાંનાં ઝાડોનાં મુળ આગલનાં સર્વે પ્રકારનાં જંતુઓ તે ખાઇ જાય છે માટે તેને મારવાં નહિ.

**ભમરા** ( Wasp ) **ફુળ ખાઇ જાય** ઝાડ પર એક વાસણમાં બીર દારૂ અથવા ખાંડનું પાણી ભરી ટાંગવું, તે પીવા આવતાં તેમાં પડીને મરી જશે. ભમરાના દરમાં પેપરમીન્ટનું એસંસ નાખવાથી તેના વાસે પાછો ત્યાં આવશે નહિ. પછી દર પુરી નાખવા.

**ભમરાને નહસાડવા** માટે કાગળ પર આટો, ખાંડ ને સીંદુર તથા પ્લાસ્ટર ઓફ્ પૅરીસ સાથે ભેળીને મુકવું, પણ બીજાં પાળેલાં જાનવર અથવા બચ્ચાંનાં ખાધામાં નહિ આવે તેની સંભાળ લેવી.

ભમરો પકડવા માટે એક ગ્લાસ અથવા નાના બાકસને અંદરની બાજુ ફરતી કંઇ પણ મીઠાસવાળી ચીજ મધ, શીરો, સાકર લગાડી તેનાં તળીઆંમાં એકુ બે ચમચા સાલીડ તેલ અથવા મીઠું તેલ રેડી મુકવું. મીઠાસ ખાવા આવે ને તેલમાં પડવાથી તુરત મરી જશે. દુરથી સંભાળીને પીછી વડે ઉપલું કોઇ પણ તેલ લગાડવાથી મરી જાય છે.

**આગીઆ કીડા** ઉડતી વખતે રોશની જેવો ઉજાશ દીશે છે તેનું કારણ તે લોકનાં શરીરમાં ફૉસફરસ ( Phosphorus ) નામનો પદાર્થ હોવાને લીધે રાતને વખતે ચળકાટ આપે છે. ઘણુંખરા વરસાદની મોસમમાં આવે છે.

**કરોળીઆ** ( Spider ) પેપરમીંન્ટનું તેલ રૂમાં બોળીને મુકવાથી તે જગ્યા પર પાછા આવશે નહિં.

**ઉંદરો** બગીચાનાં ઝાડોને કેટલીક વખત નુકશાંન કરે છે તે મારી નહિં શકાય તો તે જગ્યા પર તેને પકડવા માટે છટકાં અથવા પીજરાં મુકવાં, ઝેર નાખવાથી પણ તે ખાઇને મરી જશે. વધુ આગલ જુવો.

**મગતરાં બગીચા અથવા ઘરમાં કંટાળો આપે** તો પહોળાં વાસણમાં પાણી ભરી મુકવાથી બધાં તેમાં પડે છે; જોઇએ તો વચમાં મીણબત્તીનો ટુકડો સળગાવીને મુકવો જેના ઉજાશે બધાં તેની પર ખેંચાઇ આવી નીચેનાં પાંણીમાં પડીને મરી જશે.•વરસાદના દિવસમાં મગતરાં ઘરોમાં બત્તી પાસ ઘણાં ઉડી આવે છે.

## પક્ષીને ફળ ખાઇ જતાં અટકાવવાં, તથા સાંપ વિષે.

**૨૧૯.—પક્ષીઓ** જેવાં કે ચકલી, પોપટ, કાગડા વિગેરે ઝાડો પરનાં ફળ ખાય તે સારૂં બારીક કપડાંની ફળનાં માપ કરતાં મોટી થેલીઓ બાંધી રાખવી અથવા તો કાળી મેસ ફળ પર લગાડવી. સ્પંજ ( વાદળી ) અથવા પટેટો કે સલગમ કંઇબી એવી નરમ ચીજ લઇ તેમાં ફરતાં થોડાંક કોઇમી જાતનાં પીછાં ખોસી પક્ષીને મળતો આકાર બનાવી દોરી વડે ઝાડ પર થોડે થોડે છેટે ટાંગ્યાથી પક્ષીઓ તેને મુવેલાં પક્ષી સમજી બીહને નજદીક આવશે નહિં. જોઇએ તો અમડો પીછાંનો ઝુમખો કરી ટાંગવો અથવા કાળું કપડું ટાંગવાથી પણ કોઇ વખત ચકલી, કાગડા, વિગેરે જોઇને ઉડી જાય છે.

**પક્ષીઓ પકડવાં** ઝાડ અથવા વાડ કે તારની જાલીઓ પર એક જાતનો ચીકાશદાર પદાર્થ મીસ્લટો ( Mistletoe ) અથવા હૉલી ( Holly ) નામનાં ઝાડમાંથી નીકળે છે તે લગાડવાથી તે પર પક્ષી બેસવા જતાં તેના પગો ચીટકી જઇ ઉડી શકતાં નથી.

૨૨૦.—**સાપ** ( Snake ) નહસાડવા તેનાં દર આગલ કપડાંને બાળી ધુમાડો કરવાથી તેના વાસે કંટાળી દર છોડી જશે. સીસમનાં લાકડાંનાં છોડીઆં અથવા ગંધક વિગેરે કંઇબી સ્ત્રોંગ વાસની ચીજ બાળવાથી કોઇબી ઝેરી જાનવરો વીચ્છું, કાનકચુરો પોતાના દર છોડી જશે.

**સાપને મારવા** સામે જવું નહિ પણ પાછળથી જોસમાં ફટકો મારવાથી કમ્મર લુલી થઇ જવાથી ઝડપે દોડી શકશે નહિં, જેથી મારવાનું સહેલું પડે છે. જંગલમાં લીલાં ઝાડના રંગના સાપ ઘણા ઝેરી હોય છે જેનો રંગ મળી જવાથી તુરત નજર પડી શકતા નથી. સાપ ઘણી જાતના આવે છે.

સાંપ તથા ઝેરી જાનવરોના ડંખના ઊપાયો વૈદકમાં છે.

## પ્રકરણ ૨૫.

## જુદી જુદી જાતનાં જાનવરો વિષે.

૨૨૧.—**કુતરાંનો ખોરાક.** નાનાં હોય ત્યારે દુધ પાંઉ આપવું મોટાંને પણ સાદો ખોરાક જેવાં કે બાફેલાં ફેફસાં, ચાવલ, રોટલી આપવી. માંસનો ખોરાક કે હાડકાં ઝાઝાં ખાવા દેવાં નહિ. પાણીનું વાસણ સાફ ભરી રાખવું, કે જોઇએ ત્યારે પીએ.

દરરોજ નહવાડયાથી ખુજલી કે ચાંચડ ચીમોડી બાલમાં થશે નહિ. દરીઆનાં ખારાં પાણીએ પણ શરીર સાફ થશે. કુતરાં તરી શકે છે. કુતરાંને પહેલાથી સારી ટેવો પાડેલી હશે તો બધું તેજ મુજબ કરે છે, કારણ કુતરાને બધી રીતની સમજ શકતી હોય છે.

**ચાંચડ ચીમોડી** કાઢી મરાવી નાખવી, લાકડાંનો વહેર અથવા છોડીઆનું બીછાનું કરી તે પર બેસાડવાથી બધા અંગ ઉપરથી ઉડી જશે. નેફથલીનની ભુકી એક ભાગને સ્ટાર્ચનો પાઉડર ત્રણ ભાગ ભેળી તેમાં યુકેલીપતસનાં તેલનાં થોડાં ટીપાં રેડી ચામડીપર લગાડી બીજે દિવસે બ્રશ વડે કાઢીને નહવડાવવું. ભમરડાના વેલનાં પાદડાંનો રસ કાઢી લગાડવાથી ચીમોડી ખરી પડે છે, સરકો શરીર પર લગાડવો, ટરપીંનટાઇન તથા નીમક સરખા વજનનું ભેળી ઘસવું, કૅરોસીન અથવા કોપરેલમાં કપુરનો ભુકો ભેળી લેવો, પૅરેફીન એક ભાગ ને સાલીડ તેલ બે ભાગ ભેળી ચોપડવું, ફીનાઇલમાં ગંધકની ભુકી ભેળી લગાડવી, એમાંથી કોઇબી ચાલે નીકળે નહિ તો બ્લીચીંગ પાઉડર પાંણીમાં નાખી લગાડયા પછી થોડો વાર રહીને ગરમ પાંણીએ નહવડાવવું.

ખુજલી પર આયોડીન પાતલું લગાડવું આગ બળી કુતરૂં ધાંધલ કરે તેની સંભાળ રાખવી, કાર્બોલીક સાબુ નહવડાવતી વખતે વાપરવો.

પેટમાં દુખે તો આદુનો રસ અર્ધી ચમચી ને વ્હિસ્કી દારૂ એક ચમચી ભેળીને પાવો. અગત પડવે એરંડીઆનો જુલાબ આપવો. ચમચીએ પાઇ નહિ શકાય તો સીક કુતરાં માટે નાની કીટલીની નળી વડે દવા તથા ખોરાક બરોબર મોઢાંમાં રેડાશે, કંઇબી પાતી વખતે બંને કાનો પાછળ સહેજ દાબીને પકડવાથી તુરત ગળી જશે.

કાન પાકે તો ગ્લીસરીન અને લૉડેનમ (અફીમનો અર્ક) બે ત્રણ ટીપાં ભેળીને નાખવાથી નરમ પડશે. કાનની પછવાડે ખુજલી થયલી પર કૉનડીસ ફ્લુઇડ (Condy's Fluid) નામની દવાએ ધોઇને સુકાયા પછી બાલસમ પીરૂ (Balsum Peru) લગાડવું. કાન ભીનો રહાથી થાય છે.

કુતરાં ઘણી સખત ગરમી લાગવાથી ઘેલાં થઇ જાય છે તેવાંથી દુર રહેવું; બાલ, વિગેરે ખરીને પુછડી અંદર દબાવીને ચાલે તે કુતરાંની સારી નીશાની નહિ કહેવાય. તેવું કુતરૂં પાણી નજદીક જતાં પણ બીએ છે. બનતાં સુધી તેવાંને મરાવી નાખવાં. ઘરના પાલેલા કુતરાને ઘણી ગરમીમાં માથા પર ઠંડુ પાણી રેડવું અથવા આઇસ ફેરવવું. કુતરાં કરડે તે સારૂ વૈદકમાં જુવો.

કુતરાનું નાક હમેશા ઠંડુ રહે છે, જ્યારે તે સીક પડે ત્યારે નાક ગરમ થાય છે. ઠંડીમાં ચીરા પડે તો વેસલીન લગાડવું.

## ઘોડાના ખોરાક તથા માવજત.

૨૨૨.—ખોરાક સાધારણ ઘોડાને જવ, ઓટ, ભુસું, ચણા ભેળીને સુમારે સાડા ત્રણથી ચાર પાયલી જે વજનમાં દસથી બાર રતલ (પૌંડ) થશે. ચણા બધાં કરતાં ઓછા લેવા; એના ત્રણ ભાગ સરખા કરીને દીવસમાં ત્રણ વખત આપવા, નીમકના મોટા ટુકડા (Rock Salt) ખાવાનાં વાસણમાં સાથે મુકી રાખવાથી તે પણ ઘોડો કોઇ વખત ચાટીને ખાવાથી ખોરાક સારો હજંમ થશે.

ઘાસ એક સાધારણ ઘોડાને ખાવા માટે આખા દિવસનું પંદરથી વીસ રતલને સુમારે નાંખવું.

બીછાનું ઘાસનું સફાઇ નહિ રાખે તો ઘોડાની ચાંમડી ખરાબ થઇ ખુજલી થાય માટે તડકે બીછાનું નાખવાથી સોજું રહે છે.

ઘોડાને નહવાડવો થોડે દિવસે જેથી અંગ સાફ થાય ને લાંબી સવારી જઇ આવ્યા પછી બાજે દિવસે ગરમ પાણીએ નહવડાવો.

થાકેલા ઘોડાને તુરત પાણી પાવું નહિ, તેમજ અંગ ઉપર પણ નાખવાથી તેને નુકશાન થાય છે; નવા ઘોડાને શક્તિ ઉપરાંત સવારી આપ્યાથી ઘોડો તુટી જશે. પોહલા છાતીવાલો ઘોડો મજબુત કહેવાય.

**ઘોડાની ખાસયત** વાપરતાં માલમ પડે છે. ગરીબ જાનવર કોઇ પણ ચીજથી ચમકતું નથી. આરબ ઘોડા સારી ખાસીયતના હોય.

**તોફાની ઘોડાને** જેર કરવા આંખો બંધ રહે તેવી અંધારી બનાવવી. નાખમાં રૂ ખોસવાથી તેને દમ લેવાની અડચણ થશે તો તે પોતીકા મેળે સીધો ચાલશે. જે ઘોડો ઉભો રહી ઊંઘાય તે સારો કહેવાય. આરબ ઘોડાઓ માટે કહે છે કે લાંબો વખત રાતે સુતા નથી અને માણસોના ઊઠવા આગમચ ઊઠે છે.

**ઘોડાની ઉમર** દાંત પરથી પરખાશે તેમજ આંખ આગલનાં તોપચાં પર ખુણામાં મોટી ઊમરના ઘોડાને કરચલી વળે છે. નવ વરસ પછી જેમ વરસ વધતાં જાય તેમ કરચલી વધતી જાય છે.

**ઘોડાની ઊંચાઇનું** માપ હાથ વડે લેવાય છે. તેર હાથની અંદરનાને પોની ( Poney ) કહે છે.

**આંધલા ઘોડાની** આગળ બત્તી લઇ જતાં આંખ હળાવતો નથી; દેખતો ઘોડો બત્ત સામે આવત તુરત આંખ ઊંઘાડ ઢાંક કરશે.

**નબળા પગવાળા ઘોડાને** રાતના ગરમ પાણીએ સેકી ટાઇટ પાટા બાંધી રાખી સહવારે છોડવા. એમ કીધાથી નેસો પણ ફુલાતી નથી ને પગને મજબુતી આવશે.

**પગે સોજા મોટી ઊમરે આવે** તે સરકો ને પાણી એક સરખું ભેળીને પાટા તેમાં ભીંનવી આખો દિવસ બાંધી રાખી સવરીની વખતે છોડવા. એ રીતે સોજા ઉતરશે યા વધતા અટકી જશે. પગમા આંચકો આવવાથી લંગડાય તો ઉપલી ચીજો સાથ નીમક ભેળી ગરમ કરીને પગે બાંધવું અથવા ઘોડાનું ઍમબ્રોકેશન ( Embrocation ) તૈયાર આવે છે તે લગાડવું.

**ઘોડાનું મોઢું બહારથ સરદ અથવા નબળાઇએ સુજી આવે** તો ઓઢવાની કાળી કાંમળી સુજેલા ભાગ ઉપર ઘસવી.

**મોઢું અંદરથી લાલ** દીશે તો ફટકડીનાં પાણીએ વખતો વખત ધોવું, કઠણ ખોરાક ખાઇ નહિ શકે તો ખાલી થુલું પાંણીમાં ભીનવી નરમ કરી આંપવું.

**ઘોડાની સુંઢ સુકી થઇ** કડક થાય તો રાતે એરંડીતું તેલ થોડો વખત લગાડવું અથવા તો તેની સાથે થોડો સાબુ ને કોલ ટાર ભેળી ચુહલે ગરમ કરી ઠંડુ પડે ને લગાડવાથી નરમ થશે; ત્રણ ચાર દિવસે લગાડવું. ચરબી, પીળું મીણ, બેલ તેલ, ટરપીનટાઇન, ટાર સર્વે સરખાં વજનનું ભેળી વાપરવું.

**સુંઢમાં મસા** થયલા હોય તો હળદર ને મોરથુથુ ( Sulphate of Copper ) ભેળીને લગાડવાથી મસા ચીમરાઇને સુકાઇ જશે.

**દુબળા ઘોડાને** અલસી બાફીને ખવડાવવી અથવા નીચલાં વસાણુઓ છુંદી ભેળીને તેના નવ ભાગ કરી તે ખાવાના સાથ ભેળીને અથવા છુંટાં પડીકાં માફક

દિવસમાં એક એક વખત આપવાં : સુંઠનો બારીક ભુકો, મેથી, ધાણા, ને જેનશીઅન નામની દવા ( Gentian, ) સર્વે છ છ ઔંસ લેવું અને અલસી બાર ઔંસ ને પોટેશ નાઇત્રસ ( Potash Nitras ) નામની દવા બાર ઔંસ, એ ચીજો મેળીને આપવાથી ઘોડો અંગે જાડો થાય છે, એને કનદીશન પાઉડર ( Condition Powder ) કહે છે.

**ઘોડાનાં પેટમાં દુખે** તેની નીશાની જમીન પર સુઇ જઇને લોટશે, અથવા ભીંત ચાટે છે. ગોળ ચક્કર દોડાવવો. એક પાંઈટ જેટલો હલકો બ્રેન્ડી અથવા રમ કે મહુડાંનો દારૂ બાટલીમાં રેડી ઘોડાનાં મોઢાંમાં નાખવો, નરમ નહિ પડે તો ઉપલા કોઇપી દારૂમાં થોડી કાળાં મરીની તથા સુંઠની ભુકી ને હીંગ ભેગી દિવસમાં બે ત્રણ વખત પાવું. અલસીને આટા સાથ મધ અથવા ગોળ ભેગી ગોળી બનાવતી વખતે તેમાં એક ડ્રામ કપુરની ભુકી ને ચાર ડ્રામ સુરોખાર મેળવીને પેટમાં દુખે ત્યારે આપવી.

કરમ થાય તો ભુખે પેટે સહવારમાં દુધ ને થોડું મધ ભેગી પાવું, બાટલી વડે અર્ધો કલાક રહીને પાણી એક પાઈંટમાં થોડું નીમક ભેગી પાયા પછી બીજો અર્ધો કલાક થાય ને ખાવાનું આપવું એ રીતે બે ત્રણ દીવસ રોજ સહવારમાં કરવું. અથવા તંબાકુનો ભુકો એક ઔંસ જેટલો રોજ સહવારે ખાવાનામાં ભેળીને આંઠ દિવસ વેર આપવાથી કરમ જશે; બારીક નીમક ને લાકડાંની રાખ સોજી ચાળેલી દરેકમોટો ચમચો એક લઈ સહવારના ખાવાનામાં નાખવાથી પણ ઘોડાને ફાયદો કરશે.

દવાની ગોળીઓ અથવા પાઉડર ઘોડો ખાય નહિ તો પાણીમાં નરમ માવા જેવું કરીને મોઢાં તેમજ ટાળવામાં બધું ચોપડવાથી પોતીકી મેળે પીગળીને પેટમાં જશે.

જોલાબ આપયા પછી હલકો ખોરાક આપવો, થુલું એક પાયલી સાથે બાફેલા જવ ને બાફેલી અલસી એક એક શેર ભેળીને ખવડાવવી.

**ઠાંસો** થયલો હોય તો ખાવાનાં સાથ થોડાંક આખાં કાળાં મરી ભેળવાં અથવા તો ભાત ખવડાવવું; વાંસનાં ઝાડનો પાલો ખવાડવો. સરદીના ઠાંસા પર ગોળ, અજમો, કાળાં મરી, કાંળું જીરૂં બધું સરખાં વજનનું લઇ તેની નાની લબોટીથી મોટી ગોળીઓ બનાવી દિવસમાં બે ત્રણ વખત ગળાંમાં મુકી ઘોડાને ગળાવવી.

**દાઝેલી ચામડી** ઉપર લાઇમ વૉટર ને લીનસીડ ઑઇલ સરખુ ભેળેલું જેને કૅરેન ઑઇલ પણ કહે છે તે લગાડવું.

**ચામડી ઘસાયલી** હોય તો કૅરોસીન અથવા કોપરેલ લગાડવું. ગંધકની સુકી ભુકી છાંટવી, બુચને બાળીને ભુકો કરી તેની સાથ થોડી ફટકડી ગરમ કરી ફુલાવી તેની ભુકી કોપરેલમાં ભેળીને લગાડવી. લાકડાંની રાખ લગાડવાથી ઘા રૂઝાય છે. મોઢાંનાં ખુણીઆં ઘસાયલાંપર પણ એજ લગાડવું.

**ગુઠણ ઘસાય** પડી જવાથી તો ઉપલું કોઇબી લગાડવું અથવા ગ્લીસરીન ને ગંધકની ભુકી ભેળી લગાડવી, અથવા મીઠું તેલ ને કાર્બોલીક ઍસીડ મેળવીને લગાડવાથી ચામડી સારી થાય છે, જોઈએ તો તેમાં ટંકણખાર ને સુગર ઑફ લૅડની ભુકી મેળવી.

**ખુજલી** થયલી હોય તો દરીઆનાં પાણીમાં નહવડાવવો. ઘોડો તરી શકે છે. કાર્બોલીક સાબુનાં પાણીમાં થોડું કૅરોસીન તેલ ને ટંકણખાર ભેગીને ઘોડાને નહવડાવવાથી ચાંમડી સાફ થાય છે. અફીમનો અર્ક બે ઔંસ ને ટૅનીન ( Tanin ) ની ભુકી પા ઔંસ ભેળી લગાડવી. કૅરોસીન ને કોપરેલ ભેળીને લગાડવાથી પણ ખુજલી સારી થશે.

**સખત તડકું લાગવાથી ઘોડો પડી જાય** તો તુરત માથાપર ઠંડું પાણી રેડવું અથવા આઇસ ફેરવવું.

## બકરાં તથા મેંઢાં, ગાય, બળદની જંતન.

**૨૨૩.—બકરાં મેંઢાં ( Sheep ) ને ઊંચકવાની રીત.** બાલમાંથી ધરવાં નહિ પણ પાછલા પગો ધરીને કાન યા બરડા ઉપર હાથ નાખી ઊંચકવાં જેથી તેઓને ઇજા થતી નથી.

**સરદીથી મોઢું લાલ થયલું** લાગે તો મીઠું તેલ છ ટીપાં ને ટરપીંનટાઇન એક ટીપું ભેળી બકરાંના નાક ઉપરથી રેડવું જે પોતીકા મેળે નાક તેમજ મેઢાંમાં જવાથી ફાયદો થશે.

**૨૨૪.—ગાય ( Cow )** દુધ આપતી હોય તેનો સારો ખોરાક જેવી કે ચુની, ખોર, વિગેરે આપવો. દુધ વધુ આપે તે સારૂ નીચલી મેળવણી એક મુથા ભરીને સહવારનાં ખાવાનામાં ભેળવી: ફટકડી, સુરોખાર, સોજો ચાક, સફેદ માટી એક જાતની ( White Bole ) એક એક ભાગ ને ધાના, વરીઆળી તથા નીમક દસ દસ ભાગ સર્વે ખુંદી સાથે ભેગી નાખીને વાપરવું.

**બળદ અથવા ગાયને ખુજલી** થયલી હોય તો પાંણીમાં શુગર ઑફ લૅડ ( Sugar of Lead ) નામની ભુકી સાથે બોરીક ઍસીડ પીગળાવી દિવસમાં બે ત્રણ વખત જખમ તેનાથી ધોવો, દાઝેલા ભાગ પર પણ એ વાપરવું. મીઠું તેલ ને કોલટાર થોડો ભેળી લેવો, માંખ, મચ્છર શરીર પર બેસતાં અટકાવવા ત્રેન ઑઇલ એક જાતનું તેલ લગાડે છે.

**ખાંધ બળદની ઘસાયલી** હોય તો છુંદેલી અલસીમાં થોડુંક નીમક નાખી પાંણી રેડી ચુહલે ઘટ થાય ને ત પોલટીસની માફક દિવસમાં બે ત્રણ વખત શેકવાથી સારૂ થઇ જાય છે. કીડા પડેલા ગારવા મીઠું તેલ ને ટરપીનટાઇન સરખાં વજનનું ભેળી લગાડવાથી મરી જશે; બીજાં કોઇબી જાનવર પર એ અજમાવવું.

## ઊંદર ને નહસાડવા.

**૨૨૫.—ઊંદર ( Mice ) નાં દરો બંધ કરવા** કાચના ટુકડા, કળી ચુનો તેમાં ભરવો, તેમજ આવ જાવના મારગમાં ઉપલી ચીજો નાંખવી પણ માણસોના પગને ઇજા નહિ થાય તેની સંભાળ લેવી. ઊંદરના વસવાટવાલી જગ્યા અથવા ઓરડાની ભીંતની કીનારીએ હડતાલ સાથ કળી ચુનો ભેળી ફરતો નાખવાથી ઊંદર જતા રહેશે. સ્પંજ અથવા ભીનું ન્યુસપેપર લઇ તે પર મરીની ભુકી છાંટી દરમાં ખોસવું, પ્લાસ્ટર ઑફ પૅરીસની ભુકી પાણીમાં મેળવી તુરત દરમાં રેડવાથી બંધાઇ જઇ મારગ બંધ થઇ જશે. જોઇએ તો કોલટાર રેડવો.

**નહસાડવા માટે** દર આગલ પેપરમીંન્ટનું તેલ, બલીચીંગ પાવડર, ટાર, કપુર, મરી, નીમક સાથ મોરથુથુ ભેળી એમાંની કોઇ પણ ચીજ મુકવાથી તેના વાસે જતા રહે છે. મરીના અર્ક કે ટરપીનટાઇમાં રૂ બોળી દરમાં ખોસવો.

**ચેન ( છછુંદર ) નહસાડવા** લસણની કળીઓ મુકવી, જેના વાસથી પાછી આવશે નહિં.

**ઊંદરને પકડવા** પીંજરાં કે છટકાંમાં પાંઉ અથવા રોટલીને સહેજ ઘી લગાડવું, કાચું ગોશ, ચરબી, સુકી માછલી, ભુંજેલાં પનીરનો ટુકડો એમાંની કંઇબી ચીજ મુકવાથી ખાવા તુરત આવશે. લવંદર, વરીઆળી કે હિંગનું તેલ પીંજરામાં છાંટવું જેન વાસે ઊંદર દોડી આવી સપડાઇ જશે; દોધીનાં કાચાં બી અથવા ઓટ નાખવા.

**ઊંદર ખાણાની ટેબલ** કે ખોરાકીની જગ્યા પર ચડતા અટકાવવા બીજું એક ઇસતાંન મુકી તેપર ઉંડાં વાસણમાં પાંણી ભરી ઘણા સરખા મંમરા કે ઓટમીલ નાખી રાખવા, તે ખાવા માટે પહેલાં ઊંદર તે પર ચઢવાથી પોતીકી મેળે પાણીમાં પડી જશે.

**ઊંદરને મારી નાખવા** પીંજરામાં પકડેલા પર ખળખળતું પાણી રેડે છે અથવા નળ તળે મુકી તેની પર જોસમાં ઠંડુ પાણી પડવાથી પણ ગુંગળાઇને નાનાં ફોફલીઆં મરી જશે. જંગલી કાંદો ( Squill ) ને કાપી તેનો ભુકો કરી કોઇબી જાતના આટા કે બાફેલા પટેટામાં ભેળી નાખવો. બુચના બારીક ટુકડા ચરબી અથવા ઘીમાં તલીને નાખવા જે ખાધાથી પેટમાં ફુગીને મરી જશે.

ચરબી, ઓટમીલ, પનીરનો ટુકડો અથવા આટાને પાણીમાં કાલવી એમાંની કોઇબી ચીજ લઇ સાથે સોમલ ( Arsenic ) થોડું ભેળીને મુકેલું ખાધાથી તે મરી જશે. જોઇએ તો પ્લાસ્ટર ઑફ પૅરીસની ભુકી એક ભાગ ને આટો ત્રણ ભાગ ભેળીને મુકવી. કળી ચુનો ને ચનાંનો આટો ભેળી મુકવો તેની પાસેજ ખાંડનું પાંણી મુંકવુ જે ખાધા પછી પીશે તો છાગરા ઊઠવાથી મરી જશે. કોઇબી ઝેરી ચીજ મુકતી વખતે બીજાં પાલેલાં જાંનવર યા નાનાં બચ્ચાંના હાથમાં કે ખાધામાં નહિ આવે તેની હંમેશાં ઘણી સંભાળ રાખવી.

## પ્રકરણ ૨૬.

# કીડી, કસારી, માખી, મચ્છર, બીજા જંતુઓ, વિગેરે.

૨૨૬.—કીડીઓ ( Ants ) ની ભરાવાની જગ્યા દર અથવા દીવાલ કે જમીનની ફાટો પહેલાં બંધ કરી દેવી, દર શોધી કાઢવા થોડોક પાંઊનો ભુકો યા ખાંડ નાખવાથી તે ચીજ પોતાના દર તરફ ઘસડી લઇ જતી માલમ પડી આવશે.

કીડીઓ, ખોરાકી રાખવાની જગ્યા, વાસણો, પીંજરાં વિગેરેમાં ચઢતી અટકાવવા તેને ફરતી કપડાંની પટી એરંડીના અથવા કૅરૉસીન તેલ કે ફીનાઇલનાં પાણીમાં ભીનવીને ફરતી બાંધી રાખવી, બાલસંમ પીરૂ પાંણીમાં ભેળી લગાડવું. અગત પડવે રોજ ભીનવવી. ખાવાની ચીજમાં તેનો વાસ પેવસ નહિં થાય તેની સંભાળ રાખવી. પીજરાંના પગો તળે કેટલીક વખત સાદું યા ફીનાઇલનું પાંણી કોઇ વાસણમાં રેડી મુકવાથી તેપર ચઢતી નથી. રોજ નવું રેડવું. રાંધણીની અભડાઇ વિગેરે પર ટંકણખારની ભુકી નાખી તે પર કાગળો પાંથરી વાસણો કે ખોરાકની સીસી ડાબડા મુકવાથી કીડી ત્યાં આવશે નહિ.

લાકડાંની કે ભીંતની ફાટમાં કોઇબી સ્ત્રોંગ વાસની ચીજ ભેળેલું પાણી કીટલીની નળી કે પીચકારી વડે રેડવું અથવા બાટલીને ચપટ બુચ મારી તેમાં કાણું પાડી બુચમાંથી કવીલ આરપાર નાખી બંને છેડા થોડા અંદર તેમજ બહાર રાખવાથી ફાટોમાં જશે. ખાંડની બરણી કે પીપમા કીડી જતી અટકાવવા ચાક વડે ગોળ ફરતો જાડો ને પહોળો પાટો પાડવાથી કીડી તેની ઉપરથી ઓલંગશે નહિ.

નહસાડવા સ્ત્રોંગ વાસની કેટલીક ચીજો નખાય છે, રાઇ, લવંગ, હળદર અથવા કાળાં મરીની ભુકી, તપખીર, રસ કપુર, બોરેકસ, ગંધકનો ટુકડો, તંબાકુનો ભુકો, તૈયાર પાઉડર ( Insect Destroying Powder ) આવે છે તેમાનું કંઇબી વાપરવું. હળદર ત્રણ ભાગને લાલ મરચાંની ભુકી એક ભાગ ભેળીને લેવી.

ગરમ રાખ, કોલસાની ભુકી, કળી ચુનો જોઇએ તે નાખવું. કળી ચુનો મુકી ખળખળતું પાણી રેડવું. રાઇનું પાણી, ફીનાઇલ, કૅરોસીન, કાર્બોલીક ઍસીડ, ટરપીનટાઇન પૅરેફીન કે સ્પીરીટમાં કપુરને પીગળાવવો, લાઇમ વૉટર, તંબાકુ અથવા તપખીર ઉકાળેલું પાંણી એવી કોઇબી વાસવાળી ચીજ રેડવાથી પણ કીડીઓ જતી રહે છે. કાકડીની છાલ સુકવી, કેરોશીન ત્રણ ભાગને ફીનાઇલ એક ભાગ ભેળીને છાંટવું.

પાંણીમાં રાખ ને નીમક ભેળી ઘટ થાય ને ફાટો પુરવાથી કીડીઓ આવશે નહિ. રૂને ક્લેરોફાર્મમાં બોળી દરમાં ખોશવાથી ગુંગળાઇ જશે. ફટકડી એક રતલ ને પૉટેશ એક ઔંસ સાથ માટીનાં વાસણમાં ચુલ્હે પીગળાવી ઠંડુ પડે ને તેની ભુકી

કરી છાંટવી. થોડાં પાંણીમાં કવૅાશીઆ ( Quassia ) નાં છોડીઆં એક ઔંસ દસ મિનિટ ઉકાળી એક બાટલી ગરમ પાણી ભેળી ખુબ હલાવી થોડા કલાક રાખીને ગાળી બાટલી ભરી ફ્લેનલનું કપડું તેમાં ભીનવી જ્યાંથી કીડી હોય, કબાટ, પેટી, જમીન, બારીની પાળ પર લગાડવાથી હંમેશની જતી રહેશે.

**ખાણાની ટેબલ પરની કીડીઓ** એકઠી કરી મારવા સારૂ સ્પંજ ( વાદળી ) નો ટુકડો લઇ તેની ઉપર થોડીક ખાંડ ભભરાવી એક રકાબીમાં મુકવાથી બધી તે ખાવા તેમાં ભરાઇ જાય ને તે સ્પંજ ઠંડાં યા ગરમ પાણીમાં બોળી કાઢવાથી કીડીઓ મરી જશે. જોઇએ તો પાછું મુકવું. તાવેલી ચરબી અથવા અખરોટ કે બદામને ભાંજીને કોટલાં સાથે મુકવાથી તે ખાવા પણ કીડીઓ આવીને એકઠી થશે. ખાંડ કે મધ સાથનું પાંણી રકાબીમાં રેડી તેમાં સૅામલ ( Arsenic ) નાં થોડાં ટીપાં નાંખવાથી તે ખાવાથી કીડીઓ મરે છે. સૅામલ વગર પણ મીઠાં પાંણીમાં ધગલાબંધ કીડીઓ આવીને એકઠી થાય છે, તેજ જગા પર ચાલુ થોડા દિવસ વેર મુકવાથી ઓછી થઇ જતી રહેશે; ઝેરી દવાઓ નાનાં બચ્ચાંઓથી સંભાળીને દુર મુકવી. ખાંડ ને ટંકણખારની ભુકી ભેળેવી ખાવાથી ઝેર ચઢી મરી જશે.

**કાળો દોડતી કીડીઓના** દરમાં કાર્બોલીક ઍસીડનું પાંણી રેડવું અથવા દમનાના ઝાડનો પાલો દર આગળ મુકવાથી જતી રેહશે. કીડીઓનાં શરીરમાં એક જાતની ફૅારમીક ઍસીડ થોડા પ્રમાણમાં હોય છે.

**મકોડા** કીડીની રીતે મારવા નહસાડવા દરમાં રાઇ કે તંબાકુ નાખવો. જ્યાં મકોડા હશે ત્યાં કીડીઓ આવતી નથી.

**૨૨૭.—કસારી** ( Roaches ) લાકડાંની ફાટો, કબાટ, અભડાઇ, વિગેરેમાં ભરાયતી કાઢવા ટરપીનટાઇન અથવા કાર્બોલીક ઍસીડનું પાણી પીછી વડે લગાડવું અથવા તો રકાબીમાં રેડી કબાટમાં આખી રાત બંધ કરી મુકવાથી પણ કસારી તેના વાસથી જતી રહેશે. પૅરેફીન સીસીમાં ભરીને મુકી રાખવાથી કસારાં નાબુદ થાય છે.

**કસારોના દર** આગલ કોકમની છાલ, નેફ્થલીનના ગૅાલ, ટંકણ ખારની ભુકી નાખવી અથવા તો પાઊડર ( Insect destroying Powder ) એમાનુ કંઇબી છાંટવાથી બીજા કોઇબી જાતનાં જંતુંઓનો નાશ થશે. એ તૈયાર પાઊડરમાં ટંકણખાંર ને ગંધકની ભુકી સાથ થોડું યુકેલીપતસનું તેલ ભેગવું. ઓટમીલ કે ચોખના આટાની લાહીમાં કળીચુનો, ખાંડ અને પ્લાસ્ટર ઑફ પૅરીસની ભુકી સર્વે ભેળી ને નાખવી, અથવા તો હેલીબોર ( Hellibore ) નામનાં ઝાડનો પાલો મુકવો. કોકો એક ઔંસ, સ્ટાર્ચની ભુકી બે ઔંસ, ટંકણખારનો ભુકો આઠ ઔંસ મેળવું અથવા ચોખાનો આટો, ગૅાળ ને સીદુર મેળવવું એમાંનું કંઇબી મુકવાથી એમાંની કોઇબી ચીજ ખાઇને કસારીઓ મરે છે. હળદર ને ચોકનો ચુનો સરખા વજનનો લઇ તેમાં કેરોસીન તેલ ભેળી ગોળીઓ બનાવી મુકવી.

દરની નજદીક નાના પતરાંના દબામાં ગૉળનું પાંણી મુકીને તેની કીનારી આગલથી લાકડા યા જાડાં કાગળની પટી આડકત્રી જમીનને લાગે તેમ ગોઠવવી અથવા કપડાંનો દુચો તે દબાને લગાડી મુકવાથી કસારી તે પર ચઢી અંદર પડશે.

**સફેદ લાંબી ઊંધાઇ** કસારીના જેવી તે જગ્યા પર ગંધકની ભુકી અથવા નીમક ને ચુનો ભેળી નાંખવું અથવા ફટકડી ઊકાળેલું પાંણી ફાટમાં રેડવું. તજ લવંગ, જાંવત્રી, કાળા મરી ને ઑરીસ રૂટ ( Orris Root ) સર્વે સરખાં વજનનું લઇ, છુંડી, જાડો ભુકો કરી નાખવાથી કોઇબી જાતની ઊંધાઇ કે જંતુઓ દુર જશે. ન્યુસપેપરમાં વિંટાળેલાંમાં ઝીઝી આવતી નથી.

**૨૨૯.- મચ્છરો** ( Mosquitoes ) ઘણુંખરાં બાગના ઘાસમાં કે ઝાડી વાળી જગ્યામાં કે કોઇબી ખાડા કે વાસણમાં પાંણી એકઠું થઇ પડી રહેતાં તેમાં પેદા થાય છે, માટે તેમ થવા દેવું નહિ.

**નહસાડવાની સહેલી રીત** સાંજ પછી ઓરડાનાં બારી બારણા ઉઘાડી નાખવાં. બત્તી કરવા વગર અંધારૂ રાખ્યાથી ઘરમાંના મચ્છરો બહારનો ઝળકલાંનાં ઉજાશમાં નીકળી જશે એમ કેટલાકે અજમાવેલું છે. દંખ માટે વૈદકમાં જોવું.

નીચલી કોઇબી ચીજનો ધુમાડો કરવો, સુખડ, લોબાંન, ખસસ, સીસમના લાકડાંના, છોડીઆં, કપુર ને પતરાની રકાબીમાં મુકી બત્તીપર ઊંચેથી ધરવો તેના વાસે ઉડી જશે. તંબાકુનો ધુમાડે, લીમડાનાં સુકાં તથા લીલાં પાંદડાં અથવા ઘાસ લીલું સુકુ ભેળીને બાળ્યાથી પણ મચ્છરો ગુંગળાઇને મરી જશે.

બીછાનાં પર લવંડરનું કે પેપરમીંન્ટનું તેલ છાંટવું, વાસે મચ્છર ઉડી જશે. સ્પંજને સ્પીરીટ ઑફ કૅમફરમાં બોળીને ટાંગવું. પૅની રૉયલનું તેલ બ્લોટીંગ પેપર પર છાંટી આજુબાજુ મુકવું. કુમાર, એરંડી, કે સબજાના છોડ ટાંગવા.

ગૉળ ને મલાઇ એક એક ચમચી ને સાથે કાળાં મરીની ભુકી ભેળી રકાબીમાં મુકયાથી મચ્છર તે પર બેસી મરી જશે.

લાંબા વાળની પીછી પણ મચ્છર મારવામાં ઉપયોગી છે. મચ્છર શરીર પર દંખતાં અટકાવવા કાર્બોલીક ઍસીડ એક ભાગમાં સોજું મીઠું તેલ ત્રણ ભાગ ભેળી લગાડવું. આંખમાં તેનો હાથ લાગે નહિ તેની સંભાળ લેવી. ઘણાં મચ્છર હશે ત્યાં એ વધુ ઉપયોગનું છે.

**મગતરાં** રાતે બત્તી આગળ કોઇ વખતે ઘણાં ઉડી આવે તો પહોળાં વાસણમાં પાંણી ભરીને બત્તીની નીચે મુકવું, જોઇએ તો એક માણુબત્તીનો ટુકડો સળગાવીને તેમાં મુકવાથી મગતરાં ઉડી આવી નીચલાં પાંણીમાં પડીને મરી જશે.

**પક્ષીનાં પીંજરામાં મગતરાં** કંટાલો આપે તો ગંધકનો ટુકડો કે ભુકી કપડાંની થેલીમાં મુંકી ટાંગવી, એનાથી મચ્છર દુર થશે.

**કચરાના ડબામાં મગતરાં,** માંખી, વિગેરે, ખોરાકી વધેલી તેમજ છાશો વિગેરે ચીજો છુટી નાખ્યાથી તે પર ઉડી આવે છે, માટે ડબો બંધ રાખવો. કાર્બોલીક ઍસીડ અથવા ફીનાઇલનું પાંણી ડબામાં છાંટવાથી પણ મગતરાં માખી તેમાં આવશે નહિ.

## માખી મારવી તથા તેને પકડવાનાં કાગળો બનાવવા.

**૨૨૯.—માખી** ( Flies ) ઘણી હોય ત્યાં સંભાલ લેવી, ખોરાકી દુધ વિગેરેની ખુલ્લું રાખવું નહિ, તે પર માંખી બેસવાથી ખરાબ થાય છે, અને કોઇબી રોગનો તેનાથી ફેલાવો થવાનો સંભવ રહેશે; માખી ખાવાની ચીજ કે દુધ પર બેસી ગયલી હોય તે ચીજ ભુલમાં ખાધાથી કોઇ વખત નુકશાન કરે છે. કચરો તેમજ ગલીચી પડેલી સળગાવી નાંખવાથી માખી પેદા થતી નથી.

માખી કોઇબી દરદીના જખમ પર બેસીને ઉડી આવી સાજા માણસના અંગ પર બેસવા દેવી નહિ, કોઇ જાતનો સાધારણ જખમ બીજાંને હોય તો તે રીતે ખરાબ રોગ લાગુ પડવાનો સંભવ રહે છે. કોઇબી જખમ ખુલ્લો રાખવો પણ નહિ.

**કાચના બારણા પર માખી** બેસતી હોય તો લવંડરનું તેલ, સ્ટ્રોંગ કાર્બોલીક ઍસીડનું અથવા લશણનું કે તંબાકુનું પાંણી લગાડવું.

**માખી ખાણાની ટેબલ પર** કંટાળો આપે તો એક બાજુ પર રકાબીમાં લીલી ચાહે ને સુપના માફક પાણી બનાવી તેમાં ખાંડ નાખી મુકવાથી તે પીવા આવી તેમાં પડીને મરી જશે. થોડાં લૉડેનમનાં ટીપાં નાખવા. બચ્ચાંના હાથમાં નહિ જાય તેની સંભાળ રાખવી.

રપંજને ખળખળતાં પાંણીમાં બોળી તે પર પેપરમીંન્ટનું તેલ થોડાં ટીપાં નાખી મુકવું, રોજ રપંજને ગરમ પાંણીમાં બોળવું પણ તેલ બે ત્રણ દિવસે છાંટવું. મલાઇ, ખાંડ અને કાળાં મરીની ભુકી ભેળીને ટેબલ પર મુકવાથી તેમાં માખી એકઠી થઇ બીજી બાજુ કંટાળો આપશે નહિ.

ફૉરમેલીન ( Formalin ) નામની દવા પાંણીમાં ભેળી છાંટવી. સાસાફ્રાસ ( Sasafras ) નામનાં ઝાડમાંથી નીકળતું તેલ પણ નાખવાથી માખી ઉડી જઇ પાછી આવતી નથી. કૅાશીઆ ( Quassia Extract ) એક ચમચી, ગોળ એક ચમચો, પાંણી એક વાઇન ગ્લાસમાં ભેળી મુકવું. ગંધકની ભુકી ને અકલગરો સરખા વજનનું પાણીમાં ભેળી છાંટવું.

નહસાડવા એક પાઇંટ પાંણીમાં બબે ઔંસ સોડા ખાર અથવા પૉટેશ અને ખાંડ એક ઔંસ સોમલ ભેળી મુકવું. બચ્ચાંથી દુર રાખવું. જીરેનીઅમનાં ફુલનાં ઝાડો ઘરમાં રાખવાથી માખી તેની નજદીક આવશે નહિ, અથવા તેમાંથી બનેલું તેલ છાંટવું. એરંડીનો છોડ અથવા કલોવર ઝાડના પાલાની ઝુડીઓ બાંધી ટાંગવી;

લવંડરનું તેલ કે ફુલની કળીઓ કપડાંની થેલીમાં મુકીને રાખવી તેનો વાસ માખી-ઓને ગમતો નથી. બ્રાઉન પેપરના નાનાં ટુકડા સુરાખારના પાણીમાં બોળી લવંડરના ફુલ સાથ બાળવું અથવા તાટેલા લોખંડના ટુકડા પર કપુર બાળવો. એ કોઇપણ રીતે માંખીઓ ઊડી જશે.

માખી પીવાની ખોરાકીમાંથી પડેલી તુરતજ કાઢી નાંખવી, જો કોઇપણ રીતે કચડાયા વગર આખી હશે તો તડકામાં મુકી તે પર નીમક ને ચાકની ભુકી નાંખી રાખવાથી મરી ગયલી પણ કોઇ વખત જીવતી થાય એમ કહે છે.

**માખ પકડવાનાં કાગળ** ફ્લાઇ પેપર (Fly paper) તૈયાર પણ મળે છે જે પર માખી બેસવાથી ચીટકી જઇ મરી જશે. તે બનાવવા સારૂ જાડું બ્રાઉન પેપર સુમારે ફુટથી દોઢ ફુટ સમચોરસ લેવું અથવા સાધારણ ન્યુસપેપર લઇ નીચલી મેળવણી પીછી વડે સરખી લગાડવી. ગૉળ બે આંસમાં રાજમની ભુકી બારીક ભેગી તેમાં ટરપીંનટાઇન એક ચમચી નાખવું ગૉળ અર્ધા શેરમા હડતાલ એક તોલો થોડાં પાણીનાં બધું ઘટ બનાવી કાગળ લગાડી મુકવું.

સરસીનું કે એરંડીનું તેલ એક આંસ ને રાજમની ભુકી તેટલાંજ વજનની લઇ સાથે મધપુડાનો મીણનો નાનો ટુકડો ને મધનાં થોડાંક ટીપાં ભેગી ચુલ્હે મેળવી ઠંડું પડે ને કાગળ પર પીછીએ લગાડવું; મેળવણી પાતલી લાગે તો રાજમ વધુ લેવી. કાગળપર પાતળો સરસ લગાડી સુકાવા દેવો, પછી અળસી તેલ (Linseed Oil) ને રાજમની ભુકી સુમારે લઇ તેમાં થોડાં ટીપાં કંઇ મીઠાસ ભેગી ચુલ્હે ગરમ કરીને પીછી વડે ઠંડું થાય ને ઉપલાં કાગળ પર લગાડવું, જોઇએ તો કાગળને ફટકડીનાં પાંણીમાં બોળી સુકાયા પછી ઉપલી કોઇપણ જાતની મેળવણી લગાડવાથી તેમાં પચી જતી નથી. કોલઝા ઑઇલ ( Colza Oil ) જે કેબેજ નામની તરકારીનાં બીમાંથી બને છે તે કોઇ દવાવાલાની દુકાન પર મળશે તે ત્રણ ડ્રામ એટલે ત્રણ ચમચી લઇ રાજમની ભુકી એક આંસ મેળવીને ચુલ્હાની નજદીક તાપ આગળ મુકવાથી ગરમીએ તવાઇને મળી જાય કે પીછી વડે બ્રાઉન પેપર પર ગરમ લગાડી જ્યાં ઘણી માખી હોય ત્યાં મુકવાથી બધી તે પર બેસીને મરી જશે. ઊપલી કોઇક મેળવણી ઝેરી હોવાથી બચ્ચાંના હાથમાં નહિ જાય તેની સંભાળ રાખવી.

**માખી પકડવા** માટે તારની જાલીના ઢાબડા તથા કાચની બાટલીઓ તૈયાર મળે છે, કાચની બાટલીમાં ખાંડ સરકો ને પાંણી ભેગવું અથવા સરકાને બદલે બીર દારૂ લેવો. એક ટંબલર કે જગ લઇ તેમાં ઊપલી ચીજો રેડી જાડું કાગળ તેનાં મોઢાંપર ટાઇટ બાંધી માખીઓ જાય તેટલાં બે ત્રણ કાણાં પાડવાં ને પર બેસવાથી વાસ આવતે કાણાંમાંથી અંદર ચાલી જઇ બહાર નીકળી શકશે નહિ.

**માખી મારવા** સારૂ તારની જાલીના નાના પંખા જેવા આવે છે.

**ચાલુ વપરાતી સીસી** દવાદારૂ, ખોરાકી ભરેલી મીઠાસવાલી ચીજોની ને મોઢાંપર માખી બેસવાથી ખરાબ થાય છે માટે બાટલીઓ પરથી નીકળેલું સીસાંનું ખોલું અથવા કાગળના નાના પડા કે ગળણી ઘાટના બનાવી તે પર ઢાંકવા વાપરવું.

## ચાંચડ તથા માંકડ.

**૨૩૦.—ચાંચડ** (Fleas) ઘણુ ખરા ઠંડીની મોસમમાં થાય છે.

લીપેલી તેમજ કાથો પાંથરેલી જમીનમાં, તેમજ કુતરાં, બીલાડાં તથા ઉંદરનાં શરીરમાં ચાંચડો થાય છે. ખરાબ રોગવાલા ઉંદર પરના ચાંચડ કેટલીક વખત માણસનાં શરીર પર બેસીને કરડવાથી તેને પણ થવાનો સંભવ રહે છે.

કાળી અખરોટનાં પાંદડાં કે કહલાર નામનો પાળો જે પાપડીના ઝાડ સાથે ઊગે છે તેની ઝુડીઓ બાંધી પલંગની નીચે મુકવો. પેપરમીંન્ટનું કે લવંદરનું તેલ, ફટકડીની ભુકી, અથવા સુકું નીમક કંઇબી બીછાનાં ગોદડાં તકીઆ પર સહવારમાં થોડું છાંટી રાખી સાંજે પખોડી કાઢવાથી ચાંચડ જશે. ફટકડી પાંણીમાં પીગળાવી પલંગની હેઠે છાંટવું ૧ બાટલી પાંણીમાં અર્ધો રતલ ફટકડી લેવી. બીજા પણ જંતુઓ એ છાંટવાથી કે ફાટમાં રેડવાથી જશે. કોલોનવૉટર ને દારૂનો અર્ક ચાર ઔંસમાં લવંગનું તેલ એક ચમચી ભેળી નાખવું.

ઇનસેકત દીસ્ત્રોઇંગ પાઉડર (Insect Destroying Powder) નાખવાથી ચાંચડ દુર થશે, અથવા પૅની રૅાયલ (Penny Royal) અથવા સાસાફ્રાસ (Sassafras) નામનાં તેલો કંઇબી વાપરવાં. કપુરના ટુકડાનો ધુમાડો કરવાથી ચાંચડ નાશી જાય છે, અથવા સ્પીરીટ ઑફ ટરપીંનટાઇનમાં કપુર પીગળાવી છાંટવું.

**ચાંચડ કાઢવા લીંપેલી તેમજ કાથો પાંથરેલી જમીનમાંથી** રાતનાં એક છાલકાં વાસણમાં પાણી રેડી તેમાં થોડું કોઇબી જાતનું તેલ રેડી તેના અધવચમાં અતરંગ બત્તી કે ફાનસ મુકવું. તેલના તરી આવેલા ચીકાશ પર ચાચડો ઉડી આવી એકઠા થાય છે. લાકડાંની ફાટમાં અથવા જમીનપર કળી ચુનો છાંટવો, અથવા સાબુના પાંણીએ ધોવી.

**ચાંચડ પકડવા** માટે આંગળાં પાંણીમાં ભીનવ્યાથી ચમટીમાંથી સરી જતો નથી, સફેદ કપડાં પર પોતીકીમે-જે ઉડી આવે ને પાંણીનાં વાસણમાં નાખ્યાથી મરી જશે.

**૨૩૧.—માંકડ** (Bugs) **લાકડાંના પલંગની ફાટોમાં** ભરાઇ રહે તેમાં કઠણ સાબુ લાંબી કે મીણુ પુરવી. જોઇએ તો મીઠું તેલ ભેગવું, ફાટમાં કાર્બોલીક ઍસીડનું, ફીનાઇલનું કે પેરેફીન સાથનું પાંણી પીચકારી વડે અંદર નાખવું. કપુરને સ્પીરીટ કે ટરપીંનટાઇનમાં પીગળાવી લેવું. ફટકડી અથવા તંબાકુની કે લાલ મરચાંની ભુકી પાંણીમાં ઊકાળી રેડવું અથવા પીછી વડે તેનું ગરમ પાંણી લગાડવું.

નેફથા ( Naphtha ) લગાડવું; કેરોસીન, બેનઝોઇન, અથવા કોપરેલ લગાડયાથી માકડ જશે; રસકપુર પાંણીમાં પીગળાવી રેડવાથી માકડો મરશે, પણ એ ખરાબ જાતનું ઝેર હોવાથી સંભાળવું. ફાટો, ભીંત અથવા પાટીઆંની જમીનમાં માકડો ભરાઇ બેસતા અટકાવવા ઉંચલું કંઇભી રેડવું અથવા કપુર કે ગંધકનો ટુકડો ધાતુના વાસણમાં મુકી અંગાર પર મુકવાથી બળીને તેના ધુમાડાને વાસે માકડ જતા રહેશે, ઓરડો બંધ રાખવો. અથવા ગંધકના પાણીમાં કપડું બોળીને બાળવાથી તેના ધુમાડાએ પણ જમીન તથા ભીંતની ફાટેમાંના માકડો નીકળી જશે. બળતાં કપડાંની ચીંગારી ઉડી બીજું કંઇ સળગે નહિ તેની સંભાળ લેવી. રકાબીઓમાં પેરેફીન રેડી બીછાંનાંની નીચે મુકવું, ઉડી જાય કે બીજું રેડવું.

**ખુરશીની નેતર તથા શાહડીના** ખાંચાંઓમાં માકડ ભરાઇ બેસે તે પરબી ઉપલી કોઇભી ચીજ લગાડવી. ફટકડી ને સાબુનાં પાણીએ ધોવી. ખુરશી પર ખળખળતું પાણી રેડયાથી માકડો મરી જશે.

---

## પ્રકરણ ૨૭.

---

## મરઘાં ( Poultry ) ને બીજાં પંખીઓની જતન માછલી તથા કેટલીક જાતનાં માંસો વિષેની સમજણ.

**૨૩૨.–મરઘાં** ( Fowl ) પાળવા સારૂ તેની બરાબર જતન કરવી, રહેવાની જગ્યા સાફ રાખવી, પાંણીએ ધોતી વખતે તેમાં થોડાક કાર્બોલીક એસીડ ભેળવાથી ખરાબ વાસ કે બીજાં જંતુઓ હશે તે નીકળી જશે. પીવા સારૂં તાજું પાંણી હંમેશાં મૂકવું. ખાવા સારૂ દિવસમાં બે વખત ચોખા, ભાત, બાજરી, જુવાર કે કાંઇ પણ નાંખવું. છુટાં ફરે તેમ રાખવાં, ચુનાના રાબીત પાથરેલી જમીન પર મરઘાં રાખ્યાથી ત્યાં જુવા કે ચાંચડ થતા નથી. મરઘી ભરેલી છાતીની ને નાજુક પાતળી ચામડીની હોય તે સારી કહેવાય. સફેદ પગની હોય તે લેવી. કોઇ કાળાં પીછાંની મરઘીનું માંસ પણ કાળું હોય છે.

**મરઘીને વધારે ચરબીદાર બનાવવા** ચાવલ અથવા જવ કે મકાઇનો આટો દુધમાં ભેળીને ખવડાવવો, ખાંડ રકાબીમાં ખાવા મુકવી. પીવાનાં પાંણીમાં બાર્લીનો કે ચણાનો આટો નાખવો. ચરબીના કકડા ને થુલું ભેળીને આપવું. બધી ચીજો સામટી ખવાડવી નહિ.

કોબીનો દડો ટાંગી રાખી મરઘાં ટુપીને ખાઇ જાય પછી દાંડાંને પણ પાંણીમાં બાફીને બીજાં ખાવાના સાથે ભેળીને આપવા.

**મરઘી ઘરડીને ચડતાં વખત લાગે** તો રાતથી કાપીને પીછાં કાઢીને ટાંગી રાખવી. કાચાં પપાંઈનો ટુકડો નાંખવાથી પણ રાંધતી વખતે જલદી ચડી જશે, અથવા સરકો પાઇને કાપવી. પડેલાં પાંણીમાં બાફી ને પછી રાંધવી.

આખી મરઘી રંધવી વખતે છાતી સીનાવાલો ભાગ નીચે રાખ્યાથી રસ બધો તેમાં પેસશે થઇ નરમ થશે. સમારીને પીછાં કાઢી તે ઉપર લીંબુનો રસ ને માંખણ લગાડી રાખવાથી પણ નરમ થશે તેમજ રાંધવા પછી તેનો રંગ સફેદ રહે છે.

મરઘીને ગરમ પાંણીમાં બોળવા પછી પીછાં કાઢતી વખતે પાંણીમાંજ હાથ રાખવાથી સહેલાઇથી નીકળશે. ઘરડી મરઘી તે સમારી પીછાં કાઢવા પછી છાતી પર ઝીણા બાલ ઉગેલા માલમ પડશે.

**મરઘાંમાં ચાંચડ, જુવા** વિગેરે થાય તો તંબાકુનાં કે ફીનાઇલનાં પાંણીમાં બોળી કાઢવાં અથવા યુકેલીપતસનું તેલ પીછાંપર છાંટવું.

ગંધકની ભુકીને ચાળણીમાં નાંખી મરઘીનાં પીછાં ખસેડી તેમાં થોડી છાંટવાથી પણ કોઇપણી જંતુઓ નીકળી જશે.

**મરઘી ઝુંકાતી હોય** તો તાપ આગળ શેકવી ને લશન ખવાડવાથી સારી થશે.

**મરઘાંને કાંટા નામનું દરદ** પુછડીની નીચે થાય છે, તે ઉપર હળદર ને મીઠું દિવસમાં બે વખત દાબવાથી સારૂં થાય છે. પોપટને પણ તેમ થાય તો કરવું.

**મરઘાંને ઠંડીના દિવસમાં ઈંડાં મુકવા સારૂ** પુરતો લીલો ખોરાક આપવો. બીટરૂટને બારીક કાપીને ખવાડવું અથવા એક જાતનો પાલો કલોવર ( Clover ) નામનાં ઝાડવો આવે છે તે પર પાંણી છાંટી એક રાત રાખીને બીજે દિવસે મરઘાંને આપવો. ઓટ ( Oat ) ને પાણીમાં ભીંજવીને ફુલવા પછી ખવાડવા.

**ઝેરી ચીજ** લેબરનંમ ( Laburnum ) ઝાડનાં બી મરઘાંનાં ખાવામાં આવે તો તેનું ઝેર ચઢી કેટલાંક મરી જાય છે.

**મરઘાંમાં રોગ** ફાટવાથી ઘણાક મરી જાય છે તેના ઉપાય કરવા સારૂ એક ઔંસ પાંણીમાં દશ ગ્રેન જેટલી ( Carbolic Acid ) કાર્બોલીક એસીડ મેળવીને તેથી આંખ, ચાંચ તથા ગળું ધોવું અવાર નવાર, ખોરાક સાદો હલકો આપવો ને તેમાં સહેજ મરીની ભુકી મેળવી.

ચરબીમા સહેજ ગંધકની ભુકી ભેગી ઘણી ઝીણી ગોળીઓ બનાવીને મરઘીના ગળામાં મુકી ગળાવવી.

**મરઘીઓને પોતાનાં પીછાં તોડીને પીખવાની** આદત કોઇને હોય છે. અઠવાડીઆમાં એક બે વખત ખારાં ગોસ ની બારીક ભુકી કરી ખાવામાં આપવી, અથવા આટામાં નીમક ભેગી પાંચ છ દિવસે ખવાડવું. નીમક ખાવાથી ઉપલી આદત છોડી દેશે અથવા પીછાંપર કોઇબી વાસવાલી ચીજ વૅસલીન, પૅરેફીન કે ફીનાઇલ લગાડવાથી ટુપશે નહિ. એવી આદતવાલી મરઘીને બીજાંથી દુર રાખવી.

મરઘીને ઇંડાં પર સેવન બેસાડી બચ્ચાં કાઢે છે; બીજી રીત ઇનક્યુબેટર ( Incubator ) નામના સંચા આવે છે તેમાં મુકવાથી પણ બચ્ચાં નીકળે છે. લગભગ ત્રણ અઠવાડીઆં એટલે વીસથી બાવીસમે દિવસે બચ્ચાં ઉપલી કોઈબી રીતે પેદા થાય છે.

**મોટી મરઘીનાં પેટમાં** સુમારે છસો ઇંડાંનાં બી હોય છે ને દર વરસે સોથી સવાસો ઇંડાં મુકે છે અને ચાર પાંચ વરસ પછી ઓછાં થઇ ઇંડાં મુકતી બંધ થશે. ગંધકની ભુકી સહેજ ખવાડ્યાથી ઇંડાં જલદી તેમજ વધુ મુકશે. નાના પીલાંપર વિજળીના અખતરા કરવાથી મોટા થઇ જલદી ઇંડાં મુકે છે.

**ઘણાં ઇંડાં મુકવા માટે** સન ફ્લાવરનાં બી ખવાડવાં.

**મરઘી કોઇ વખત ઇંડાં મુકીને પોતેજ ખાઇ જાય,** તે અટકાવવા એક ઈંડાંમાં કાણું પાડી બધું ખાલી કરી તેમાં રાઇ પાણીમાં ભેળીને પછી પાછું તે ઈંડાંનાં કોટલાંમાં ભરીને મોઢું આટા અથવા કપડાંએ બંધ કરી તે જગા ઉપર ગોઠવીને મુકવું એમાંની રાઇ બે ચાર વખત ખાધામાં આવ્યાથી આદત છોડી દેશે.

ઈંડાંનું કોટલું નરમ પોપચા જેવું કોઇક મરઘીનું આવે છે તેને કાળુ માછલીનાં કોટલાંની બારીક ભુકી કરી થોડીક ખાવાનાંમાં ભેળવાથી કોટલું કઠણ થશે. લીલો ખોરાક ખાધાથી દાળનો રંગ ખુલ્લો હોય.

**મરઘી પકાવેલી** ટેબલ ઉપર જમવા સારૂ આખી મોકળવી હોય તો હંમેશાં ડીશમાં ડાબા હાથ પર ડોકીવાળો ભાગ ગોઠવીને મુકવાથી કાપવાની સહેલી થઇ પડશે.

**બતકને પણ** મરઘીની માફક કાપવા, સમારવા, રાંધતાં વખત લાગશે. દિવસમાં બે વખત થુલું પાણી સાથ ભેળી ખવાડવું.

## ટરકી તથા હાંસ

**૨૩૩.—ટરકીની** ( Turkey ) આંખો બહાર નીકળેલી ને ચળકટી હોવી જોઇએ. ગરદન લાંબી હોય ને કાળા નરમ સુંવાળા પગે ઝડપથી ચાલે તે સારી કહેવાય, ચાંચ પણ નરમ હોય તે સારી આંખ અંદર જઇને ચીમરાયલી હોય તે ટરકી ઘરડી હોય છે.

**હાંસ** ( Goose ) ના પગ તથા ચાંચ ફીકા પીળા રંગની હોય તે સારી કહેવાય, પગ પણ નરમ હોવા જોઇએ.

**ઘરડા હાંસના પગ** તથા ચાંચ લાલ થાય છે.

**૨૩૪.—પંખીઓ કબુતર, પોપટ, કનેરી.**

**કવેલ તથા પારટ્રીડજની** ચાંચ તથા નખ અણીદાર હોય તે સારાં.

**કબુતર** ( Pigeon ) ખાવામાં ઘણું ગરમ કહેવાય છે.

**શીકારે મારેલાં પક્ષી** કોઇબી જાતનાં જંગલમાંથી લાવીને બીજા દિવસ સુધી રાખવાં હોય તો સમારી પીછાં તથા પેટામાંનું બધું કાઢી સાફ કરી તેમાં ગાંમઠી કોલસાનો કકડો મુકી ગરદનમાંથી દોરીએ બાંધીને ટાંગી રાખવું. હવામાં ભીનાશ હોય તો તે પર બહારથી કાળાં મરીની ભુકી છાંટવી. પકાવતી વખતે નુછી નાંખવી. સરકામાં બોળવાથી પણ પક્ષીનો કોઇબી જાતનો વાસ હશે તો નીકળશે.

**૨૩૫.—પોપટનું (Parrot) પાંજરૂં** તથા ખાવા પીવાના વાસણો રોજ ધોઇને સાફ રાખવાથી મચ્છર, માંખી કે મગતરાં તેની નજદીક આવતાં નથી.

**પોપટને નહવડાવવો** હોય તો પાંણી સીંપવાની નાની ઝારી અથવા પીચકારી વડે તેનાં શરીરની ઉપરથી પાણી રેડવું.

**બોલતાં શીખવવા** સાંજનાં અંધારેથી પાંજરાં પર કપડું ઢાંકીને બોલાવ્યાથી જલદી શીખે છે.

**ખોરાક** કોઇબી જાતનો અનાજનો દાણો, ભોંયસીંગ, પેર તથા બીજી ફ્રુટ મકાઇ, ભાંગનાં અથવા શણના છોડનાં બી, બીસકીટ, બદામ ચાખીને મીઠી આપવી કડવી નુકશાંન કરશે, પંઊ દુધમાં બોળીને મુકવું, કેળું વિગેરે એમાંની કંઇબી ચીજ રોજ થોડીક આપવી, માસનો કે ચીકાશનો ખોરાક કોઇબી પક્ષીને ખવાડયાથી ગરમ પડી કોઇકનાં પીછાં ખરી જશે, ચીકાશ કે ઘણા મીઠાસવાળી ચીજો પણ ઝાઝી ખવાડવી નહિં.

**પીછાં ખરી જાય** તો થોડું બદામનું તેલ ચોપડવાથી ઊગશે. નખ મોટા થાય તે કાપવાં.

**પીવા** માટે સ્વચ્છ પાંણી રોજ આપવું, કોઇક વખત તેમાં લોઢાનો ખીલો નાખ્યાથી ગુણ કરશે.

**ખોરાક હજમ નહિ થાય** તો પાંજરામાં ચાકનો નાનો ટુકડો મુકી રાખ્યાથી તે ચાંચ વડે ટુપીને ખાધાથી ફાયદો કરશે; જોઇએ તો એરંડીનાં તેલનાં પાંચ સાત ટીપાં મોઢું ખોલી તેમાં નાખવાં. કાકાકઊઆ તથા બીજી જાતના પોપટોને પણ ઊપલોજ ખોરાક આપવો.

**કનેરી (Canary) તથા બીજાં નાનાં ચલીઆંને** ખાવા માટે પૉપીના ઝાડનાં બી અથવા ચોખાના દાણા નાખવા; ભુંજેલા પટેટા, સપરચન, અથવા બાફેલાં ઇંડાંના બારીક ટુકડા કરી ખવડાવવા. નાહવાની ટેવ પાડવા માટે પીવાના પાણીમાં થોડા ખાવાનાં બી નાખવાં.

**કાંટા નામનું દરદ** પુછડીની નીચે કનેરી, પોપટ, કાકાકઊવા વિગેરેને થાય તો કાતર વડે કાપીને તે પર લોખંડનો દાહમ સંભાળીને દેવો, હળદર ને નીમક ભેળી તે પર દાબ્યાથી સારૂ થશે.

## માછલી.

**૨૩૬.—તાજી માછલી** ( Fish ) હાથમાં દાબવાથી કઠણુ લાગે છે. આંખ બહાર નીકળી આવેલી અને લાલ ચુંઇવાળી તાજી કહેવાય. કોઇપણુ માછલીનો કોહેલો ને ઘણો વીસડો વાસ આવે તે ખરાબ હોય. માછલીને સમારી ધોઇને નીમક લગાડયાથી તે બગડતી નથી, સહેજ નરમ કે લાલ પાણી લાગે તો તેની ચુંઇમાં સરકો રેડવાથી તે કઠણુ થાય છે. પાણીમા કોલસાના ટુકડા મુકવા અથવા બોરીક પાઉડર પીગળાવી તેમાં બોળી રાખવાથી વધુ ખરાબ થતી અટકશે. વાસ પણુ નીકળી જશે.

**માછલી લાંબો વખત તાજી રાખવા સારૂ ચુંઇમાં** ખાંડ ભરી રાખવામાં આવે છે. વળી આઇસમાં પણુ લાબો વખત સુધી રહી શકે છે. દરિયાનાં અથવા નીમકનાં પાણીમાં સરકો ભેળી તેમાં કપડું બોળી તે દરેક માછલીને છુટી છુટી વીટાળી રાખવાથી પણુ સોજી રહેશે. માછલી આઇસમાં મુકતી વખતે વહેરનું પડ કરવું. કેટલીક વખત આઇસની મેળવણીમાં ઍમોનીઆ હોવાથી માછલી તેને લાગતાં બગડી જાય છે. કોલસાની અથવા કાળાં મરીની ભુકી તે ઉપર છાંટી રાખવી. ગ્લીસરીન ( Glycerine ) માં રાખવાથી માછલીનો રંગ જેવોને તેવો રહેશે. પકાવતી વખતે લીંબુનો રસ અથવા સરકો નાખવાથી કઠણુ થશે.

**માછલીને ઘણું નીમક લાગ્યું હોય** તો પાણીને બદલે મીઠાં દુધમાં બોળી રાખવી.

**રાંધેલી માછલી** ઘણી ગરમ હોય ત્યારે બંધ કર્યાથી બગડી જાય છે, બહારગામ મોકલવા માટે ઠંડી પડે ને બંધ કરવી. ઘણી ગરમીના દિવસોમાં પકાવેલા માછલી ચુહલાની નજદીક રાખવાથી પણુ બગડી જાય છે. માછલી ભુંજવા માટે વીસ મીનિટ સુમારે થશે.

**બાફતી વખતે** થોડો સરકો ભેળયાથી કઠણુ ને સ્વાદમાં સારી લાગે છે.

**માછલી ટળતી વખતે** થોડાં ટીપાં લીંબુનો રસ ઘીમાં નીચવવો.

**બુમલા તાજાનાં** ડોકાં લાલ હોય છે.

**લેવટા** ( Eel ) હંમેશાં જીવતા જોઇને લેવા, મરી ગયેલા ને નરમ સારા હોતા નથી. સમારતી વખતે તેપર સરકો અથવા રાખ નાખ્યાથી તે મરી જશે. રાખ લાગવાથી હાથમાંથી સરી જતા નથી.

**સાંઢ** ( Lobster ) જીવતી લેવી, મરી ગયલી કોહેલી જાણવી.

**કરચલાં** ( Crab ) ભારી ને કઠણુ હોય તે તાજાં કહેવાય, નરમ પડેલાં કોહેલાં હોય છે.

**કાળુ** ( Oyster ) **માછલી** નાની જોઇને લેવી મોટી જાતની સારી હોતી નથી. કોટલાંમાં છરીની અણી ભોકતાં તરત બંધ થાય તે તાજાં, કોટલાં કાઢતી વખતે

કથેલીમાં જાડા કપડાં પર ઊંડી કોડીવાલી બાજુ મુકી છરી કે ટીન કટરની ધાર વડે નીચે ઊપર કરી ખોલવી. કાળુને લાંબો વખત તાજાં રાખવા સારૂ એક ઉંડી રકાબીમાં ખારૂં પાણી રેડી તે ઉપર થોડો આટો ભભરાવીને રાખવો.

કાળુ કમોસમમાં ખાવાં સારાં નહિં, જેવાં કે મે, જુન, જુલાઇ, ને ઓગષ્ટમાં સારાં આવતાં નથી, જે મહીનાઓમાં ઈંગ્રેજી R, અક્ષર આવે તે મહીનાઓ કાળુની મોસમના હોય એમ કહેવાય છે.

**માછલી, મરઘી વિગેરે સમારતાં** હાથમાંથી સરી જાય તો હાથ ઉપર થોડો આટો, નીમક કે રાખ લેવી.

**સુકી માછલી** ભાતનાં છલાંમાં ગોઠવીને મુકવાથી સોજી રહેશે પણ અવારનવાર ખુલ્લી કરવી.

**સુકી માછલીને રાંધવી** પાણીમાં બાફીને અથવા દુધ કે છાશનાં પાંણીમાં ભીંનવ્યાથી તાજી જેવો સ્વાદ લાગશે. આખો દિવસ ઠંડાં પાણીમાં ભીનવી પાણી બદલવાથી પણ ખારાસ નીકળી જશે.

**મોળાં પાણીની માછલી** થોડો વખત નીમકનાં પાંણીમાં ભીંનવી રાખવાથી મોળો મરોડીનો સ્વાદ નીકળી જશે.

**માછલીનાં કોટલાં તથા તેનું ધોએલું પાણી** ઝાડમાં નાંખવાથી તે ખાતરની ગરજ સારશે, તેમાં કસ પણ વધુ હોય છે.

**ટીંનમાં પેક કરેલી વિલાયતી માછલી** હવા અંદર જવાથી દાબડો કોઇ પણ જગ્યાથી ઉપસેલો જણાય તો તે બગડેલી જાણવી, તેમજ પતરૂં ખોલવા પછી અંદર લીલો રંગ અથવા કટાયલું માલમ પડે તો તે ખાધાથી નુકસાન થાય છે, ટીનમાંથી ખોલી તુરત કાચનાં વાસણમાં ખાલી કરવી. પેક ટીનને દાબવાથી અવાજ આવે તે બગડેલી જાણવી.

**માછલી પકાવેલી ટેબલ ઉપર લાવવી** આખી હોય તો એક એકનાં સામસામી ડોકાં પુછડાં આવે એમ ગોઠવવી.

**સોનેરી રૂપેરી શોભાની માછલીઓને** હવા ઉજાસવાલી જગ્યા પર ઉંડાં પાણીનાં વાસણમાં મુકી રોજ બદલવું. રબરની લાંબી નળીનો એક છેડો વાસણમાં અને બીજો બહાર રાખવાથી પાણી સહેલાઇથી નીકળશે. પાંણીની ટાંકી તથા ફુવારા પણ રાખે છે, તેને ખાવા માટે દરીઆ અથવા તળાવની થોડીક લીલ નાખી રાખવી, પાંઊનો ભુકો અથવા થોડા મમરા ખાવા નાખવા.

## ગોશ જાત જાતનું, સુપ વિગેરે.

**૨૩૭.—બકરાંનું ગોશ** ( Meat ) સોજું કુમળું ચમડીમાં ટાઇટ પડવાથી નરમ લાગશે, ધરડાં ને વાસી ગોશ ઊપર ચમડીનો દાધ પડી રેહશે.

કાચું ગોશ લાંબો વખત રાખવા સારૂ ખુલ્લી હવામાં ટાંગી રાખવું, છાશમાં બોળીને રાખવાથી સોજું રહે છે. સરકામાં કપડાંને ભીંનવી તેમાં ગોશ વીંટાળી તે પર ટંકણખારની ભુકી કે થુલાંનું પાતળું પડ કરીને રાખવું અથવા આટો ને મરીની ભુકી ભેળીને છાંટી રાખવી. વાસ આવે તો પાણું સરકો ને પાણી ભેળી ધોઇને રાંધવું. કોલસાની ભુકી છાંટીને પાંણી વડે ધોવાથી પણ વાસ નીકળી જશે, બોરીક પાઊડર વાપરવો.

ગોશ ચડતાં તુરતનું કાપેલું વધુ વખત લેશે, ત્રણથી સાડા ત્રણ કલાક થશે, લાંબા વખતનું કાપેલું જલદી ચડે છે. કપડામાં વીટાળી ચુહલા પાસ મુકયાથી તુરતનું કાપેલું નરમ થશે.

રાંધેલાં ગોશનું વજન ત્રીજા ભાગ જેટલું ઓછું થાય છે, પાંચ રતલ હશે તો રાંધ્યા પછી દોઢ રતલ લગભગ ઓછું થશે.

ગોશ ઘરડું ચેડવવા માટે સરકામાં થોડો વખત બોળીને રાખવાથી ગમે તેવું ઘરડું ગોશ ચડશે, અમથો લીંબુનો રસ અથવા ઑલીવ ઑઇલ ભેળી લગાડવાથી પણ ગોશ નરમ થશે. પાપડખાર ( Soda Bicarb ) રાંધતી વખતે ગોશમાં સેહેજ નાખવો અથવા કોડીનાં વાસણનો ટુકડો કે આખી સોપારી, પાંઉનો ટુકડો અથવા તો કાચું પપાંઉ છોલીને તેનો ટુકડો એમાંનું કંઇભી નાખવાથી જલદી ચડશે.

ગોશમાં નીમક પહેલેથી નાંખવું નહિ, થોડું ચડવા આવે ને નાંખવાથી તેનો રસ તથા સ્વાદ અંદર સારો રહેશે, તેમજ ચપટ ઢાકણવાલાં વાસણમાં બંધ કરી પકાવેલાં ગોશનો કસ ઊડી જતો નથી. બધો અંદરજ રહી વધુ નરમ ને સ્વાદનું થશે.

કાચું ગોશ આઇસમાં લાંબો વખત સોજું રહે છે, ઝીણાં કપડાંમાં વીટાળ્યાથી આઇસમાં તેનો કસ ઓગળી સુકું થતું નથી.

ગોશનો કસ ખુલ્લી ટપેલીઓમાં રાંધવાથી ઘણો ખરો નીકળી જાય છે માટે હાલમાં નીકળેલા ચપટ ઢાંકણ સાથના રાંધવા માટેના દબ્બાઓ જેને કુકર ( Cooker ) કહે છે તે સગડીઓ પર મુકવાથી એકી વખત કેટલીક જાતની વાણીઓ સામટી ત્રણ કલાકને સુમારે રંધાઇ રહેશે.

એવા દબ્બાઓમાંથી ગોશ તરકારી વગેરેની વરાળ ને કસ અંદર રહેવાથી તેનો સ્વાદ વધુ સારો લાગે છે તેમજ એ રંધાતી વખતે ઘડી ઘડી જોવાની મહેનત પણ પડતી નથી.

૨૩૮.—ગોશ ડુક્કરનું નીમકમાં આથેલું હોય તેને બેકન ( Bacon ) કહે છે, તેને તાજું બનાવવા એક આખી રાત દુધ ને પાણી ભેળીને તેમાં ભીંનવી રાખવું. રાંધેલું ગોશ હેંમ તાજું રાખવા ઝીણાં કાગળમાં બાંધવું, લાંબો વખત રાખવું હોય તો એ મુજબ બરોબર બાંધીને રાખ ભરેલાં વાસણમાં મુકવું.

હેમના સૅન્ડવીચીઝ ( Sandwitches ) તાજાં રાખવા કપડામાં વીંટાળવા અથવા રકાબીને એક એક ઉપર ઢાંકીને પછી પાણીથી ભીનાં કપડાંમાં તે રકાબીને બાંધવી. પીળી ચરબીવાલુ હેમ બગડેલું જાણવું.

૨૩૯.—હરણનું ગોશ નરમ ને લાલ હોય છે, અને સ્વાદમાં મીઠું લાગે છે, તુરતનુ કાપેલું હોય તે પર મરીની ભુકી છાંટી રાખવાથી તે પર માખી બેસશે નહિ.

૨૪૦.—જીભ ( Tongue ) ને ગરમ પાણીમાં બાફી તે પાંણી કાઢી નાંખી પાછું ઉપર ઠંડું પાંણી રેડવાથી આખી જીભની ખોલ નીકળી આવ્યાથી રાંધતી વખતે સહેલું પડશે.

## સુપ બનાવવો તથા બગડેલો ખોરાક સુધારવો.

૨૪૧.—સુપ સુરવો કોઇભી જાતનો બનાવતી વખતે તપેલીનું ઢાંકણુ ચપટ બંધ કરી વરાળ બહાર નીકળી જતી અટકાવવી એ રીતે તેનો કસ અંદરજ રહેશે. સહેજ કાર્બનેટ ઑફ્ સોડા ( Carbonate of soda ) નાખવાથી વાસ આવતો નથી. એક રતલ ગોશમાં એક પાંઇન્ટ પાંણી લેવું.

સુપ મરઘી માછલીનામાં લીંબુનો રસ નીચોવ્યાથી નીતર્યો ને સફેદ થાય છે. ઠંડો પાછો ગરમ કરવા ચુલા પર મુકવાને બદલે ખળખળતાં પાણીમાં સુપનું વાસણ મુકવાથી સવાદ સારો રહેછે.

ચીકાશ સુપ પરનો કાઢવા માટે સોજાં કપડાંને પાણીમાં ભીનવી નીચોવી કાઢી તેમાંથી ગાળવાથી ચીકાશ ભીનાં કપડાંને વળગશે. ઉકાળતી વખતે ઇંડાંના કોટલાં નાખવાથી નીતર્યાં થાય છે.

સુપ ખારો લાગે તો સહેજ ખાંડ, લીંબુ અથવા ગૉળ નાખવો, કાચો પટેટો તેમા બાફવો.

સુપ બીજી રીતનો જેને સ્ટૉક ( Stock ) કહેછે તે બનાવીને ઠંડીમાં રાખેલો રાંધવાના ઉપયોગમાં લેવાય છે. કોઇભી જાતના વધેલા ગોશ, હાડકા, ચરબી સાથ નીમક લેવું, પાણીમા થોડા કલાકવેર ખુબ ઉકાળી ઉપર ફીણુ, મૅલ આવે તે કાઢવા પછી બધો કસ ઓગળી રહે કે જાડાં કપડાં વડે ગાળીને ઠંડો પડે કે પત્થરની બરનીમાં ભરી રાખી ખપ પડે ત્યારે ગોશ તરકારીમાં રાંધતી વખતે પાંણીને બદલે ભેળવ્યાથી સ્વાદ સારો થશે. હાડકાનો સુપ તુરત નહિ કરવો હોય તો ભઠ્ઠીમાં થોડીક મિનિટ ભુંજીને થોડા દિવસ રાખવાથી બગડતાં નથી ગમે ત્યારે સુપ માટે વાપરવાં.

જાતજાતની તરકારીના ટુકડાને થોડાં મરી સાથ પાંણીમાં ઉકાળવાથી તેનો સ્ટૉક બનાવી રાખે છે. તાજી છાલને પણ ધોઇને ઊકાળી કસ નીકલે તે ખાવું પકાવતી વખતે પાંણીને બદલે વાપરવો. એ સર્વે ઠંડીના મુલકમાં સાર રહેશે.

પકાવેલી ચીજોમાંથી ખારાશ તથા તીખાશ કાઢવો હોય તો સરકો ને ખાંડ ભેળી નાખવો અથવા ગૉળ લેવો, કાચો પટેટો નાખવાથી પણ સુધરે છે, લીંબુ નીચવવાથી અથવા નાળીએરનું દુધ રેડવાથી પણ તીખાસ કમતી લાગશે.

ધુખરાઇ ગયલું સુધારવા ક્રીઓસોટ ( Creosote ) નામની દવાનું એક ટીપું નાખવું. પાણી ધુખરાયલાં માટે પાંણીમાં જુવો.

ખોરાકી બગડતી અટકાવવા તેની પાસે ચુનો અથવા ( Charcoal ) કોલસો મુકવો, એથી વાસ પણ મારશે નહિ. બીજી રીતો આગલ આપેલી છે.

---

## પ્રકરણ ૨૮.

---

## અનાજ તથા ખોરાકીની બીજી જણસો, ચોખા, દાળ, ઘી, નીમક વિગેરે.

---

૨૪૨–ચોખા ( Rice ) ઘણી જાતના થાય છે. એવી ગણત્રી થયલી છે કે એક પાયલી ભાત ( ડાંગર ) જમીનમાં વાવવામાં આવે તો તેનો એક ફરો એટલે ૧૬ ગણો પાક પેદા થાય છે. અને એક ફરો ડાંગરના ચોખા કરાવીએ તો લગભગ અર્ધા ફરાની ઉપર ચોખા નીકળે છે. ફરીથી તેને સાફ કરાવતાં એથી અઢી પાયલી કણુકી અને કુંદો નીકળે છે. કુંદાની પણ રોટલી બનાવી કેટલાકો ખાય છે જે સ્વાદમાં મીઠી તેમજ પુષ્ટીકારક છે.

કોઇ લીંબડાનો પાલો ચોખામાં નાંખે છે. સુકાં મરચાં પણ વપરાય છે. ચોખાનો એરંડીઆનો હાથ લગાડવાથી તેમાં કીલ્લાં પડતાં નથી, વળી ચોખા અથવા કોઇ પણ અનાજની બરણી કે કોઠારમાં લોખંડનો સળીઓ અનાજના વચમાં ખોસી રાખવાથી તેમાં કીલ્લાં કે બીજાં જંતુઓ પડશે નહી.

જુના ચોખા રાંધતી વખતે પાણી વધારે ખપે છે. નવા ચોખાને રાંધાતાં પાણી ઓછું ખપે છે, વધુ નાખ્યાથી ચોખા નરમ થાય છે. લીંબુનો રસ નીચવ્યાથી ઘણા સફેદ થશે.

૨૪૩–દાળ ઘણી જાતની આવે છે, તુવર, મસુર, ચણા, વાલ, મગ, લાંગ, અડદ વિગેરે. તુવરની દાળને બરણીમાં ફરતી પતરાળ ગોઠવીને એરંડીઆનો હાથ લગાડીને રાખવી. પણ પકાવતી વખતે ગરમ પાણીથી બે ત્રણ વખત ધોવાથી વાસ તથા ચીકાશ જશે.

વાલની દાળને એરંડીઆ સાથે હળદર લઇ હાથ લગાડવો. બીજી કોઇ પણ જાતની દાળને એરંડીઉ લગાડી શકાતું નથી.

દાળ જુની ચડે નહિ તો પાપડખાર સુમારે એક બે એલચી જેટલો નાંખવો. દાળ અથવા બીજી કોઇબી રાંધેલી ખોરાકીની ચીજો ગરમ ઠંડી ભેળવાથી સ્વાદ બગડશે.

## આટો તથા તેમાં ભેળેલું થુલુ પારખવું.

**૨૪૪-આટા ( Flour ) નો સુમાર** ચોખા દળવા આપતી વખતે પાયલીએ ભરીને આપ્યા હોય તો તે સવા ધણો આટો ઉતરશે.

**ધઉં દળવા** જેટલા આપ્યા હોય તેનાથી દોઢ ધણો આટો ઉતરશે. આટાને ચાળણીએ ચાળીને અથવા તો એક ચમચા વડે આટો લઇ ઉંચે હાથે પાછો બીજા વાસણમાં નાંખવાથી તેમાંનો કચરો હોય તે પવનથી ઉડી જશે. આટાને હંમેશાં પવન આવજાવ થાય તેવાં વાસણમાં રાખવો, ચપટ બંધ નહિ રાખવો.

**ભેળેલું પારખવું** તૈયાર દળેલા આટામાં કેટલીક વાર ચાક અથવા ચુનો અને બીજી ચીજો ભેળેલી હોય છે, તેને શોધી કાઢવા માટે થોડો આટો લઇ તેમાં લીંબુનો રસ અથવા સરકો યા ગંધક નો તેજાબ ( Sulphuric Acid ) એમાંની કોઇ પણ ચીજ આટામાં નાખવાથી ભેળેલું હશે તો ખમીર ચઢવા માંડશે. આટાને બાળવાથી પ્રમાણ કરતાં વધુ રાખ રહે તો જાણવું કે તેમાં ભેળ છે.

**ભેળ વગરના આટામાં** આપણો હાથ દબાવ્યાથી હાથને કંઇ વળગશે નહિ, અને હાથની રેખા ( લાઇનો ) ખુલ્લી દેખાશે પણ ભેળેલું હશે તો આપણા હાથને આટો વળગી જશે. ઓટમીલને સફેદ બનાવવા જવનો આટો ભેળે છે. બીજી જાતના આટામાં ભેળેલું એથી ઊલટી રીતે માલમ પડશે, મુઠીમાં દાબયાથી ભેળવાલો આટો છુટી જશે, સોજાનો ગોળો દબાયલો રહે છે.

**૨૪૫-થુલું ( Bran ) માં** એક જાતનો પદાર્થ સમાયલો છે જેમાં એવો ગુણ હોય છે કે તેને ઘસ્યાથી બીજી ચીજો પરનો મેલ ઓગાળી તેમાં સારો ફેરફાર કરી શકે છે. જાણવરોને ખાવામાં આપે છે. કપડાં સાફ કરવાના અને ધોવાના ઉપયોગમાં લે છે, તેમજ પોલટીસ કરવામાં વપરાય છે.

## ઘી, તેલ તથા નીમક, મરી.

**૨૪૬-ઘીને** હાથ ઉપર ચોળીને તેનો સરો વાસ આવે તો તે સારું. હલકું વનસ્પતીનું ભેળવાળું પણ આવે છે.

**ઘીમાં ભેળ** કોઇબી જાતની ચરબીની હશે તો તાવતી વખતે વાસ આવીને પછી ઝટ બંધાશે નહિ, સોજું ભેળ વગરનું ઘી જલદીથી બંધાઇ જશે.

ઘીને તાવીને કકડો પડે કે ઉતારીને ઠંડુ પડે ને બરણીમાં ભરવું. મેલ કાપવા માટે જ્યારે ઘીને ગરમ કરે ત્યારે તેમાં આખા ચોખા, આમલી અથવા નીમક નાખવાથી અંદરનો મેલ કપાઇ જશે.

ઘીમાંથી કાંદો કે માછલી તળવા પછીનો વીસડો સ્વાદ કાઢવા તેમાં સહેજ સરકો કે પટેટાની થોડી છાલ નાખવાથી સોજું થશે.

૨૪૭–ચોકખું કોપરેલ પાંણીના જેવું નીતર્યું હોય છે. પીળા રંગનું હલકું બણાય તેમાં કોઇ પણ જાતનો ખોરો વાસ આવે તો તે બગડેલું જાણવું. ઘણું ચોખું કાઢેલું રાંધવામાં પણ વપરાય છે.

કોપરેલ બંધાઇ જતું અટકાવવા તેમાં સહેજ નવસાગર ભેળી રાખવું.

સન ફુલાવરનું તેલ બીમાંથી કાઢેલું ઘરઘતું ઉપયોગમાં ઑલીવ ઑઇલ ને બદામનાં તેલ માફક વપરાય છે.

તેલને લાંબો વખત રહેતાં ખોરૂં થઇ જતું અટકાવવા માટે તેમાં ઇથરનાં બે ત્રણ ટીપાં નાંખવાં.

બગડેલું કોપરેલ વાસણમાં કાઢી તેમાં નીમક નાંખી એક દિવસ તડકામાં મુકવાથી તેમાંનો મેલ નીમક સાથે નીચે બેસી જાયને પાંણી છાંટવું પછી ઉપરનું નીતર્યું કાઢી લેવું. તેલને ચુલ્હાપર ગરમ કરતી વખતે ઉભરાઇ જતું અટકાવવા નીમક, ગોળ અથવા આમલી નાંખવી.

કોઇબી જાતનાં તેલનો વાસ વાસણમાંથી કાઢવા બાગની મટોડી ભરીને થોડા કલાક રાખ્યા પછી ઉજાળવાં.

બદાંમનું તેલ કોઇબી વખત ગરમ કરવું નહિ.

તેલ પાણી સાથે ભેળાયલું હંમેશાં ઉપર તર્યા કરશે. તેને જુદું પાડવાં લાંબો રૂનો કાકડો કરી એક છેડો તેમાં બોળી બીજો છેડો બીજાં વાસણમાં મુકવાથી તેલ ઘણું હશે તો તેમાં ઉતરી જશે.

કેરોસીન તેલ દવા દારૂ તથા ઘણાક ઘરઘતુ ઉપયોગમાં લેવાય છે, લગભગ પચાસ જાત જાતના તેલો જુદી જુદી જાતની ખોરાકીની ચીજો, અનાજ ફલ, ફુલ, માછલી, વસાણા, તંબાકુ, મીણ, ખનીજ પદાર્થો વિગેરેમાંથી તરેહવાર રીતે બનેલાં વપરાય છે.

૨૪૮–નીમક ( Salt ) સર્વે ખોરાકીની ચીજોમાં સહુથી ઘણું ઉપયોગી, ઘરઘતુ ખોરાકી તેમજ દવાદારૂમાં તથા કપડાં સર સામાન વિગેરેના ડાઘો કાઢવા તથા ઝાડમાં ખાતર તરીકે વપરાય છે.

ગાંગડા વળી પસરી જતું અટકાવવા અંદર તગીઆંમાં થોડા ચોખા ભેળવાથી તેમ થશે નહિ.

**નીમકદાણીમાં** વરસાદના દિવસમાં પસરતું અટકાવવા એક ચમટી આરારૂટ ભેળીને રાખવું.

કાળું **નીમક** સાફ કર્યા વગરનું સફેદ કરતાં વધુ ખારૂં હોય.

**કાળાં નીમકમાંથી સોજુ સફેદ** બનાવવા માટે એક શેર નીમકમાં દોઢ શેર પાંણી નાંખી આખી રાત રાખી પીગળી જાય ને ઉપરનું નીતર્યું પાણી કાઢી લેવું, અને પછી તેને લોઢાંનાં વાસણમાં ચુલા ઉપર ગરમ કર્યાથી પાણી ઉડી જશે અને નીચે તળીઆમાં સફેદ નીમક રહેશે. વૈદકની પરચુરણ બાબતમાં છે.

**લાલ નીમક** ( Rock Salt ) ખડકમાંથી ખોદેલું પણ ઉપયોગી છે.

**નીમક બાળવાથી** ખરાબ વાસ ગલીચી પણ દુર થાય છે; તેમજ કોલસાનો અંગાર બરોબર બળે નહિં તો થોડું તેપર નાંખવું.

૨૪૯–**કાળાં મરી** ( Pepper )ની ભુકીમાં ઘણીક ચીજો ભેળેલી હોય છે. રેતી, મસેડી, લાકડાંની ભુકી, અલસીનો કે ચોખાનો આટો અને બીજી વસ્તુઓ શોધી કાઢવા માટે **માઇક્રોસકોપ** ( Microscope ) થા જોવું. બનતાં સુધી વાપરવા માટે આખાં મરી લઇ દળવાં.

સફેદ મરી કાળાં મરીમાંથીજ બને છે. ખળખળતાં પાણીમાં કાળાં મરીને થોડો વખત બોળી રાખીને પછી હાથમાં લઇને ચોળવાથી ઉપરની છાલ નીકળી જઇને સફેદ મરી થશે, જેનો તીખાસ પણ કાળાં મરી કરતાં ઓછો રહેશે.

## આમલી, સરકો, રાઇ, નાળીએર.

૨૫૦–**આમલી** (Tamarind) **ને** લાંબો વખત રાખવા માટે ચીચોડા તથા કાઢી તેમાં નીમક ને હળદર ભેળી તેના ગોળા વાળી બરણીમાં ભરી રાખવી. લાંબો વખત પછી તેનો રંગ કાળો થાય છે તેથી બગડેલી નહિ સમજવી.

**સરકો** (Vinegar) શેરડી, તાડી, અને સાઇડર તથા વાઇન દારૂમાંથી બને છે, બીજી રીતે વરસાદનું ગરમ પાણી, ગોળ તથા ખમીર ભેળ્યાથી પણ બનશે. સરકો ઉતરી ગયલાને તડકાંમાં મુકવાથી તે સુધરશે; એક રકાબીમાં રેડી બઠ્ઠી યા ખળખળતાં પાણીના વાસણ પર મુકી ગરમ થતાં તે દારૂઓમાંનો બનેલો હશે તો તેને મળતો વાસ નીકળવા માંડશે, હલકી બનાવટના સરકાનો વાસ બળેલી ખાંડને મળતો આવે છે તાડીને પંદર દીવસ વેર કાચ યા પત્થરની બાટલીમાં કપડું ઢાંકી બુચ મારવા વગર મુકી રાખવાથી સરકો બનશે.

સરકો ગદલો થયલો દેખાય તો એક પ્યાલતમાં એક ચમચો મીઠું દુધ ભેળી એક દિવસ રહેવા દીધાથી સરકામાંનો કચરો જાળાં વિગેરે ઠરી જશે, પછી નીતર્યો સરકો હલાવ્યા વગર ગાળી લેવો.

સરકો જલ્લદ બનાવવા ચુલ્હે મુકીને બે ભાગ બળી એક ભાગ રહે ત્યાર પછી તડકે મુકવો, થોડીક ખાંડ નાંખવાથી પણ જલ્લદ થાય છે. એ જલ્લદ સરકાને બીજા સાધારણ સરકામાં થોડો નાંખીએ તો તે પણ જલ્લદ બનશે.

સરકામાં ભેળ પાંણી, ઍસેટીક ઍસીડ, અથવા ગંધકનો તેજાબ કોઇ વખત હોય છે. સરકો કોઇ જાતનું તેલ કેરોસીન વિગેરેનો વાસ તથા ડાઘો કાઢવા ઉપયોગી તેમજ નીમક સાથ ભેળીને રાંધવાના વાસણો કાટ કાઢવા વપરાય છે. સોજા સરકામાંથી ટૉઇલેટ વીનીગર બને છે.

અચાર ચટણી ( Pickles ) લાંબો વખત રાખવાં હોય તો બંધ પેટીમાં બરણીઓ મુકવી, ભીંતને અડકાવીને બરણી મુકવાથી અથવા સરદી કે તાપ લાગવાથી જલદી બગડી જશે. ખપ જોગાં વાપરવા કાઢવાં, અંદર મચ્છર કે મગતરાં પડવાથી ફુગાઇને બગડી જાય છે.

પાણીના અચારમાં ફટકડી નાંખવાથા કઠણ થઇ લાંબો વખત રહેશે.

અચાર, ચટણી કે કોઇ પણ ખટાશવાળી ચીજ કોઇબી જાતની ધાતુના વાસણમાં લાંબો વખત સુધી રાખવાથી કટાણું મારી લીલું થઇ જશે. બનતાં સુધી કાચના કે લાકડાંના ચમચા વાપરવા.

સૉસ ( Sauce ) ટામોટાં તથા કોઈબી જાતના તૈયાર બનાવેલામાં રંગ આપવા માટે કેટલીક વખત ઍસીડ સેલીસીલીક ભેળે છે.

૨૫૧.—રાઇ ( Mustard ) આખી છુંદેલી વધુ જલ્લદ હોય, તૈયાર છુંદેલીમાં આટો હળદર વિગેરેની ભેળ હોય છે તેમાં સહેજ એમોનીઆ પાણી સાથ મેળવ્યાથી તેનો રંગ પીળો થશે અને ભેળ વગરનીનો રંગ ઘેરો ભુરો જેવો દીશે છે. એમાંથી તેલ દવા માટે બને છે.

રાઇ ચઢાવવા માટે ગરમ પાંણીને થંડું પાડીને વાપરવું, સરકામાં ચઢાવી તેમાં સહેજ નીમક અથવા ખાંડ નાંખવાથી ખાવામાં સારી લાગે છે, અને જલ્લદ પણ રહેશે. દુધમાં મેળવ્યાથી ચમચો કાળો થતો નથી.

રાઇના સફેદ દાણામાં સાધારણ તીખાસ હોય છે. કાળા વધુ તીખા ને જલ્લદ લાગે છે, તેમજ એનો જલ્લદ વાસ હોવાથી બીજો કોઇબી જાતનો વાસ વાસણમાં રાઇ નાખ્યાથી નીકળે છે.

૨૫૨.—નાળીએર ( Cocoanut ) ઝાડ ઉપરથી તોડેલાં છાલ સાથે રાખવાથી લાંબો વખત સુધી રહેશે. આખુ કાઢવા ભાંગીને થોડો વખત ભઠીમાં સહેજ ગરમ કર્યાથી જલદી નીકળશે. નાળીએરની કાછલીઓ બાળવામાં વપરાશે.

નાળીએર તોડેલું અધું બીજા દિવસ માટે સોજું રાખવા નીમકમાં દાબી રાખવું, પણ સહેજ ખારૂં લાગશે.

ખમણેલું નાળીએર લાંબો વખત રહેતાં સુકું થઈ ગયલું દુધ થોડું રેડવાથી નરમ ને તાજું જેવું થાય છે.

---

## પ્રકરણ ૨૯.

---

## તરકારી સુકી તથા લીલી વિષે.

---

**૨૫૩.—પટેટા ( Potato )** પાંથરેલા છુટા રાખવાથી તે લાંબો વખત સારા રહેશે. તેપર કળી ચુનો છાંટવો, રેતી યા મટોડીના પડમાં છુટા છુટા મુકવા. પટેટાને એક ટોપલીમાં અથવા કરંડયામાં ભરી ખળખળતાં પાણીમાં એક બે મિનિટ રાખી કાઢી લેવા, પછી તેને ખુલ્લી હવામાં છુટા નાંખી સુકાય ત્યાં સુધી રાખવા. પટેટા જલદી ચડવા માટે રાંધતી વખતે વાસણ પર કપડુ ઘાંકી તે પર ઢાકણ મુકવું.

**પટેટાને બાફવા** આગમચ છોલવા નહિ, છાલ સાથે બાફેલા વધારે સ્વાદદાર લાગે છે, કારણ તેમાં ખાર જલવાય છે. જુના પટેટામાં ખાંડ નાખવી બાફતી વખતે; મેશ કરતી વખતે ગરમ દુધ સાથ થોડો બેકીંગ પાઉડર ભેળવાથી સ્વાદ સારો લાગે છે.

**પટેટાની ઝીણી સળી કાપવા** ગોળ વેફર કાપ્યા પછી થોડાં સરખાં એક એક પર ગોઠવીને પાછી ઉભી કાપવી, ખમણી વડે ખમણવા.

**ભુંજેલો પટેટો** બાફેલા યા તળેલા કરતાં જેરવવામાં વધારે હલકો છે. ભુંજેલામાંથી એક જાતનો ગુંદર બને છે. પટેટાને પકાવતાં અર્ધો કલાક સુમારે થશે, નવો પટેટો ઘણો જલદી નરમ થઇ અટવાઇ જશે. કાચો પટેટો કાપીને ઘસવાથી લોખંડનો કાટ નીકળશે.

નવા પટેટાની છાલ પાતળી હોય છે તે છોલવાને બદલે ભીનાં જાડાં કપડાંએ ઘસવાથી નીકળશે, કપડું ઘડી ઘડી ભીંનવવું. પટેટાની છાલનો ભુકો સરકાના ડાઘો સીસીમાંથી કાઢવા વપરાય છે, તેમજ કપડાં ધોવા માટે પણ ઉપયોગી છે.

તરકારી રાખવાની જગ્યા થોડે વખતે પાંણીમાં બ્લીચીંગ પાઉડર નાખી ધોવાથી સ્વચ્છ થઈ તેમાં કોઇબી જાતના જંતુઓનો નાશ થઈ ખરાબ હવા દુર થશે.

સુકી તરકારી પકાવતી વખતે હંમેશાં ઢાંકવી, લીલી ખુલ્લી રાખવી.

**૨૫૪.—કાંદા ( Onion ) ખાવા માટે** તુરત કાપી મુકવા, આગમચથી કાપી રાખવા નહિ, કારણકે કાંદો હંમેશાં ખરાબ હવા ચુશે છે.

**કાંદા કાપવાની રીત**. છરીની ઉપલી ટોચ પર પટેટો અથવા પાંઉનો ટુકડો ખોશવો; મોઢામા બ્રુસ કે સોયનો કાણાવાલો ભાગ પકડીને રાખવી, કારણ કે લોઢું

કાંદાની તીખી ઝેંણુ ખેંચી લેશે; પાણીમાં હાથ ડુબાડીને કાપવાથી પણ તેની ઝેણુ લાગશે નહિ. કાપ્યા પછી છરીને પણ સોજા પાંણીમાં તુરત બોળવાથી કાંદાનો વાસ નીકળી જશે.

**હાથમાં કાંદાનો વાસ નહિં રહે** તે સારૂ કાપતી વખતે ડીચકું તથા નીચેનો ભાગ પહેલાં કાપીને વચમાં કાંટો ખોશી રાખવાથી ફરતી છાલ સહેલાઇથી નીકળશે. સેગ્નેરીના પાંદડા ચોળવાથી હાથમાનો વાસ જશે.

**રસ નીચવી કાઢવા** છુંદીને જાડાં કપડાંમાં નાખી દાબવો, અથવા ખમણી પર આગળ પાછલ ખસેદવો. લીંબુનો રસ કાઢવાનો સંચો વાપરનો.

**કાંદામાંથી ગુંદર જેવો ચીકાશદાર રસ** કાગળ વળગાડવા માટે વપરાશે, બારી કદીને દાબવાથી તે રસ નીકળે છે.

કાંદો કાપીને છાલ સાથ ઘસવાથી લોખંડનો કાટ નીકળશે.

કાંદો આખો નહિ ખપ હોય તો અર્ધો કાપી છાલ સાથ રાખી બીજી છાલ તે પર ઢાંકી રાખવાથી બગડતો નથી.

**કાંદાનો વાસ તથા તીખાસ કાઢવા** પાપડખારનાં પાણીમાં છોલીને આખાજ બીણુવી રાખી બે ત્રણ કલાકે વાપરવા.

૨૫૫.–**આદુ (Ginger) ને લાંબો વખત રાખવા સારૂં** લાકડાંના દાબડામા મટોડી નાંખી તેમાં દબાવી રાખવુ.

**લીલુ તથા સુકવેલુ આદુ** દવાના વપરાસમાં આવે છે; એનો અર્ક પણ નીકળે છે. ગોશમા ભેળ્યાથી ચડીને નરમ થશે.

**લશણ (Garlic)** ખોરાકી તેમજ દવાના વપરાશમાં આવે છે. હવા બગડેલી હોય ત્યાં લશણુને છોલી તેની કળીઓ દોરામાં પરોવી ટાંગી રાખવાથી ખરાબ હવા ચુશી લેશે.

૨૫૬–**ગાજર (Carrot) લાંબો વખત રાખવાં** હોય તો લાલ મટોડી અથવા રેતી ભરેલા દાબડામાં બંધ કરવાં, છોલવા સારૂ પટેટાની રીત મુજબ ભીનાશવાળાં કપડાંએ ઘસવાં. એ ખાવામાં તાકાટ આપનારાં છે.

**બીટરૂટ** ખાવા માટે બાફવા દોઢથી બે કલાક થશે. ગરમ હોય તેજ વખતે કપડાંમાં પકડીને બીજે હાથે છાલ કાઢવાથી સ્વાદમાં સારા લાગે છે, ઠંડા પડે ને છોલવાં નહિ.

**ભુરાં કોહળાં** જે મુરબા માટે વપરાય છે તે વજનમાં હલકાં હોય તે પાકટ જાણી લેવાં ને છાલ પણ સફેદ હશે, કુમળાંની છાલ લીલી દીશે છે ને પાણીનો ભાગ હોવાથી વજનમાં બી ભારી રહેશે.

**રપા૭–લીલી તરકારી** ઠંડકવાળી જગ્યા કે પત્થરની જમીનપર પાથરી ભીનું કપડું ઢાંકવું. તારની જાળી અથવા નેતરનાં કરંડીઆમાં ખુલ્લી મુકવી.

**કોઠમીર તાજી રાખવા** ઝુડો બાંધી ખીલાપર ટાંગવાથી ભીંતની ઠંડક લાગી સુકાશે નહિ, જોઇએ તો પાણીમાં નીચે ॥ ડાળાઓ મુકી તેપર ભીનું કપડું ઢાંકવું.

**સેલેરીને** સુકી રેતીમાં દાટી રાખવાથી તાજી રહેશે.

**કોબીને રાખવા માટે** બહારનાં પાંદડાં થોડાં કાઢી લઇ ડાબડામાં ડાંડીવાલો ભાગ ઉપર રાખી ફરતાં પાંદડાં ખોશી ઢાંકણું ઢાંકવું.

**દૂધી કુમળામાં** નખ ભોકાશે, પાકટમાં નખ લાગતું નથી.

**ભીંડા** અણી પરથી ભાંગે તે કુમળા જાણવા, જાડાં બી વાળા એ રીતે ભાંગશે નહિ.

**સલગમ નોલકોલ** માં અંદર છરી ભોકાય તે કુમલાં જાણવાં, જમીનમાં દાટી રાખવાથી સોજા રહે છે.

**લીલી તરકારી, ફુદનો સુકાયલી તાજી કરવા** પાણીમાં લીંબુનો રસ સોડા બાઇકાબ કે પાપડખાર કંઇબી બે ચમચીને સુમારે ભેળવું ને તેમાં એક બે કલાક રાખવી. સુરજનો તાપ લાગવા આગમચ ઝાડ પરથી ઊતારવી.

**લીલી તરકારી કાચી ખાવી** હોય, ટાંમેટાં સેલેડ ધોવી, કોઇબી પણ બરોબર તેપરનો કચરો જંતુઓ વિગેરે કાઢવા ટોપલીમાં મુકી પાણીનાં નળ નીચે ફેરવી ફેરવીને ધોવી, જોઇએ તો થોડો ટંકણખાર અથવા સરકો પાંણીમાં ભેળવો.

**કડવાસ તરકારીમાંથી કાઢવા** પહેલાં નીમકનાં પાણીમાં બાફી તે પાણી કાઢી નાખી બીજું ગરમ પાણી રેડવું. રાંધવા આગમચ નીમકનાં પાણીમાં બોળવાથી સવાદ સારો થશે.

**મરચાં** ( Chilli ) **નો તીખાસ કાઢવા** પાપડખારનાં પાણીમાં ભીનવવાં. મરચાં દવાના વપરાશમાં પણ આવે છે.

**મરચાની ભુકીમાં ભેળ** હીંગળોક, કોચીનીઅલ, ઈંટની ભુકી, લાલ લાકડાંનો વહેર વગેરે કોઇ વખત ભેળેલું હશે તો મેગનીફાઇંગ કાચ વડે તપાસતાં માલમ પડશે.

**વટાણા** ( Green Peas ) લીલા રાખવા છાલ છોલીને નીમક નાખી પાંચ મિનિટ ચુલ્હાપર બાફી ચાળણીમાં પાણી ગાળીને સુકાય કે કપડાં વડે લુછી અથવા ભઠ્ઠીમાં સુકવીને પછી ચપટ ઢાંકણાની સીસી યા દાબડામાં બંધ કરવા. પાછા ખાવાની વખતે કકડતાં પાંણીનાં વાસણમાં મુકી ચુલ્હે જોસ પાડીને પછી ઉખેડવો.

**ટામેટાં** કાચાં તોડીને ડાબડામાં બંધ રાખવાથી પાકશે, બહાર ગામ મોકલવા તેમાં ભુસું વહેર અથવા ભુચની ભુકી ભરવી. છોલવા ગરમ પાણી તે પર રેડવાથી છાલ છોલાશે.

**લીલી તરકારી સુકાયલી** સાદાં કે નીમકનાં પાણીમાં બે કલાક ભીનવવી.

**ભાજીપાલો અથવા કોઇબી જાતની તરકારી સુકવીને** દવાના વપરાસમાં લેવાની હોય તેને ઝુડી બાંધી ઉંધી ટાંગી સુકાયા ને પછી કાગળની કોથળીઓમાં બંધ કરી રાખી ખપ પડે ત્યારે વાપરવી.

**ઍસ્પૅરેગસ** ( Asparagus ) દરીઆમાં ઉગતો વેલાતી છોડવો ટીનના પૅક દાબડામાં મળે છે, જે ખોલીને ખાવા આગમચ આઇસ પર મુકવાથી સારાં લાગશે.

**૨૫૮.—તરકારી ટીનમાંની પૅક કીધેલી બગડેલી પારખવી.** વટાણા, ઍસપૅરેગસ તથા બીજી તરકારી ઉખેડવા પછી તે બગડેલી હશે તો દવામાં છરી ખોસવાથી લીલી થશે. સોજી હશે તો છરી ખરાબ થતી નથી, તેમજ ખાધામાં પણ ખાટી લાગે તે બગડેલી જાણવી.

તરકારી ફ્રુટ વિગેરે લાંબો વખત રાખવાની રીતો ઘણીખરી ઠંડીનાં મુલકોમાં વધુ ઉપયોગી થઇ પડે છે. ગરમીનાં દેશોમાં એ રીતે બરોબર રહેતી નથી.

## તરકારી બાફવાની રીતો.

**૨૫૯.—બાફતી વખતે વાસ નીકળતો અટકાવવા** કોઇબી તરકારીમાં પાણી સાથે એક ગાંમઠી કોલસાનો ટુકડો અથવા તો પાંઊનો ટુકડો કપડાંની પોટલીમાં બાંધીને નાંખ્યાથી તે વાસ ચુશી લઇ બહાર આવશે નહી. બાફ્યા પછી ઠંડુ પડે ને પાણી કાઢવું.

**કોબીજ** ( Cabbage ) અર્ધાં બાફયા પછી પાંણી કાઢી નાંખી બીજું પાંણી નાંખ્યાથી સારી થશે, તેમાંનો તેલનો ભાગ પણ નીકળી જશે.

**વટાણા** તથા ફ્રેંન્ચ બીંન્સ બાફતી વખતે જોસ પાંણી થાય ને તેમાં નાખવા સાથે થોડુંક નીમક ભેળવું. સહેજ ખાંડ નાખવાથી વટાણા વધુ સ્વાદિષ્ટ બનશે.

**તરકારી જાડી ઘરડીને નરમ કરવા** બાફતી વખતે એક ચમટી સોડા ખાર નાંખવો.

જમીનની અંદર થતી તરકારીને પાંણીમાં બાફયા પછી નીમક નાંખવું, બહાર ઝાડ પર ઉગતી તરકારી માટે પાંણી સાથે પહેલાંથી નીમક ભેળવું, અથવા ખાંડ સહેજ નાંખીને થોડો વખત ભીનવી રાખ્યા પછી બાફયાથી તેનો રંગ પણ લીલો રહે છે. લીલી બાફતી વખતે ઢાકણુ ઊઘાડું રાખવું, સુકી માટે બંધ રાખવું.

તરકારી બાફેલી ઓલવા માટે ઊંડાં પાંણીના વાસણમાં તારની જાલી કે ચારણીમાં મુકીને બફાયા પછી કાઢી લઇને ઓલવાથી હાથ દાઝતા નથી.

કેટલીક જાતની ઍસીડો જેવી કે સાઇત્રીક, ટાર્ટરીક, ઑક્ઝૅલીક, ઍસેટીક, વિગેરે તરકારી તેમજ ઝાડનાં છોડોમાંથી બને છે.

---

## પ્રકરણ ૩૦.

## ફ્રુટ જાતજાતની વિષે.

૨૬૦.—કેરી ( Mango ) **ને પાકવવા** સુકું ઘાસ યા પેંડા વાપરવો, સરખી ઉભી ઉપર ડીચકાં આવે તેમ મુકવી, એમાં કાંદા મુકવાથી જલદી પાકશે, થોડીક એલચી છુટી છુટી તેમાં નાંખવાથી કેરીની છાલ પીળો રંગ પકડશે, બંધ જગ્યામાં રાખવી.

**કેળાં** ( Banana ) પણ ઘાસમાં પાકશે. કાચી ઉતારેલી લુમો હોય તો તેના કાતરા છુટા પાડી બંધ વાસણમાં ઢાંકી રાખવા, તે ઉપર કળી ચુનો પાતળો છાંટવો તેથી છાલ પીળો રંગ પકડીને જલદી પાકશે; જોઇએ તો ચોખામાં મુકવાં.

**ચીકુ** ભાત યા ચોખામાં પાકવવાં.

**પપાંઉ** પણ ઉપલી કોઇબી ચીજોમાં પાકવવા સારૂ મુકવાં. ઇલેક્ત્રીક યંત્ર ( Heater ) ની ગરમીએ ફ્રુટ પાકે છે.

૨૬૧.—**ફ્રુટના ઠળીઆ કાઢવા** ચૅરીઝ, આલુ, ખજુર વિગેરેના સોજો બાલમાં ખોસવાને સુઇઓ ( Hairpin ) લઇ તેનો ઉપલો ગોળ ભાગ ફ્રુટના ડીચાં આગળ અંદર પહેલાં દાબવો, પછી પેલાં હાથમાંના અણીવાલા છેડા દાબ્યાથી આખો સુઇઓ અંદર પેવશ થઇ ફ્રુટની ચામડી ચીરાઇને ઠળીઓ પોતીકી મેળે બહાર નીકળી આવશે, નીચલી રીતે પણ નીકળશે.

**સુકી દ્રાક્ષના ઠળીઆ કાઢવા** અધવચમાંથી ચીરવી અથવા કાપવાથી નીકળે છે તેમ કરતાં દ્રાક્ષ હાથને વળગ્યા કરે તે સારૂ હાથ કે છરીને સ્હેજ માખણ લગાડવું યાતો હાથને પાણીમાં અવારનવાર ભીનવ્યાથી સમારતી વખતે વળગશે નહિ. આટામાં ભેળીને પછી હાથમાં ચોળવાથી દીંચકાં કાઢવાં સહેલાં પડે છે, દ્રાક્ષને સહેજ ગરમ કીધાથી પણ ઠળીઆ જલદી નીકળશે.

### ફ્રુટને લાંબા દિવસ રાખવી તથા સુકવવી.

૨૬૨.—ફ્રુટ ( Preserve ) કરવા બ્રૅન્ડી કે સોજ્જા સ્પીરીટમાં ડુબાડીને બાટલી ચપટ બંધ રાખવી. આઇસમાં અથવા તેવી ઠંડકવાલા ઓરડા ( Refriegerator ) માં રાખવાથી ફ્રુટ, મીઠાઇ, દુધ, આઇસક્રીમ તથા બીજી ખોરાકી લાંબો વખત વેર બગડતી નથી.

**દ્રાક્ષ, ચેરીઝ** ( Grapes Charries ) વિગેરે બ્રૅન્ડી કે સ્પીરીટમાં **ખાંડ ભેળી** ચપટ બુચ લગાડી હવા ઊજાસ નહિં લાગે તેમ ઠંડકવાલી જગ્યા અથવા

ભોંયરામાં મુકવી; જોઇએ તો પહેલાં ફટકડીનાં પાંણીમાં બોળવાથી કઠણ થાય ને ઉપલી રીતે પ્રીઝર્વ કરવી. એક બાટલી બ્રેન્ડીમાં ચાર ઓાંસને સુમારે ખાંડ લેવી. દાબડામાં પેક કરવા લાકડાનો વહેર કે બુચનો ભુકો લેવો.

**પીચને** ( Peaches ) લુછી સાફ કરીને વાસણમાં ગોઠવી તે પર થોડી ખાંડ છાંટીને બ્રેંન્ડી ડુબે તેટલો રેડી ખાંડ પીગળે ને ચુહલા પર બ્રેંન્ડી ફુકો થાય ને ઊતારી ઠંડા પડે ને બરણીમાં ભરવી.

પ્રીઝર્વ કીધેલી ફ્રુટનાં શીરામાં કોઇબી એસંસનાં ટીપાં નાખી ખાંવું. ખાંડના શીરામા પણ રહે છે. ખટાશવાલી ફ્રુટ માટે ખાંડ વધુ લેવી. શીરા સાથ ભેળી પહોળા

પાંણીના વાસણમાં સીસી પર કપડું ઢાંકી જોશ પાડવા ચુહલે દસ મિનિટ રાખવી.

ટીનમાં પ્રીઝર્વ કરેલી દાબવાથી પતરૂં બેશી જાય તો અંદર હવા જઇ તે ચીજ બગડેલી જાણવી.

ફ્રુટ પ્રીઝવ કીધેલી હવા નઇ જાય તેમ બંધ કરવા સોજા સફેદ કાગળને સીસી યા બરણીનાં માપથી સહેજ મોટાં કાપી તે પર બ્રેંન્ડી અથવા ઈંડાંની સફેદી લગાડવી; જોઇએ તો ઝીણું સફેદ કાગળને દુધ કે ગુંદરનાં પાણીમાં બોળીને મુકવા પછી ઢાંકણું ચપટ ઢાંકવું.

**સપરચનને** ( Apple ) ઝીણા કાગળમાં વીંટાળવા કે સુકું ઘાસ વાપરવું; લાકડાંના વહેરમાં છુટાં પાંથરીને પછી દાબડામા પૅક કરી ઠંડકવાલી જગ્યામાં મુકવાં. વજનમાં ભારી સારાં કહેવાય. પાતળી છાલ છોલવા સારૂ ખળખળતાં પાણીમાં એક બે મિનિટ તારની ચારણીમાં મુકી બોળી કાઢવાં, એ રીતે પીચ, ને પ્લમની છાલ નીકળશે. છોલેલી ફ્રુટ રાખતાં કાળી થશે, પાણીમાં મુકવી.

કેરી કાચીને દીચક્રાં ઉપર મીણ દાબીને ગુંદરનું પાતળું પાંણી લગાડવાથી બગડતીનથી. પાકી કેરીને સાકરના શીરામાં અથવા મધમાં પણ ડુબાડીને કોઇક રાખે છે, પણ લાંબો વખત રહેશે નહી.

**તડબુચ** ( Water Melon ) ( કલીંગર ) લાલ રંગનું સારૂં કહેવાય પણ સફેદ રંગનું હોય તો તે પર લીંબુનો રસ નીચવ્યાથી લાલ થશે.

**ફ્રુટની છાલોનો ઉપયોગ** સંત્રા મોસંબી ઓરંજ લીંબુ વિગેરેની મીઠાઇ, કેક, પુડીંગ, અચાર, ચટણી, મુરબામાં કાપીને નાખવામાં વપરાય છે, તેમજ દારૂમાં નાંખવાથી તેનો કસ ઓગળી સ્વાદ આપશે, સુકી ચાહના દાબડામાં મુકવાથી તેનો સોહોરમ આવશે. જોઇએ તો સાકરના શીરામાં ભેળી સુકવીને પણ રાખશે. સંત્રાની છાલને ભઠ્ઠીમાં ભુંજી સુકી થાયને તેની ભુકી કરી કેક પુંડીગમાં નાખવી.

ફ્રુટ છોલી ટુકડા કરીને તે પર ખાંડ છાંટી આઇસમાં ઠંડી કરવાથી સ્વાદીષ્ટ લાગશે. ખાંડના શીરા સાથ ચુહલે ગરમ કરી સ્ટુ ( Stew ) ની માફક પણ બનાવે છે.

ફ્રુટ પ્રીઝર્વ કરેલીની સીસી ધોઇને સુકી કરી ભરવા માટે વાપરવી, ભીનાશ રહેવાથી બગડી જશે. હવાયલી લાગે તો તેમાં મેચીસ સળગાવીને ધરવાથી કોરઠી થશે.

**લીંબુ ( Lime ) તથા ઑરંજ** ખાધામાં ગુણવાલાં છે. લંબાચી જાતનામાં બી હોતાં નથી, ખોરાકી જેવી કે ગોશ, મરઘી, માછલી, તરકારી, વિગેરેમાં નાંખવાથી બગડેલી સુધરશે.

લીંબુ અથવા ઑરંજને પેક કરવા ઝીણા કાગળમાં વીંટાળી બાકસમાં ગોઠવી બંધ કરવાં. સુકી રેતી અથવા વહેરમાં મુકવાં.

**લાંબા દિવસ રાખવા** પાણીમાં ડુબાડીને ચપટ બંધ કરી પાંણી ઘડી ઘડી બદલવું. છાશમાં પણ સોજા રહે છે, સુકાઇ ગયલાંને છાશમાં બોળવાથી તાજાં થશે. ટમ્બલર નીચે ઢાંકી રાખવાં.

**કાપેલું લીંબુ સુકાઇ નહિં જાય** માટે પાંણીમાં સહેજ નીમક ભેળી તેમાં બોળી રાખવાં, અથવા તે પર ખાંડ છાંટી મુકવી.

છોલેલી ફ્રુટ પાંણીમાં રાખતાં કાળી નહિ પડે માટે લીંબુનો રસ થોડો સાથે નાખવો, રૂપાંની છરી વડે છોલેલી કાળી પડતી નથી.

**લીંબુમાંથી રસ કાઢવો** આખાંને ટેબલ ઉપર મુકી હથેલી વડે ભાર મુકી ચોરવાથી નરમ થાયને એક બાજુ કાણું પાડી દાબીને નીચવવું કાપવા આગમચ ચુલ્હે પાણી સાથ ગરમ કરી નીચવ્યાથી પણ વધુ રસ તેમાંથી નીકળશે.

રસ કાઢીને કપડાંએ ગાળી ચપટ બુચની સીસીમાં ભરી રાખી ખપ પડે ત્યારે વાપરવો. લીંબુ ખાવાની જેને અગત હોય ને જ્યાં નહિ મળી શકે તે વખતે કામ આવશે. રસ પાંણી સાથ પીવાથી ફાયદો કરે છે. એમાંથી સાઇટ્રીક ઍસીડ ( Citric Acid ) બનાવે છે.

લીંબુ, દ્રાક્ષ, મોસંબીનો રસ કાઢવા કપડાંમાં મુકી દાબીને નીચવવું, તે માટે કાચનું વાસણ ( Lemon Squeezer ) આવે છે.

**લીંબુની છાલનો ઉપયોગ** લીલી હોય તો રસ કાઢવા પછી બારીક ટુકડા કરી ખાવાના સાથ લીધાથી સારી લાગશે. જાડી છાલને જાયફળ ખમણીપર અથવા છરી વડે ઓખવી ખોરાકીમાં વાપરવીઃ મીઠાઇમાં વાપરવા માટે ખડી સાકર અથવા લોફ શુગરના ટુકડા તે છાલ પર ઘસવાથી તે પર તેનો રસ ઓગળીને પછી તે સાકરને મીઠાઇમાં નાખવાથી સારો લીંબુનો સ્વાદ આવશે ખાંડનાં શીરામાં ચુલ્હે ઊકાળી ઠંડી પડેને ભરી રાખવી, હાથ પરનો ને વાસણ પરનો ચીકાશને વાસ છાલ ઘસવાથી નીકળશે.

કોઇબી જાતની ફ્રુટ લાંબો વખત રાખવા માટે એકદમ પાકેલી કે નરમ થઈ સડેલી લેવી નહિ.

**૨૬૩-ફ્રુટ સુકવવા** રાતે રાંધવાની ભઠ્ઠીનું કામ ખલાસ થાય ને પછી મુકવાની જગ્યા પર ફ્રુટ પાંથરી ને આખી રાત ઉઘાડી રહેવા દેવી, બારણું બંધ કરવું નહિ, એ મુજબ બે ત્રણ દિવસ રાતે મુકવી. ઘણી ગરમ ચાલુ સળગેલી ભઠ્ઠીમાં સુકવવાથી બગડી જશે. સુકાવા આવે ને છરીએ કાપ્યાથી નરમ પાંણી જેવી લાગે તો વધુ સુકવવી, નહિ તો લાંબા દિવસ રહેતાં ફુગાઇને બગડી જશે. ઘણી સુકાયલીને ભઠ્ઠીમાં થોડીક મિનિટ વાપરવા આગમચ મુકયાથી પાછી નરમ થશે.

**ઝીણી ફ્રુટ** મોટી કરતાં જલદી સુકાશે. બરણી અથવા દાબડામાં ભરી સુકી જગાપર રાખવી, અવાર નવાર હીલવી તળે ઉપર કરવી.

**પીચ ને વિલાયતી પેર સુકવવા** ખળખળતાં પાંણીમાં આગળ તરકારીમાં આપ્યા મુજબ એક બે મિનિટ મુકીને કાઢી લીધાથી તેની છાલ સહેલાઇથી છોલાશે, પછી તેના ચાર ટુકડા કરી તડકાંમાં અથવા ભઠ્ઠીમાં ઉપલી રીતે સુકવવાં. રાસ્પબૅરી, કાળાંબૅરી, ચૅરીઝ વિગેરે સુકવતી વખતે ભાંગેલાં કે છુંદાયલાં લેવાં નહિ. એ ફ્રુટ તડકામા વધુ સારી રીતે સુકાશે.

**અંજીર (Fig)** પાકાં તોડીને તડકે સુકવવાં, હાથે ખેંચીને લાંબા કીધાથી સારી રીતે સુકાઇ જશે.

**સપરચંનને** ગરમ પાંણીમાં બાફી નરમ થાય ને કાઢી ભઠ્ઠીમાં ઉપલી રીતે ભુંજવાં, ભુરો રંગ થયા પછી ભઠ્ઠી ઠંડી પડે ને કાઢી લઇ બેઉ હાથની હથેલી વચ્ચે દાબી ચપટાં કરવાથી લાંબો વખત રહેશે, સુકવેલાં પાછાં નરમ કરવા થોડા કલાક ગરમ પાંણીમાં બોળવાં.

**દ્રાક્ષ ઘણી સુકી** હોય તેને ગરમ પાંણીમાં ધોઇને કપડાંપર પાંથરી સુકવ્યાથી નરમ થાય છે.

---

## પ્રકરણ ૩૧.

## ખોરાકીની ચાલુ વપરાશની ચીજો, ઇંડાં તાજાં રાખવાં, ખાંડ, કોફી, ચાહ, દુધ માંખણ વિગેરે.

**૨૬૪-ઇંડાં (Eggs) પારખવા** પાંણીનાં ઉંડાં વાસણમાં મુકી જોતાં તાજાં હશે તો તળીઆમાં આડાં પડી રહેશે. થોડા દિવસનાં ઉભાં થઇને પાંણી ઉપર તર્યા કરશે, તેમજ ઉજાસ અથવા બત્તી આગળ ધરીને જોવાથી તાજું ઇંડું નીતર્યું દેખાય છે, ઘણા દિવસનું વાસી હશે તો ગદલું ને કોટલાંમાં કાળી છાંટો દેખાશે. ચળકટાં કોટલાવાલાં વાસી ઇંડાં હોય છે.

**ઇંડાંને તાજાં રાખવાની રીતો** ઠંડકવાળી જગ્યામાં ઈંડાં રાખવાથી જલદી બગડતા નથી. અણીવાળો ભાગ ઉપર રાખી સરખાં ઉભાં ગોઠવીને મુકવાં, અથવા બારીક કપડાંની કોથળીમાં મુકી હવામાં ટાંગી રાખવાં, ભીનાયલી ગુણપાટ ઢાકવી. સુકાયને પાછું તેપર પાંણી છાટવું. તેની ઠંડકથી ઈંડા બગડતાં નથી.

ગ્લીસરીન અથવા ગુંદરનું પાતળું પાંણી કરી પીછીએ લગાડવું, ઑલીવ ઑઇલમા મીણ તાવીને લગાડવાથી અંદર હવા જતી નથી, પછી નીમક અથવા કોલસાની રાખ કે થુંલામા ઉભાં ગોઠવીને મુકવાં એ રીતે રાખેલાં ઇંડાંમાંથી બચ્ચાં નીકળતાં નથી.

**ઇંડાંનું વજન,** સાધારણ દસ સુમારે એક રતલ થશે.

**કોટલાં** ઈંડાંનાં એકઠાં કરી રાખી તેના ભુકાથી વાસણો ઉજળાશે. ઘેરા રંગનાં કોટલાંની દાળનો પણ રંગ ઘેરો હોય છે.

**ઇંડાં પાણી પર ( Poached Eggs )** બનાવવા જોસ પાંણીમાં સહેજ સરકો રેડવાથી દાળ તુરત બંધાશે.

**બાફેલું ઈંડું** જોસ પાંણીમાં મુકવાથી દસ કે પંદર મિનિટમાં કંઠણ થશે. હાફ બૉઇલ્ડ માટે ત્રણ ચાર મિનિટ રાખવું. તુરત ઠંડા પાંણીમાં મુકવાથી બાફેલું ઇંડું બરાબર છોલશે.

**બાફેલાં ઇંડાં પારખવા** માટે ટેબલપર ગોળ ફેરવવાથી જલદી ફરશે, તેમ કાચાં ફરી શકતાં નથી.

**બૉઈલ્ડ ઇંડું ઠંડું** થઇ ગયું હોય તો પાછું ગરમ પાંણીમાં મુકવું, તેનો સ્વાદ પણ જેવોને તેવોજ લાગશે.

**બાફેલું ઈંડુ ચુંથાયા વગર કાપવા** માટે છરીને ખળખળતાં પાંણીમાં બોળી લુછીને વાપરવી, તેમજ તેની પાતળી સ્લાઈસ કાપવા માટે તારોની બનેલી ચીજ વાપરવાથી ઘણી સફાઇથી કપાય છે.

**ઇંડું બાફતી વખતે કોટલું ભાંગે નહિ** તે સારૂં પેહલાં ઠંડાં પાંણીમાં બોળીને ગરમમાં મુકવું.

**ઈંડાંમાં ફાટ યા કાણું હોય** તો ઝીણાં કાગળમાં વીંટાળીને પછી પાંણીમાં બાફવા મુકવું, જેથી તેમાં પાંણી ભરાશે નહિ યા સફેદી બહાર નીકળશે નહિ. જોઇએ તો પાણીમાં સરકો નાંખવો.

**ઇંડાંની દાળ છુટી રાખવી હોય** તો કોટલાંમાં દાળ રહેવા દઇ સાથે થોડું ઠંડું પાંણી રેડી મુકવાથી બગડતી નથી, તેમજ બન્ને ચીજો છુટી પાડવા માટે કાણાં સાથની નાની પ્લેટ આવે છે તેમા ઈંડું તોડીને નાખવાથી સફેદી નીચેના વાસણમા પડી દાળ છુટી રહેશે.

દાળ ઈંડાંની સફેદીથી છુટી પાડતી વખતે ફુટી જાય તેમાં થોડીક ભેળાયલી કાઢી લેવા ગરમ પાંણીમાં સોગ્જુ કપડું બોળી નીચવીને કપડાંનો છેડો લગાડયાથી દાળ તુરત તેને વળગી નીકળી આવશે, પાંણીમાં રાખ્યાથી બગડતી નથી.

**ઈંડાંની સફેદીનો કઠણુ કઈ ચઢાવવો** ગોળ તારોના બનાવેલાં ચકરડાંએ સારી ચઢે છે તેમાં લીંબુનાં ટીપાં કે ચમટી નીમક નાખવું. સીક માંણસને પણ સફેદીને કાચી કાપી છરી વડે તેમાંના ટુકડા છુટા પાડી સહેજ ચઢાવીને પાંણી સાથ ભેળીને ખાવાથી ટાકાત આપે છે.

ઈંડાંમાં થોડુંક પાંણી કે દુધ ભેળવાથી પકાવતી વખતે ખીલે છે. ઈંડાંને બદલે સરકો વપરાશે, એક સાધારણ ચમચો ભરીને સરકો હશે તો બે ઈંડાંને બદલે કેક યા પુદીંગમાં નાખવાથી તે ઈંડાંની ગરજ સરશે, તે બનાવેલી ચીજ વધારે ખીલીને હલકી થશે. ગ્લીસરીન પણ એ મુજબ વપરાશે. ઈંડું ભેળવવા ટંબ્લરમાં તોડી કાગળ ઢાંકી ખુબ હલાવવું.

## આઈસીંગ્લાસ-જીલેટીન, ચાહ, કોફી, કોકો.

**૨૬૫—આઈસીંગ્લાસ** ( Isinglass ) માછલીનાં ફુકકા તેમજ વાછરડાંના પગમાંથી બનાવેલી સફેદ પાદર્શક ચીજ જેની અંદર ઝમી જવાનો ગુણ છે, એ ખોરાકી તેમજ લાહી, કાંજી વિગેરેનાં ખપમાં આવે છે.

**જીલેટીન** ( Gelatine ) જાનવરનાં હાડકાં અને બીજા ઘણા પદાર્થો પાંણી સાથ ઊકાળવાથી બને છે એમાં પણ ચીકાશને બંધાવાનો ગુણ હોય છે. ખોરાકીના વપરાશમાં લેવાય છે. એ બંને ચીજો ખાધામાં ટાકાત આપે છે. એના નાના ટુકડા ભુકો તથા પાદડાં આવે છે, પકાવવા આગમચ પાંણીમાં ભીંનવવું.

## ખાંડ.

**૨૬૬—ખાંડ** ( Sugar )માં **ભેળ શોધવું**, આટો કે રેતી કંઇ હશે તો એક ગ્લાસમાં ખાંડ સાથ પાંણી રેડવાથી તે નીચે ઠરી જશે ને ખાંડ પીગળી જાય છે.

ખાંડને ચાહ કે દુધમાં તુરત પીગળાવવી હોય તો ચારણીમાં પહેલાં નાંખી તેની ઊપરથી જેમાં પ્યાલામાં રેડવું હોય તે નાંખવા સાથ ચારણીમાંની ખાંડ પીગળતી જશે.

**ખાંડનો રંગ બનાવવો,** ત્રાંબાની ચમચ યા નાનાં વાસણમાં ખાંડ નાંખી અમડી ચુહલે ગરમ થતાં બળીને કાળો રંગ થાય કે તેમાં પાંણી રેડી હલાવવાથી લાલ થાય છે. રંગની ખાંડ માટે કારમાઇન ( Vegetable Carmine ) નાં થોડાં ટીપાં બારીક ખાંડમાં નાંખી હાથે ચોળીને ભેળ્યા પછી સફેદ કાગળ પર પાંથરી સુકાય ને બરણીમાં ભરી રાખી ખપ પડે ત્યારે વાપરવી. ઘટ શીરામાં પાણી નાખી ગરમ કરવાથી પાતલો થશે.

ખાંડનો શીરો યા ગૉળ ઘટ ને પ્યાલાં વડે ભરીને બીજાં વાસણમાં નાંખવા માટે ખળખળતાં પાંણીમાં પ્યાલું બોળીને તુરત લેવું અથવા તે પ્યાલાંને પાતળું માખણ લગાડી વાપરવાથી ગૉળ યા શીરો તેને વળગશે નહિ. સીસીમા બંધાઇ ગયલો કાઢવા સારૂ કાચ અથવા રબરની નળી તેમાં મુકવાથી જલદી નીકળશે.

ખાંડનો શીરો બનાવતી વખતે ચુલ્હા પર પોતીકી મેળે પીગળવા દેવી. ચાલુ હલાવ્યાથી ખાંડ પીગળવાને બદલે વધુ ઘટ સાકર બંધાતી જશે. નીતર્યા કરવા આખું ઈંડું કોટલાં સાથ તોડી નાખવાથી મેલનો પોપડો ઊપર તરી આવશે.

**લોફ શુગર** ( Loaf Sugar ) ખાંડમાંથીજ બને છે, તેના કકડા ચળકાટ અને ભારી હોય તે સારા કહેવાય.

**મીલ્ક શુગર** ( Milk Sugar ) દુધની મેળવણીથી બનેલી છે જે દવાવાલાઓને ત્યાંથી મળશે. એ પાંણીમાં નાખી નાનાં બચ્ચાંને ખોરાક તરીકે પાય છે. ( Saccurum Lactis ) નામે દવામાં વાપરે છે.

ગ્લુકોસ ( Glucose ) એક જાતની ઘણી મીઠાશવાલી પુષ્ટિકારક ખાંડની મેળવણી છે જે નબળાં અને શીક માણસને કૌવત આપવા વપરાય છે, તેમજ મીઠાઇ બનાવવાના ઉપયોગમાં લેછે. દ્રાક્ષ તથા બીજી ફ્રુટમાંથી તેમજ પરેટાનાં સ્ટાર્ચને ગંધકના તેજાબ સાથ ઊકાળવાથી બને છે.

સૅકરીન ( Saccharine ) પણ ખાંડની બનાવટ છે, જે કેટલાંક દરદીઓ માટે ખાંડને બદલે વાપરે છે. ખાંડ કરતાં ઘણો મિઠાસ હોય છે.

**૨૬૭—ચાહ** ( Tea ) સરદી અથવા ભીનાશવાલી જગ્યામાં મુકવાથી હવાઇ જાય છે. ચાહ બે ત્રણ જાતની ભેગીને વાપરવાથી વધારે તેરટવાલી લાગશે, તેમજ ચાહના બાકસોમાં ગુલાબ, ચંપેલી, મોગરાં, તાજાં યા સુકકાં ફુલો નાંખવાં અથવા સંત્રા યા મોસંબીની સુકી છાલો સાથે રાખવાથી સુગંધીદાર બનશે. ચાહ કૉરી લાકડાંના ડાબડા કરતાં ચપટ બુચની બરણીઓમાં રાખવાથી તેનો સહોરમ રહે છે. ચાહ બનાવતી વખતે ઊપલી ચીજો લેવી નહિ. ગરમ પાંણીએ કીટલી ધોઇને વાપરવી. આખી કરતાં ભુકીમાંથી ચાહનો કસ વધુ નીકળે છે.

**ચાહ એક પ્યાલાં માટે** એક ચમચી ભરેલી સુમારે લેવી.

રત્નોંગ માટે વધુ લેવી અથવા એક ચમચી ભરીને સાકર નાંખવાથી પણ રંગ ઘેરો થાય છે. ચાહમાં ટૅનીન નામનો પાદાર્થ સમાયલો છે.

**ચાહમાં ભેળ** સીસાંની ભુકી, ગુલી અથવા ચાક પારખવા સારૂ ઠંડાં પાંણીમાં તે ચીજોનો રંગ ઓગળશે, અને સોજી ચાહ હશે તો સહેજ રંગ ઊતરશે. સફેદ કાગળ ઉપર ઘસવાથી સોજીનો રંગ મુદ્દલ લાગતો નથી, ભેળવાળી હશે તો કંઇ પણ જાતનો રંગ કાગળ પર દીસે છે, તેમજ ભીંનાયલાં કાપડાં ઘસવાથી પણ ભેળેલું પારખી શકાય છે.

**૨૬૮—કૉફી** ( Coffee ) **સોજીના** દાણા ઝીણા ને હલકા હોય તે સારી કહેવાય છે. એ જાતની ભેળેલી વધુ સ્વાદની થશે.

**કૉફી ભુંજવા પહેલાં** માખણનો સહેજ હાથ આખા દાણાને લગાડીને ચુલા પર ઠીકડું મુકી તદન લાલ ને બળેલો જેવો રંગ થાય ને કોફી ઉતારી છુંદવી યા સંચામાં દળવી. છુંદીને બારીક કાઢી લીધા પછી વધેલી જાડી કોફી ઘણાક ઉપયોગમાં આવશે એને બાળવાથી વાસે હવા સાફ થશે, તેમજ ગતરની પાઇપ, સીંક વિગેરેમાં નાંખવાથી ખરાબ હવા ચુશી લે છે. છરી સાફ કરવામાં વાપરવી.

દળેલી કોફી એક નાનુ પ્યાલુ ભરેલી સાત પ્યાલાં પીવાની કોફી બનાવવા પુરી રહે છે, બનતાં સુધી પતરાંનું વાસણ લેવું નહિ.

કોફી બનાવતી વખતે ચમટી નીમક યા ખાંડ નાંખવાથી સ્વાદમાં સારી થાય છે.

**કોફીમાં ભેળ** ચીકરી અથવા બીજી વસતુ હશે તો ઠંડાં પાંણીમાં નાંખીને હલાવ્યાથી ભેળવાલી ચીજ નીચે ઠરી જશે ને સોજી કોફી તેમાં ચીકાશ હોવાથી પાંણી ઉપર તરશે.

**કોફી દળવાનો સંચો** વાપરવા આગમચ પહેલાં તેમાં થોડાક ચોખા દળવાથી તેમાંનો કચરો વિગેરે નીકળી સાફ થશે, એજ મુજબ બીજા કોઇબી સંચા ખોરાકી દળવાના પહેલાં સાફ કરી વાપરવા; મસાલો પીસવાનાં પત્થરના પાટા ઉપર બદામ યા બીજી મીઠાસવાલી ચીજ પીસવા આગમચ, ચોખા પીસ્યાથી તે પર લાગેલો કંઇ પણ મરી મસાલો હશે તે નીકળી જશે.

**કોકો** એક જાતનાં તાડનાં ઝાડમાં નીકળતા દાણા છે, કેળના અને બીજાં પાંદડાં સાથ પહેલાં મેળવીને પાંચ સાત દિવસ રાખવાથી ખમીર (આથો) ( Fermentation) ચઢે છે, તે બી છુટાં કાઢી લઇ તડકે સુકાયા પછી તેનાં છલતાં ઝાટકી કાઢવાં, ત્યાર પછી તે દાણાને પાંણીમાં ઉકાળવાથી માખણ માફક ચીકાશ તરી આવે તે કાઢી લઇ સુકાઇને ઘટ થાય કે તેની ભુકી કરવી, તેને કોકો કહે છે.

**ચૉકલેટ** પણ કોકો સાથ બીજી મેળવણીથી બને છે. સફેદ અથવા ફુગ આવેલી લાગે તો બગડેલી જાણવી.

**૨૬૯.—પૌઆ** ભાતને ( ડાંગરને ) એકુ બે દિવસ પાંણીમાં બોળી રાખીને પછી તેને સગડી ઉપર લોઢીમાં થોડો વખત સેકીને છુંદવાથી તે ચપતા પૌઆ થશે, અને છાલાંને ઝાટકીને કાઢી નાંખવાં. નવાં ભાતના પૌઆ સારા થાય છે.

## ઍરોરૂટ, કાર્નફ્લૉઅર, સાગુ ચોખા.

**૨૭૦.—ઍરોરૂટ** ( Arrowroot ) એક જાતનાં છોડનાં મુળીઆં જમીનમાં હોય તેમાંથી નીકળે છે.

**કૉર્નફ્લૉઅર** ( Cornflour ) એક જાતનો ચોખાનો આટો છે.

**સાગુ ચોખા** ( Sago ) નામનાં ઝાડમાંથી નીકળતા ઝીણા તેમજ મોટાં દાણા છે; એ ખોરાકીના ઉપયોગની છે, પીવાની તેમજ કપડાંને હાર આપવાની કાંજી બનાવવા ઉપલી ચીજો વપરાય છે.

### પાંઉ વિષે.

૨૭૧-**પાંઉ** બંધ રાખી તેમાં કાચો પટેટો સાથે મુંકવાથી જલદી સુકું થતું નથી. ગર કરતાં કાંઠો વધુ પુષ્ટીકારક છે.

**સુકું કઠણ પાંઉ નરમ બનાવવા** ઠંડાં પાણીમાં બોળવું કપડું ભીનવી તેમાં વીંટાળી રાખવાથી કાંઠો નરમ થાય ને કપડાંમાંથી કાઢી ભઠ્ઠી યા ચુલ્હા ઉપર ગરમ કરવું. જોઇએ તો પાંણીને બદલે ઠંડું દુધ થોડું લગાડવું અથવા બે ત્રણ મીનીટ બોળી રાખી ઉપલી રીતે ગરમ કરવું.

**ટોસ્ટનું પાણી બનાવવા** કકડી લાલ ભુંજેલી કાતરીને જગમાં મુકી દોઢ કપ જેટલું પાંણી રેડી એક કલાકે ગાળી પીવા લેવું.

**પાંઉમાં ઘણીક જાતની ભેળ કરે છે.** પટેટા, થુલું, ચોખાનો આટો, ફટકડી ચાક, મોરથુથુ વિગેરે. છેલ્લી ચીજો વધુ પ્રમાણમાં હોય તો ખાધાથી નુકશાન થશે.

**ફટકડી ભેળેલી શોધવા** માટે ખળખળતાં પાંણીમ ચુલ્હા ઉપર પાંઉને મુકી તેમાં થોડુંક લાઇમ વૉટર રેડવાથી પાંણી ગદલું થાય છે, અથવા સુકાં પાંઉમાં ગરમ છરી ખોશવાથી તેને વળગી જશે.

**પાંઉના વધેલા ટુકડાઓ** સુકવી અથવા ભુંજીને એક દાબડા યા કપડાંની ઠેલીમાં ભરી•રાખવા, બારીક ભુકો કરવા હાથે મસળવું, અથવા ખીમો કરવાનાં સંચામાં દળવું.

**પાંઉની કાતરીઓ પાતળી ચુંદાયા વગર કાપવી** છરીને અવારનવાર કાપતી વખતે ખળખળતાં પાણમાં બોળ્યા કરવી.

## દુધ પારખવું, તાજું રાખવું, દુધની ભુકી વિગેરે.

૨૭૨.—**દુધમાં ભેળેલુ પારખવું,** શોખંડના સોજ્જા સળીઓ બોળવાથી ચોખું તેને વળશે, પાણી ભેળેલું હશે તો સળીઓ સાફ દીસશે, અંગુઠાના નખ ઉપર ટીપું• મુકવાથી ચોખાં દુધનો દાણો ગોળ ઠરીને રહે છે. ગરમ કીધા વગર પીવું નહિ તેમાં કેટલીક જાતના જર્મસ હોય છે.

પાણી ભેળેલાં દુધમાં નાઇત્રીક ઍસીડનાં ટીપાં નાંખવાથી બેઉ છુટું પડે છે. દુધ તપાસવાની સીસી ( Lectometer ) આવે છે. ભેળ વગરનું સફેદમાં સહેજ પીળો પત હોય અને પાણી નાંખેલાં દુધનો રંગ બ્લુ દીશે છે. દુધને ઘટ કરવા કોઇ જાતના આટાની પાટલી કાંજી ભેળે છે.

**પાણી ભેળેલાં દુધનું વજન** ચોખાં દુધ કરતાં ઓછું થાય, બન્ને એકસરખાં વજણનું લઇને તોલવાથી માલમ પડશે.

**દુધની સંભાળ** વાસી સાથ તાજુ ભેળવું નહિ, તેમજ ઉંઘાડું કદી રાખવું નહિ. ગરમીના દિવસોમાં દુધને ઠંડકવાલી જગામાં અથવા પાણીનાં વાસણમાં રાખવું, તે પર ઝીણું કપડું અમથુ કે પાણીમાં ભીનવીને ઢાંકવું, કાંદા કે માછલી સાથ રાખવું નહિ. દુધ હમેશાં ખરાબ વાસ કે જંતુઓ ખેંચી લે છે. વાસણો જુદાં રાખવાં ખરાબ જગામાં પણ મુકવાં નહિ. ખાસ કરી નાંનાં બચ્ચાં માટે ગરમ કરવા પછી ધાતુનાં વાસણ કરતાં કોઠીના વાસણમાં સોજું લાંબો વખત રહેશે, ભીનાસવાલી જગા પર દુધની બાજુમાં કોલસો મુકવો. આઇસમાં પણ બગડતું નથી.

**દુધનો વાસ કાઢવા** નીમક નાંખી ધોવાં, ખતાશવાલી ચીજ અથવા વાસી દુધ વાસણમાં સુકાઇલું હશે તો સોજું દુધ પણ બગડી જઇ કેટલીક વખત ચુલ્હલે ગરમ કરતાં ફાટીને દહીં જેવું થશે.

દુધ ગાળવાની ચાળણીમાં બંધાઇ સુકું થઇ નીકળે નહિ તો નીમક ઘસવું.

**ખાટું બગડેલું દુધ સુધારવા** સોડા બાયકાર્બ (Soda Bicarb) સહેજ નાંખવાથી કોઇ વખત ખતાસ નીકળે છે.

**ગાયનું દુધ** ભેંસના દુધ કરતા જલદી હજમ થશે.

**ગધેડીનું દુધ** કાઢવા પછી તુરત પાવું, રાખી મુકયાથી બગડશે.

**બકરીનું દુધ** પીધામાં સહેજ તુરૂ ને ખારૂં લાગશે. એમા પણ ગાયના દુધ જેટલાજ પુષ્ટીકારક તત્વો બારીક પ્રમાણમા સમાયલા હોય છે જે જલદી હજમ થઇ શકે તેવા પ્રકારના હોવાથી નાના બચ્ચાને તેમજ મોટા નાતવાન માણસને પાવાથી ટાકાત આપે છે.

**ઉંટનું દુધ** ખારૂં ને સહેજ તીખું લાગે છે.

**દુધને લાંબો વખત રાખવું** અધેં શેર દુધમાં બે ચમચા લાઇમ વૉટર ભેળેલું અથવા તો થોડો સોડા સલ્ફસ (Soda Sulphus) એક ચમચી જેટલું પીગળેલું દુધમાં નાંખવાથી સોજ્જું રહેશે. ગાજરની બારીક ખમણેલી ભુકી કે સહેજ બોરીક પાઉડર નાખવો, ફૉરમેલીન (Formaline) ની મેળવણી ભેળવાથી પણ સોજું રહે છે.

**દુધને સ્ટેરીલાઇઝ (Sterilise) કરવું** બાટલીઓ ભરી સ્હેજ અધુરી રાખી ચપટ બુચ મારી ઉંડા વાસણમાં બાટલીનો બુચ ઉપર રહે તેટલું ઠંડું પાંણી ભરી ચુલ્હલે પા કલાક ઉકાળી બાટલીઓ હલાવી ઠંડી પાડવી, તદ્દન ઠંડી થાય ને આઇસ ઉપર મુકવી અથવા અમથી રાખવાથી એ દુધ તાજાંની માફક રહેશે, એમાંના ખરાબ જંતુઓ મરી જવાથી પીતી વખતે ગરમ કરવાની જરૂર રહેતી નથી પણ કરવું હોય તો ખળખળતાં પાણીમાં બાટલીને ચપટ બુચ મારીને મુકવી.

**દુધનો કસ રાખવો** હમેશાં મલાઇ કાઢવા વિના હલાવીનેજ ઠંડું કરવાથી તેનો કસ તેમાં રહેશે, મલાઇ કાઢવાથી કસ ઓછો થશે.

દુધ વરસાદના દિવસમાં ગર્જના તથા વીજળીના સબબથી ઓઝોન ( Ozone ) એટલે ઘણા મોટા પ્રમાણમાં હવામાં ઑકસીજન ( Oxygen ) વધવાથી દુધમાં કોઇ પણ વખત ખટાસ થવાનો સંભવ રહે છે.

**દુધને બદલે** ઇંડાની સફેદીનો કહણ કરી ચઢાવી તેમા સહેજ માખણ બરોબર મેળવી નાખ્યા પછી ધીરે ધીરે ચાહ અથવા કોફીમાં મેળવતાં જવાથી દુધને મળતો સ્વાદ લાગશે.

**દુધની ભુકી બનાવવા** બે પાંઇટ દુધમાં જોઇએ તો એક ઔંસ પાંણી ભેગાને અથવા નરાં દુધને ધીમે અંગારે મુકવું. પોણો ભાગ જેટલું બળે કે તેમાં એક રતલ ખાંડ ધીરે ધીરે નાખતાં જવું ને ફેરવતા જવું. ખાંડ પીગળે કે ઉતારી ને પહોળાં વાસણમાં રેડી ભઠ્ઠી ઉપર સુકાવા મુકવું; સુકાઇને કહણ થાય કે કાઢી તેની બારીક ભુકી કરી ઠંડી પડે ને કાચના બુચની બરણીમાં ભરી રાખી ખપ પડે ત્યારે એક કપ કૉફી યા ચાહમાં બે ચમચા સુમારે ભેળવી. જ્યાં તાજું દુધ મળે નહિં ત્યાં ઉપયોગી થશે.

દુધ દાઝે નહિ તેમ કરવાં ગરમ કરતી વખતે વાસણનાં તળીઆમાં સહેજ પાંણી રાખ્યા પછી દુધ રેડવું એથી દાઝી જતું નથી. ઉભરાઇ જતું અટકાવવા અંદર એક ચમચો અથવા તો સોજ્જો ગોળ લખોટો નાંખવાથી કકડો આવે ત્યારે પોતીકી મેળે ગોળ ફર્યા કરશે; એ રીતે દુધ ચુલા પરથી ઘોલાશે નહિ.

ધુખરાયલું દુધ તેનો સ્વાદ કાઢવા ચુલા પરથી તુરત ઉતારી પાડી ઠંડાં પાણીમાં મુકવું, એક ચમટી જેટલું નીમક નાંખવું. એ રીતે ધુખરાયલાં તેમજ તળીઆંમાંથી દાઝેલાં દુધનો સ્વાદ સુધરે છે.

**દુધ ફાડવું** લીંબુનો રસ, સરકો, દહી, શેરી વાઇન, વિગેરે કંઇમી ચુહલે જોસ આડતી વખતે નાંખવું. વધુ માટે છાસમાં જુવો.

દુધ બચ્ચાંને પાવાની ઘણીક રીતો વૈદક નુસખાઓમાં બચ્ચાંના ખોરાકમાંથી મળશે.

## દુધની મીઠાઇ, મલાઈ, ક્રીમ વિગેરે

૨૭૩.—**દુધની મીઠાઈમાં આટો ભેળેલો પારખવા** પાંણી સાથ ગ્લાસમાં થોડી નાંખવાથી દુધને પાંણી મળી જઇ આટો સાથે હશે તો તળીઆંમાં ઠરી જશે. દુધની મીઠાઇ લાંબા દીવસ ભોજી રહેતી નથી, બરફી પેંડા વિગેરે પાછાં ચુહલે ગરમ કરી ઘટ બંધાય ને થાપીને ટુકડા કરી રાખવાથી જલદી બગડશે નહિ.

**મલાઇ** સહવારનાં ઠંડકને વખતે દોહવેલાં દુધ પરથી વધુ નીકળે છે. બપોરનું કે સાંજનું ગરમીમાં હશે તો તે પરથી થોડી નીકળશે. મલાઇને ઠંડકમાં ખુલ્લી રાખવાથી જલદી બગડતી નથી. લાંબો વખત રાખવા અઇસ પર મુકવી. મલાઇને ક્રીમ(Cream) કહે છે,

ને રહેલું દુધ (Skimmed Milk) કહેવાય છે, બંને ક્રીમ જુદી જાદી રીતે બને છે, પહેલી ગરમ દુધ પરથી નીકળે છે, નીચલી ઠંડા દુધપરની છે.

**ક્રીમ બનાવવા** સારૂં ઠંડું દુધ છાલકાં વાસણમાં રેડી રાતે ટંડકવાલી જગ્યામાં મુંકવું, સવારમાં તે પર ઘટ માંખણુ જેવું પડ થાય તે ચમચા વડે કાઢી લેવું, ઠંડીના દિવસમાં વધુ નીકળશે.

**ક્રીમ પાતળું હોય તેને ઘટ બનાવવા** એક ઉંડાં ગ્લાસમાં નાંખી તેની ઉપર સોજા સફેદ જાડાં કામળને દાબીને એક હાથે પકડી બીજે હાથે ગ્લાસને ખુબ ઉપર હેઠે હલાવવું.

**ક્રીમને મળતું બનાવવા** સફેદી ને કફ ચઢાવી તેમાં ખાંડ ભેળવી અથવા માખણ ઘુંટી નરમ કરી તેમાં ખાંડ બારીક નાંખવાથી ક્રીમને મળતો સ્વાદ લાગે છે, માખણમાં જુવો.

**ક્રીમ જલદી બગડી ખાટું થશે,** આઇસપર રાખવું.

**ખાટું ક્રીમ સુધારવા,** એક ચમચી ખાંડમાં લીંબુના રસનાં ટીપાં, વેનીલા, સોડા બાઇકાર્બ કે ટેબ્લ સૅલ્ટ ચમતી જેટલો ક્રીમમાં ભેળી કાંટાએ ઘુટવું.

## પનીર, માખણ, છાશ, ચરબી.

**૨૬૪.—પનીર** દુધમાંથી ઘણીક જાતનાં બને છે, જે માટે "વીવીધ વાણી" પકવાન પોથીમાંથી મળશે.

**પનીર તાજું રાખવા** કેળનાં પાંદડાંમાં અથવા ઝીણું કપડું સરકામાં બોળી તેમાં વીંટાળી કાગળમાં બાંધી નાંખવું, કેળનું પાંદડું સુકું થાય કે રોજ બદલવું. પનીરની કાપેલી બાજુએ માખણ લગાડી તે પર સોજું સફેદ કાગળ ઢાંકવું.

**ચીઝ** (Cheese) વિલાયતી પનીર તાજું રાખવા કાચનાં વાસણમાં ઢાંકી સાકરના ટુકડા કે થોડી ખાંડ ઉપર ભભરાવ્યાથી ભીનાશ ચુશી લઇ ફુગાશે નહિ. માખણ ફરતું લગાડવાથી શુકાતું નથી. ચીઝ સુકું લાગે તો ખળખળતાં પાંણીમાં બે ત્રણ મિનિટ બોળી રાખ્યાથી તે તાજું ને નરમ થશે, અથવા સરકો ને પાંણી ભેળી કપડું તેમાં બોળીને થોડો વખત વીંટાળી મુકવું.

**વાસી પનીર** ફેંકી દેવું નહી, વઘારવા માટે ઉપયોગનું છે. ગુંદરની બાબતમાંથી મળશે.

**૨૬૫-માખણ,** દુધ તથા દહીમાંથી નીકળે છે. મોટાં વાસણમાં દુધ નાંખી તેમાં રવૈ અથવા તેની સીસીઓ આવે છે તે વડે થોડો વખત ઘોળ્યાથી માખણ બંધાવા માંડશે. ગાંગડા વળી જાય કે માખણને કાઢી લેવું.

પહોલાં મોઢાંની સીસીમાં દુધ ભરી, ચપટ બુચ મારી તે સીસી ગુણપાટ ઉપર અથવા જાડાં કપડાંનો ડુચો જમીન ઉપર મુકી તે ઉપર ઉભી ઠોકવી, પણ ઠોકતાં

ભાંગે નહિ તેની સંભાળ રાખવી. એમ કરવાથી અર્ધા કલાકમાં તે ઉપર માખણ આવશે.

**માખણને લાંબો વખત સોજ્જુ રાખવા** માટે પાંણીમાં સહેજ નીમક નાંખીને રાખવું. ગરમીના દિવસમાં ખાટું નહિ થાય તે માટે ઉપર ઝીણો ભીનવેલો કટકો ઢાંકીને પાંણીનાં વાસણમાં માખણનું વાસણ મુકી પેલા ઝીણાં કપડાના છેડા ભીનાયલા રહે તેમ કરવું, અથવા સફેદ કાગળ ( Butter Paper ) માં પડીકું બાંધીને નીમક પીગળાવેલાં પાંણીમાં પડીકું મુકી ઠંડકવાલી જગ્યામાં રાખવું. માખણના વાસણને ફરતી ભીની રેતી કોલસો કે આઇસમા રાખવું અથવા વાસણમાં મુકી તે પર સોજ્જું મટોડીનુ કુંડું ઊંધુ વાળી તે પર ભીનો કટકો ધાકવાથી સોજ્જુ રહેશે.

માખણને દાબડામાં ભરતી વખતે તળીઆમાં સફેદ સોજ્જું કાગળ મુકી તે પર ભુંજેલું નીમક બારીક વાટીને પાથર્યા પછી માખણ ભરી ઉપરથી નીમક નાખવું. ખારાસથી માખણ બગડતું નથી. મટોડીને વાસણમા બે ભાગ ખાંડ ને નીમક, સુરોખાર બધું મળીને એક ઔંસને સુમારે ભેળી એક રતલ માખણ પર નાખીને સફેદ કાગળ તે પર ઢાંકી લાકડાનું ઢાંકણું બંધ કરવું. કઢણને ગરમ પાંણીપર મુકવાથી નરમ થશે.

**બગડેલું માખણ સુધારવા** એક શેર ગરમ દુધમાં માખણ મેળવી કાઢી પાતળું થાય ને પાછું ઘોળીને તેનું માખણ બનાવવું. દુધમાં ધોઇને પછી ઠંડા પાણીએ ધોવાથી પણ સુધરશે.

**માખણમાં ચરબીની ભેળ જાણવા** સફેદ કાગળ અથવા કપડાની બીંદરી વાળી તાપ આગળ કે મેચીસ પર ધરવાથી તેનો વીસડો વાસ આવશે. ચમચામાં લઇ બત્તી પર પકડયાથી તવાઇને ચરબી હશે તો અવાજ થઇ છાટા ઉડશે. કોઇક વખત મકાઇનો આટો પણ ભેળે છે.

સોજ્જાં માખણને તાવતી વખતે સહેજ પરપોટા આવી બેશી જશે ને વાસ પણ સારો આવશે. ચરબીવાલું માખણ ગરમ દુધની બાટલીમાં નાખીને ઠંડું પડવા આવે ને આઇસમાં મુકતાં તેનો ગોળો વળશે.

**ખાટું માખણ** ખાઇ નહિ શકાય તો ચુહલે તાવી ઘી કરવું. તેમાં પાંઊનો ટુકડો નાખ્યાથી ખરાબ વાસ તથા સ્વાદ ચુશી લેશે.

**માખણને ક્રીમ જેવું નરમ કરવા** વાસણને ગરમ પાંણીમાં બોળીને પાંણી કાઢી નાખી તેમાં માખણ નાંખવાથી પોચું પડે ને ખાંડ ભેળી ક્રીમને બદલે વાપરવું. ચુહલા પર મુકી તાવવું નહિ.

માખણ ઘણામાંથી થોડું સરખું કાઢી લેવા જાડું સુતર અથવા દોરાનો કટકો પાંણીમાં ભીનવી બે હાથે પકડી માખણમાં દાબીને જોઇએ તેટલા મોટા નાના જુદા જુદા ઘાટના કટકા કાપી લેવાશે.

દર વખત દોરો ઉંચકયા પછી પાછો પાણીમાં બોળવો. છરીને ગરમ કરી તે વડે કાઢવાથી પણ ચુંટાતું નથી, લાકડાંની સુંવાળી પટી વાપરવી. અર્ધું કપ સુમારે લેવા પહેલાં તેટલું પાંણી ભરી તેમાં માખણ નાખતા જવું, પાંણી મથાળે ચઢયા પછી જાણવું કે અર્ધું કપ માખણ થયું.

**૨૭૬-છાશ** માખણ બનાવતાં વધેલું પાંણી ( Butter Milk ) કહે છે તે પણ ઘણા ઉપયોગમાં આવે છે

દુધને ફાડવાથી જે પાંણી છુટું પડે તેને પણ એક જાતની છાસ ( Whey ) વ્હે કહે છે. અર્ધા શેર દુધને કકડો પાડી તેમાં એક વાઈન ગ્લાસ શેરી વાઇન રેડી પાછો કકડો આવે ને ચુલા પરથી નીચે ઉતારી મુકવાથી ફાટીને દુધ પાંણી છુટું પડે ને ગાળી લઇ નબલાને પાવાથી ટાકાત આપશે, ચુસડાનું પાંણી જોઇએ તો લેવું. માંખણની વધેલી છાશ સ્કોન કેક બનાવી દુધને બદલે વપરાશે.

**છાશ બનાવવાની રીત** દહીં અર્ધો શેર દુધનું બાંધેલું હોય તેને ચમચા વડે મેળવી નાંખી તેમાં એક પ્યાલું ભરીને ઠુકું પાંણી રેડી માખણ બનાવવાના વાસણ બટર ચર્ન ( Butter-churn ) માં બધું ભેગી ઢાંકણ બંધ કરી તેને ફેરવ્યા કરવું. પા એક કલાકને સુમારે તેની ઉપર માખણ તરી આવે તે ચમચા વડે કાઢી લઇ પાછું ફેરવવું; બાકી રહેલું માખણ ઉપર આવે તે કાઢયા પછી છાશને ઝીણાં કપડાં વડે ગાળી પીવામાં લેવી અને તુરત પીવાથી ખાટી લાગતી નથી, લાંબો વખત રહેતાં વધુ ખતાશ પકડશે. સીકમાણુસોને પાવાથી એમાનાં જંતુઓ (Microbes) શરીરમાંના કોઇપણ જાતનાં ખરાબ જંતુઓનો નાશ કરે છે. દહી ખાવાથી ફાયદો થશે. વૈદકમાં જુઓ. રોજ તાજું દહીં બાંધવું મેળવણી સાર દહીં કે માખણ લેવું.

**છાશનો ખાટો વાસ કાઢવો** એ બનાવવાની લાકડાંની રવી અથવા કોઇપણ જાતનાં લાકડાંના ચમચા, કાંટા, વેલણ, સોટા વિગેરેમાંથી ચીકાશ ને વાસ કાઢવા ચુનાનું અથવા વૉશીંગ સોડાનું પાંણી બનાવી તેમાં થોડો વખત બોળી રાખ્યા પછી ધોવાં. પાણી સાથ બારીક રેતી ભેગી ઘસવાથી પણ સાફ થશે.

**૨૭૭.—ચરબી** ખાવાના તેમજ બીજા ઉપયોગમાં આવે છે. માખણને બદલે કેટલીક ચીજો પકાવવામાં વપરાય છે, જેને મારજરીન ( Margerine ) કહે છે. અનાજમાંથી પણ ચરબી બને છે.

**ચરબી નીત્રી કરવા** એક પાંઇટ પાંણી સાથ ચુલે ધીમે અંગાર પર રાખી મેલ કચરો આવે તે કઢયા કરવું. પાણી સુકાય ને ઉતારવી; પાંણી વગર પણ અંગાર પર ધોઇને તાવી શકાશે. સળગી ઉઠે તો તુરત આટો કે નીમક તે પર નાંખવું.

## કેક બીસકીટ વિગેરે.

**૨૭૮-કેક લાંબા દિવસ રાખણું.** પતરાંના ડાબડામાં અથવા ચપટ બુચવાલી બરણીમાં બંધ કરી સાથે એક તાજું સપરચન અથવા પાંઊની જાડી કાત્રી મુકવી,

સપરચન ચીમરાઇને સુકું દીશે તો બીજું લેવું, પાછી અંત્રે બદલવું, બારીક કપડાંને પાંણીમાં બોળી નીચવી કાઢી તેમાં વીંટાળી ઉપર બીજું સુકું કપડું બાંધવું.

**વાસી કેકને તાજું બનાવવા** એક ચપટ ઢાંકણાવાળા દાબડામાં બંધ કરી એક પાંણીના વાસણમાં મુકી ચુહલા પર દશેક મિનિટ સુધી રાખી કાઢી લેવું, પાંણી દાબડામાં પેશ્વસ નહિ થાય તેની સંભાળ લેવી. સુકાં સાદાં કેકની કાતરીઓ કાપી સહેજ માંખણ લગાડી ગરમ કરી તે પર જાંમ લગાડી કસ્ટરડ તે પર રેડી પુડીંગ તરીકે વપરાશે. કોઇબી સીરપ ગરમ રેડવાથી પણ નરમ થશે.

**આખું કેક દાબડામાંથી કાઢવા** ભુંજ્યા પછી ગરમ દાબડાને ઠંડાં પાણીમાં ભીનવેલાં કપડાં પર એક બે મિનિટ મુકવાથી તળીઆમાંનું છુટું પડશે, પછી દાબડાને ફરતી અંદર છરી ફેરવ્યાથી કેક અલગું થઇ સહેલાઇથી આખું નીકળી આવશે. બરોબર ભુંજાયલું તપાસવા માટે છરી વચમાં ભોકવાથી કાચું હશે તો તેને વળગી જશે ને ભુંજાયલું છરીને વળગતું નહિં. દાબડા સાફ કરવા ચોખાનો આટો વાપરવો. ઉપરથી બળી જતું અટકાવવા સોજું સફેદ કાગળ દાબડાને મથાલે અલગું મુકવું. બળેલું છરીએ અથવા જાયફળ ખમણીએ ઓખવવું, નાના કેક ગરમ દાબડામાંથી કાઢવા ભીનાં કપડાં પર મુકવું, દાબડાને વળગી ગયલું ગરમ પાંણી પર ધરવાથી અલગું થશે.

**ગરમ કેક કાપવું** હોય તો છરીને ગરમ પાંણીમાં બોળીને કાપવાથી ચુંથાશે નહિં તેમજ છરીને પણ વળગતું નથી.

**કેક મીઠાઇ બનાવવા આટાને** ગરમીના દિવસમાં વેલણે વણવાને બદલે સોજી બાટલીમાં આઇસ અથવા ઠંડું પાંણી ભરી બુચ મારી તે વણવા માટે વાપરવી જેમાંની ઠંડકથી કેક પેસ્ત્રી હલકી ને સારી થશે. મીઠાઇને પાતલી થાપીને ટુકડા કરવા માટે તે પર પાણીમાં બારીક કપડું બોળી નીચવીને તે પર પાથરી બાટલી કે વેલણે દાબવું.

કેકમાં બેકીંગ પાઊડર બધું ઘુંટીને તૈયાર થવા પછી સહેજ દુધમાં પીગળાવીને છેલ્લે ભુંજવા આગમચ ભેળવો, ઑલીવ ઑઇલ સોજું થોડું અથવા ગ્લીસરીન કેક બીસકીટ ને ઘુટતી વખતે ભેળયાથી ખીલીને હલકાં થાય છે જોઇએ તો સહેજ લીંબુ નીચવવું.

કેક તેમજ ખાંડની મીઠાઇ મૅરીંગ્સ વિગેરે બનાવતી વખતે બેકીંગ પાઊડર થોડો ભેળવાથી ખીલીને હલકાં થાય છે, તેમજ મીઠાઇ કઠણ રહી જલદીથી ભાંગી કે વેરાઇ જતી નથી.

**કેકને ઘુંટવા માટે** લાકડાંના ગોળ માથાંવાલા સોટાને બદલે ઇડાંનો કફ ચઢાવ્યા પછી આઇસક્રીમ બનાવવાના સચામાં નાંખી ધીરે ધીરે ફેરવ્યાથી સારી રીતે ઘુંટાઇને

ભીંજશે. ઘુંટવાના સંચાથી મળે છે, ઘુંટયા પછી થોડો વખત રાખવાથી ભીને છે, ભુંજવા ભઠ્ઠીમાં જુવો.

**બીસકીટ વાસીને** પાછી ભઠ્ઠીમાં ગરમ કરવાથી તાજી થશે. કોઇપી કકડી ચીજ બીસકીટ, પટેટાના વેફર, આટાની પુરીઓ વિગેરે કાગળની કોઠળીમાં કે બટર પેપરમાં વીંટાળીને રાખેલાં નરમ થતાં નથી લાંબો વખત કકડાં રહે છે, અથવા ચપત બુચની બરણીમાં રાખવા.

**પુડીંગ આખું કાઢવા** માટે દીશનાં તળીઆમાં માખણ લગાડવું અથવા પાતલું ખાંડનું પડ કરવું, પછી તેમાં રેડીને ભુંજી ઠંડું પડે એટલે ચુંથાયા વગર આખું નીકળશે. ગરમને ઠંડું કરવા તે પર સોજું સફેદ કાગળ ઢાકયાથી જાડી પોપડી દુધની બાઝતી નથી.

## પ્રકરણ ૩૨.

## મેવો તથા જામ, જેલી, વિગેરે.

**૨૭૯.—સુકો મેવો** ( Nuts ) કોટલાં વગરનો ખાવા આગમચ તે પરનો કચરો કાઢવો અથવા પાણીમાં થોડો વખત બોળી રાખવાથી સાફ થશે, તેમજ નરમ થઇ તાજાની માફક સ્વાદ લાગે છે. છુંદી અથવા પીસીને ખાધેલો મેવો આખાને ચાવ્યા કરતાં સારી રીતે હજમ થશે.

**દ્રાક્ષ, સુકીને,** ભઠીમાં મુકવાથી નરમ થશે.

**બદામ** ( Almond ) ગરમ કે ઠંડાં પાણીમાં ભીનવી છોલીને કાપવી, છરીને અવારનવાર પાણીમાં બોળ્યાથી તેને વળગતી નથી ને સહેલાઇથી કપાશે.

બદામની બીજમાંથી તેલ કાઢવા પછી વધેલો છુંડો ઢોરને ખવાડવા લે છે. પીચના ઠળીઆમાં પણ બદામ જેવી બીજ હોય છે.

**અખરોટ** ( Walnut ) ને દોલી કોટલાંમાંથી કાઢીને ઠંડાં પાણીમાં ભીનવ્યાથી છાલ જલદી નીકળશે. એમાંથી પણ તેલ બને છે. આખી અખરોટ લાંબો વખત રાખવા નીમકનાં પાણીમાં બોળી રાખવી. જુની અખરોટ પણ ખાવા આગમચ એ રીતે કીધાથી સ્વાદ સુધરશે. એ સઉથી પુષ્ટીકારક છે.

**મેવાનાં કોટલાં** બાળવાના ઉપયોગમાં લેવાં.

### એલચી, જાયફળ, કેસર, કસ્તુરી, અંબર.

**એલચી** ( Cardamom ) **સોજી** જાતની બારીક દાણાવાલી હોય છે. લવંગ સાથે ભેળીને રાખવાથી લાંબો વખત સોજી રહેશે.

કાચી અથવા ભુંજેલી છાલ સાથની નાની તેમજ મોટી લંબાચી જેને નર એલચી કહે છે તે ધરવસ્તુને દવાના વપરાશમાં આવે છે.

**સોજાં જાયફળ પારખવાં** ટાંચણી ભોકવાથી ચીકાશ નીકળશે. ખરાબ સુકાં જાયફળમાંથી ચીકાશ નીકળવા વગર ટાંચણી સુકી રહે છે. વજનમાં ભારી હોય તો સારાં કેહવાય, તેમજ અંદરથી સફેદ હોવાં જોઇએ. કોટલાં સાથ જાયફળ લાંબો વખત વેર સોજાં રહેશે.

જંગલી જાયફળનો ઘાટ લંબાચો ને સોજાં ગોળ હોય છે.

**જાવંત્રી** કોટલાં સાથનાં જાયફળને વળગેલી પાતળી છાલને કહે છે, જે ખોરાકીમાં સ્વાદ ને ખુશબો આપવ વપરાય છે. સ્વાદમાં તીખી હોય છે અને દવાના ઊપયોગમાં પણ આવે છે.

**કેસર સોજજીનો** રંગ લાલ પીળો ભેળ દીશે વાસમાં સારી હોય, ભીનાં આગળાંમાં લઇ ચોળવાથી ઑરંજ જેવો રંગ થશે.

**ખરી કેસર** ગંધકના તેજાબ (Sulphuric acid) માં નાખવાથી પહેલાં કાળી થઇ ને પછી લાલ રંગ પકડશે.

**બનાવટી કેસર** પહેલાં કાળી થઇ પછી લીલી થઇ જાય છે.

કેસર ખોરાકી, મીઠાઇ ને દવાના તેમજ કપડાં રંગવાના ઉપયોગમાં આવે છે, સ્વાદમાં કડવી છતાં તીખી લાગે છે.

**કસ્તુરી** હરણની દુટીની બાજુમાંથી નીકળતી ચીજ રાઇ જેવા ઝીણા દાણા કાળા રંગમા હોય છે, તે દારૂ અત્તર વિગેરેમાં ખુશબો આપવામાં વપરાય છે. દવામાં ઊપયોગની છે, ઘણાં નબળાં માણસને શરીરમાં ટાકાત ને ગરમી આપવા સારૂ તેના ચાર પાંચ દાણા દારૂ યા દવામાં મેળવીને જરૂરની વખતે આપે છે. જુની કસ્તુરી સારી કહેવાય, પણ બગડેલી બરોબર પારખવી.

**અંબર,** વહેલ માછલીમાંથી નીકળતો પદાર્થ દરીઆની સપાટી પરથી તરતો મળે છે, અત્તરોને ખુશબો આપવા માટે તેમજ દવામાં વપરાતી ચીજ, સહેજ પીળા ભુરા રંગની ગાંઠીઆ જેવી હોય છે, એ પણ કસ્તુરી સાથ નબળાં માણસને આપે છે.

## મુરંબો, જામ, જેલી વિગેરે.

**૨૮૦.—મુરંબો** કોઇપણ જાતનાં ફળનો બનાવતી વખતે તેમાંનો ખટાસ કાઢવા ચુનો અથવા સોડા બાઇકાર્બ નાંખવો, સેહેજ માખણ નાંખવાથી પણ ખટાસ કમતી થઇ ખાંડ ઓછી ખપશે. હંમેશાં ચાશવાલા ઘટ શીરામાં રાખેલો મુરંબો લાંબો વખત રહે છે. વધેલો શીરો પુડીંગમાં વાપરવો.

**શીરાની ખાંડ** જો ચુહલે થોડાં પાંણી સાથ મુકીને ઘુંટયા કીધું હોય તો તે પીગળવાને બદલે વધુ ઘટ થઇ સાકર માફક બંધાઇ જાય છે, ગ્લીસરીન ભેળવાથી બંધાતો નથી.

દરીઆની નજદીકની જગ્યામાં વધુ ઘટ થાય ને પહાડની ઉંચાંણુ વાલી જગ્યામાં તેટલાજ વખતમાં શીરો પાતલો રહે એમ માલુમ પડયું છે.

જાંમ જેલીની સીસીઓ કે ટીનમાં કોઇપી જાતનો ખરાબ વાસ કાંદા તંબાકુ વિગેરેનો કઢવા ધોઇને બાગ ની મટોડી આખો દિવસ ભરી રાખી પાછું ધોવાથી ગમે એવો વાસ હશે તે જશે.

**જાંમ જેલીની** ભરેલી સીસી યા ટીન ભીનાશવાલી જગ્યા કે સરદીવાલી ભીંતને લગાડીને મુકવાથી બગડશે. અંધારી બંધ જગ્યામાં રાખવાં.

**જાંમનાં ટીંન અથવા સીસીઓ પેક** કરવા આગમચ તેપર થોડી ખાંડનું પડ કરવું અથવા ઝીણા કાગળને બ્રેન્ડી કે સરકા ઇંડાંની સફેદી કઇપી લગાડી ઢાંકવાથી જલદી બગડશે નહિં.

અંદરથી કાળાં કે ખરાબ થયલાં ટીનમાંની ચીજ ખાધાથી નુકશાન થશે, ફીટાયલાં ટીન પણ કેટલી વખત બગડેલાં હોય છે.

**ઢાંકણા ચપટાયલાં ખોલવા** ધીરેથી ઉપર ઠોકવું યા ખળખળતું પાણી રેડી થોડે વખતે પેચ ફેરવ્યાથી ઊઘડશે. પેચમાં સહેજ માંખણ યા ચરબી લગાડવાથી સહેલાઇથી આંટા ઊઘાડ ઢાંક થશે.

**જાંમ બગડે નહિ** માટે બનાવતી વખતે એક ચમચી ગ્લીસરીન ભેળવું.

**જેલી ઘટ બનાવવા માટે** લીંબુ, સરકો યા થોડોક ગાજરનો રસ ભેળવાથી કોઇબી જાતનાં ફ્રુટની જેલી બંધાશે.

**જેલી ગાળવાના** બેગ તૈયાર આવે છે તેમાં ગાળી શકાય અથવા તો એક ખુરસીને ઊંધી વાળી ટેબલ ઉપર મુકી ચારે પગો ઉપર આવે તેને મથાળે જાડાં કપડાંના ચાર છેડા બાંધવા, નીચેની બેઠકવાળી જગાપર વાસણ મુકી જેલીને કપડાંમાં રેડવી એ રીતે બીજા માણસની મદદ વગર જેલી ગાળી શકાય છે" અથવા ઊંડી તપેલીને માપથી સહેજ મોટું ગોળ કપડું લઇ તેનો લેફો સીવી દોરી પોઇને મોઢાંપર ગોળ ફરતું બાંધી વચમાંથી સહેજ ધીલું રાખી તેમાં ગાળવાની ચીજ રેડવાથી હાથે કપડું પકડવું પડશે નહિં. જેલી બેગ અથવા ગાળવાનાં કપડાં સાબુએ ધોવાથી પાછાં વાપરતી વખતે તેમાં સાબુનો વાસ આવશે, ખળખળતાં પાણીએજ ધોવાં. જેલી બંધાવા આઇસ ને બદલે દુધમાં મેથીલેટેડ સ્પીરીટ ભેળી કપડું બોળી વિંટાળવું.

**જેલીની નકશી ચુંથાયા વગર કાઢેલી** શોભે છે, મોલ્ડમાં સહેજ પાણી રેડી બધી બાજુ ભીનાયને તે કાઢી નાંખી તેમાં જેલી રેડવાથી વળગી જશે નહિ. કાઢતી વખતે સરખું નીકળી આવશે. પાતલી સફેદી મોલ્ડને ફરતી લગાડવાથી પણ વળગી જતું નથી. ખળખળતાં પાણીમાં એકુ મિનિટ મોલ્ડ બોળી કાઢવું યા તો ગરમ પાણીમાં કટકો બોળી તે મોલ્ડને ફરતો વીંટાળવાથી સેહેજ તવાઇને બીજા વાસણ પર મોલ્ડ ઉધું કરવાથી આખું નીકળે છે.

આઇસક્રીમ, પુદીંગ, બ્લાંમાંશ વિગેરે પણ એ રીતે મોલ્ડમાંથી આખું કાઢી શકાય છે. પાતળું ને ચુંથાયલું લાગે તો નાના ગ્લાસોમાં ભરી ખાવાની ટેબલ પર મુકવાથી ખરાબ દિશશે નહિં.

**જેલી ઘટ ને નરમ કરવી** પાછી ચુલે પીગળાવી તેમાં થોડો ગુલાબ, લીમુનો કે ઓરંજનો રસ કંઇબી નાખ્યાથી પાતલી થાયને બંધાવા દેવી.

## પ્રકરણ ૩૩.

## દારૂ, તાડી, ગુલાબ, વેનીલા, મધ તથા મીઠાઇના રંગો.

---

**૨૮૧—દારૂ લાંબો વખત રાખવા** માટે બાટલીઓ આડી પાડી ને રાખ્યાથી બુચો ભીનાયલા રહી તેમાં હવા જશે નહિ. ઉપર સીસું અથવા લાખ દાબવી, બુચ નરમ પડી ગયલો લાગે તો બીજો કઠણ બદલવો. સરદી ને ભીણાસવાલી જગ્યામાં તેમજ બીજી સ્ત્રોંગ વાસવાલી ચીજો સાથ મુકવાથી દારૂ ઉતરી જશે. નવી બાટલી ખોલીને વાપરવા આગમચ હલાવવી, કારણકે સ્પીરીટ હમેશાં ઉપર રહે છે.

ઘણો જુનો કોઇબી દારૂ ઉચો કહેવાય ને સ્વાદમાં પણ નરમ થાય છે. કેટલીક વખત સીક ને નબળાં માણસને આપવાથી ટાકાત આપે છે. જુનાં જેવો સ્વાદ આપવા કોઇકમાં કડવાં નારંગી તેમાં કાપીને નાખે છે. દારૂ ઘણી જાતના દ્રાક્ષમાંથી બને છે, જેવા કે ચંમ્પીન, વાઇન, મદિરા, હૉક, ક્લૅરેટ તથા સોજા બ્રેંન્ડી વિગેરે.

**વ્હીસ્કી** જવ તેમજ બીજા અણાજમાંથી કાઢેલા કસમાંથી બનેલો, દવામાં તેનુ નામ ( Spirit Frumenti ) વાપરે છે.

**જીન** દારૂ બાર્લી, મૉલ્ટમાંથી કાઢે છે.

**રમ** ગૉળ તથા શેરડીમાંથી ખાંડ બનાવતી વખતે જે કાળા રંગનો પ્રવાહી નીકળે તેમાંથી બનાવે છે.

**બીર,** પોર્ટર, સ્ટાઉટ વિગેરે હૉપ્સ તથા જવમાંથી જુદી જુદી રીતે બનેલો છે. ખાટો લાગે તો બગડેલો કહેવાય. સોડા બાઇકાર્બ, કાળુ માછલીનાં કોટલાંની બારીક વાટેલી ભુકી અથવા કોલસાનો ટુકડો નાખવાથી સુધરે છે. બીરનાં પીપમાં ભુજેલા જવ ( Malt ) ખોખરા કરી ટાંગી રાખ્યાથી લાંબો વખત સુધી બગડતો નથી.

આદુ જીંજરની ભુકી, દ્રાક્ષ ઉકાળેલું પાણી અથવા સોજ્જા ચાકનો થોડોક ભુકો કંઇ પણ ભેળ્યાથી ખાટો બીર સુધરશે.

**લીકર** અથવા મીઠો દારૂ જાત જાતનો આવે છે, એ ખોરાક હજમ કરવા ખાધા પછી પીવાય છે. બનાવવા માટે સોજ્જા બ્રૅન્ડીની એક પાંઇટમાં થોડી સંત્રા અથવા મોસંબીની સુકી છાલ, કીરમજ તથા એલચીના પાંચ સાત દાણા, તજનો નાનો ટુકડો, સર્વે ભેળી પંદર દિવસ રાખ્યા પછી ખુબ હલાવીને ગાળી કાઢી બાટલીમાં

ભરવું. પૅપરમીન્ટ તથા જંજીર ભેળેલો લીકર ખાધા પછી લીધેલો ફાયદાકારક છે, કડવી જાતના દારૂ ( Bitters ) પણ ભુખ લગાડવા પાય છે.

**વાઇન ઘણી જાતના આવે છે. જુનાનો** રંગ નવા કરતાં ખુલ્લો હોય છે, લાંબો વખત રાખવા બાટલીઓ ચપટ બંધ કરી સીસું પોઇ બાકસનાં તળીઆંમાં કોલસાની ભુકી પાંથરી બાટલીઓ મુકી, બાકસ એક વરસ સુધી બંધ કરી રાખવાથી તેમાં નરમાશ આવી દસ વરસના જુના વાઇન જેવો સ્વાદ થશે. નરમાસ લાવવા કેટલીક વખત ખોલેલી બાટલીમાં થોડીક ખડી સાકર નાખે છે અથવા તો પીતી વખતે થોડીક ભેળવી. ઝાડા જુલાબ વિગેરે બંધ કરવા એ પાવાથી ફાયદો કરે છે, તેમજ નબળાંને ટાકાત આપે છે. ઠંડો કરવા ફલેનલને પાણીમાં બોળી બાટલી વીટાળવી.

**વાઈનમાં ભેળ** શુગર ઑફ્ લૅડ ( Sugar of Lead ) જેવી ચીજ પારખવા હડતાળના અર્કનાં થોડાં ટીપાં નાંખવાથી કાળો રંગ થશે. રંગ આપવા સારૂ બળેલી ખાંડ પણ વપરાય છે, તે પારખવા માટે સ્પંજને બોળી સોજા પાણીમાં મુકવાથી તુરત લાલ થશે. રંગ વગરનો હશે તો પાંણીનો રંગ જલદી બદલાતો નથી.

**બગડતો અટકાવવા** પીપમાં કોલસાનો ટુકડો નાંખવાથી ખાટો વાસ પણ આવશે નહિં. બગડેલો વાઇન થોડા દિવસ તડકાંમાં મુકવાથી ખાટો થઇ સરકા તરીકે પણ વપરાશે.

**વાઈનનું વજન** પાંણી કરતાં ભારી છે તે જોવા માટે પાણીનાં ઉંડાં વાસણમાં વાઇનની બાટલી મોઢાં સુંધી ડુબે તેમ મુકવાથી વાઇન બહાર નીકળવા માંડશે ને પાણી બાટલીમાં ભરાશે.

**સાઇડર દારૂ** સપરચનના રસમાંથી બનેલો છે, તેમાં થોડીક બીસમથ નામની દવાની ભુકી ભેળવાથી બગડતો નથી.

**બ્રૅન્ડી સોજજો** વાઇનમાંથી ખેંચેલી સ્પીરીટ છે. દવા માટે (Vine Gallici) નામે લખાય છે.

**હલકો બ્રૅન્ડી** પટેટા, અણાજ, મૉલ્ટ વિગેર વસ્તુમાંથી બને છે.

બ્રૅન્ડીમાં વીલાયતી આળુ ( Prunes ), કાળી કે લાલ મોટી દ્રાક્ષ સાફ કરી ભેળવાથી તેનો કસ બોગણી સ્વાદ સુધરશે.

ચૅરી બ્રૅન્ડી સારૂ એક સરખા વજનની ઊપલી ચીજો ભેળી ત્રણ ચાર દિવસ રાખીને ગાળી લઇ બાટલીમાં ભરવો. સોજો બ્રૅન્ડી એક પાંઈંટમાં ઑરંજ તથા મોસંબીની તાજી તથા સુકી છાલ પા પા રતલ ભેળી રાખી દસ દિવસ વેર સહેજ હલાવ્યા કરીને પછી કપડાંમાં નાંખી ખુબ ચોળી છાલનો કસ નીચવી લઇ તેમાં બે ઔંસ સાકર ભેળવી, લીકરને મળતો સ્વાદ લાગશે.

**શૅમ્પીન** દારૂની બાટલી ઊઘાડવા પછી તુરત બધી વાપરવી નહિ હોય તો તે માટે કોઇ સાથના બુચ આવે છે તે પોવાથી ખપ પડતો ઉઘાડી તેમાંથી વપરાશે.

ગરમીથી તેમજ લાંબો વખત રાખતાં ખાટો થઇ જશે, પાણીનાં વાસણમાં બાટલી રાખવી. બીજે દિવસે વપરાશે નહિ.

**કલેરેટ પંચ બનાવવો** એક પાંઇંટ કલેરેટ એક બાટલી લેમનેડ તથા સોડા થોડી તજ લીંબુની ચીર, એક મોટો ચમચો ખાંડ એકથી બે સંતરાની ચીરોને થોડીક છાલ કાચના જગમાં બધુ ભેગીને આઇસ નાખી અથવા બહારથી ઠંડુ કરી હલાવી ગાળી ને પીવું, જોઇએ તો એકુ ગ્લાસ બ્રેન્ડી ભેળવો.

**મહુડાંના** દારૂમાં મોસંબીની સોજી સુકી છાલ થોડા દિવસ બીનવી રાખી તેમાં સોજું ગુલાબનું ખડી સાકર સાથે બનાવેલું શરબત ભેળી કપડાંએ સર્વે ગાળી બાટલીઓ ભરવી. લાંબો વખત રહેતાં સ્વાદમાં નરમ ને સારો થશે. થોડી કસ્તુરી જોઇએ તો નાંખવી. જોઇએ તો કાળી દ્રાક્ષના ઠળીઆ કાઢીને મહુડાંમાં બીનવી રાખી નરમ થાય ને બાટલી હલાવી ગાલીને વાપરવો.

સ્પીરીટ, દારૂનો અર્ક ( Alcohol ) વિગેરે દારૂમાં ગણાય છે.

**સોજો દારૂનો અર્ક** પાણી સાથ ભેળવાથી તે નીતર્યો રહેશે, હલકો હશે તો પાણી ગદલું થશે.

**દારૂ ગાળવા** ગળણીમાં કપડું મુકવું અથવા સોજું ફીલ્ટર પેપર પરાને ધાટનું ગળણીને માપનું બનાવી તેમાં મુકયા પછી રેડવું કે કચરો છુટો પડશે. એ માટે કાગળમાં જુવો.

દારૂ કોઇબી જાતનો બાટલીમાંથી ડીકેંન્ટરમાં રેડતી વખતે તેમાં જો કચરો માલમ પડે તો બાટલીની નજદીક મીણબત્તી સળગાવી મુકવાથી તેમાં પડતો દીશે કે તુરત બીજે હાથે નાનું ગ્લાસ બાટલીનાં મોઢાં આગળ પકડી તેમાં કચરાવાલું રેડી લઇ ગાળીને ભરવું.

**દારૂ અથવા સ્પીરીટને ગરમ કરવી** હોય તો ધાતુના વાસણમાં રેડી તેની ઉપર મેચીસ લગાડયાથી સળગી ઊઠી સહેજ ગરમ થાય કે તુરત બળતું બુજાવી નાંખવું, નહિ તો બધી બળી જશે. વધુ ગરમ જોઇએ તો એક ખળખળતાં પાણીના વાસણમાં તે દારૂવાલું વાસણ મુકયાથી પણ ગરમ થશે.

બીર, વાઇન અથવા સરકાવાલાં વાસણો અથવા પીપમાંથી ખટાશ કાઢવા ચુનાના પાણીએ ધોવું અથવા કળી ચુનો ફરતો છાંટી ને થોડો વખત રાખવાથી ખટાશ ચુશી લે ને સોજાં પાણી વડે ધોઇ નાખવું, કોલસાની ગરમ રાખ નાંખવાથી પણ સાફ થશે.

**તાડી** ખજુરાં કે તાડમાંથી છેજેલી સવારે ઉતારેલી મીઠી હોય, તડકું લાગતાં સાંજ પડવે કડવી ને ચઢાઉ લાગે છે, કોઇ જલ્દ કરવા અફીણ, ધંતુરો વિગેરે ભેળે છે, નવાં ખજુરાં પરની પહેલીજ ઉતારેલી તાડી પીવાથી કોઇને ઝાડો પેટ લાવશે. ગરમ કરીને પીધેલી ફાયદો કરે છે.

**લેમનેડ પાઉડર** એક એક ઔંસ સોડા બાઇકાર્બ ને ટાટરીક એસીડ બે ઔંસ ખાંડ, છ ટીપાં લેમનનુ એસંસ એક ટંમ્બલર પાણીમાં નાંખવું.

**૨૮૨.—ગુલાબ** દારૂની તેમજ ખતાસવાલી ચીજની પાસે મુકવાથી ઉતરી જાય છે અને સ્વાદ તથા વાસ રહેતો નથી. તડકે મુકવાથી સુધરે છે.

**વેનીલાની સીંગો** કાળી પાતળી આવે છે, જેને બ્રેન્ડી અથવા સોજા સ્પીરીટમાં બારીક ટુકડા કરી ચીરીને એક મહીનો જોનરી રાખી કસ ઓગળી ધેરો રંગ દીશે કે ગાળીને સીસીમાં ભરી રાખવો. આખી લાકડીઓ પણ દુધને ઉકાળતી વખતે અંદર નાંખવાથી તેનો ખવાસ આવશે, પાછી કાઢી ધોઇને રાખી બીજી કેટલીક વખત પણ વાપરી શકાય છે.

**ઑરંજનો ફ્લેવર આપવા** એક કપ બ્રેન્ડીમાં એક મોટું સોજું લીલું લીંબુ અથવા ઑરંજની પાતળી ચીરો કાપી લેવી અથવા સંત્રા મોસંબીની છાલ તથા છોલેલી બદામ વિગેરે કંઇબી બ્રેન્ડીમાં ભેળી ચપત બુચ મારી રાખી મુકયા પછી ખુબહલાવી કપડાંમાં નીચવી ગાળી કાઢી ને રાખવું; આઇસક્રીમ, પુદીગ. વિગેરેમાં એક બે ચમચી ખપ મુજબ નાખવું.

**મધ ચોખ્ખું** ને નીતર્યું હોવું જોઇએ. ગદલામાં સાકરની ભેળ હોય છે. નીતર્યું મધ પાણીમાં નાંખવાથી નીચે ઠરી જશે. એક બાટલી મધ વજનમાં સુમારે ચાર રતલ થશે. સફેદ તથા લાલ આવે છે. દાબડામાનાં બંધ મધપુડાઓ તડકામાં કે તાપ નજદીક મુકવાથી પાટળું થાય ને બારીક કપડાએ ગાળવાથી મીણથી છુટું પડશે. કોઇ વખત મધ કડવું પણ આવે છે.

**બનાવટી મધ,** ખાંડ, ગ્લુકોઝ ને કાંજી (સ્ટાર્ચ) ભેળવાથી બનશે; અથવા શીરામાં ફટકડી ને ક્રીમ ઑફ ટાર્ટર ભેળવાથી થાય છે.

**૨૮૩—મીઠાઇના રંગ લાલ** બીટરૂટને ભુંજી નરમ થાય કે કાતરીઓ કાપી મુકવાથી તેમાંનો લાલ રસ પોતીકા મેળે ગળીને એકઠો થાય કે સીસીમાં ભરવો. બીટ મીઠાં હોવાથી ખાંડ જોઇતી નથી.

કીરમજને થોડો વખત બ્રેન્ડી અથવા સ્પીરીટમાં ભીનવી રંગ ઓગળ્યા પછી તેમાં થોડી ખાંડ ભેળવાથી લાલ રંગ બનશે, બીજી રીત માટે "વીવીધ વાણી" નામની પકવાન પોથીમાંથી મળશે,

**કીરમજ સોજીનો રંગ** જાંબુડો ને કાબરચીત્રા જેવો હોય છે.

**લીલો રંગ** એક જાતની ભાજી સ્પીનેક ( Spinach ) ને પાણીમાં ચુલા ઉપર બાફીને ઘટ લાગે કે કપડાંમાંથી ગાળી કાઢી ઠંડા પાણીનાં વાસણમાં મુકી ઠંડી પડવા પછી તેમાં થોડી ખાંડ ભેળી વાપરવી.

## પ્રકરણ ૩૪.

## પાણી તથા આઇસ સંબંધી.

૨૮૪—**પાંણીની સંભાળ હંમેશાં લેવી,** પીવા સારૂ પહેલાં ઉકાળી એસ પાડી ઠંડું થાય ને વાપરવું, જેથી તેમાં કોઇ પણ જાતના જંતુઓ હશે તેનો નાશ થશે. કપડાં અથવા ફીલ્ટર ( Filter ) વડે ગાળવાથી વધુ સ્વચ્છ થાય છે. ખરાબ પાણી પીધાથી માણસને નુકશાન થશે.

જસતનાં વાસણ યા બાલદીમાં પીવાનું પાંણી રાખેલું સારૂં નથી, તે ધાતુનો કેટલીક વખત તેમાં સવાદ ઓગળે છે, માટી તેમજ કાચ કોડીનાં વાસણોમાં હંમેશાં રાખવું.

**પાણી મેલું પારખવા** સારૂ તેમાં પરમેંગનેટ ઑફ પૉટેશ ( Permangnate of Potash ) બીજા પાંણીમાં પીગળાવી પાણીમાં રહેવાથી ભુરો મેલો રંગ પકડે તો ખરાબ જાણવું, પણ જો એક કલાક સુધી નીતર્યા રંગનું રહે તો સોજું કહેવાય. ઉપલું પાણી પીવામાં વાપરવું નહિ. પૉણી પાંઇટ પાણીમાં એક ચમચી સાકરીઆ ખાંડ નાખી ચપત બુચ મારી બંધ જગ્યામાં બે દિવસ રાખવાથી ગદલું કે સફેદ દિશે તો ખરાબ જાણવું, ચોખું હશે તો સાફ દીશશે.

**પાંણી ગદલું** ને કચરા સાથનું સાફ કરવા સહેજ ફટકડી નાંખી એક દિવસ રાખવાથી મેલ નીચે ઠરી જાય કે પછી ગાળીને વાપરવું. એક ગૅલેનમાં બે ગ્રેન લેવી. નીમક નાંખવાથી પણ કચરો નીચે ઠરી જશે.

**વરસાદનું ઝીલેલું પાણી** હંમેશાં હલકું ને ચોકખું હોય છે જે ડીસ્ટીલ્ડ વૉટર ( Distilled Water ) તરીકે પણ વપરાશે. ખુલ્લાં ચોગાનમાં એક વાસણ પર ઝીણું કપડું બાંધી તેમાં વરસાદનું પાણી ઝીલવું જેથી કંઇમી કચરો હશે તે ગળાઇને ચોકખું પાણી એકઠું થાય તે કાચના બુચની બાટલીમાં ભરી રાખવાથી લાંબો વખત સુધી ખરાબ થતું નથી છાપરાં પરનું અથવા નેવમાંથી પડતું વરસાદનું પાણી લેવું નહિ. દવાવાલા પણ પાણી ડીસ્ટીલ કરે છે.

**નદીનું મેલું પાણી** નીતર્યું કરવા માટે એક મોટો ચમચો ભરીને ફટકડી નાંખવાથી મોટા જથામાં પાણી સાફ થશે અને તેમાંના જંતુઓ પણ મરી જાય છે, ઘણુંખરૂં નદીનું પાણી ચોકખું હોતું નથી.

**લોખંડની ટાંકીઓમાનું પાણી** કોલસાનો ટુકડો અથવા ટંકણખાર (Borax) યા ચાકનો કકડો નાંખવાથી સોજું રહેશે અને જંતુઓ તેમાં હશે તે પણ મરી જશે.

## પાંણી ભારી, હલકાં વિષે, ઓળવાની રીતો.

**હલકાં પાંણી** ડુંગરના ઝરાઓમાંથી આવે છે તે ( Soft Water ) કહેવાય છે. જમીનમાં સમાયલું નીમક, લોખંડ યા બીજો પદાર્થ કંઇ પણ તેમાં ભેળાયલું હોવાથી તે પાણી હલકા થાય છે. ટંકણખાર નાંખ્યાથી ભારી થશે, એક મુઠી ભર દસ ગેલન પાણીમાં સુમારે નાંખવું. લીબુનો રસ નીચવ્યાથી હલકું થશે. સાબુ તેમાં પીગળતો નથી.

**ભારી પાણી** જમીનમાં તથા દરીઆના નજદીકના કુવાઓના (Hard Water) કહેવાય જે પીવામાં પણ હલકાં છે. કોઇ કુવા દરીઆની ઘણા પાસે હોવાથી તેનાં પાણી ખારાં લાગે છે.

ભારી પાણી સાથ સાબુ મેળવીને સીસીમાં રેડી હલાવ્યાથી તેમાં ફીણ આવશે. હલકાં પાણીમાં તેમ કરવાથી છુટું પડી દહિ માફક છુંછો દીસે છે.

**બેઉ જાતનાં પાણીને પારખવા** સારૂ સોજો સફેદ સાબુ વરસાદનાં પાંણીમાં પીગળાવી તે પેલાં તપાસ કરવાવાળાં પાણીમાં રેડવાથી નીતર્યું રહે તે હલકું પાંણી અને બલુ ગદલો રંગ પકડે તો ભારી પાણી જાણવું. દારૂનો અર્ક ( Alcohol ) માં સાબુ થોડો પીગળાવી બે ચાર ટીપાં પાણીમાં નાંખ્યાથી દુધ જેવું થાય તે ભારી અને નીતર્યું રહે તે હલકું પાણી કહેવાય.

**દરીઆનું પાંણી** પણ ભારી કહેવાય, એ ઘરઘતુ ઉપયોગમાં લેવાય, એમાં નાહયાથી શરીર હલકું લાગે છે, ચામડી માટે સારૂં છે.

**હલકાં પાણીએ** સાબુ કે ચીકાશ જલદી ફીટશે નહિ, એને નરમ કરવા સારૂં ગરમ કરતી વખતે તેમાં થોડીક રાખ, ફુલર્સ અર્થ, થુલું, ઓટમીલ અથવા નાળ્યું કંઇબી કોથળીમાં બાંધીને નાંખવું અમથું ગરમ કરી ઠંડું પડે ને થોડો સોડાખાર નાંખ્યાથી હલકું થશે. એ પાણી સાથ વાપરવાના સાબુ માટે ટોઇલેટમાં જુવો.

**પાણી આતશ વગર ગરમ કરવાં** એક પતરાંનાં વાસણમાં ભરીને બીજા મોટાં વાસણમાં ગોઠવી બેઉની વચમાંની ખાલી જગ્યામાં ચુનો નાંખી તે ઉપર થોડું પાણી છાંટવાથી ચુનો ગરમ થઇ તેની ગરમીએ વાસણમાંનું પાણી ઘણું ગરમ થશે.

**પાંણીમાં લાકડાંનો ધુમાડો ધુખર** ગરમ કરતી વખતે જતો અટકાવવા મેચીસની સળગાવવાની સળીઓ ઉપરનાં મુડાં તોડી કાઢી નાંખી લાકડાની સળીઓ પાંણીમાં નાખવાથી ધુમાડો ધુખર વિગેરે તે ખેંચી લેશે જેથી પાણીમાં વાસ આવશે નહિ.

**પાંણીમાં લોખંડનો ભાગ હોય તો** એક ગૅલન પાણીમાં એક મોટો ચમચો ભરી સોડા ખાર ( Washing Soda ) નાંખી ચાર પાંચ દિવસે નીચે ઠરેલું રહેવા દઇ નીતર્યું પાણી ગાળી લેવું.

ફીલ્ટર ઘણી જાતના આવે છે તેમાં કોલસો હોય તે થોડે દિવસે બી[redacted] વાસણોમાં મુકી અંગાર ઉપર શેકવાથી તેમાંનો કચરો નીકળી સોજ્જો થશે. થોડે વખતે બીજા નવા કોલસા લેવા, તેમજ અંદરથી વાસણો બરોબર ધોવાં. એક મટોડીનાં મોટાં કુંડાંનાં તળીઆંમાં કાણું પાડી તેમાં સ્પંજનો ટુકડો ખોસી બંધ કરવું પછી તેની ઉપર બારીક કોલસાની ભુકીનું એક ઇંચ જેટલું પડ નાંખી છેલ્લે રેતી અથવા ઝીણા પથરા ઉપર પાંથરીને તેમાં પાણી નાંખી રાખ્યાથી બધાં પડમાંથી ગળાઇને તદ્દન નીતર્યું પાંણી કુંડાંના તળીઆમાંથી બહાર નીકળશે. ગમે તેવું મેલું ને ગદલુ પાંણી એ રીતે સાફ થશે.

**ફીલ્ટર કરવા શૅમોઅ લેધરને** સોડા ખારનાં પાણીમાં બોળી સોજાં પાંણીએ ધોઇ પાંણી નીચવી ને દવા, દારૂ, ઘટ સીરપ વિગેરે તેથી ગળાશે, જ્યારે કામ પડે ત્યારે પહેલા સાદા પાંણીમાં બોળી લેવું, ઘટ પ્રવાહી પણ જલદી ગળાય છે. તદ્દન નવુ બ્લોટીંગ પેપર જોઇએ તો લેવું, તેમજ ફીલ્ટર પેપર પણ આવે છે.

**નળમાં પાંણી ઠંડીથી બંધાઇ ગયલું** હોય તો તેને પીગળાવવા પાઇપ ઉપર ખળખળતું પાંણી કીટલીની ધારે રેડવું, યા તો ગરમ પાંણીમાં કપડું બોળીને તે ઉપર વીંટાળવું, અથવા તો ન્યુસપેપરનું જાડું ગોળ બંદલ કરી તેને સળગાવી પાંણીની નળીઓ પર ફેરવ્યાથી બંધાયલું પીગળી જશે.

**પાંણીમાં સમાયલાં તત્વો** હાઇડ્રોજન ( Hydrogen ) તથા ઑક્ષીજન ( Oxygen ) નામની ગેસો વધતાં ઓછાં પ્રમાણમાં હોય છે. એ બને જાતની ગેસનાં તત્વો સાથ બીજી જાતની ગેસોની પણ આગલા આપેલી સમજ પરથી માલમ પડશે કે માણસો, પ્રાણીઓ, ખોરાકી, ઝાડપાન, હવા પાંણી અને બીજી બધી જાતના કુદરતી પદાર્થોમાં એ સઘળી ગેસો ભેળાયલી હોવાથી તે સર્વે જુદાં જુદાં પરીણામ ઉત્પન્ન કરે છે. પાણી ઘણુંજ ગરમ કરવાથી બળીને હવા રૂપે ઊડી જશે.

**૨૮૫.—આઇસ પીગળતું અટકાવવા** જમીનમાં દાટવું અથવા વહેર સાથ દાબીને તાસ્ટ બાંધી રાખવું; ધોઇને જાડાં ટરકીશ ટુવાલ અથવા ફ્લેનલમાં દાબીને વીંટાળી રાખ્યાથી જલદી પીગળશે નહિ, વાસણમાં ધોઇને મુકયા પછી પીછાંનો ટકીઓ ઉપર ઢાંકી રાખવો. મટોડીનાં વાસણ પર ફ્લેનલનો ટુકડો ઢીલો બાંધી તેમાં આઇસ અંદર અતરંગ રહે તેમ મુકી લાકડાંનું ઢાંકણ ઢાંકવું.

**થરમૉસ** ( Thermos ) નામની બનાવટની નાની મોટી બાટલીઓ આવે છે જેમાં આઇસના ટુકડા ધોઇને ભરી રાખ્યાથી ઘણા કલાકો સુધી પીગળી જવું નથી, ગરમીના દિવસો તેમજ લાંબી મુસાફરી અથવા સીકનેસની વખતે એ બાટલીઓ ઘણી ઉપયોગી થઇ પડે છે. એમાં ઘણી ગરમ પીવા માટેની ચીજો ચાહ, પાંણી, દુધ વિગેરે ભરી રાખેલું પણ ઠંડું પડતું નથી. નહિ વપરાતી કોઇ વખત ખોલવી.

એ બાટલીમાંથી ઠંડી ચીજ કાઢવા પછી તુરત ઘણું ગરમ રેડયું હોય અથવા ગરમ પછી ઠંડું ભર્યું હોય તો તેની અંદરની કાચના જેવી બનાવટ તુરત ભાંગીને ચુરો થઇ જશે. કેટલીક વખત હવામાં ઘણી ગરમીના સબબે પણ ખોલતી વખતે અથવા જમીન પર પડયાથી થરમૉસ ભાંગી જાય છે. આઇસ અંદર નાખેલાં કરતાં બહારથી ઠંડી કીધેલી ચીજો ખાધા પીધાથી નુકશાન કરશે નહિ.

**આઇસ જસતની પેટીઓમાં** લાંબો વખત રહેશે, તેમાં કોઇબી જાતની વાસવાલી ચીજો જેવી કે માછલી, ચીઝ, કાંદા, કેળાં વિગેરે મુકયાથી તેનો વાસ અંદર પેસસ થાય. સાબુ વગરનાં અમર્યાં પાંણીએ ધોવી. ફુટ પણ તેમાં થંડી થશે. આઇસ પર ઠંડું કરવા માટે વાસણની નીચે નાની રબરની રીંગ જાંમના જાર પરથી નીકળેલી મુકવાથી વાસણ સરી કે ઉથલાઇ જતું નથી. આઇસિમાં નીમક ભેળ્યાથી આઇસક્રીમ વિગેરે વધુ જલદી બંધાશે, બારીક આઇસનો ભુકો ત્રણ ભાગ ને નીમક કાળું એક ભાગને સુમારે લેવાથી જલદી પીગળતું નથી. બારીક ભુકી કરવા ખમણી પર ખમણીને તુરત વાપરવું. ઠંડકમાં ખોરાક રહે તેની કબાટો આવે છે.

**આઇસ માફક ઠંડક આપવા** પાંણી સાથ વેલાતી મીઠું સોડા સલફ્સ ( Soda Sulphus) કે મૅગનસ સલફ્સ ( Magnus Sulphus ) પીગળાવ્યાથી ઠંડું થશે, અથવા ઍમોનીઆ નાઇટ્રેટ ને સોડા બાઇકાર્બ ને બંને સરખાં વજનનું પાણીમાં ભેળવું. આઇસ તુરત નહિ મળે તો દુધમાં થોડીક સ્પીરીટ ( Methylated Spirit ) ભેળી વાપરવી, થોડો વખતવેર ઠંડું રહેશે.

**આઇસની લાદીનું વજન કાઢવું.** લંબાઇને પહોળાઇએ ગુણી પાછું તેની ઉંડાઇએ ગુણ્યા પછી જે રકમ આવે તેને ત્રીસે ભાંજવાથી માલમ પડશે.

---

## પ્રકરણ ૩૫.

## ખોરાકીમાં સમાયલાં પુષ્ટીકારક તત્વોને બંધાવાનાં ગુણો, તથા ખોરાકને સંભાળથી રાખવાની રીતો.

૨૮૬.—**ચોખા, ઘઉં, ઓટ તથા** બીજી જાતનો અનાજ, પટેટા, સકરકંદ, પાંઉ, ચેસ્ટનટ, અને બધી જાતનો મેવો, અને સર્વે ચીજો શરીરને ગરમી ને કૌવત આપનારી છે, એમાં સ્ટાર્ચ (Starch) એટલે કાંજીનાં જેવો ચીકાશદાર પદાર્થ સમાયલો હોવાથી તે ખાધાથી શરીરમાં ચરબી વધે છે. ચોખાના આટામાં નાઇટ્રોજન વધુ પ્રમાણમાં હોય છે. તેમજ કેટલીક જાતના અનાજોમાં થોડું પાંણી તેલ, ગુંદર તથા ખાંડને રાખના ભાગો હોય છે. ઊપલી ચીજોમાં આલબ્યુમનનો ભાગ પણ ગોશ તેમજ બીજી ખોરાકી કરતા લગભગ પોણો સો ટકા જેટલો હોવાથી વધુ પુષ્ટીકારક ગણાય છે.

**દાળ** કઠોળ જાત જાતનીમાં ચોખા ઘઊંના જેવા તત્વો ઉપરાંત ખાર, પૉટેશ, ચુનો, રાખ, મૅગનીશીઆ, કલોરીન, ફૉસફોરીક ઍસીડ, વિગેરે સમાયલું છે.

**બાર્લી** ( Barley ) માં ફૉસફેટ વધુ હોય છે તેમજ ખાંડ, આલબ્યુમન, ચરબી વિગેરે પોણો સો ટકાના પ્રમાણમાં છે. બાકીનું પાંણી છે. એનું ઊકાળેલું પાંણી ઘણુ-પુષ્ટીકારક કહેવાય અને બે કલાકમાં હજમ થશે. કાકડી દોધી વગેરેમાં પાંચ ટકા ઘટ પદાર્થને બાકીનો પાણીનો ભાગ હોય.

**તરકારી** કેટલીક જાતની લોહીનો વધારો કરવા તથા ફરવામાં મદદ કરે છે; જેવી કે કાંદા, ઑલીવ, ભાજી, ઍસપૅરેગસ, વિગેરે. વટાણા ફ્રેન્ચ બીન્સમાં ગંધકનો ભાગ વધુ હોય, ભાજીમાં ઑકઝેલીક ઍસીડ ને નીમકનો ભાગ વધુ રહે છે. ટાંમેટામાં પણ હાડકાંને માસને ટાકાટ આપવાના તત્વો છે, જેને ( Vitamines ) કહે છે. સાલીટમાં લોખંડનો ભાગ હોય જે વધુ ખાધાથી ટાકાટ આપશે.

**પટેટામાં** ચરબી, આલબ્યુમન, પાંણી, ખાંડ વિગેરેનાં તત્વો છે. ગોશ, મરઘી, વટાણા, ફ્રેન્ચબીન્સ, હાડકાં તથા માસને શકતી આપે છે, એમાં ખાંડ તથા સ્ટાર્ચનો ચીકાશદાર પદાર્થ હોતો નથી. પટેટાં છોલી બે ટુકડા કરી એક એક પર ગોળ ગોળ સહેજ પાણી લઇ ઘસવાથી દુધ જેવો ચીકાશ આવે તે સ્ટાર્ચ છે.

**ઇંડાં** પણ પુષ્ટિકારક છે તેમાં પાણી તથા આલબ્યુમનનો ભાગ સમાયલો છે, દાળ કરતાં સફેદી વધુ ટાકાત આપનારી છે. દાળને ફુટી તળીને ખાધેલા સારી રીતે હજમ થશે; કાચી દાળ થોડાં દુધમાં ભેળીને અપાશે. નબળાં તથા સીક માણસને ફકત સફેદી આપવા વૈદકમાં છે. તેમજ કાચાં ઇડાં એક કલાકમાં હજમ થશે, તળેલાંને બે કલાક ને બાંફેલું ત્રણથી સાડાત્રણ કલાક લેશે.

**દુધનું બંધારણ**, પોણો ભાગ પાંણી, બાકીનું નીમક, ચરબી, ખાંડ કેસીન આવો ( Casein ) અને આલબ્યુમન હોય છે, જે વધતા ઓછા ખોરાકના પ્રમાણમાં બચ્ચાં તેમજ સીક માણસને આપવાથી તેઓને ઘણું પુષ્ટિકારક થાય છે અને હાડકાં તેમજ માંસને શકતી આપનારૂં ગણાય છે. માંખણમાં પણ ઉપલી ચીજો સમાયલી છે. આલબ્યુમનનો ભાગ એક કપ દુધ તથા છાશમાં એકસો ત્રીસ ગ્રેનને સુમારે હોય છે.

**આલબ્યુમન** બધી જાતના ખોરાકોમાં ઘણું ખરૂં હોય છે. આલબ્યુમનને પ્રોટીડ ( Proteids ) પણ કહે છે. એમાં હાઇડ્રોજન, ઑક્ષીજન, કાર્બન, અને થોડીક ગંધક એ તત્વો વધતા ઓછા પ્રમાણમાં સમાયલાં છે, જે ખાધાથી લોહી તેમજ શરીરના બાંધાને મજબુતી આપે છે.

**માંખણમાં** હેંસી ટકા જેટલી ચરબી, બાકીનું નીમક, કેસીનને પાંણી છે.

**છાશ** એમાંથી નીકળેલું ( Butter Milk ) માં પણ પુષ્ટીકારક તત્વો ઘણા રહેલાં હોય છે તેમાંનો ખાંડનો ભાગ લૅકટીક ઍસીડ (Lactic Acid) માં ફેરવાઇ

જવાથી વધુ સારી રીતે નાતવાન માણુસ પણુ બે કલાકના સુમારમાં હજમ કરી શકે છે. બીજી રીતની છાશ ( Whey ) દુધને ફાડીને છુટાં પડેલાં પાંણીમાં પણુ થોડુંક તત્વ હોવાથી ઘણાં નબલાંને સારી રીતે હજમ થશે.

**ખમીર** ( Yeast ) આથો લાવવા વપરાય છે, સોજું પારખવા પાંણીમાં સહેજ નાંખવાથી ઉપર તર્યા કરશે. બગડેલું નીચે બેસી જશે. બનાવવા એક ભાગ ફટકડી બાળેલી ભુકી, દોઢ ભાગ સોડા બાઈકાર્બને બે ભાગ સ્ટાર્ચનો પાઊડર ભેગી ઠંડકમાં રાખવું, કોહબી ચીજમાં થોડું ભેળવાથી ખમીર માફક ચઢશે. માઇક્રોસકોપે જેવાથી ઝાડ અથવા જંતુઓના જેવા આકારો ખમીરમાં દીસશે.

**માછલીમાં** ફૉસફેટ નામના પદાર્થ સાથ બીજા તત્વો હોય છે, જે પણુ પુષ્ટિકારક છે. પાંણી, તેલ, ચરબી, ખાર વિગેરે માછલીમાં સમાયલું છે. એ જલદી બગડી જવાનો સંભવ હોય છે.

**ગોશમાં** નાઇટ્રોજંન, આલબ્યુમૅન, જીલેટીન વિગેરે સમાયલું હોવાથી કામકાજ ને મહેનત કરનાર માણુસને માટે પુષ્ટીકારક છે. રાંધેલું ચાર કલાકે હજમ થશે.

**હાડકાંને** ઊકાળવાથી જીલેટીન વધુ પ્રમાણુમાં નીકળવાથી તેની ગ્રેવી તથા સુપ બનાવેલો નબળાને શકતી આપવા માટે પાય છે.

**મરઘીમાં** પણુ ગોશ મુજબના તત્વો ઘણાં થોડાં પ્રમાણુમાં સમાયલાં છે. હજમ કરવા તેનાથી થોડો વખત લેશે.

**ચરબી ને તેલમાં** પોણો ભાગ પાંણી ને બીજી ઘટ ચીજો છે.

**સ્ટાર્ચ** કાંજી ઠંડાં પાંણીમાં મળી જતા નથી. ગરમમાં તુરત મળશે, જે ખોરાકી તેમજ કપડાં વિગેરેમાં ઊપયોગી છે.

**કૉફીમાં** પાંણીનો ભાગ, આલબ્યુંમંન, ચરબી, તેલ અને ટૅનીન ( Tannin ) હોય છે.

**ચાહને** પણુ લાંબો વખત પાંણીમાં રાખવાથી ટેનીન જેવો સ્વાદ તેમાં આવશે.

**કોકો તથા ચૉકલેટ** વધુ લીધાથી માંસનો વધારો થઇ શરીર જાડું થાય છે, તેમાં પણુ સ્ટાર્ચનો ભાગ હોય છે.

**ખાંડ, સાકર, ગ્લુકોઝ** હાડકાંને શક્તિ આપે છે, કારણુ તેમાં પણુ સ્ટાર્ચનો ભાગ વધુ હોય છે. છેલ્લી ચીજ ઘણા નબલાંને વધતાં ઓછાં પ્રમાણુમાં આપવાથી ટાકાત આવશે.

**સૅકરીન** પણુ દવા તરીકે ઊપ્યોગની છે અને તેમાં ખાંડ કરતાં બસોથી ત્રણુસો ઘણો મીઠાસ સમાયલો કહેવાય છે.

**મૉલ્ટ** (Malt) ભુંજેલાંમાંથી નીકળતો ભુરા રંગનો સ્ટાર્ચ ચીકાશવાલો અને ખાંડ જેવો મીઠાશ તેમાં હોય છે, એમાંથી બનેલું મૉલટીન (Maltine) પણુ શકતી આપવા માટે કેટલાકને પાય છે.

**ખારેક** તાડનાં ઝાડનું ફળ જેમાં અર્ધો ભાગ ઊપર ખાંડ તથા બીજા માસ વધારનાર પદાર્થ સમાયલા હોય છે.

**નાલીએરમાં** ચરબી ને નાઇટ્રોજન હોવાથીજ જલદી હજમ થશે, એનું પાંણી તથા દુધ ખોરાકીમાં લે છે, ખમનેલાંમાં ગરંમ પાની રેડવાથી વધુ દુધ નીકળશે.

**કેળાં** પાકાંમા ખાંડનો ભાગ વધુ હોય છે. સાથે ચરબી, પાંણી તથા આલબ્યુમન વિગેરે તેનું બંધારણ છે.

**દ્રાક્ષ, સંત્રા, મોસંબી, દાડમ, અનીનાસ, પપેનાસ** વિગેરે રસવાલી ફ્રુટ નાઇટ્રોજન તથા ખતાશનો ભાગ હોવાથી તે લોહી સુધારે છે. નાના બચ્ચા તેમજ સીક માણુસને મોસંબી સંત્રાનો રસ પાવાથી ફ્રાયદો થશે. કેટલીક જાતની ફ્રુટ તેમજ તરકારીમાં ખારનો ભાગ હોય છે.

**લીંબુની** ઘણી જાત આવે છે, જેમા સાઇટ્રીક ઍસીડ તથા પૅાટેશ, જુદાં જુદાં પ્રમાણુમાં હોવાથી ખોરાકી, દવાદારૂ વિગેરેના ઘણાંક ઊપયોગમા લેવાય છે તેમજ ગરમીના દિવસોમાં પાંણીમાં તેનો રસ ભેળી પાવાથી ઠંડક આપી લોહીનો પણુ સુધારો કરે છે.

**તરબુચમાં** નેવું ટકા પાંણી સમાયલું છે.

**સપરચન** બધી ફ્રુટ કરતા સૌથી પુષ્ટીકારક ગણાય તેમાં થોડું લોખંડ છે.

**પીચના ઠળીઆના** બીજમાંથી કડવી બદામના જેવું તેલ નીકળશે એમાં તથા પેરમાં ખાંડનો ભાગ વધતા ઓછા પ્રમાણુમાં હોય છે.

**તેલ નીકળે તેવી ચીજો** રાઇ, મરી, આદુ, તજ, લવંગ, અળસી.

**મેવો** દરેક જાતનો પુષ્ટીકારક છે પણુ તે વધુ ખાવાથી કોઇને ગરમ પડે છે; ચાવીને બરાબર નહિ ખવાય તો છુંદી કે દળીને ખાધાથી સારી રીતે હજમ થશે. તેમાંથી તેલ જેવો ચીકાશ મળે છે. બદામને પીલીને કાઢેલું તેલ ઘણું ગુણુવાળું છે, જે નબલા માણુસના શરિર તેમજ માથા પર લગાડવાથી ફ્રાયદો કરે છે. એક રતલ અખરોટ કોટલાંમાંથી કાઢેલીમાં કોઇબી પુષ્ટીકારક ખોરાકનાં બે ત્રતીઆંશ ભાગ જેટલો કસ તેમાં સમાયલો હોય છે, એ ચાર ઔંસ જેટલી તેટલાજ વજનના ગોશ જેટલી પુષ્ટીકારક ગણાય છે. અંજીર તથા ખજુર ખાધાથી કૌવત આવે છે.

**દારૂમાંથી** ઑક્ષીજન (Oxygen) અને નાઇત્રોજનના (Nitrogen) તત્વો જુદાં જુદાં પ્રમાણુમાં મળશે. સરકામાં ઍસેટીક ઍસીડ હોય છે. જાત જાતની વનસ્પતીમાં ઑાક્ષીજન, હાઇડ્રોજન, અને કાર્બન નામની ગેસનાં તત્વો હોય છે એ પરથી માલમ પડશે કે કુદરતે દરેક જાતના ખોરાક તથા પ્રવાહી ચીજોમાં ઊપર આપ્યા મુજબના અનેક જાતનાં તત્વો બધામાં સમાવેલાં હોવાથી માણુસ તેમજ દરેક જાતના પ્રાંણી-ઓને ટાકાત આપવા જુદી જુદી રીતે ઊપયોગી થાય છે.

**બંધાય તેવી ચીજો** ગુંદર, સરસ, ચોખા તથા ઘઊંનો આટો વિગેરે. કૉર્નફ્લૉઅર એક કપ પાણી અથવા દુધમાં જોસ પાડીને એક ચમચો ભેળ્યાથી ઘટ બંધાશે. આગુ ચોખામાં ચીકાશ હોવાથી બંધાશે. જીલેટીન અથવા આઇસીંગગ્લાસ દોઢથી બે વચલા ચમચા ભરીને બારીક ભુકો અર્ધા શેર દુધમાં ઉકાળ્યાથી ઘટ થાય છે ને ખાવામાં પુષ્ટીકારક હોય છે. એક ઈંડું પાશેર દુધનું કસ્ટર્ડ બાંધશે.

**૨૮૭-ખોરાક સંભાળથી રાખવો,** ખરાબ વાસ અથવા બગડેલી હવામાં મુકવો નહિ, ખાવા પીવાની ચીજો હંમેશાં ઢાંકી રાખવી, તેમાં ખાસ કરીને પાણી તથા દુધ જેવી ચીજો પર માખ, મગત્રાં કે મચ્છર બેસવા પછી તે ખાધા પીધામાં આવે તો નુકશાંન કરશે. તારની જાલી કે નેટનું કપડું ઢાંકવા વાપરવી, કેટલોક ખોરાક કાચો રાખવા માટે આઇસ, સરકો, નીમક, ટંકણ ખાર વિગેરે વપરાય છે તેમજ કેટલીક ચીજો સુકવીને પણ રાખે છે.

**પાણીના** ટંમ્બ્લરો ઢાંકવા માટે રકાબીને બદલે બારીક કપડાંના ચોરસ ટુકડાને જાડી લેસ અથવા દાણાની ઝાલર ટાંકવાથી ઢાંકણા ઉડી જશે નહિ.

કબાટ પીંજરાં ને ગોડાઉન વિગેરેમાં કોલસો અથવા કળી ચુનો દાબડામાં મુકયાથી ખરાબ હવા ચુશી લેશે, બાંધકામ માટે વપરાતો ચુનો પાંણી છાંટી રાખવો દર મહીને બદલવો; હવા સ્વચ્છ રાખવા માટે પાછલ આપેલું છે. કાગળની સફેદ થેલીઓને ટંકણખારના પાણીમાં બોળી સુકાયા પછી ખંખેરી કાઢી તેમાં મીઠાઇ ટાંકળી વિગેરે રાખવાથી કીડીઓ તે પર આવતી નથી. કીડી નહસાડવા પાછલ જુવો.

માંખને ખોરાક આગલથી નહસાડવા કપુરનો ટુકડો પાસે મુકવો. રાંધેલું ગરમ રાખવા ચુહલા પર ગરમ પાણી થતુ હોય તે પર મુકવું.

---

## પ્રકરણ ૩૬.

## ઘરમાં ચાલુ વાપરવાની ચીજો, તેનો ઉપયોગ તથા બનાવવાની રીતો.

---

**૨૮૮–ખાર** વીસ જાતનાં સુમારે છે, જે ઘણાખરા નીમકમાંથી બને છે. પાપડખાર, સોડા બાઇકાર્બ અથવા કાર્બોનેટ ઑફ સોડા ( Soda Bicarb ) બંને એકજ જાતનો છે. દવાદારૂ, ખોરાકી, મીઠાઇમાં વપરાય છે, તેમજ ઘરઘતુ સરસામાંન કપડાં વિગેરે સાફસુફ કરવાના ઉપયોગનો. નીમકનો ઉપયોગ વિષે વૈદકમાં આપેલું છે.

**વૉશીંગ સોડા** ( Washing Soda ) હલકી જાતનો ખાર ખોરાકી સીવાય બીજી દરેક રીતે વપરાશે. સુરોખારબી ઉપયોગી છે.

કાઇબી ખાર ખપ પડે ત્યારેજ પાણીમાં મેળવવો, આગમચથી ભેળયાથી તેની ગેસ નીકળી જાય છે.

**ટંકણખાર** બોરૅક્સ ( Borax ) સર્વે ઉપયોગનો દવાદારૂમાં તેમજ ઘરઘતુ ચીજો સાફ કરવા, ડાઘો કાઢવા, કપડાં તથા વાસણો ધોતી વખતે ચીકાશ તથા મેલ કાઢવા, ઘર ને બગીચામાંનાં જીવ જંતુઓ નહસાડવા માટે વપરાય છે. ખોરાક પર ટંકણખાર છાંટવાથી બગડતો નથી.

**નવસાગર** ઍમોનીઆ ( Ammonia ) ઘરના ચાલુ વપરાશમાં લેવાય છે, એનાંથી પણ દરેક જાતની ચીજો કપડાં લુગડાં, ધાતુ, કાચ વિગેરે સાફ થઇ ડાઘો કાઢશે. ( Scrubb's Ammonia ) તે માટે જાણીતો છે. દવા માટે વપરાતો ઍમોનીઆ જુદા જુદા પ્રકારનો ટુકડા તથા પાંણી જેવો આવે છે, તેનો વાસ પણ જલ્લદ હોવાથી એકદમ સુંઘવો નહિં, આતશ નજદીક હશે તો સળગી ઉઠે છે, એ માટે રબર અથવા કાચનો બુચ વાપરવો, તેમજ ઍમોનીઆની સીસી ઉઘાડી રાખવાથી તેની ગેસ ડમમાં ચાલુ લેવા સારી નથી.

**ઍમોનીઆનું પાણી બનાવવા** નવસાગરનાં પાણીમાં સાબુ ને ટંકણખાર ભેળવો; સફેદ ને ગદલું ( Cloudy ) કરવા મેથીલેતેડ સ્પીરીટનાં થોડાં ટીપાં નાખવાં.

**૨૮૯-ટરપીંનટાંઇન** ( Turpentine ) દેવદાર તથા પાંઇનનાં ઝાડમાંથી બનેલું દવા તથા ઘરઘતુ ઘણાક ઉપયોગમાં લેવાય છે, એના વાસથી જંતુઓ વિગેરે દુર થશે, હવા પણ સ્વચ્છ થાય છે.

**૨૯૦-બેકીંગ પાઉડર** ( Baking Powder ) **બનાવવા** કાર્બનેટ ઑફ સોડા આંઠ ઔંસ, ટાર્ટેરીક ઍસીડ અથવા પૉટેશ બાયકાર્બ છ ઔંસ, ચોખાનો આટો અથવા કોર્નફ્લૉઅર દસ ઔંસ સર્વે ભેગી દાબડા અથવા સીસામાં ભરી રાખી બાસ-કીટ કેક વિગેરેમાં નાંખવાથી ખીલીને હલકાં થાય છે. સુમારે એક રતલનું બનાવતી વખતે એક ચમચી લેવો. એમાં ફટકડી ભેળેલી હશે તો ઠંડા પાંણીમાં મેળવી ને પર ગરમ પાંણી રેડી સીસોમાં રાખવાથી સહેજ બ્લુ રંગ થશે.

સાગુ ચોખાને દુધમાં ભીનવી નરમ માવા જેવા થાય ને એક ચમચા જેટલો ચાર ચમચા આટામાં ભેળવાથી બેકીંગ પાઉડરને બદલે વપરાશે.

**૨૯૧-ફટકડી** ( Alum ) જમીનમાંથી નીકળતી સફેદ નીત્રી ચળકટા રંગની ખારી વસ્તુ દવાદારૂ તથા ઘરઘતુ ઉપયોગમાં આવે છે.

**૨૯૨-પ્યુમીસ્ટોન** ( Pumice Stone ) એક જાતનો સફેદ પત્થર, જવાળા-મુખીમાંથી નીકળતા રસ બંધાઇ જવાથી બને છે, જે ઘરઘતુ વપરાશમાં લે છે. બનાવટી પણ તેવા પત્થરો આવે છે.

**૨૯૩.—પર્લએશ** ( Pearl Ash ) એક જાતનો ખાર કાર્બનેટ ઑફ પૉટે-શમાંથી બને છે, તેમજ તરકારી બાળીને તેની બનેલી સોજી રાખ પણ ઉપલા ખારને બદલે સસતી તેમજ ઉપયોગની થાય છે. વાસણ ઉજાળવા તેમજ ડાઘો ને પરના તેમજ કપડાં પરના તેનાથી નીકળશે. તરકારીની રાખને પણ ઍશ સોડા કહે છે.

૨૯૪–ગુંદર ( Gum ) ઘણી જાતનો આવે છે, જેવો કે શેકનો, બાવળ, આમલી, પીચ, ચેરીઝ, આલુ વિગેરેના ઝાડોની ડાળીઓમાંથી નીકળતા રસમાંથી બનેલો છે. અલસીના દાણામાંથી એક જાતનો ગુંદર બનાવી શકાય છે, રાજમ પણ ગુંદરની જાત છે. ઘરઘતુ ચીજો વળગાડવા માટે તથા દવાદારૂ અને ખોરાકીમાં વિગેરે વપરાય છે. વળગાડવાની રીતોમાં ગુંદર વિષે પાછળ મળશે.

ડૅકસ્ત્રીન (Dextrine) કાંજી (Starch) ને ઍસીડની મેળવણીથી બનેલો પદાર્થ વળગાડવામાં વપરાય છે.

૨૯૫–સુખડ બાળવાથી હવા સ્વચ્છ ને સુગંધી બને છે, તેના ધુમાડાથી મચ્છર તથા બીજાં જંતુઓ દુર થાય છે; સુખડ દવા તરીકે પીવા તથા પાંણી અથવા ગોલાબમાં ઘસીને ચામડીના ડાઘો પર લગાડે છે. તેલ બનાવવા વૈદકમાં જોવું. અગર એક જાતનાં સુગંધીદાર છોડીઆં આતશ પર બાળે છે.

લોબાંન આતશ પર નાંખવાથી ખુશબો નીકળે છે. દવાના વપરાશમાં પણ આવે છે. ધુસલ પણ બાળવાથી ખરાબ હવા સ્વચ્છ થશે.

## પ્લેટ પાઉડરો તથા જેવેલ વૉટર.

૨૯૬– ચાક સોજ્જો જે દવા સારૂ વપરાય છે તે અર્ધો રતલ લઇ તેમાં લાલ રંગની ભુકી દાગીના સાફ કરવા ઝવેરીઓ વાપરે છે જેને (Jeweller's Rouge કહે છે તે ત્રણ ઔંસ ભેળીને બાટલીમાં રાખવી. સોજ્જો ચાક બનાવવા વૈદકની પરચુરણ બાબદમાં છે.

નીમક બારીક વાટેલું વીસ ગ્રેનને સુમારે લેવું, સાથે કાડીખાર ( Nitrate of Silver) સરખાં વજનનું સુમારે લઇ તેનાં ચોથા ભાગ જેટલો ક્રીમ ઑફ ટાર્ટરનો ભુકો ભેળીને રાખવો. રૂપું વિગેરે એનેથી પૉલીશ થાય છે. સોજ્જા ચાકની બારીક ભુકી રતલ એક, મેગનીશીઆ રતલ અર્ધો, ક્રીમ ઑફ ટાર્ટરની ભુકી રતલ પા ભેળીને પાંણી, દારૂનો અર્ક અથવા કોઇબી જાતની સ્પીરીટમાં મેળવી પાતલું લગાડી સોજું કપડું, ફ્લેનલ યા શેમોઆ લેધરે તુંછી નાંખવું.

૨૯૭–જેવેલ વૉટર ( Javell Water ) રંગ ઓસવવા તથા ડાઘો કાઢવાનું બનાવવું. એક બાટલી જોશ પાણીમાં એક રતલ વોશીંગ સોડા પીગળાવવો અને અર્ધો રતલ બ્લીચીંગ પાઉડર (Bleaching Powder ) અથવા (Chloride of Lime) પણ કહે છે જે કપડાં ઓસવવામાં વપરાય છે, તેને બે બાટલી ઠંડાં પાંણીમાં મેળવીને ઉપલાં ગરમ પાંણી સાથે ભેળવું. નીચે ઠરી જાય ને નીતર્યું પાંણી ગાળી લઇ, ચપટ બુચ મારી અંધારી જગામાં રાખવું. ખપ પડે ત્યારે કપડાં ધોવામાં વાપરવું. એક બાલદી પાણીમાં એકુ બે પ્યાલાંને સુમારે ભેળવું. એવી ઘણીક જાતની મેળવણીઓ ઘરઘતુ ઉપયોગમાં આવે છે. સફેદ કપડાના ડાઘ, પર થોડા ટીપા નાખવાં.



## પ્રકરણ ૩૭.

# તોલ્યા વગર ખોરાકીનો સુમાર લેવાની સમજણ.

૨૯૮—આટો ૧ ઉપર વેર ભરેલો મોટો ચમચો (ટેબ્લસ્પુન) = ૧ ઔંસ

| | | | |
|---|---|---|---|
| આરારૂટ તથા કોર્નફ્લૉઅર | ૧ ઉપરવેર ભરેલો | = | ,, |
| ઓટમીલ | ૧½ સપાટ ચમચો | = | ,, |
| ઑલીવ ઑઇલ | ૨ સપાટ ચમચા | = | ,, |
| કઠોળ (કોઇબી જાતની દાળ) | ૨ ઉપર વેર ભરેલા | = | ,, |
| કરી પાઉડર | ૧ સપાટ ચમચો | = | ,, |
| કાર્બોનેટ ઑફ સોડા | ૧ ઉપર વેર ભરેલો | = | ,, |
| ક્રીમ ઓફ ટાર્ટર | ૧ ઉપર વેર ભરેલો | = | ,, |
| કોકો | ૩ સપાટ ચમચા | = | ,, |
| કૉફી દળેલી | ૨ ઉપર વેર ભરેલા | = | ,, |
| ખાંડ રવાની | ૧ ઉપર વેર ભરેલો | = | ,, |
| ખાંડ મેદાની | ૧ સપાટ ચમચો | = | ,, |
| ખાંડના ટુકડા | ૫ થી ૬ લોફ શુગરના | = | ,, |
| ગૉળ | ૧ સપાટ ચમચો | = | ,, |
| ચરબી કાપેલી | ૧ ઉપર વેર ભરેલો | = | ,, |
| ચાહ • | ૨ સપાટ ચમચા | = | ,, |
| ચોખા | ૧ સપાટ ચમચો | = | ,, |
| દ્રાક્ષ | ૧ ઉપર વેર ભરેલો | = | ,, |
| નાલીએર ખમણેલું | ૨ ભરેલા ચમચા | = | ,, |
| નીમક | ૨ સપાટ ચમચા | = | ,, |
| પનીરનો ભુકો | ૧ ઉપર વેર ભરેલો | = | ,, |
| પાણી અથવા દવા | ૨ ચમચા | = | ,, |
| પાંઉનો ભુકો | ૨ ઉપર વેર ભરેલા | = | ,, |
| બદાંમ ખમણેલી | ૧ ઉપર વેર ભરેલો | = | ,, |
| બાર્લીના દાણા | ૧ ઉપર વેર ભરેલો | = | ,, |
| માખણ | ૧ સપાટ ચમચો | = | ,, |
| મારજરીન (ચરબી તાવેલી) | ½ ચમચો | = | ,, |
| રાઇ | ૨ ચમચા સપાટ | = | ,, |
| વટાણા | ૧ સપાટ ચમચો | = | ,, |
| સાગુ ચોખા | ૧ સપાટ ચમચો | = | ,, |
| સેવનો ભુકો | ૧ ઉપર વેર ભરેલો | = | ,, |

એ સર્વે ચીજો અજાગી ભરેલી અથવા દાબીને ભરવાથી તેમજ કોઇક ચમચા નાના મોટા હોવાથી ઉપર લખ્યા મુજબના વજણમાં થોડોક ફરક પડશે.

## ચમચી ચમચાનું કપ તથા માપ.

૧ નાનું કપ ( પ્યાલું )—કોરી કપ.

૧ વચલું „ — ટી કપ-½ પાંઈટ પાણી કે દુધ ૫ ) ઔંસ થશે—
ખાંડ અથવા ચોખા ભરેલા વજનનું ½ રતલ.

૧ મોટું „ બ્રેકફાસ્ટ કપ-½ પાંઈટ પાણી-૮ ઔંસ ઉપલી ચીજ એક રતલ વજનમાં તેમજ દાબીને ભરેલું માખણ પણ તેટલુંજ થવા જશે—આટો કોઈબી જાતનો હલકો હોવાથી ૪ ઔંસ ને સુમારે તોલમાં થશે.

૧ નાની નીમકની ચમચી ભરેલી =½ ટી સ્પુન ચાહેની ( ચમચી ) Tea Spoon થશે.

૨ ટી સ્પુન = ૧ સપાટ વચલો ચમચો-Dessert Spoon.

૨ વચલા ચમચા = ૧ મોટો ચમચો = Table Spoon.

૪ મોટા ચમચા ભરેલા = એક નાનુ કપ પાણીએ ભરાશે.

## પાણી જેવી ચીજોનો સુમાર.

૧ ચમચી = ૬૦ ટીપાં = ૧ ડ્રામ-Drachm.

૮ ડ્રામ = ૧ ઔંસ = ૪૫૦ થી ૪૮૦ ટીપાં પાંણી જેવી અથવા ઘટ પ્રવાહીનાં સુમારે થશે.

૧ વચલો ચમચો = ¼ ઔંસ.

૪ ચમચા = ⅛ પાંઇન્ટ=૧ વાઇન ગ્લાસ=૨ ઔંસ.

૧૬ ચમચા = ½ પાંઇન્ટ=કપ=૧ પાશેર=ના રતલ વજન.

૧ ટંમ્લર નાનું = ½ પાંઇન્ટ=૮ ઔંસ.

૧ મોટું ટમ્બલર = ૧ પાંઇન્ટ=½ બાટલી=૬ વાઇન ગ્લાસ ૧ રતલ વજન.

૨ પાંઇન્ટ = ૪ કપ=૧ બાટલી ૨૪ ઔંસ=૧ શેર માપનાં પાશેરાએ ભરેલું.

૬ બાટલી = ૧ ગૅલન=૧૦ રતલ વજન.

૧૨૬ બાટલી = ૩૧½ ગૅલનને સુમારે=૧ પીપમાં સમાય છે. મોટાં પીપમાં વધુ હોય છે.

દવા વિગેરેના માપનાં કોઠકો આગળ આપ્યાં છે.

ચમચી, ચમચા, કપ, ટંમ્લર વિગેરે સાધારણ વપરાશનાં બધાં સરખાં હોતાં નથી, કોઇક નાનાં મોટાં હોવાથી માપ તથા વજનમાં થોડો ઘણો ફેર પડશે, બાટલીઓ પણ નાની મોટી કોઇક હોવાથી માપમાં ફેર પડે છે.

## પ્રકરણ ૩૮.

### પા શેરથી ૧ મણ સુધીના જુદા જુદા ભાવના કોઠા.

મણના ભાવ.

| નંબર ૨૯૯. | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૮, રતલ ૧ મણ | રૂ. આ. પૈ. | રૂ. આ. પૈ | રૂ. આ. પૈ | રૂ. આ. પૈ. | રૂ. આ. પૈ. | રૂ. આ. પૈ. | રૂ. આ. પૈ. | રૂ. આ. પૈ | રૂ. આ. પૈ. | રૂ. આ. પૈ. |
| ૪૦, શેર=૧ મણ | ૨- ૮-૦ | ૩-૧૨- ૦ | ૬- ૪- ૦ | ૭- ૮-૦ | ૮-૧૨- ૦ | ૧૦- ૦-૦ | ૧૧- ૮-૦ | ૧૩-૧૨-૦ | ૧૫- ૦-૦ | ૨૫- ૦-૦ |
| શેર ૧ ના. | ૦- ૧-૦ | ૦- ૧- ૬ | ૦- ૨- ૬ | ૦- ૩-૦ | ૦- ૩- ૬ | ૦- ૪-૦ | ૦- ૫-૦ | ૦- ૫-૬ | ૦- ૬-૦ | ૦-૧૦-૦ |
| પા શેરના. | ૦- ૦-૩ | ૦- ૦-૪॥ | ૦- ૦- ૭॥ | ૦- ૦-૯ | ૦- ૦-૧૦॥ | ૦- ૧-૦ | ૦- ૧-૩ | ૦- ૧-૪॥ | ૦- ૧-૬ | ૦- ૬-૨ |
| અચ્છેરના. | ૦- ૦-૬ | ૦- ૦- ૯ | ૦- ૧- ૩ | ૦- ૧-૬ | ૦- ૧- ૯ | ૦- ૨-૦ | ૦- ૨-૬ | ૦- ૨-૯ | ૦- ૩-૦ | ૦- ૫-૦ |
| પોણો શેરના. | ૦- ૦-૯ | ૦- ૧-૧॥ | ૦- ૧-૧૦॥ | ૦- ૨-૩ | ૦- ૨- ૭॥ | ૦- ૩-૦ | ૦- ૩-૯ | ૦- ૪ ૧॥ | ૦- ૪-૬ | ૦- ૭-૬ |
| પાંચ શેરના. | ૦- ૫-૦ | ૦- ૭- ૬ | ૦-૧૨- ૬ | ૦-૧૫-૦ | ૧- ૧- ૬ | ૧- ૪-૦ | ૧- ૯-૦ | ૧-૧૧-૬ | ૧-૧૪-૦ | ૩- ૨-૦ |
| દશ શેરના. | ૦-૧૦-૦ | ૦-૧૫- ૦ | ૧- ૯- ૦ | ૧-૧૪-૦ | ૨- ૩- ૦ | ૨- ૮-૦ | ૩- ૨-૦ | ૩- ૭-૦ | ૩-૧૨-૦ | ૬- ૪-૦ |
| વીશ શેરના. | ૧- ૪-૦ | ૧-૧૪- ૦ | ૩- ૨- ૦ | ૩-૧૨-૦ | ૪- ૬- ૦ | ૫- ૦-૦ | ૬- ૪-૦ | ૬-૧૪-૦ | ૭- ૮-૦ | ૧૨- ૮-૦ |
| પાંત્રીશ શેરના. | ૨- ૩-૦ | ૩- ૪- ૬ | ૫- ૭- ૬ | ૬- ૯-૦ | ૭-૧૦- ૬ | ૮-૧૨-૦ | ૧૦-૧૫-૦ | ૧૨- ૦-૬ | ૧૩- ૨-૦ | ૨૧-૧૪-૦ |

## પ્રકરણ ૩૯.

## વ્યાજ ગણવાની રીતો.

૩૦૦–મહિનાના દિવસ ત્રીસ ( ૩૦ ) ગણવા જેટલા રૂપ્યા વ્યાજે મુકયા હોય તેટલી રકમને જેટલા દિવસ તે રહ્યા હોય તે દિવસે ગુણવા. પછી તે ગુણાકારને—

૯૦, વડે ભાગવાથી ૪ ટકાનું વ્યાજ.
૭૨, વડે " ૫ ટકાનું વ્યાજ.
૬૦'— "— ૬ "
૪૫,— „ — ૮ „
૪૦,— „ — ૯ „
૩૬,— „ — ૧૦ „
૩૦,— „ — ૧૨ „

ભાગાકાર જે આવ તે બધા દોકડા થાય છે, માટે તેને પાછા ૧૦૦ એ ભાંજવા, એટલે તેટલા રૂપિઆ જવાબ ( વ્યાજ ) આવશે. અથવા તો તે ભાગાકારના જવાબના જમણી બાજુના બે આંકડા કાપવાથી જે રકમ રહે તેટલા રૂપિઆ વ્યાજ જાણવું. ૧ ) દાખલો—દર વરસે દર સેંકડે ૬ ટકા પ્રમાણે રૂ૦ ૨૦૦ નું ૩ મહિનાનું વ્યાજ શું ?

૨૦૦ રૂપિઆ વ્યાજે રાખ્યા.
×૯૦ દિવસ તે રૂપિઆ રહ્યા.

૬૦ ) ૧૮૦૦૦ સાઠ વડે તે ગુણાકારને ભાગ્યા

૧૦૦ ) ૩૦૦= દોકડા વ્યાજ ૬ ટકા લેખે આવ્યું

૩= રૂપિઆ વ્યાજ આવ્યું.

[ ૨ ] દર વરસે દર સેંકડે ૯ ટકા પ્રમાણે. ૨૦૦૦ રૂ. નું ૩ મહિનાને ૧૦ દિવસનું વ્યાજ શું ?

૨૦૦૦ રૂપિઆ.
×૧૦૦ દિવસ રહ્યા.

૪૦ ) ૨૦૦૦૦૦

૧૦૦ ) ૫૦૦૦

૫૦ રૂ. વ્યાજ. ૯ ટકા લેખેનુ

[ ૩ ] દર વરસે દર સેંકડે ૪ ટકા પ્રમાણે રૂા. ૧૫૦૦૦ નું ૫ મહિના ને ૧૦ દિવસનું વ્યાજ શું ?

૧૫૦૦૦ રૂપીઆ.
×૧૬૦ દિવસ રહ્યા.

૯૦ ) ૨૪૦૦૦૦૦

૧૦૦ ) ૨૬૬૬૬ાા ( ૩/૪ ) ૪ ટકા મુજબ વ્યાજ થયું

રૂા. ૨૬૬—ાા=ા વ્યાજ.

[ ૪ ] દર વરસે દર સેંકડે ૮ ટકા પ્રમાણે રૂ. ૩૦૦ નું ૪ મહિનાનું વ્યાજ શું ?

૩૦૦ રૂા.
×૧૨૦ દિવસ રહ્યા.

૪૫ ) ૩૬૦૦૦ —

૧૦૦ ) ૮૦૦ દોકડા ૮ ટકા મુજબ વ્યાજ થયું

૮ = રૂા. વ્યાજ.

[ ૫ ] દર વરસે સેંકડે ૬ ટકાની તેરીખે રૂ. ૫૦૦ નું ૫ વરસનું વ્યાજ શું ?

રૂ. ૧૦૦ : ૫૦૦ : : ૬
વરસ : વરસ
૧ : ૫

$$\frac{૫૦૦ \times ૬ \times ૫}{૧૦૦ \times ૧}$$ = ૧૫૦ રૂપિઆ વ્યાજ થયું.

છેલ્લો દાખલો સાધારણ ત્રીઆસીના હીસાબે ગણી બતાવ્યો છે.

## પગાર અથવા ભાડું મહીનાનું હોય તેના દર રોજના હીસાબની ગણત્રી રૂ. ૧ થી ૧૦,૦૦૦ સુધીની.

| ઉઠરૂ-કોઠો રૂ. ૧ રૂ. ૧૦,૦૦૦ | ૨૮ દીવસ પ્રમાંણે. | | | ૨૯ દીવસ પ્રમાંણે. | | | ૩૦ દીવસ પ્રમાંણે. | | | ૩૧ દીવસ પ્રમાંણે. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રૂ. | રૂ. | આ. | પૈ. | રૂ. | આ. | પૈ. | રૂ. | આ. | પૈ. | રૂ. | આ. | પૈ. |
| ૧ | ૦ | ૦ | ૭ | ૦ | ૦ | ૭ | ૦ | ૦ | ૬ | ૦ | ૦ | ૬ |
| ૨ | ૦ | ૧ | ૨ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ |
| ૩ | ૦ | ૧ | ૯ | ૦ | ૧ | ૮ | ૦ | ૧ | ૮ | ૦ | ૧ | ૭ |
| ૪ | ૦ | ૨ | ૩ | ૦ | ૨ | ૨ | ૦ | ૨ | ૨ | ૦ | ૨ | ૧ |
| ૫ | ૦ | ૨ | ૧૦ | ૦ | ૨ | ૯ | ૦ | ૨ | ૮ | ૦ | ૨ | ૭ |
| ૬ | ૦ | ૩ | ૫ | ૦ | ૩ | ૪ | ૦ | ૩ | ૨ | ૦ | ૩ | ૧ |
| ૭ | ૦ | ૪ | ૦ | ૦ | ૩ | ૧૦ | ૦ | ૩ | ૯ | ૦ | ૩ | ૭ |
| ૮ | ૦ | ૪ | ૭ | ૦ | ૪ | ૫ | ૦ | ૪ | ૩ | ૦ | ૪ | ૨ |
| ૯ | ૦ | ૫ | ૨ | ૦ | ૫ | ૦ | ૦ | ૪ | ૧૦ | ૦ | ૪ | ૮ |
| ૧૦ | ૦ | ૫ | ૯ | ૦ | ૫ | ૬ | ૦ | ૫ | ૪ | ૦ | ૫ | ૨ |
| ૧૧ | ૦ | ૬ | ૩ | ૦ | ૬ | ૧ | ૦ | ૫ | ૧૦ | ૦ | ૫ | ૮ |
| ૧૨ | ૦ | ૬ | ૧૦ | ૦ | ૬ | ૭ | ૦ | ૬ | ૫ | ૦ | ૬ | ૨ |
| ૧૩ | ૦ | ૭ | ૫ | ૦ | ૭ | ૨ | ૦ | ૬ | ૧૧ | ૦ | ૬ | ૯ |
| ૧૪ | ૦ | ૮ | ૦ | ૦ | ૭ | ૯ | ૦ | ૭ | ૬ | ૦ | ૭ | ૩ |
| ૧૫ | ૦ | ૮ | ૭ | ૦ | ૮ | ૩ | ૦ | ૮ | ૦ | ૦ | ૭ | ૯ |
| ૧૬ | ૦ | ૯ | ૨ | ૦ | ૮ | ૧૦ | ૦ | ૮ | ૬ | ૦ | ૮ | ૩ |
| ૧૭ | ૦ | ૯ | ૯ | ૦ | ૯ | ૫ | ૦ | ૯ | ૧ | ૦ | ૮ | ૯ |
| ૧૮ | ૦ | ૧૦ | ૩ | ૦ | ૯ | ૧૧ | ૦ | ૯ | ૭ | ૦ | ૯ | ૩ |
| ૧૯ | ૦ | ૧૦ | ૧૦ | ૦ | ૧૦ | ૬ | ૦ | ૧૦ | ૨ | ૦ | ૯ | ૧૦ |
| ૨૦ | ૦ | ૧૧ | ૫ | ૦ | ૧૧ | ૦ | ૦ | ૧૦ | ૮ | ૦ | ૧૦ | ૪ |
| ૨૫ | ૦ | ૧૪ | ૩ | ૦ | ૧૩ | ૧૦ | ૦ | ૧૩ | ૪ | ૦ | ૧૨ | ૧૧ |
| ૩૦ | ૧ | ૧ | ૨ | ૧ | ૦ | ૭ | ૧ | ૦ | ૦ | ૦ | ૧૫ | ૬ |
| ૩૫ | ૧ | ૪ | ૦ | ૧ | ૩ | ૪ | ૧ | ૨ | ૮ | ૧ | ૨ | ૧ |
| ૪૦ | ૧ | ૬ | ૧૦ | ૧ | ૬ | ૧ | ૧ | ૫ | ૪ | ૧ | ૪ | ૭ |
| ૪૫ | ૧ | ૯ | ૯ | ૧ | ૮ | ૧૦ | ૧ | ૮ | ૦ | ૧ | ૭ | ૮ |
| ૫૦ | ૧ | ૧૨ | ૭ | ૧ | ૧૧ | ૭ | ૧ | ૧૦ | ૮ | ૧ | ૯ | ૧૦ |
| ૧૦૦ | ૩ | ૯ | ૨ | ૩ | ૭ | ૨ | ૩ | ૫ | ૪ | ૩ | ૩ | ૭ |
| ૨૦૦ | ૭ | ૨ | ૩ | ૬ | ૧૪ | ૪ | ૬ | ૧૦ | ૮ | ૬ | ૭ | ૩ |
| ૫૦૦ | ૧૭ | ૧૩ | ૮ | ૧૭ | ૧૩ | ૧૦ | ૧૬ | ૧૦ | ૮ | ૧૬ | ૨ | ૦ |
| ૧૦૦૦ | ૩૫ | ૧૧ | ૫ | ૩૪ | ૭ | ૮ | ૩૩ | ૫ | ૪ | ૩૨ | ૪ | ૧ |
| ૨૦૦૦ | ૭૧ | ૬ | ૧૦ | ૬૮ | ૧૫ | ૫ | ૬૬ | ૬૦ | ૮ | ૬૪ | ૮ | ૩ |
| ૩૦૦૦ | ૧૦૭ | ૨ | ૩ | ૧૦૩ | ૭ | ૨ | ૧૦૦ | ૦ | ૦ | ૯૬ | ૧૨ | ૪ |
| ૫૦૦૦ | ૧૭૮ | ૯ | ૧ | ૧૭૨ | ૬ | ૭ | ૧૬૬ | ૧૦ | ૮ | ૧૬૧ | ૪ | ૭ |
| ૧૦,૦૦૦ | ૩૫૭ | ૨ | ૩ | ૩૪૪ | ૧૩ | ૩ | ૩૩૩ | ૫ | ૪ | ૩૨૨ | ૯ | ૩ |

એકથી વધુ દિવસનો પગાર ગણવો હોય તો જેટલા રૂપ્યાનો પગાર હોય તેને તેટલા દિવસે ગુણ્યા પછી તેના જવાબનો અર્ધો ભાગ કરી તેને પાછા પંદરે ભાંગવાથી તેટલા દિવસનો હીસાબ આવશે.

## પ્રકરણ ૪૧.

## ઝીણકો ચાલુ તોલ, માપ તથા દ્રવ્યનાં તેમજ મોહેથી હીશાબ ગણવાની રીતો.

૭૭૨–જેટલે રૂપિએ ફરો તેટલે આને એક પાયલી, તેટલે દોઢીએ એક શેર ભરેલું માપ ગણાય છે.

જેટલે રૂપિએ ખાંડી તેટલા આંનાનું ૧॥ મણ, ને તેટલા પૈસાનું ૧૨॥ શેર.

જેટલે રૂપિએ મણ તેટલે આંને અઢીશેર અને જેટલે પૈસે શેર તેથી દસ ગણે આંને મણ એમ ગણવું.

જેટલે રૂપિએ મણ તેટલા દોકડાનું ૧૬ રૂપિઆ ભાર થાય.

જેટલે રૂપિએ ડઝન (૧૨ નંગ) તેથી ૧૬ ઘણી પૈએ એક નંગ.

જેટલે આંને ડઝન તેટલી પૈએ એક નંગની કીમત ગણવી.

### ભરેલું માપ.

૨ ટીપરી = ૧ શેર.
૪ શેર = ૧ પાયલી.
૧૬ પાયલી = ૧ ફરો.
૮ ફરા = ૧ ખાંડી.

### દેશી તોલનું માપ.

૨ નવટાંક = ૧ પાશેર.
૨ પાશેર = ૧ અર્ધોશેર.
૨ અર્ધોશેર = ૧ શેર.
૪૦ શેર = ૧ મણ.
૨૦ મણ = ૧ ખાંડી.

### ઈંગ્રેજી તોલનું માપ.

૧ ઔંસ = ૨॥ તોલા એટલે ૨॥ રૂપીઆ ભાર.
૧૬ ,, = ૧ રતલ, ૪૦ રૂપીઆ ભાર.
૧૪ રતલ = ૦॥ મણ = ૧ સ્ટોન.
૨૮ ,, = ૧ મણ અથવા કવાર્ટર.
૪ મણ = ૧ હંડ્રેવેટ. ( આગલ ૧૦૦ રતલનો ગણાતો. )
૨૦ હંડ્રેવેટ ( ૨૨૪૦ રતલ ) = ૧ ટંન.

### જમીનની લંબાઇ તથા ચોરસ માંપ.

૧૨ ઈંચ = ૧ ફુટ. ( ૧ લાઇન એક ઈંચિનો બારમો ભાગ )
૨ ફીટ = ૧ સાધારણ પગલાંની ચાલવાની લંબાઇ.
૨૭ ઈંચ = ૧ ગજ ( પોણો વાર, )

૩૬ ઇંચ = ૧ વાર. અર્ધી પેની ગોળ ફરતું માપ એક ઇંચ થશે.
પાા વાર = ૧ પોલ ( કાઠી. )
૪૦ પોલ = ૧ ફર્લાંગ ( ૨૨૦ વાર ૮ ફર્લોંગ. )
૧૭૬૦ વાર = ૧ મૈલ-૫૨૮૦ફીટ-દરીઆના એક મૈલના ( Knot ) ૬૦૮૦ ફીટ
૨ મૈલ = ૧ કોસ.
૩ મૈલ = ૧ લીગ.

---

૧૪૪ ચો. ઇંચ = ૧ ચો. ફુટ.
૯ ,, ફીટ = ૧ યાર્ડ.
૩૦ા ચો. યાર્ડ = ૧ ચો. પોલ.
૪૦ ,, પોલ = ૧ ૨.
૪ રૂડ = ૧ એકર ( ૪૮૪૦ વાર. )
૬૪૦ એકર= ૧ ચો. મૈલ.

## સોના રૂપાનું તોલનું વજન.

૨૦ ચોખા ભાર=૧ કૅરટ, ૧ રતી એક ચોખા ભાર ઓછું.
૧ કૅરટ=૪૦ ગ્રેન.
૨૫ ચોખા ભાર=૧ વાલ, ૧ા રતી સુમારે થાય.
૧ રતી=૦ાા ચવ ૭ દોકડા.
૫ વાલ=બે આની ભાર=૭ાા રતી=૨૪ ગ્રેન.
૧૦ વાલ=ચાર આની ભાર=૦ા તોલો=૧૫ રતી.
૪૦ વાલ=૧ રૂપીઆ ભાર=૧ તોલો=૬૦ રતી=૧૮૦ ગ્રેન.
૧૫ રૂપીઆ=૧ ગીની.
૧ રૂપીઓ=૧૦૦ દોકડા.
જેટલે રૂપીયે તોલો તેટલે અર્ધે આને વાલ.
ચોખા તથા વાલ કોઇક નાના મોટા હોવાથી વજનમાં સહેજ ફેર પડશે.

## ઘડીઆલની ચાલની ગણત્રી.

૧ કલાક = ૬૦ મિનિટ—૩૬૦૦ સેકન્ડ.
૨૪ કલાક = ૧ દિવસ.
૩૬૫$\frac{1}{4}$ દિવસ = ૧ વરસ.
૧ દિવસ = ૧૪૪૦ મિનિટ ૮૬,૪૦૦ સેકન્ડ.

## દવાના માપ તથા તોલ.

ઇંગ્રેજીમાં દવા માપવા માટે ગ્લાસો ( Measure Glass ) જેમાં ટીપાંઓથી તે ઔંસો તથા પૌંડ સુધી માપ થઇ શકે તેવાં નાનાં મોટાં આવે છે, અને તેવી જાતનાં બુચની સીસીઓ ( Drop Bottle ) આવે છે, તે વડે ટીપાં નાંખવાનાં સહેલાં પડે છે. ટીંકચર, ચાહ, ઉકાળો તથા બીજી પાણી જેવી દવાઓ ઊપલાં

ગ્લાસનાં માપ વડે આપી શકાય છે, તેમજ દરેક જાતની સુકી દવાઓ, ભુકી, છાલ વિગેરે આગલ આપેલાં તોલ મુજબ તોલીને લેવાશે.

તોલનો ડ્રાંમ આવે છે તેમ ભરત અથવા માપનો પણ હોય છે, માટે સુકી દવાઓ તોલીને લેવી તેમજ ઔંસ પણ તોલ તથા ભરતનો આવે છે. ગ્રેન સઉથી નાનો તોલ ગણાય છે જે નહિ હોય તો એક ઘઉંનો દાણો લઇ તોલવાથી તેટલુંજ વજન થશે.

## પ્રવાહીનું માપ અને તેની લખાતી નીશાંનો

૧ મિનિંમ એટલે એક ટીપું. સ્પીરીટ કે દારનું ટીપું કોઇબી જાતનું તેલ કે ઘી કરતાં વજનમાં ઓછું થશે, જે માટે M લખે છે.

૩૦ ટીપાં = ૦॥ ડ્રાંમ અથવા અર્ધી ચમચી.
૬૦ ,, = ૧ ,, ૧ ,, 3 ( Drachm )
૮ ડ્રાંમ = ૧ ઔંસ ( ૪૮૦ ટીપાં. ) Oz ( Ounce ) માટે લખે છે.
૧૬ ઔંસ = ૧ પોંડ ( રતલ )–૨ પ્યાલાં–૧૨૮ ચમચી–૭૬૮૦ ટીપાં થશે.
O Pint ની ઈધાંની, Gr ગ્રેન,–Lb, પોંડ માટે લખાય છે.

૧ ચમચો D. S. પાણી=૪ ડ્રાંમ અથવા અર્ધો ઔંસ.
૧ ,, ઘટ સીરપ = ૨ ડ્રાંમ સુમારે.
૧ ,, સ્પીરીટ અથવા ટીંકચર = ૨½ ડ્રાંમ.
૦॥ ચમચી ૧ અંગોઠી ભરેલું= ૦॥ ડ્રાંમ=૪૫ ટીપાં.
૧ લીકર ગ્લાસ = ૧ ઔંસ.
૧ વાઇન ,, = ૨ ઔંસ.
૧ શેરીનું ગ્લાસ = ૨॥ ઔંસ.
૧ કલેરેટ ,, = ૫ ,,
૧ ચંમ્પીન,, = ૬ ,,
૧૨ વાઇન ,, = ૧ બાટલી = ૨૪ ઔંસ.
૬ બાટલી = ૧ ગેલન=૧૨૮ ઔંસ=૬૧,૪૪૦ ટીપાં સુમારે થશે.

---

૧ ગ્રેન = ૧ ઘંઊભાર તોલેલું અથવા ૪ ચોખાભાર.
૨૦ ,, = ૧ સ્કુપલ–૨૦ ટીપાં–ચમચીના ⅙ ભાગ.
૬૦ ગ્રેન અથવા ૩ સ્કુપલ=૧ ડ્રાંમ.
૩ ડ્રાંમ = ૧ તોલો–૧ રૂપ્યા ભાર.
૮ ડ્રાંમ=૧ ઔંસ–૨॥ તોલા–૪૮૦ ગ્રેન–૩ પેની વજનમા–૧ ઔંસ થશે.
માપેલું ૧ ઔંસ ૪૩૭½ ગ્રેન વજનમાં થશે.
૫ ગ્રેન=૩॥ રતી, ૧ પાવલીની ઊપર નીમક કે કવીનીન પાઊડર સમાશે.
૨૪ ગ્રેન=૧ પેનીવેટ–૬ કૅરેટ–૨ આનીભાર.
૨૦ પેનીવેટ=૧ ઔંસ–૨॥ તોલા.
૪૮૦ ગ્રેન=૧ ઔંસ=૪૮૦ ટીપાં થશે ૫૭૬૦ ગ્રેન=૧ પોંડ.
૧૨ ઔંસ=૧ પોંડ–૪૦ તોલા ઘટ પ્રવાહી સીરપ, ગ્લીસરીન વિગેરે.

# વૈદક નુસખાઓ.

## " એક તંદુરસ્તી હઝાર ન્યામત. "

એક માણસને ખુદા તરફથી શ્રેષ્ટમાં શ્રેષ્ટ એટલે ઊત્તમમાં ઊત્તમ બક્ષીસ સારી તંદુરસ્તી છે, જે અઝારો બીજી બક્ષીસ કરતાં સઊથી ચઢીઆતી ગણાય છે.

તનનું સુખ તે મનનું સુખ, અને મનનું સુખ તે આત્માનું સુખ કહેવાય છે.

કુદરતના મુકરર કરેલા નીયમીત કાયદા મુજબ ચાલવાથી આપણાં શરિરને કોઇબી દુખ દરદ કે રોગમાંથી બચાવી શકીએ છીએ. તંદુરસ્તી જાળવવાનાં સાંધણોને નહિ વળગી રહી ઊલટા જઇ ઘણાક પોતાની તબીએતને નુકશાન કરે છે, એવા સાધારણ આરોગ્યતા અને સુખશાંતીના, નીયમો ખોરાકી, ઘરબારની સફાઇ સુધડાઇ, શારીરની જતન ઈંગ્રેજીમાં " હાઇજીન " ( Hygiene ) કહે છે

એ " હાઇજીન " બોલની ઊતપંતી પુરાંની દંત કથા ( Mythology ) માં ઑસૅનલાપ્યુસ ( Ossenlapius ) નામનો દવાનો દેવ ( God of medicine ) હતો, જેની ખુબસુરત બેટી હાઇજીઆ ( Hygeia ) ને તંદુરસ્તીની દેવી તરીકે લોકો પુંજતાં ને માન આપતાં તે પરથી "હાઇજીન" બોલ નીકળેલો ચાલુ વપરાશમાં આવે છે.

સઊથી પહેલું તડકું ને ખુલ્લી હવા ઊજાશ માણુસની તંદુરસ્તી માટે અવસ્યનું છે જેના ફાયદા ઘણાંક અજ્ઞાન લોકો મુદલ સમજતાં નથી, અને તેવા વર્ગનાં લોકો પોતાનાં ઘરોનાં બારી બારણાઓ પર પદડા વિગેરે બાંધી દઈ અંદર ખુલ્લી હવા તડકું આવતું બંધ કરે છે. ખાસ કરીને ગીચ વસતીવાલા ગરીબ લોકોના રહેઠાંણોમાં તેવું વધારે નજરે પડે છે. કચરો, ગલીચી વિગેરે ઘરના આંગણામાં નાખી તેમાંથી નીકળતો ખરાબ વાસ તથા ઝેરી હવા પોતાને તેમજ આડોશી પાડોશીઓને કેટલું નુકશાંનકારક છે તેને તેઓ મુદલબી ખ્યાલ કે સમજ ધરાવતાં નથી; તેમજ કેટલાંકો જાણવા છતાંબી બારી બારણામાંથી ગમે ત્યાં ફેંકે છે. વળી કોઇ પોતાના તેમજ બચ્ચાંઓનાં શરીરને રોજ ધોઇ સાફ કરી સોજાં કપડાં પણ બદલવા વિષેના ફાયદા સમજતાં નથી, મૅલે કપડે ને બાળ વિગેરે ઓળવા વગર ઘણાંક નાનાં મોટાં ઘરમાં તેમજ રસતામાં નજરે પડે છે. એવા અનેક સુખશાંતી અને સફાઇ સુધડાઈ વિગેરેના નીયમોથી ઊલટાં જઈ ઘણાંકો તરેહવાર જાતની બીમારીને આધીન થાય છે. વાસણો ખોરાકી તથા બીછાનાં વિગેરેની સફાઇ પર ધ્યાન આપવું. તેમજ અભણ વર્ગના કુટુંબમાં સાધારણ યા ગંભીર પ્રકારની માંદગી વખતે બંધ ઓરડામાં ચોખ્ખી હવા આવવા દેવાની તથા ઘટતી માવજત દવાદારૂ વિગેરે આપવા કરવાની તેઓને

આવડત હોતી નથી. ઊડતા રોગવાળાં દરદીની સાથેજ મોટાં નાનાઓનું આખું કુટુંબ ભેળાય, પાસે સુવે, તેનાંજ વાસણોમાં ખાય પીએ તથા કપડાં અને બીજી ગલીચ ચીજો વિગેરેની સંભાળ નહિ રાખવાથી બીજાઓ પણ સપડાઇને કેટલીક વાર મોતને આધીન થાય છે. એવા અનેક દાખલાઓ આપણે નજરે જોયલા તથા સાંભળેલા છે.

એવી વખતે ગરીબ નાના ઘરોમાં બધી રીતની સગવડ ને દરદીની મેનીજની કોટાઇ હોય ત્યારે ઇસપીતાલોનો જો તેઓ લાભ લે તો દરદીનાં તેમજ ઘરનાં બીજાંઓના જાનની સલામતી કેટલે દરજ્જે સચવાશે તેનો તે લોક ખ્યાલ રાખવો જોઇએ. એવા દાખલાઓ કંઇ ગરીબ લોકોમાંજ નહિ પણ વચલે વાંગે પૈસાવાળાં પણ અજ્ઞાન વર્ગોમાં તેવું વારંવાર બને છે, અને તેઓની અણસમજ ને અભણ રીત ભાત અને રાહ રસમોને લીધે કેટલીક વખત તેવા ખરાબ રોગોનો ફેલાવો થઇ એક ઘરથી બીજે ઘર યા તો એક દેશથી બીજે દેશ દરદીઓને લઇને નાહસી જવાથી થાય છે અને ત્યાં વસતા બીજાં લોકોની તંદુરસ્તીને નુકશાન પહોંચશે તેનો ખ્યાલ પણ તેમને હોતો નથી.

એવાં અજ્ઞાનપણાંને લીધે કોઇબી રોગોનો ફેલાવો થયાથી ધંધા રોજગાર અને દેશની આબાદીને ધોકો પુગીને ગરીબાઇ તથા હાડમારીના સંકટો કેટલાંકને નાહક વેઠવાં પડે છે.

પહેલો ને સહેલો માર્ગ એ છે જે ગરીબ યા તવંગર કુટુંબોમાં જ્યાંબી ઉપલી રીતનું અજ્ઞાનપણું હોય તે દુર કરવા માટે તેઓની ઊઘરતી ઓલાદને તેમાં ખાસ કરીને છોકરીઓ જેઓ ભવિષ્યની માતાઓ થનાર તેઓને પહેલાં લખ્યા મુજબનું હાઇજીન ( Hygiene ) એટલે આરોગ્યતા અને સુખશાંતીને લગતું જ્ઞાન આપવુંજ જોઇએ, તેની સાથે સાથે થોડુંક સાધારણ વૈદક અને અકસ્માત વેળા તાત્કાળીક મદદ વિષેનું તથા બચ્ચાં ઊછેરવાની રીતોનું જ્ઞાન શાળાઓમાં તથા બીજા વર્ગો ખોલીને આપવાથી કેટલે દરજ્જે ફાયદાકારક થશે. અજ્ઞાનપણાને લીધે નાનાં બચ્ચાંઓ જતન વગર કોઇ જાતની બીમારી લાગુ પડવાથી મરણનું પ્રમાણ પણ વધવાનો સંભવ રહેશે એવી સઊથી અગત્યની બાબતોને લગતી સહેલી ને સમજ પડે એવી જુદી જુદી ભાષાઓમાં ચોપડીઓ છપાવી તેનો ફેલાવો કીધાથી તુરત નહિં પણ લાંબે વખતેબી તેનાં સારાં ફળ નીપજશે, અને તેવાં દરેક ઘરોની રહેવાની નીતી રીતીમાં ઘણો ફેરફાર થવાથી દરેક કુટુંબ તંદુરસ્તી ભર્યું રહેવા સાથ દેશોની પણ સુખશાંતી ને આબાદીનો મોટો આધાર રહેશે.

## પ્રકરણ ૪૨.

## માણસનાં શરીરને લગતી સાધારણ જાણવાજોગ બાબતો તથા તેની સમજણ.

**૩૦૩.—તંદુરસ્ત માણસની અંગની સાધારણ ગરમી જેને ટૅમ્પ્રેચર** ( Temperature ) ઇંગ્રેજીમાં કહે છે તે ૯૮ ને ૪ પોંઇટ એટલે સાડી અઠ્ઠાણું ડીગ્રી ( Normal ), તાપની સીસી થરમોમીટર મુકવાથી જણાય છે. મોઢાંમાં જીભની નીચે મુકવાથી બગલ કરતાં અર્ધી ડીગ્રી વધુ ચઢે છે, સફરામાં મુકેલી તેથી વધુ થશે. હંમેશાં લુછી અથવા પાણી કે કોલોનવૉટર લઇ સાફ કરીને મોઢાંમાં મુકવી, તેમજ એક માણસે વાપર્યા પછી તુરત બીજાને પણ મુકતી વખતે લુછવી, ખસુસ કરી કોઇ ઉડતો રોગ હોય ત્યારે જરૂર કરવું. થરમોમીટર ચઢેલી હલાવ્યાથી ઉતરે નહિ તો ઠંડા પાણીમાં મુકવી. નબળાં માણુસોના અંગની ગરમી કોઇ વખત સાધારણ કરતાં પણ નીચી રહે જે સબનૉર્મલ ( Subnormal ) કહેવાય. ગરમીના દિવસોમાં અથવા થાકેલા માણુસનું અંગ તપી આવવાથી પણ કેટલીક વખત ગરમ વધુ લાગે છે. ઘણાં નાનાં બચ્ચાંની શરીરની ગરમી સાડી નવ્વાણું ને એકસો ડીગ્રીની વચ્ચે હોય છે અને મોટું થતાં સાધારણ માણુસનાં જેટલી ગરમી રહેશે.

**દંમ લેવાનો** ( Respiration ) ચાલુ એક મિનિટમાં સુમારે ૧૫ થી ૧૮ વખત એક તંદુરસ્ત માણુસ લે છે, બીમારીમાં ઝડપથી ચાલશે. પેટ પર હાથ મુકવાથી બરોબર ગણાશે, નાનું ઘડીઆળ હાથમાં રાખવું. ફેફસાં તંદુરસ્ત હાલતમાં હોય તો દમ લગભગ અર્ધી મિનિટ ઉપર રાખી શકે છે, તેમજ બહારની સ્વચ્છ હવા અંદર લેવા સારૂ ઉંડો દમ લઇ જ્યાં સુધી રહેવાય ત્યાં વેર ઉંચી ડોકી કરી રાખવો ને પાછો કાઢતી વખતે ધીરેથી ડોક નીચે કરવી. એ મુજબ મોટાં તેમજ નાનાં બચ્ચાંઓએ દિવસમાં બે ત્રણ વખત કીધાથી ફેફસાંને ફાયદો કરશે. નબળી છાતીવાળાં ઘણું કરીને પાંચથી દશ સેકંડ દમ રાખશે. મરદ કરતાં ઓરતનો દમ જલદી ચાલે છે.

**ઘણાં નાનાં બચ્ચાં** વધુ જલદી ૨૪ થી ૩૦ વખત એક મિનિટમાં દમ લે છે, ઉમર વધતાં ઝડપ ઓછી થઇને બારથી પંદર વરસનું થતાં સાધારણ મોટાં માણુસ જેટલો તે દમ લેશે.

**લોહીનું પ્રમાણ** શરીરનાં વજનનાં તેરમાં ભાગ જેટલું હોય છે. એમાં આલ્બ્યુમન, પૉટૅશ, ખાર આપણા નીમકને મળતા તથા બીજા ખોરાકમાંથી ઉત્પન્ન

થતા પદાર્થ છે. સાથે ઑક્ષીજન, ને નાઇટ્રોજન ને કાર્બોનીક ઍસીડ એ ત્રણે તત્વો થોડા ઘણા પ્રમાણમાં છે તેમજ લાલ તથા સફેદ ઘણાક બારીક જતુંઓ લાલને સફેદ લખ્ખો લોહીમાં જીવે છે, જેની વધઘટ થવાથી તબીએત બગડે છે.

લોહી શરીરમાંથી નીકળ્યા પછી ઘણું ખરૂં બંધાઇ જાય છે.

**લોહી શરીરમાં** બે થી ત્રણ મિનિટને સુમારે એક ચકકર ફરી પાછું આવે છે. એક વરસમાં ૬૧૩૨૦ મેલને સુમારે ફરશે. લોહીનો જોસ ( Blood Pressure ) સાધારણ માણસને સોથી સવાસોનો રહેશે તેની ઉપર જવાથી તબીએતનો બીગાડો જાણવો. જેની ડાકટર યંત્ર વડેજ તપાસ લઇ શકે તે વખતે કોઇને જળો મુકાવે છે જે લોહી ચુશી લેવાથી જોસ નરમ પડે છે, કેટલીક વખત ખોરાકમાં નીમક ઓછું ખવાડે છે.

નાડ ( Pulse ) ની સાધારણ ઝડપ એક મિનિટમાં ૭૦ થી ૭૫ સુધી ચાલે છે જે ઘડીઆલ આગલ ધરીને ગણવાથી માલમ પડશે. હાથની કાંદી ને બહારની બાજુએ હથેલીની નજદીકની નસ પર આંગળાં સહેજ દાબીને મુકવાથી નાડ ચાલતી જણાશે. આંખ ને કાનની વચેની માથાંની નસ પરથીબી ગણાશે. ઓરતની નાડ મરદ કરતાં ઝડપથી ચાલે છે. ૯૫ ડીગ્રી વેર ઉતરી જવાથી માણસ જીવી શકતું નથી.

**છાતીના ધપકારા** પણ સુમારે તેટલાજ ગણાશે, જે છાતી પર હાથ મુકી જોવાથી માલમ પડશે. આખા દિવસમાં સુમારે ૯૨૮૬૦ નાડ તથા છાતીના ધપકારા આસરે ગણાયલા છે. સુતેલા માણસના ઊભેલા કરતાં ઓછા જણાશે.

તબીએતમાં બીગાડો થવાથી નાડ, ધપકારા, તથા શ્વાસની ઝડપમાં વધઘટ થાય છે, જે નાનું ઘડીઆલ લઇ એક અથવા અર્ધી મિનિટ વેર પકડી ઉપર લખવા મુજબ ગણી જોવાથી ફેરફાર માલમ પડશે.

**તુરતનાં જન્મેલાં બચ્ચાંની નાડ** મોટાં માણસ કરતાં ઘણી ઝડપથી એક મિનિટની ૧૩૦ થી ૧૪૦ ને સુમારે ચાલે છે, અને ઊપર વધતાં સાથ ઓછી પંદર વરસને સુમારે સાધારણ માણસ જેટલી ગણાશે. નાડ મોટી ઊમરે પચાસ વરસ થવા આવે કે ધીમી પડી ૬૦ થી ૬૫ ને સુમારે ચાલે, પણ દરેક કેસમાં તેમ બનતું નથી. સારી તંદુરસ્તીવાલાના ઘણાક અવ્યવો મોટી ઉમર સુધી સારા રહે છે.

**કલેજું** ( Liver ) વજનમાં ચાલીસથી સાઠ ઔંસ થશે. તલ્લી Shleen પાંચથી સાત ઔંસ થશે.

**ભેજાંનું વજન** સાધારણ માણસનું પોણા ત્રણથી ત્રણ રતલ થશે.

**વિદ્વાનનું ખીલેલું ભેજું** એકુ રતલને સુમારે સાધારણ કરતાં વધુ હોય છે. લખવા વાંચવાના અભ્યાસ ચાલુ રાખવાથી ભેજું ખીલે છે, જેમ શરીરને કસરત

આપીએ છીએ, તેજ મુજબ ભેજાને પણ મોટી ઊમર સુધી ખીલવી શકાય છે. ઇંગ્રેજી કહેવત મુજબ ( It is the mind that makes a man )

બેઅક્કલી ( Idiot ) માણસનું ભેજું સાધારણથી વજનમાં અર્ધું થાય છે.

માણસના હાથો જમણામાં વધુ જોર સોમાંથી અર્ધા ઉપરનાં હોય છે કોઇનો ડાબો હાથ મુજબુત હોય, એકસોનાં ત્રીજા ભાગના પ્રમાણમાં.

તંદુરસ્તી જાળવવા ચોખ્ખી હવા ( Oxygen ) દિવસે તેમજ રાંતે દમમાં લેવી, ઉજાસ, તડકું વિગેરે ઘરમાં આવવા દેવું, થોડીક કસરત કરવી. હસવાથી પણ આક્ષીજન દમમાં વધુ જઇને ફાયદો થશે.

ખોરાક સાદો નીયમીત વખતે લેવો, વખત ફેરફાર કીધાથી બરોબર હજમ થતો નથી ને તબીએતમાં બગાડો થશે. સુમારે ૫૦ થી ૮૦ તોલા જેટલો શરીરને પોષણ કરવા પુરતો ગણાય છે. માંસનો ખોરાક પુષ્ટીકારક છે, તરકારી, કાંદો, ભાજી ફ્રુટ વિગેરે વધુ પ્રમાણમાં લીધાથી લોહીમાં સુધારો વધારો થશે. અનાજ ઈંડાં પટેટા દુધ માંખણ કોકો ચીકાશવાળી ચીજો ખાવાથી શરીરમાં ચરબીનો વધારો થાય છે, એવો ખોરાક જાડાં માણસે ઓછો ખાવો નહિ.

પાણી પીવું ખાધા આગમચ યા ખાઇને થોડે વખતે પીવાથી ખોરાક હજમ થશે. ૪૦ થી ૫૦ ઔંસ એટલે સુમારે ત્રણથી ચાર પાંઇન્ટ પીવું. થાકીને આવ્યા પછી તપેલાં શરીરે પીવાથી કેટલીક વખત નુકશાન કરે છે. સહવારમાં ભુખે પેટે અથવા રાતે સુતી વખતે ઠંડું યા ગરમ પાંણી પીવાથી કબજીઆત ને ટળે કરે છે. શરીરમાં પાણીનું પ્રમાણ અર્ધા ભાગ જેટલું છે

દારૂ વધુ પીધાથી નુકશાન થશે; મોટી ઉંમરે તેમજ નબલાંને ટાકાત આપવા થોડોક આપવો ફાયદાકારક છે, તેમજ કેટલીક કેફી ચીજો જેવી કે અફીણ, તપખીર, તંબાકુ, બીડી વિગેરે લેવાની ટેવ પાડેવી નુકશાનકારક છે.

ઉંઘ સાધારણ રીતે એક માણસને સાતથી આઠ કલાક આવવી જોઇએ જેથી શરીર તેમજ મગજને પુરતી આસાએશ મળશે; મોટી ઉમરે કોઇની ઉંઘ વધે છે ને કોઇની ઘટે છે. વખતસર સુવું, મોડી રાત સુધી ઉજાગરા કરવાથી તંદુરસ્તીમાં બીગાડો થશે. નાહવા માટે ગરમ બદલે ઠંડું પાણી ફાયદાકારક છે

## શરીરના ભાગો ખીલવાવા ( ચંપી ) મસાજ.

૨૦૪.—શરીરના દરેક ભાગોને અવયવો કામકાજમાં ચાલવા હાલવામાં બીજી બસો જુદી જુદી રીતે વપરાય છે.

કોઇનાં શરીરના ભાગો સાંધા અડી ગયલા અથવા વાગવાથી નુકશાંન પોંહોચ્યું હોય તો કેટલીક વખત વીજળી ( Electricity ) આપવાથી પણ ક્ષુધ પડી ફાયદો

થાય છે, તેમજ કોઇકના નાના બચ્ચાંના હાથપગની કુદરતી ખાંમી અથવા લકવાની સરૂઆત કે લોહિ બરોબર નહિ ફરે તે પણ ઘણીક વખત મસાજ ને ઇલેકટ્રીસીટીથી સારૂ થાય છે. મસાજ સારી રીતે થવું જોઇએ.

મસાજ કરવા શરીર યા મોઢાં પર બે ત્રણ આંગળાં મુકી સહેજ દાબી આસ્તેથી થોડો વખત ગોળ ગોળ ફેરવવી, જરા આગળ હાથ લેવો, એ મુજબ સઘળી બાજુ પર કર્યા જવું. ચામડીની કરચલી પણ નીકળે છે. કરચલી કાઢવા ચામડીનાં પ્રકરણમાં જોવું. હાથ પગ દાબીએ છે તે મુજબ ધીરે ધીરે દાબવાથી પણ મસાજ થશે, ઉપલી કોઇબી રીતે કરતી વખતે હાથ પર કોઇબી જાતનો પાઉડર છાંટવો અથવા કોઇબી જાતનું ક્રીમ, ઇમલશન કે અેમ્બ્રોકેશન, બદામનું તેલ કંઇબી ચીકાશવાલી ચીજ લેવી, જોરથી દાબવું યા મસળવું નહિં. એ સાધારણ રીતે આપણે માસાજ કરીએ છીયે, પણ કેટલાક દુઃખ દરદના અગત્યના કેસોમાં જે બરોબર જાણનાર હોય તેનીજ પાસ કરાવવું. કઠણ બીછાના પર સુવાથી પણ શરીર મજબુત થશે. મોઢું નુછતી વખતે તુવાલ સાથ હાથ ઊપર ઘસવો; નીચે ઊતારવો નહિ. હોથના ખુણાઓની ચામડી કરચલી વળી મોટી ઊમરે નીચે ઉતરેલી દીશે છે માટે મોઢું નુંછતી વખતે બંને હાથો બીડીને જમણી ને ડાબી સાઇડે ટાઇટ વાંકાં ફેરવીને તે બાજુના ખુણાઓ પર તુવાલનો હાથ ગોળ ગોળ ફેરવ્યાથી કરચલી કમતી થતી જશે. એજ મુજબ ગાળ પર બધી બાજુ કરવાથી ગાળના ખાડા પુરાશે.

૩૦૫.—માણસનાં ખાલી હાડપીંજરનું વજન તથા હાડકાંની ગણત્રી શરીર સાધારણ મરદનાં વજનનો આસરે દસમો ભાગ થશે, ઓરતનું બારમે ભાગે છે, દરેક ભાગોનાં હાડકાં નાનાં મોટાં બધાં મળીને બસોની ઉપર થાય. માથાં તથા મોઢાંનાં બાવીસ, હાથની કાંડીનાં આંઠ, હઠેલીની પાંચ, અને આંગળીઓનાં નાનાં ચોવીસ હાડકાં હોય છે, જાંગ અથવા થાપાનું એક સલંગ મોટું હાડકું જેની ઊપર આખું શરીર ટેકવી આધાર રહેછે. પાંસળીઓ બધી મળીને બાર છાતીના હાડકાંથી બરડાના કાંઠા સાથ જોડાયલી છે, અને કાંઠાનાં તેત્રીસ હાડકાં જેમાં ખાર અને ચીકાશવાલી ચીજ બંને સરખાં પ્રમાણમાં છે. પુખ્ત ઉમરે ખારનું પ્રમાણ વધી ચીકાશ ઘટે છે, અને બુઢાપામાં સાત ભાગ ખાર અને એક ભાગ ચીકાશ હોવાથી હાડકાં કડક થઇ જલદી ભાંગી જવાનો સંભવ રહે છે. કેટલીક વખત પાછું સંધાતું નથી.

## મરદના વજનનો સુમાર તેની ઉંચાઇના પ્રમાણમાં ઉમર વરસ ત્રીસને સુમારે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫ ફીટ ઊંચાઇ | | ૧૨૬ | રતલ, | એટલે ૪॥ મણ | સુમારે |
| ૫॥ ,, | ,, | ૧૩૩ | ,, | ,, ૪॥ ,, | ,, |
| ૫॥ ,, | ,, | ૧૪૦ | ,, | ,, ૫ થી ૫॥ | ,, |

| | | |
|---|---|---|
| ૫॥ ફીટ ઉંચાઇ | ૧૫૦ થી રતલ ૧૫૫ | ૫॥ મણ સુમારે |
| ૬ ,, ,, | ૧૭૦ થી ૧૮૦ ,, | ૬ થી ૬॥ ,, |
| ૬। ,, ,, | ૧૯૦ થી ૨૦૦ ,, | ૭ થી ૭॥ ,, |

કેટલાક મરદો ઉપલા કોઠા કરતાં વજન ઓછું યા વધતું ધરાવે છે અને તંદુરસ્તીના ફેરફાર સાથ પણ વધઘટ થાય છે.

## ઓરતનાં વજનનો સુમાર ત્રીસ વરસની ઉમરે.

| | | |
|---|---|---|
| ૪ ફીટ ઉંચાઇ | ૧૦૦ રતલ એટલે | ૩॥ મણ સુમારે |
| ૪। ,, ,, | ૧૦૫ ,, | ૩॥ ,, |
| ૪॥ ,, ,, | ૧૧૨ ,, | ૪ ,, |
| ૫ ,, ,, | ૧૨૦ ,, | ૪। ,, |
| ૫। ,, ,, | ૧૩૮ ,, | ૪॥ થી ૫। ,, |
| ૫॥ ,, ,, | ૧૫૦ ,, | ૫ થી ૫। ,, |
| ૬ ,, ,, | ૧૬૦ ,, | ૫॥ થી ૬ ,, |

ઉપલા કોઠાથી કેટલાંકનું વજન વધતુ ઓછું પણ હોય છે.

**શરીરના ભાગોનું માપ લેવાની રીત**—હાથની કાંદીના માપના ઘેરાવાથી બમણું ગળું થાય અને ગળાંથી બમણો ઘેરાવો કમરનો ઘણો ખરો ગણાય છે. છ ઇંચ કાંદી તો ગળું બાર ને કમર ચોવીસ ઇંચ થાય, પણ શરીરે ભરેલાં માણસની કમરનો ઘેરાવો કેટલીક વખતે ઉપલાં પ્રમાણ કરતાં વધુ થશે.

**પગનાં તળીઆંની લંબાઇ જાણવી** હાથની મુઠી વાળી આંગળીઓના ઢીચાં ઉપરથી નીચે હથેલીને ફરતું માપ લીધાથી માલમ પડશે, જો ઘેરાવો નવ ઇંચ થાય તો તળીઆંની લંબાઇ ઘણીખરી તેટલીજં થશે એ રીતે પગનાં મોજાંનું માંપ મળશે. છ ઘણી તળીઆંની લંબાઇ એક માણસની ઊંચાઇનો સુમાર થશે.

## પ્રકરણ ૪૩.

## કસરત કરવાની જુદી જુદી રીતો.

**૩૦૬.—કસરત** તંદુરસ્તીને માટે દરેક માણસને ઘણી જરૂરની છે. શરીરના કેટલાક સાંધાઓ તો વળતા નથી, જ્યારે કેટલાક તો કામકાજ કરવામાં વળે છે. ચાલુ કસરત કરવાથી શરીર હલકું લાગે છે અને આખાં શરીરમાં લોહી ફરે છે, ભૂખ લાગશે અને ઉંઘ પણ આવે છે, કૌવત વધી અંગ ખીલે છે. ફેફસાંમાં લોહી વધુ જલદી ફરવાના સબબથી બહારની સોજી ઑક્ષીજન હવા વધુ પ્રમાણમાં દમમાં

પાઇન્ટના ત્રીજા ભાગ જેટલી લેવાય છે, અને તેટલાંજ પ્રમાણની ખરાબ હવા બહાર કાઢીએ છીએ. કસરત કરતી વખતે દમ બરોબર લેવો ને કાઢવો.

ચાલવાથી સારી કસરત થશે, આગલ પાછલ હાગો હલાવી ઊંચી ડોક રાખી ઝડપથી ચાલવું, ઘણું ચાલનારાની જીંદગી લાંબી હોય છે.

કોઇ માણસને ચાલતાં વાંકુ વળવાની ટેવ હોય તે મટાડવા થોડો વખત પીઠ પાછલ બંને હાથો લઇ અદબ વાળીને ચાલવું અથવા બંને હાથ વચે પાછલથી લાકડી પકડવી.

દોડવાની કસરત પણ સારી છે, તેમજ દોરડાં પર કુદવાનું સ્કીપીંગની ( Skipping ) કુસ્તી ( Boxing, ) વિગેરે સારી કસરતો કહેવાય છે.

કેટલીક જાતની રમત ગમતો, સ્કાઉટીંગ ( Scouting, ) ડ્રીલ વિગેરે નાના છોકરાંઓને માટે ફાયદાકારક છે.

મોટા છોકરાઓને કુદવાની, દોરવાની, તરવાની, સાઇકલ, ફુટબોલ, હોકી, ક્રીકેટ વિગેરેની રમતોથી ફાયદો થશે, કોઇબી કસરત વખતે તેઓને નીચે ચરડી પહેરવાની વધુ અગત્ય છે.

તરવાની તેમજ ઘોડેસ્વારીની કસરતો પણ ફાયદો કરશે. જાડાં માણસે ખાસ કરી ઘોડેસ્વારી કીધાથી પાતલું થાય છે. તેમજ, ઊઠ બેસ કરવી યા જમીન પર સુઇને ગોળ ગોળ લોટવું.

કસરત કોઇ પણ રીતની શરૂઆતમાં થોડોજ વખત અને સહેલીજ કરવી. એકદમ ઘણું કર્યાથી થાક લાગે છે. શકતી ઊપરાંત કરવાથી કોઇકનું શરીર તુટી જાય છે. પહેલાં શરૂઆતમાં શરીરના ભાગો કસરત કીધા પછી દુખે છે, પણ ચાલુ કરતાં દુખવાનું જતું રહેશે, કસરત બનતાં સુધી ખુલ્લી હવામાં કરવી. ખાધા પછી તુરત કસરત કીધાથી નુકશાન થશે, એક બે કલાક રહીને કરવી; તેમજ ભુખે પેટે પણ કરવી નહિ. કોઇપણ જાતની કસરત કરવાથી ઘણોખરો તો ફાયદોજ થાય છે, પણ કોઇકને તબીએતમાં બીગાડો લાગે તો તુરત બંધ કરી દેવી.

હાલમાં કસરતો શિખવવાના ઓરતો, મરદો તેમજ બચ્ચાંઓને માટે ઘણાક વર્ગ ( Physical Culture ) વિગેરેનાં કાઢયા છે, જયાં ઘણીક જાતની અંગબળની કસરતો શીખવે છે, જેથી ઘણાકોના શરીરના બાંધા મજબુત અને તંદુરસ્ત બને છે. એ વિષે જાણીતા કસરતબાજો સેન્ડો ( Sandow, ) મુલર ( Muller, ) મેકફેડન (Macfaden) લીડરમૅન (Lieder man) ની લખેલી ચોપડીઓ મળે છે, તેમાં જોઇને પણ કસરત કરી શકાશે. નાની ઊમરે બચ્ચાંને થોડી શરૂ કીધાથી શરીર ખીલે છે. મુલરની કસરત મારા જોવા જાણવામાં આવેલી થોડી સહેલી નીચે લખી છે, જે રીતે શરીરના દરેક અવ્યવો હલાવ્યાથી મજબુત થાય છે. કેટલાકોથી ઉભા રહી ને

કસરતો નહિ કરી શકાય તો એમાંની થોડીક પણ બેસીને કરવી. બીજી પણ ઘણી જાતની કસરતો થાય છે.

**૧-પહેલી કસરત** સીધા ઉભા રહી, બંને પગની એડી પાછળથી એક એક સાથે લગાડી ઘુંટણ સરખાં રાખવાં, છાતી બહાર કાઢી ખભાં પાછળ નાંખી બંન્ને હાથ કમરે દેવા, ગરદન ડોકી સીધી રાખી રહામે જોવું, પછી ઉંડો દમ લઇ થોડો વખત તે અંદર ઘુંટી રાખવા પછી ધીરજથી બહાર કાઢવો. એ મુજબ બે ત્રણ વખત કરવું.

**૨-હાથને મજબુત કરવા** બંને હાથોની મુઠ્ઠી વાળી નીચે ખેંચી સીધા શરીરને લગાડવા, પછી ઘુંટણમાંથી વાળીને મુઠ્ઠી સીધી બહારની બાજુ દેખાય તેમ ઉપર ખભાંને દાબીને લગાડવી; તેજ વખતે સાથે ઉંડો દંમ લેવો અને પાછો હાથ નીચે ઉતારતી વખતે દમ છોડવો. એજ મુજબ બંધ મુઠ્ઠીની અંદરની બાજુ ખભાંને લાગે તેમ હાથને વાળવા ઉતારવા બંને હાથો એ રીતે છુટા છુટા કરવા, એથી હાથની બાજુ ભરાશે અને ગોટલાં બાઝશે.

**૩-હાથની મુઠ્ઠી** વાળી કાંડા આગળથી ગોળ ડાબી જમણી ફેરવવા, તેમજ આંગળાં પણ દરેક સાંધાઓમાંથી વાળવાં ઉંઘાડવાં. તેમજ મુઠી વાળવી ને ખોલવી. એ રીતે કરવાથી હાથ પગનાં આંકડાં અને સંધીવાને ફાયદો થાય છે.

**૪-હાથ તથા ખભાં મજબુત કરવાં** આર્મ સર્કલીંગ (Arm Circling) જમણો પગ બહાર કાઢી શરીર આગળ ખેંચેલું રાખવું, બેઉ હાથ ખભાંની સાઇડે લાંબા કરી હથેળી ઉપર રહે તેમ પાછળથી આગળ ખભાંમાંથી થોડીક વખત ગોળ ફેરવવા. એજ રીતે ડાબો પગ બહાર કાઢી હાથની હથેળી નીચે રહે તેમ ખભાંમાંથી આગળથી પાછળ ફેરવતી વખતે દમ લેવો તથા કાઢવો.

**૫-કમરની કસરત** ( Body Twisting ) મુઠ્ઠીઓ વાળી રાખી હાથને ખભાંની લાઇનમાં સીધા તાણીને બહાર કાઢવા, કમરમાંથી ઉપરનું શરીર જમણી ડાબી બાજુ ફેરવવું, તે વખતે ડોકી ફેરવવી નહિ.

**કમર વાળવાની રીત** હાથ સીધા ઉભા માથાં ઉપર ધરી કમરમાંથી બની શકે તેટલું વાંકું વળવું. પગને ઘુટણમાંથી વાળ્યા વગર સીધા રાખવા, પછી સીધુ થઈ જઇ હાથ ઉભાજ રાખી બને તેટલી કમર પાછળ વાળવી. આદત પડવે આગળથી હાથો લગભગ જમીનને લાગવા જોઇએ. એ વખતે દમ ચાલુ લેવો તથા કાઢવો.

**૬-શરીરને ગોળ ફેરવવું** ( Trunk Twisting ) નીચેનું શરીર હાલે નહિ તેમ પગ ટટાર રાખી કમરમાંથી ઉપલાં શરીરને પહેલાં આગળ અને પાછળ એમ મરડવું અને તે આડત પડે પછી કમરમાંથી જેટલું બહાર ખેંચાય તેટલું ખેંચીને જમણી બાજુથી ડાબી બાજુએ બેત્રણવાર ગોળ ફેરવવું. તેજ મુજબ ડાબી બાજુથી જમણી બાજુએ ફેરવતી વખતે બંને હાથો ચાલુ કમરે રાખવા.

એમ કરતાં શરીર આખું ગોળ બંને બાજુએ ફેરવી શકાય છે. પાછળ જતાં દમ લેવો અને આગળ આવતાં દમ કાઢવો. કમરને એ રીતે ઘણો ફાયદો થાય છે.

**૭.—ખભાં તથા છાતી ખીલવવા.** ( Shoulder Circling ) બંને હાથોના ખભાંને ઉપર ચઢાવવાં, નીચે ઉતારવાં, પાછળ લઇ જવાં, આગળ લાવવાં, એ પ્રમાણે બંને બાજુએ ચાલું ગોળ ફેરવ્યા કરવાં. જ્યારે ઉપર તથા પાછળ જાય ત્યારે દમ નાક વાટે લેવો અને ખભાં આગળ અને નીચે જાય ત્યારે દમ છોડવો. એ રીતે કસરત કરવાથી છાતીની અડચણવાળાંઓને ફાયદો થશે.

**૮.—પગનાં ટેટાંને મજબુતી આપવા** બંને પગોને એડી આગળથી જોડી કમરે હાથ દઇ ધીરેથી આંગળાં ઉપર અતરંગ ઉભાં રહેવું, એ રીતે ઉપર હેઠે થોડી વખત કરવું તેમજ આંગળાં ઉપર ઉભાં થઇ ધીરજથી અક્કડ બેસવું ને ઉઠવું પહેલાં બનતાં સુધી કોઇ પણ ચીજને પકડીને ઉઠ બેસ કરવી અને આદત પડયા પછી કમરે હાથ દઇને ઉઠ બેસ થઇ શકશે, એ પગની કસરતથી શરીરમાં લોહી બરાબર ફરે છે.

**૯.—પગના થાપા મજબુત કરવા** ( Leg Circling ) કમરે હાથ રાખી તેજ પગ બહાર કાઢી ઉપરતું શરીર મુદ્દલ હાલે નહિ તેમ તે પગને આગળ પાછળ જેટલો હાલે તેટલો હલાવવો. તે વખતે બીજો પગ ભોંયપર મજબુત મુકેલો રાખવો, અને તે સાઇડના હાથે ટેકો લેવો, ટેબલ અથવા ખુરશી પકડી. એજ રીતે બીજા પગને કરવું.

**૧૦.—પગની સુઇને કસરત કરવી** પગ સીધો રાખી વાળ્યા વગર જમીનથી એક દોઢ ફુટને સુમારે ઉંચો કરી સાંધામાંથી ગોળ કુંડાળાંની માફક જમણીથી ડાબી બાજુએ ફેરવવો. તેજ પ્રમાણે ઉલટી રીતે ફેરવવો, બીજો પગ સરખો બીછાનાને વળગેલો રાખવો, એ પ્રમાણે બીજા પગને પણ કરવું. સુઇનેજ એક પગને સરખો ઉપર કરવો પછી ઘુંટણમાંથી વાળી પેટ સાથ બેઉ હાથના ટેકાથી ભીડો દબાવવો ને તે વખતે દમ કાઢવો અને ઉપર લેતાં દમ લેવો. એ કસરતથી પેટની કબજીઆત અને બીજી અડચણો નીકળી જશે.

બીછાનાં અથવા જમીન પર ચત્તાં સુઇને ઉપર દમ લઇને પેટને વળગાવી દેવું અને ખંભાં ને છાતીવાળો ભાગ જમીનથી અલગ કરવો. પાછું સરખું થતી વખતે દમ છોડવો. ઉઠતી વખતે પગ સીધા લાંબાજ રાખી કમર નીચે બને હાથો મુકી બે ચાર વખત બેસવું, સુવું, પગ વાળવા નહિ અથવા સુતેલાં શરીરે પગને કશામાં ભેળવી પગનો ટેકો લઇ ઉપરતું શરીર વળે નહિ તેમ સરખું રાખી ઉઠીને બેસવું. તે વખતે બંને હાથો કમરે રાખવા.

**ઓરતોના અંદરનાં ભાગો** નાજુક હોવાથી કોઇક કસરતો કીધાથી અડચણ થાય છે, તેમ કોઇ વખત ઘણો વજન ઊચકવાથી અથવા મોટર કે ગાડીમાં

આંચકાએ શરીર થપકાયાથી તે ભાગો વાંકા થાય કે નીચે ઊતરી ( Displace ) થયલા લાગે તે માટે ઊંચાં સુઇ છાટી તથા માથું નીચે રાખી પગના ગુડણ પર શરીરનો નીચલો ભાગ ઊંચો સ્લોપ પાંચ દસ મિનિટ રાખવાથી કેટલીક વખત તે ભાગો પાછા પોતાની જગ્યા પર ગોઠવાઇ જાય છે. અથવા ચતાં સુઈ કમર નીચે તકીઓ મુકી પગ એકદમ ઊંચા કરવાં.

**૧૧.—માથાં તથા ગરદનની કસરત** કરતી વખતે છાતી બહાર કાઢી ઉભાં રહેવું અને માથાંને ધીમે ધીમે ગરદન વાળીને છાતી તરફ નીચે કરવું, પછી પાછળ બરડા તરફ જેટલું જાય તેમ કરવું. ત્યાર પછી જમણી ને ડાબી બાજુએ જેટલું જાય તેટલું લેવું, પછી થોડીકવાર ગોળ ફેરવવું. પાછળ લેતી વખતે દમ લેવો અને નીચે લાવતી વખતે દમ કાઢવો, એ રીતે ગરદન ભરાઇને માથાંને પણ ફાયદો કરે છે. ગરદનને માસાજ કરવા સ્હેજ ડોકી ઉંચી કરી ચારે આંગળાં એકઠાં કરી ગરદન તેમજ બોચી પર ઉપરથી હેઠે થોડી વખત હાથ ફેરવ્યાથી ગળાંની નસોનું લોહી ફરતું રાખે છે.

**૧૨.—આખના ડોળાને** નીચે ઉપર ચઢાવવા તેમજ બંને બાજુએ અવારનવાર ફેરવ્યાથી આંખને કસરત મળે છે.

**૧૩.—પેટ ઉપર માસાજ** સુઇને હાથ ફેરવવા અથવા સીધાં ઉભાં રહી બંને હાથો પેટ ઉપર ગોળ ફેરવી જાંગ ઉપર ઉતારી પાછા પેટ ઉપર લાવી બીજી જાંઘ ઉપર ઉતારવ તેમજ કમર પર લઇ જવા.

**૧૪.—આખાં શરીરને** નાહતી વખતે સર્વે કસરત ખુલ્લા અંગે કરવી સાબુ લગાડી થોડો વખત સર્વે ભાગો ચાલુ ઘસવાથી લોહી ફરશે, તેમજ પાણીમાં જાડું કપડું ભીનવી નીચવી કાઢીને ઘસવાથી મસાજ થશે.

## પ્રકરણ ૪૪.

## બચ્ચાંની જતન, ખોરાક, સાધારણ માંદગી, વિગેરે.

**૩૮૭.—નાનાં બચ્ચાંને** બનતાં સુધી પારણામાં કે જમીન પર ગોદડું નાંખી છુટાં ખુલ્લી હવામાં રાખવાં, પણ માથાં પર તડકું લાગવા દેવું નહિ. બહાર ફરવા સહવાર સાંજ લઇ જવું. હાથ પગ ખુલ્લા રાખવા, ઝાઝાં કપડાં પહેરાવવાં નહિ તે પણ બનતાં સુધી ઢીલાં હોવાં જોઇએ. હાથમાં યા કેડે લઇ આખો વખત ફરવાની ટેવ પાડવી નહિ. મોટું થાયને પણ છુટું બેસાડી રમાડવું.

મોઢાંમાં ચુસવા માટે રબરનાં કડાં ચાલુ આપ્યાથી કોઇક બચ્ચાંના ગળાંના ગાઠ ખેંચાઇ આવે છે, તેમજ દાંત પણ બહાર નીકળશે, માટે તેવી આદત પાડવી નહિ.

પોતાનુંજ આંગળું ચુશે તે સારૂં, તો પણ તેની આદત મોટાં થવે છોડવવી. સુતી વખતે પારણાં કે ઝોળીમાં નાંખી હીંચ તાંણવી નહિ. નાનાં બચ્ચાંને કોઇ રીતની બીહીક કે ધાસ્તી મનમાં બેસાડવી નહિ.

**બચ્ચાનાં કપડાં** પાણી અથવા પીશાબથી ભીનાયલાં કે ગલીચીથી ખરડાયલાં તુરત બદલવાં. ભીનાં રહેવાથી સરદી લાગશે, તેમજ ગલીચીથી બચ્ચાંની નાજુક ચામડી ખરાબ થશે.

**શરીરના ભાગમાં કુદરતી ખામી જણાય** કોઇ બચ્ચાંને તો તુરત ઉપાય ડૉક્ટર પાસ કરાવવા અથવા પડી જવાથી માથાંમાં યા બીજી ગમે કહેંગી રીતે વાગવાથી બચ્ચાંને નુકસાન નહિં પહોંચે તેની સંભાળ લેવી, કોઇક વખત પડવાથી ખુંધ નીકળે છે જેનો કંઇબી ઉપાય થતો નથી.

**ઘણું નાનું બચ્ચું કેવી રીતે વધે** છે તેને ચાલું જોવાથી સમજ પડશે. પહેલાં એકુ બે મહીના કોઇબી ચળકટી ચીજો ગમે જોયા કરશે, ત્યારપછી કંઇપણ અવાજ આવે તે બાજુ ડોકો ફેરવી જોવા કે સમજવાની કોશેસ કરે છે; ત્રણથી પાંચ મહીનાનું થશે ને હાથમાં કોઇબી ચીજ આપે તે મોઢાંમાં લેવા માંડશે તે સારૂ રંગ ઓગળે તેવી ચીજો આપવી નહિ, પોતાની માય તથા આયા વિગેરેને ઓળખી શકશે; સાતથી આઠ મહીનાનું થતાં બેશે છે અને ઘણી ખરી સમજશકતી વધે છે. કોઇબી ચીજો હાથમાં ને મોઢાંમાં લઇ ખેંચે છે. એ વખતે પહેલાં દાંત ઉપલા ફુટશે. નવમે મહીનાને સુમારે ફસર્યાં મ રશે, અને દસથી બાર મહીનાનું થતાં પકડીને ઉભું રહી કોઇકિ ચાલવાની કોશેસ કરે છે અને નાના બોલો બોલવા માંડશે. વરસથી સવા વરસનું બચ્ચું ઘણું ખરૂં છુટું ચાલી શકે છે, ને દોઢ વરસનું થતાં નાના વાકયો પણ બોલી શકશે.

**નબલા બચ્ચાની** વધ કોઇકિ વખત પછાત રહે છે, તેવાંને મસાજથી ફાયદો થશે.

**નખ** નાના બચ્ચાનાં હમેશાં ઘણાં જલદી ઊગે છે, કરડવાની ટેવ પડેલી હોય તો કીનીન અથવા કાંઈ તીખી ચીજ આંગળાંને લગાડવાથી ટેવ છોડશે, કપડાંની કોઠલી બાંધવી અથવા ગુંઠણ આગળના સાંધા પર કાર્ડ બોર્ડનો ટુકડો, મુંકી પાટો બાંધ્યાથી હાથ વળીને મોંઢામાં આંગળું ચુશવા અથવાં નખ કરડવા લેવાશે નહી.

**આંખની** જતન પણ ખાસ લેવી, લાલ થઇ ખુણાઓમાંથી પરૂં કોઇકને નીકળે તે સારૂ ઠંડા પાણીમાં ચમટી જેટલો બોરીક પાઉડર પીગળાવી નરમ કપડાં વડે ઘડી ઘડી સાફ કરવી. અભણ વર્ગનાંઓ બચ્ચાંઓને એવી બેદરકારીથી આંખને નુકશાન પહોંચાડે છે. વધુ માટે આંખની બાબતમાં જુવો.

**કાંન** સુવાડતી વખતે કોઇ બચ્ચાંના વળી જાય તો સીધા કરવા. અને કોઇના કુદરતી વળેલા હોય તો નાની ટોપી કાન સરખા રાખવા માટે પહેરાવ્યાથી કુમલાં હાડકાં સરખાં થશે.

કાનમાં થોડાં ટીપાં સાલીડ તેલ રોજ અથવા બે ત્રણ દિવસે નહવડાવવા આગમચ નાંખવાથી મેલ પોચો પડી નીકળશે, દુખતો હોય તો સહેજ ગરમ કરી નાંખવું. માથાં પર તેલ લગાડવું.

**કાનમાં ખામી** કોઈ બચ્ચાંને હોય તે સોધી કાઢવા બંધ ઓરડામાં નાનું ઘડીઆલ લઇને સહેજ કાનથી દુર પકડી ધીરે ધીરે નજદીક લેવું. બીજા કાન પર હાથ ઢાંકી બંધ રાખવો, સમજવાલું બચ્ચું હશે તો સમજાય છે કે નહિં તે કહી શકશે. એ રીતે બંને કાન તપાસવા.

## દુધનો તથા બીજો ખોરાક.

**૩૦૮.—તુરતનાં જનમેલાં બચ્ચાંને** કુમળી ચાહનું પાણી નાની ચમચી વડે થોડાં ટીપાં પાવું, કેટલાંક નરમ કપડાંનો કાકડો બનાવી બચ્ચું ચુશે તેમ મોઢામાં આપે છે, મીલ્ક શુગર (Milk Sugar) નામની તૈયાર ભુકી પણ પાણી સાથ કોઈ વખત આપવી. દુધની માફક તે પણ ટાકાત આપનારી છે. કોઇબી ચીજ સુમારે પાંચ છ ચમચી જેટલું એક વખત બે બે કલાકને અંતરે આંપવું, ત્રણથી પાંચ મહીનાના બચ્ચાંને અઢીથી ત્રણ કલાકે દુધ પાવું. એક વખત ગાય અથવા ભેસનું દુધ એ ટાઇમે ચાલુ કરવાથી તેની માય અથવા આયા (નર્સ) ની માંદગીને વખતે ઝાઝી અડચણ પડશે નહિં. બકરીનાં દુધમાં પણ ગાયના દુધ જેવા પુષ્ટીકારક તત્વો સમાયલા છે. શરૂઆતમાં કોઈબી દુધ એક ભાગ લઇ તેમાં ત્રણ ભાગ ગરમ પાણી ભેળી સુમારે એકથી દોઢ ઔંસ પાવું, અને ઉમર વધવે ત્રણથી પાંચ ઔંસ એ મુજબ વધારતાં જવું અને વરસ એકનું થવા આવે ત્યારે સુમારે આઠ ઔંસ જેટલું પાવું, એટલે આખા દીવસમાં ચાલીસથી પીસતાલીસ ઔંસ થશે. રાતને વખતે બનતાં સુધી દુધ પાવાની ટેવ બચ્ચાંને પાડવી નહિ, તેમજ બચ્ચું મોટું થતું જાય તેમ સીસી વડે પીવાની ટેવ છોડવવી.

ઘણાંક બચ્ચાંઓને જાત જાતના ખોરાકોના તૈયાર આટાની કાંજી પાઇને તેપર ઉધારે છે. એલનબરી તથા મેલીન્સફુડ, ગ્લેક્ષો વિગેરે. છાશ ને પાણી ત્રણ ચમચી ને મીલ્ક શુગર અર્ધી ચમચી ભેળી કોઈક બચ્ચાંને ટાકાત આપવા માટે પાય છે. બચ્ચું ઉપરનું દુધ હજમ કરી શકતું હોય તો પાંણીનું પ્રમાણ ઓછું કરી દુધ વધારતાં જવું, દુધ પીધા પછી દહીની માફક પેટમાં બંધાઇ જાય છે, માટે ધીરે ધીરે પાવું. સાદાં પાણીને બદલે જવનું પાણી બાર્લી વૉટર (Barley Water) ઘરમાં બનાવી દુધ સાથ ભેળીને આપેલું પુષ્ટીકારક છે, પણ દિવસમાં બે વખત તાજું બનાવી વાપરવું. દુધ જરે નહિં તો થોડો વખત પાણીનો ભાગ વધારી દુધ ઘટાડવું. જોઇએ તો સાથે ખાંડને બદલે મીલ્ક શુગર ભેળવી. દુધ તેમજ પાણીનાં

આપ માટે ઇધાંનીવાલા ગ્લાસો તેમજ સીસીઓ પર આંક પાડેલી વાપરવા સમવડે ભરેલી છે.

**બાર્લી વૉટર બનાવવા** એક પાંઇટ (બે પ્યાલાં) પાંણી એક ચમચો પર્લ બાર્લી ધોઇ સાફ કરી ચુલ્હે ઉકાળવા પછી પા ભાગ જેટલું પાણી બળે ને ઉતારી ગાળીને વાપરવું. સફેદ કાંજીના રંગનું થશે. એ નાના તેમજ મોટાં માટે પુષ્ટી-કારક ઘણું કહેવાય છે.

**લાંઇમ વૉટર** ( Lime Water ) તૈયાર બનાવેલું આવે છે તે પણ દુધમાં એક બે ચમચીને સુમારે ભેળવાથી દુધ હજમ થશે.

**પેટમાં દુખવાનું** બચ્ચાંને માલમ પડે તો સુવાનું પાંણી ( Dill Water ) પણ તૈયાર મળે તે દુધમાં અવારનવાર ભેળવું, ઉપરના દુધમાં એ બેમાંની ચીજો અગત પડવે વાપરવી. દુધ ગરમ કરતી વખતે આખું જાયફળ તેમાં નાંખવાથી કસ ઓગળી દુધ હજમ થશે. જાયફળ ધોઇ પાછું બીજી વખત વાપરવું.

**દુધ ઉપરનું માણસના દુધને મળતું બનાવવા** અર્ધો શેર દુધને ચુલ્હે જોસ પાડી તેમાંથી અર્ધું કાઢી લઇ ઠંડું પાડવું ને બાકીના અર્ધા જોસ આવેલામાં ચુસડાનું પાણી જેને ( Essence of Rennet ) કહે છે તે એક ચમચી તેમાં નાંખવાથી દુધ ફાટી પાંણી ( Whey ) છુટું પડી જાય ને કપડાં વડે ગાળી કાઢી તે પાણી ઠંડા દુધમાં ભેગી થોડી ખાંડ અથવા શુગર ઑફ મીલ્ક ભેગી બચ્ચાંને પાવું, સાદાં પાંણી કરતાં એમાં વધુ ટાકાત હોય છે. ચુસડાનું પાંણી તુરત આગલ નહિ હોય તો થોડાં ટીપાં લીંબુનો રસ નીચવવાથી પણ દુધ ફાટશે. દુધ ફાટેલાંનું દહીં જેવું રહે તે ફેંકી નહિ દેવું, તેમાં સહેજ નીમક નાંખો પનીર બનાવી મોટાં માણસને ખાવા માટે વાપરવું.

પાતલું દુધ મલાઇ કાઢી લીધા પછીનું જે ( Skimmed Milk ) કહેવાય તે પણ જરવામાં હલકું છે.

**દુધની સંભાળ** લેવી ઉઘાડું રાખવાથી કચરો અથવા માંખી બેસવાથી દુધ ખરાબ થઇ બચ્ચાંને પાવાથી નુકશાન કરશે. ચોખ્ખી ખુલ્લી હવામા ઉપર સોજું બારીક કપડું ઢાંકીને રાખવાથી લાંબો વખત વેર બગડતું નથી, ને વિષે દુધમાં જુવો. ધાસ અથવા ગલીચ જગ્યામાં દુધ રાખવાથી તે વાસ તેમાં પેસસ નહિ થાય, તેની સંભાળ લેવી. દુધની નીપલ ( બોટની ) વિગેરે સાફ રાખવા માટે ઘરઘતુ નુસખામાં રબરમાં મળશે, ખાલી સીસીમાં પાંણી ભરી બીજા ઉંડાં પાણીનાં વાસણમાં ડુબાડી ચાલુ રાખવાથી તેમાં દુધનો વાસ રહેતો નથી ને ધોની વખતે ખસ લેવો. ખરાબ માખી બેઠેલું દુધ પીવાથી ખરાબ જાતનો મરડો થાય છે.

**દુધ આપતી માતાઓએ** સાદો તેમજ પુષ્ટીકારક ખોરાક ખાવો અને બચ્ચાંનાં સીકનેસ વખતે પોતાના ખોરાક પર ધ્યાન આપવું, તેવી ચીજો ખાધા

પીધાથી બચ્ચાં ઉપર તેની અસર થાય છે. દુધ આપતી વખતે ઉંઘાવું નહિં તેમજ છાતી ધોઇ સાફ કરીને બચ્ચાંને દુધ આપવું, ખાસ કરીને દુધવાલી આયાઓને એ વિષે તાકીદ કરવી.

કેટલાંક બચ્ચાંને વરસ ઉપરનાં થવા પછી પણ માયનું દુધ ચાલુ રાખે છે, જે ઘણું ભુલભયું છે, કારણ કે બચ્ચું મોટું થતું જાય તેને માટે તે દુધ કોઇ રીતે પુષ્ટીકારક ગણાતું નથી. દુધ એકદમ છોડવવું નહિ, વચમાં એકુ બે વખત બાટલીનું દુધ આપવાની ટેવ પાડવી, પછી ધીરે ધીરે ઉપલું દુધ ઓછું કરતાં જવું. કેટલાક વૃદ્ધાંને નાતવાંનોને પણ માણસનું દુધ પાવામાં તાકાટ સમજે છે પણ તેથી કંઇ ખાસ કરીને ફાયદો થતો નથી.

**મોટાં બચ્ચાંનો ખોરાક,** બચ્ચું મોટું થાય તેમ તેનું દુધ ઓછું કરી સાદુ ખાવાનું શરૂ કરવું. આઠ નવ મહીનાનું થવા આવે ને સાદી નરમ બીસકીટ, પાંઉ માંખણ, પાંઉ દુધમાં બોળી નરમ કરવું. બપોરે ખવાડવા ચાવલ નીચે મુજબ બાફવા.

ચોખા એક ચમચી સુમારે બરોબર ધોઇ સોજા સફેદ જાડાં કપડાંમાં ઢીલી પોટલી બાંધી ગોશ અથવા મરઘી સાદી રંધાતી હોય તેમાં મુકી દીધાથી તેમાંનો રસ પીને ચાવલ બફાઇ નરમ થાય ને પછી કાઢી મસળીને બચ્ચાંને ખવડાવવા, કંઇ પણ જાતનો મસાલો ચાવલમાં ભેળાય નહિં તેની સંભાળ રાખવી. હાફબોઇલ્ડ ઇંડાંની ફકત દાળ ખુબ ઘુંટીને થોડી ખવડાવવી. માંસનો કોઇબી કઠણ ખોરાક બચ્ચાંને બધા દાંત આવ્યા વગર આપવો નહિ. પાણી તથા ફ્રુટનો રસ નારંગી સંતરા વિગેરે છોલી કપડાંમાંથી નીચવીને તે રસ કોઇ પણ ઉમરનાં નાનાં બચ્ચાંને થોરો ચાલું આપવો સારો છે. કેળાં પણ મોટાં બચ્ચાંને આપવાં. બે ત્રણ વરસનું થતું જાય કે માંસનો ખોરાક જેવા કે પાસેલો નરમ પટેટો ગોશનો ખીમો, ચાવલ યા પાંઉ સાથ આપવો, પણ બરોબર ચાવીને ખાવાની પહેલાંથી આદત પાડવી. રાતને વખતે કંઇ હલકો જરેપત થાય તેવો ખોરાક આપવો. બાફેલી માછલી તેમજ બાફેલી તરકારી, સાદુ કસ્ટર્ડ. કોઇની નવો ખોરાક મછી, ઇંડું વિગેરે જમાદતી વખતે સઊથી પહેલાં સરૂ કરવું જો નહિ પસંદ પડે તો ધમકાવી કે પતાવીને ખવાડવા કરતાં તે ચીજ છોડી દેવી ને બે ત્રણ દિવસે પાછી આપવી તેમજ કેટલીક વખત ભુખ નહિ હોય તેઓને જબરદસ્તીથી ખવાડવું નહિ, એક બે વખત નહિ ખાશે તો કંઇ નુકશાન થવાનું નથી.

**પૉરીજ** ( Porridge ) જે ઓટમીલને ચુહલે પદાવવાથી બને છે, તે મોટાં બચ્ચાંને સહવારનાં નાસતા સાથ આપેલો પુષ્ટીકારક છે, તો પણ સહવાર સાંજ દુધ એક એક પ્યાલું પીવાની ટેવ રાખેલી સારી છે.

**આગાનું ખુંટે અથવા બીજી કોઇ ચીજ** ગળાંમાં જવાથી ખુંટી બેઠેલી મોઢાંમાં બનતાં સુધી આંગલી નાંખી ઉલટી કરાવવી તેમ કરતાં નહિજ નીકળે તો પગમાંથી ઉંધું બચ્ચાંને ઉંચકી માથું નીચે રાખી બરડો થોકવાથી ગળાંમાંની ચીજ બાહર નીકળશે નહિ તો તુરત ડૉકટરને બતાવવું.

## બચ્ચાંને નહવડાવવું તથા સુવાડવું.

**૩૦૯.—નહવાડવા આગમચ** નાનાં બચ્ચાંને ઘણાંકો શરીર પર સોજું માંખણનું બનાવેલું ઘી અથવા સાલીડ તેલ મસળીને લગાડે છે સાથે હાથો પગોને વાળવા તથા ઉપર નીચે કરવાની કસરત કરાવેલી સારી છે, જોર કરી કઢંગી રીતે વાળીને બચ્ચાંનાં કુંમલાં હાડકાંને નુકશાન નહિ થાય તેની સંભાળ લેવી. રોજ મોઢું તથા જીભ સાફ કરવા ઝીણાં કપડાંનો ટુકડો આગળી પર વિંટાળી સહેજ ગ્લીસરીનમાં બોળી મોઢાંની અંદર ફેરવી સાફ કરવું. સાબુને બદલે જોઇએ તો ચણાંનો આટો અંગે ચોપડીને નહવાડયાથી ચામડી નરમ ને સુંવાળી થશે.

**નહુવાડવા પાણી** બનતાં સુધી કુકું લેવું. ગરમની આદત પાડવી નહિ, કેટલાકો ઘણાં નાનાં બચ્ચાંને મોટાં માણસના પગ પર સુવાડીને નહવડાવે છે, અથવા પાંણીના ટબમાં એક માણસ બંને હાથે બચ્ચાંને આડું મજબુત પકડી બીજાંએ સામેથી અંગ સાફ કરી પાંણી રેડવું, માથાંપર નાંખતી વખતે મોઢાં કે નાકમાં પાંણી જવાથી બચ્ચું ગુંગળાય નહિ તે માટે કપાલ ઉપર સરખો હાથ આડો રાખી અટકાવવું, સ્પંજ અથવા નરમ ટરકીશ તુવાલના ટુકડા કે તેની થેલી હાથમાં ઘાલી અંગ સાફ કરવા લેવી.

**મોટાં બચ્ચાંને નહવડાવવા** પાંણીના ટબમાં પકડીને બેસાડવું. પાંણીથી બીહતું હોય તો ટબ પર ચાદર ઢાંકીને હળવેથી તેપર બેસાડી દેવાથી આદત પડશે. ગરમ પાણી પારખવા હાથની ચાંમડી ચાલુ વપરાતાં જાડી થયલી હોય છે તે બરોબર જણાતું નથી માટે ગુંઠણુ બોળી જોવાં; ટબમાંનાં મેલાં પાણીમાંથી કાઢતી વખતે બીજું થોડું સોજું પાંણી રેડવાથી શરીર સાફ થશે.

**નહુવાડયા પછી** બહાર ખુલ્લી હવામાં ફેરવવું નહિં, દુધ તૈયાર કરી રાખેલું પાઇને બે ત્રણ કલાક ઉંઘાવા દેવું.

**૩૧૦–ઊંઘ.** તંદુરસ્ત બચ્ચાં હમેશાં લાંબો વખત સુવે છે, કોઇક નબળાં બચ્ચાંને ઘણી ઊંઘ આવતી નથી, તેમજ સુતી વખતે ઘણી ખરી અધીં વીંચેલી આંખે સુવે છે, તંદુરસ્ત બચ્ચાંની આંખ સરખી બંધ રહેશે. આખા દિવસમાં જેમ બને તેમ વધુ વખત સુવાની ટેવ રાખવી. નાહયા પછી તેમજ બપોરનાં પણ સુવાડવું. રાતના જલદીથી બીછાનાંમાં સુકવું. ૭ મહીનાની અંદરનાં બચ્ચાં સુમારે સોલથી વીસ કલાક સુશે, એક વરસનાં પંદર કલાક, બેથી ચાર વરસનાં બાર કલાકને આસરે ઊંઘાવાં જાઇએ, ચારથી આઠમાં વરસના આઠ કલાક ને સોલમે વરસે મોટાં માણસ જેટલો વખત સુવે છે.

**ઊંઘાવા માટે કેફ નુકશાનકારક અભણ વર્ગનાઓ બચ્ચાંને બાળા ગોળીઓ** અથવા અફીણ ચટાડે છે, એવી કેફી ચીજો કદીપી આપવી નહિ. કોઈક તમાકુ ખાઈ મોઢામાંથી વરાળ નાના બચ્ચાંના મોઢાં આગળ કાઢવાથી પણ કેફ ચઢે, તેવી રીતો બચ્ચાંને ઘણું નુકશાન કરે છે.

જમણી કોરે નાનાં તેમજ મોટાં ઘણા ખરાં સારી રીતે ઊંઘાશે. કોર વાળીને સુવાડવા તકીઆનો ટેકો નાનાં બચ્ચાંને આપવો, રાતે ઊંઘમાંથી ઊઠે કે પાછું બીજી કોરે સુવાડી દેવું, બીછાનામાંથી બહાર કાઢવાથી સજાગરૂં થઇ જશે. ચત્તા સુવાથી કેટલીક નબળાં બચ્ચાં ચોંકીને ઊઠે છે, નાનો હલકો ટકીઓ પેટ પર મુકવાથી નીરાંતે સુશે.

**ઊંઘમાં નાનાં બચ્ચાં ઘોરે અથવા ગુંગળાય** તો નાકમાં કોઈબી રીતની અડચણ જાણવી, કોઈકને મસા અંદર હોવાથી દમ લેવાની હરકત થાય છે, જે કઢાવ્યાથી ફાયદો થશે, નહિં તો તંદુરસ્તીમાં બગાડો થશે અને મોટી ઉમરે તે પણ મોટાં થશે, એને ઍડીનોઇડસ ( Adenoids ) કહે છે. કેટલાંક મોટાં બચ્ચાંને પણ તેવી અડચણ હોય તે નાક વાટે દમ નહિં લઇ શકે ને મોઢું ઘણું ખરૂં ઉઘાડું રાખે છે, જેનો ડૉકટર પાસ ઉપાય કરાવવો જોઇએ.

**રડતાં બચ્ચાંને** કેટલીક વખત ખોળા ઉપર ઉંધું સુવાડીને ધીરે ધીરે બરડો થોકી પગ હળાવ્યાથી સુશે, પણ તેવી ચાલુ આદત પાડવી નહિ, કોઈકને સહેજ ગરમ પાણી પાવાથી મુંગું રહે છે.

## દાંત તથા સાધારણ માંદગીના ઉપાયો.

**૩૧૧-દાંત નાનાં બચ્ચાંને** ફુટતી વખતે કોઇક ઘણાં હેરાન થાય છે, શરૂઆતમાં મોઢાંમાંથી લબ ગળે છે તેમજ પારા સુજી આવે અને હોઠો પીસે છે તે વખતે ચુશવા માટે કડું કે આંગળીઉં આપવાથી પારા ઘસાઇને ચાંમડી પાતલી થવાથી દાંત જલદી ફુટે છે, કોઇકને પારા ચીરાવવા પડે છે. તે વખત તાવ કોઇને થાય છે, અને ઝાડો ( પેટ ) પણ લીલા જેવા રંગનાં કેટલાંક બચ્ચાને દાંત ફુટતી વખતે આવે છે તેમજ કોઇના કાન પાકે છે. મધ સાદુ અથવા એક ચમટી જેટલો સુરોખાર ભેળીને પારા પર ઘસવું. દીકાંમરી ઘસવાથી પણ પારા નરમ રહેશે.

**ઉપલ્યું** અભણ વર્ગના બચ્ચાંઓના દાંતને વખતે બરોબર સંભાળ નહિ લેવાથી તેઓમાં ઘણું સાધારણ છે, તેની નીશાની બચ્ચું ઉંઘમાંથી ચમકીને ઉઠે, આંખના ડોળા ઉપર ચઢાવી દેશે અને હાથ પગની ખેંચતાંણ કરે, ચામડીનો રંગ બ્લુ જેવો થઇ જાય તેવી વખતે તુરતજ માથાપર ઠંડક કરવી, કોલોનવૉટર પાંણી સાથનું ભીનવેલું કપડું ખાલી મુકવાને બદલે માથાપર બાંધી દેવાથી બચ્ચું કાઢી નાખી શકે નહિં. અગત હોય તો ભીનવ્યા કરવું. ઉપલીયાનું જોર વધુ લાગે તો

ગરમ લેઇ શકાય તેવાં પાણીનાં તબમાં બચ્ચાંને બેસાડવું અને માથે થંડું પાંણી રેડવું, અગત લાગે તો તુરત ડૉકટરની મદદ લેવી. ઘણું નબળાં બચ્ચાંને પણ દાંત ફુટે ત્યારે સંભાળવા. દાંત છડે મહીને વચમાંનાં ઉપર તથા હેઠેના ફુટે છે, નવથી બાર મહીનામાં આજુબાજુના નીકળશે અને વરસને સુમારે ખીળીઆં ( અણીવાલા સુરા ) દાંતો ફુટે તે વખતે પણ કોઇક બચ્ચાં હેરાંન થાય છે, દોઢ અને બે વરસની વચ્ચે દાઢો નીકળવા માંડશે અને પાંચ સાત વરસ સુધી ઉપલા દાંતો બધા મલીને વીસ જેને દુધીઆ દાંત કહે છે તે રહેશે ને ત્યાર પછી આગલા પડવા માંડી નવા કાયમના દાંત એક એક પછી આવશે, એ મુજબ બાર વરસમાં સઘલા ત્રીસ દાંત તથા દાઢો આવી જશે.

સત્તર ને પચીસની વચે છેક છેલ્લી ડાહાપણની દાઢ ( Wisdom Tooth ) ફુટે છે જે વખતે કોઇક હેરાંન થાય ડાચું વિગેરે ઉઘડી શકતું નથી. દાંત જતન માટે આગલ છે.

**૩૧૨—બચ્ચાંની માંદગી જે બોલી નહિં શકતાં હોય** તેના રડવા પરથી પણ થોડી ઘણી સમજ પડે છે. ચીશ પાડી યા કળ ખાઇ કે હાથ પગ હાલવી ને રડે તો પેટમાં દુખતું હોય એમ જાણવું, કારણ ઘણીખરી એ માંદગી બચ્ચાંઓમાં સાધારણ હોય છે; કોઇ વખત માણસોની બેદરકારી અને બીજા નહિ સમજ પડે તેવાં કારણસર રડે કે સીક પડે તે શોધી કાઢી બનતો ઉપાય કરવો.

**પેટમાં દુખે** તો સાધારણ સેક કરવો અથવા ખાવાના માંડવેનાં પાંન કે આંકડાનાં ઝાડનાં પાંદડાં લઇ અંગાર પર ગરમ કરી તે પર એરંડીઉ લગાડી શેકીને પેટે બાંધી રાખવાં જેથી પેટમાંનો પવન છુટો પડી દુખવાનું નરમ પડશે. કોઇક બચ્ચાંને મોટી ઉમર સુધી પેટે પાટા બાંધી રાખવાની ખોટી ટેવ પાડેલી હોય છે તે જ્યારે કાઢી નાંખે ત્યારે પેટને હવા લાગી જવાનો સંભવ રહેશે, માટે છેક નાનું બચ્ચું હોય ને તેનો નાર ખરે ત્યાં સુધીજ પાટો રાખી પછી કાઢી નાંખવો, પણ કોઇ વખત અગતને સર બાંધવો.

દુધ પીતાં બચ્ચાંને રોજ આખા દિવસનાં બેથી ત્રણ ઝાડા ( પેટ ) થવા જોઇએ ને કબજીઆત લાગે તો સહેજ આંગળી વડે થોડાં ટીપાં એરંડીઉ સહવારમાં ચટાડવું અથવા તો દર આઠ પંદર દિવસે એરંડીઉ જુલાબ અગત મુજબ આપવો. કઠણ ઝાડો ( પેટ ) થતી વખતે તકલીફ પડે તો સામા માણસે પોતાની છેલ્લી નાની આંગળી એ સાબુ કે વેસલીન, ગ્રીસરીન, અથવા કાચની પીચકારી બચ્ચાંના સફરામાં ફેરવ્યાથી નરમ થઇ ઝાડો આવશે. વખતસર ટેવ પાડવી જોઇએ.

ઝાડો ( પેટ ) ઘણું આવે તે વખતે કંઇ પી દુધનો ખોરાક હજમ નહિં કરી શકે તો એક ઇંડાની સફેદીને પાતલો કઢ ચઢાવી એક ચમચી છુંદેલી ખરી સાકરને

એક મોટો ચમચો પાણી ભેળી તેમાંથી એક એક ચમચી જેટલું બબે કલાકે પાવાથી ટાકાત રહે છે, અથવા સાદું બાર્લી વૉટર કે મીલ્ક શુગર ને પાંણી આપવું.

**સહીએડ** ( શીતળા ) ત્રણથી ચાર મહીનાનું બચ્ચું થાય ને મુકાવવા. નાનું અણુસમજ હોય ને સુતી વખતે પોતીકી મેળે કોર વાળી શકતું નહિ હોય ત્યારે હાથ પર સહીએડ મુકેલાની ઝાઝી ઇજા માલમ પડતી નથી. બંને હાથ પર મુકેલા ઘણાખરા મોટા થઇ પરૂ ભરાય ને નવમે દિવસથી નમવા માંડે છે. કોઇને તેને જોરે તાવ થશે; એકુ બે દાણા પણ ભરાવા જોઇએ. નહિંજ નીકળે તો થોડે વખતે ફરીથી મુકાવવા. નાનપણમાં મુકેલા હશે તો તેવો રોગ નીકળે ત્યારે તેની ઝાઝી અસર કરશે નહિ અને કદાચને સહીએડ આવેબી તો તેનું ઘણું જોર થતું નથી. બચ્ચાંને સહીએડ નહિં મુકાવવા એ ઘણું ભુલભર્યું છે. મુકેલા સહીએડ લગભગ ત્રણ અઠવાડીએ સુકાવા આવે છે, પહેલા થોડા દિવસ નહવડાવવું નહિં, પછી પણ સુકાયલા નહિ હોય ત્યારે સહીએડ પર પાટો બાંધી ભીનાય નહિ તેમ નહવડાવવું. બારીક પાઉડર છાંટવાથી રસી નીકળતી સુકાઇને બીજી ગમ લાગશે નહિં, કેટલીક વખત રસી બીજા શરીરના ભાગ પર લાગવાથી ત્યાં પણ ફુલ્લા થશે તે માટે સંભાળ રાખવી. વધુ ચામડીમાં જોવું.

**સરદી સરકમ થાય તો** છાતી પર લગાડવા બ્રેન્ડી એક ચમચો ત્રાંબાનાં વાસણમાં નાંખી તેને સળગાવેલી મેચીસ લગાડવાથી બળતું થાય ને બુજવી નાંખો તે ગરમ બ્રેન્ડી લેવો અથવા અગરનો ટુકડો ને આખું જાવફળ બંનેને કાળા પાથર પર બ્રેન્ડી સાથ ઘસી ઘટ થાય ને ગરમ કરી છાતી, કપાલ, બરડાનો કઠો તથા કાન પછવાડે ચોપડવું. જોઇએ તો તેપર રૂનું પાતલું પહોળીયું મુકવું, વધુ સરદી જેવું લાગે તો સાધારણ ભરવાનું તેલ લગાડવું. ઘણું સ્ત્રોંગ નહિં લેવું, જોરથી ઘસવું પણ નહિ. જોઇએ તો થોડો શેક કરવો, અથવા ફલેનલને ગરમ ઑલીવ ઑઇલમાં બોળાને છાંટી પર મુકવાથી ફાયદો થશે.

**ઠાંસો** હોય તો સહેજ મધમાં બે ત્રણ ટીપાં બ્રેન્ડી નાંખી ચટાડવું. ગોળ મધ ને નીમક ભેળી પાવું, તાવ સાધારણ માટે નાનાં બચ્ચાંને કુઇનીન કડવાસ વગરનું આવે છે તે વાપરવું.

**તાવ તપાસવા** તાવની સીસી ( થર્મોમીટર ) નાનાં બચ્ચાને બગલમાં મુકી નહિ શકાય તો જાગના કાત્રામાં મુકી પગને પેટ આગલ ઉપર દાબી રાખવો.

**૩૧૩.—નબળાં બચ્ચાને રીકેટ્સ** ( Rickets ) હાડકાં નબળાં ને નરમ થઇ શરીર સર્વે પાતળું ને તવાયલું લાગે છે, કોઇક મોટાં થવે સારી જતન લેવાથી સારાં થશે, નાનપણમાં દુધનો સારો ખોરાક નહિ મળવાથી એમ થાય છે, તેવાં બચ્ચાં જલદી બેસી કે ચાલી પણ શકતાં નથી. હાથ પગ કમર વિગેરેના હાડકાંમાં ટાકાત

નહિ હોવાથી, ચંપી ( Massage, ) કરવાથી ઘણો ફાયદો થશે. બદામનું તેલ, ઇમલશન ( Emulsion, ) રાઇનું તેલ, મછીનું તેલ ( Codliver Oil ) તેની કંઇ ચીકાશવાલી ચીજ ધીરે ધીરે સંભાળથી મસળીને હાડકાં તથા સાંધાઓમાં પચાવ્યાથી શક્તી આવે છે. ચંપી ઘરમાં નહિ કરી જાણે તો કોઇ શીખેલા પાસે કરાવવી. કૉડ લીવર ઑઇલનાં બે ત્રણ ટીપાં પહેલાં શરૂઆતમાં બચ્ચાંને ચટાડવાં ને હજમ કરી શકે તો વધારવાં સુમારે આંઠ દસ ટીપાં સુધી પાવાથી ઘણી ટાકાત આપશે, જરપત નહિ થાય તો બંધ કરવું, ગરમીના દિવસમાં નહિ પાવું,

કોઇક બચ્ચાંના મોટી માંદગી પછી પણ હાથ પગ નબળા પડે તેને ઉપલો ઉપાયો અજમાવવા. હાથ પગની અથવા બીજી કંઇ શરીરની ખામી લાગે તો તુરત ડૉકટરને બતલાવવું. કેટલીક વખત વીજલી આપ્યાથી પણ ફાયદો થાય છે.

મજબુત બચ્ચાંનું માંસ દાબી જોવાથી કઠણ લાગે છે.

**૩૧૪.—નાનાં બચ્ચાંને દવા પીવાની રીત,** મોઢું ઉઘાડી નાની ચમચીમાં દવા લઇ તાળવાંને અડકાવીને રેડવાથી અતરસ જશે નહિ. મોઢાંમાં રહેવા દઇ તુરત ગળે નહિં તો સંભાળથી નાક સહેજ દાબવું. પીતી વખતે હાથ પગ અફાળી તોફાન કરે તો બચ્ચાંને કપડામાં ગળાં સુધી આખું ઢીલું લપેટીને ખોળામાં સુવાડી માથું સહેજ ઉપર રાખી દવા પાવી. એ રીતે પકડેલું આંચકા નહિં લાગવાથી દવા પાતી વખતે હરકત થતી નથી.

## દવાનું પ્રમાણ, નાનાં મોટાં સાથની સરખામણી.

| | |
|---|---|
| ૧ મહીનાંનું તેને | મોટાંનો ૩૦ મો ભાગ આપવું. |
| ૬ ,, ,, | ૨૦ ,, ,, |
| ૧ વરસનાં બચ્ચાંને | ૧૦ મો ભાગ આપવું |
| ૨ ,, ,, | ૮ મો ,, ,, |
| ૩ ,, ,, | ૬ ઠો ,, ,, |
| ૪ ,, ,, | ૪ ,, ,, ,, |
| ૫ થી ૧૦ વરસ સુધી | ૩ જો ,, ,, |
| ૧૧ થી ૧૫ ,, | ૦॥ ( અર્ધો ) ભાગ મોટાનાં પ્રમાણમાં આપવુ. |
| ૧૫ થી ૨૦ ,, | ૦॥। ( પોણો ) ,, |

૨૧ થી ૫૦ વરસની મોટી ઉમરે મોટાને માપની આખો ભાગ [ એટલે ૧ ] ડ્રૅમ ૬૦ ગ્રેન, અથવા ૬૦ ટીપાં થાય છે. ૬૦ થી ૭૦ સુધીની ઊમરવાલાંને કેટલીક વખત પ્રમાણ ઓછું કરવું પડે છે, દવાનાં તોલેલાં તથા ભરેલાં માપો માટે કોષ્ટકોમાંથી મળશે.

## બચ્ચાંનું વજન તથા વધનો સુમાર.

૩૧૫-તુરતનું જન્મેલું વજનમાં ૬ થી ૭ રતલ (પૌંડ) અને લંબાઇ ૧૮ ઇંચ (૧॥ ફુટ) પહેલા મહીનાથી તે બાર મહીના સુધી દર મહીને વજનમાં એકથી સવા રતલ વધશે અને લંબાઇમાં એકથી બે ઈંચને સુમારે વધે છે. કોઇકનું વજન તથા ઊંચાઇ વધતી ઓછી હોય છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ લુ વરસ-ઉંચાઇ | ૨॥ ફીટ-વજન | ૧૮ રતલ એટલે જનમતી વખતનું ત્રણુ ઘણું વજન જાણવું. | | | |
| ૩ જુ ,, | ,, | ૩ | ફીટ-વજન | ૩૨ | રતલ |
| ૫ મુ ,, | ,, | ૩॥ | ,, ,, | ૪૦ | ,, |
| ૭ ,, ,, | ,, | ૪ | ,, ,, | ૫૦ | ,, |
| ૯ ,, ,, | ,, | ૪॥ | ,, ,, | ૬૦ | ,, |
| ૧૨ ,, ,, | ,, | ૫ | ,, ,, | ૭૫ | ,, |

થોડે થોડે વખતે વજન તથા ઉંચાઇનું માપ નાનાં બચ્ચાંનું લીધાથી તેઓ વધે છે કે નહિં તે તુરત માલમ પડશે. ઉંચાઇ માપવા એક ઘરના થાંભલાને અડકાવી ઉઘાડે પગે ઉભા રાખી ત્યાં પેનસીલથી નીશાની કરવી. બચ્ચાંઓનું વજન તથા ઊંચાઇમાં ઘણીક વખત ફેરફાર થાય છે, દરેક કંઇ ઉપર લખવા મુજબ વજન તેમજ ઊંચાઇમાં એકસરખાં વધતાં નથી.

---

## પ્રકરણ ૪૫.

## નર્સીંગ-Nursing-દરદીની માવજત વિષે.

૩૧૬.—એક નર્સે સાૈથી પહેલી ને અગત્યની બાબત ધ્યાનમાં રાખવી કે દરદી સાથ ઘણી ધીરજ ને નરમાસથી વર્તવું. માયાળુ શબ્દો હમેશાં સીક માણસ ઉપર વધારે સારી અસર કરે છે. હસતે મોઢે દરદીના ઓરડામાં રહેવું, કોઇપણ રીતની ફીકર ચિંતા બતાવવી નહી. લાગણી ઉપર કાબુ રાખવો, ખુદા ન કરે ને તેવો ધાસ્તી ભરેલો કેસ હોય તો પણ ખુદા પર ભરૂસો રાખી હંમેશાં સાફ્રૂજ થવાની આશા રાખી સેવટ સુધી ઘટતા સઘળા ઊપાય ચાલુ રાખવા. એક કામેલ નર્સ ઘટતી મેનીજ કરતી હોય તેની વચે દરદીએ તેમજ તેના ઘરનાંઓએ હરકત કરવી નહિ. બહારના માણસોને દરદી પાસ લઇ જવા નહિં, તેમજ ગડબડ ઝાઝી નહિ કરવી ઊંઘ દરદી માટે સઊથી અગત્યની છે, દવા કે ખોરાક માટે દરદીને બનતાં સુધી ઊઠાડવું નહિ.

ઓરડાની હવા સાફ રાખવી, બારી બારણાં ખુલ્લાં મુકવાં, પણ દરદીને હવા ન લાગે તેની સંભાળ લેવી. અંગ પર ઓઢાડેલુંજ રાખવું. હવા ચોખ્ખી કરવા ઘણીક ચીજો તથા દવાઓ લખી છે. ઓરડાનો કચરો ધુળ ઊડે તેમ નહિ કઢાવવો, ધશ વાપરવો અથવા ભીનાં કપડાંએ લુછવું.

**બેભાંન પડેલા દરદીને દવા કે ખોરાક આપવો** મોઢું ખોલી બુચ અથવા રબર મુકવું. આંગળી મુકયાથી કોઇ વખત દબાઇ જશે.

ડૉકટરોના ફરમાવ્યા મુજબની દવા, ખોરાક ને બીજા ઉપાયો વખત સર કરતાં રહેવું, ગંભીર કેસોમાં દરદીને લગતી દરેક નોંધો લઇ ડૉકટરને બતાવવા રાખવી; જેવી કે તાપની ચઢ ઉતર, નાડ, ખોરાક, ઊંઘ, દવા, દારૂ, કુદરતી હાજતો તેમજ બીજો કંઇ પણ દરદીમાં ફેરફાર થતો હોય, તે રાત તથા દિવસની વિગત જણાવવાથી તેના ઇલાજ કરવાનું બની આવે. ત્રણથી ચાર કલાકને અંતરે તાવની સીસી મુકી જોવી, પાછી ધોવી અથવા કોલનવૉટર પાણીમાં મુકી રાખવી.

**હકીકત લખવા માટે**ની તૈયાર ચોપડીઓ આવે છે જો નહિં હોય તો નાની ચોપડી યા કોરાં પાનાંઓપર ઊભી લીટીઓ એકુ બે આંગળને તફાવતે દોરીને સાત આંઠ ખાંચા ( Column ) પાડવા, અને દરેક ખાંચાને મથાલે વિગતો માટેનાં નાંમો પાડી જવાં. સઊથી પહેલુ વખત ( Time ) લખવું કે જ્યારેથી કંઇ પણ દવા દારૂ, બીજો તબીએતમાં ફેરફાર થતો હોય તે દર ટાઇમે નોધાતો જાય. બીજા ખાંચા મથાલે તાવ કેટલો (Temperature) તેની ચઢ ઊતર લખાશે. ત્રીજામાં નાડ ( Pulse ) ચોથામાં દમ લેવાનું ( Respiration ) એ ત્રણ બાબતોની નોધ સઊથી અગત્યની છે. પાંચમાં દવા દારૂ વિગેરે, છઠામાં ખોરાક, સાતમાં પેટ, પીશાબ, ઉલટી કઇપણ આખા દિવસમાં થાય તે લખવું અને છેલ્લો ખાંચો સહેજ મોટો રાખી દરદીને લગતી કંઇ પણ વધુ હકીકત, ઊંઘ કેટલા કલાક આવે છે ને બીજા કોઇ રીતના વધતા ઓછા ફેરફારો દિવસે અથવા રાતે બનેલા હોય તેને ( Remark ) તરીકે લખવા. ઊપલી કોઇબી ( Column ) માં કંઇબી વીગત લખીએ ત્યારે પહેલી ( Column ) માં તેનો વખત હંમેશાં નોધતાંજ જવું કે કયારે ને કેટલા વખતનાં અંતરે બધુ થાય છે તે માલમ પડી શકે. તાવ લાબા દિવસની હોય તો તેની દર દિવસની ચાલુ ચઢ ઊતર ચોપડીમાં નોધવા ઊપરાંત એક નકસો તૈયાર પાડેલો મળે છે ( Temperature Chart ) તેમા બરોબર ત્રણ ચાર કલાકે તપાસેલી તાવ કેવી રીતે ચઢ ઊતર થાય છે તે નોધવાથી ડૉકટરો વધુ બરોબર જોઇ શકે છે. લાંબા દિવસોની તાવ બે, ત્રણ યા ચાર પાંચ અઠવાદીએ કે વધુ વખતે કોઇ કેસોમાં ઊતરે છે તે વખતે એ નકસો જોવા માટે ઊપયોગી થઇ પડે છે.

ઉપલી રીતે ચોપડીમાં દરેકે દરેક નોંધો દરદીની લીધેલી હશે તો ડૉકટર તથા નર્સ બધી રીતે કેસ સમજીને ઘટતી દવાદારૂ તથા ઊપાયો કરવાને સામર્થવાંન થાય. કેટલીક

ઘણી કાબેલ નર્સો તેવા બીકટ કેસોમાં દરદીને ડૉકટરનાં ફરમાવ્યા મુજબની દવાઓ શરીરમાં પીચકારી વડે ( Injection ) પણ કરી શકે છે અને ખોદા ન કરે ને તેવી ખરાબ હાલત થતી જાય તો કંઇબી ઊપાયો ડૉકટરને આવતાં વખત લાગે તે આગમચ ઘટતી મદદ તુરત કરે છે.

અગત્યના કેસોમાં દરેક ચીજો હંમેશાં ઘરમાં તૈયાર રાખવી યા પુરી થાય કે તુરત મંગાવી લેવી કે વાપરતી વખતે ખોટી થવું ન પડે. ફાલતુ કપડાં તુવાલો, દવાઓ, પીવા લગાડવાની હંમેશાં તદ્દન જુદી રાખવી જેથી તે ભેળાય નહિં, કોઇ વખત ઝેરી દવા ભુલમાં પાયાથી જાંનને નુકશાન થશે, તેમજ પાતી વખતે સીસી ઉપરનાં નામો વાંચી જોવા વગર રાતનાં આપવી નહિ.

બ્રેન્ડી, કોલનવૉટર, આઇસ, પાણી, થર્મોમિટર, નાનું ઘડીઆલ, તેમજ પાણીમાં હાથ ધોવા નાખવા માટે લાઇસોલ કે કાર્બોલીક ઍસીડ અને હવા સ્વચ્છ કરવા ને છાંટવાના દવાઓ ફીનાઇલ વિગેરે.

**ફીડીંગ કપ** દરદીને ખોરાક આપવા માટેનું વાસણ હમેશાં ધોઇને નગી સાફ કરી તે ઉઘાડું રાખવું નહિ કપડું ઢાંકવું; ફીડીંગ કપ તુરત નહિં મળી શકે તો નાની કીટલીની નળી વડે પણ દરદીને ખોરાક પાવો. બેભાન દરદીને કેટલીક વખત નાક વાટે રબરની નળી વડે ખોરાક આપે છે.

**બેડ પૅન** ઝાડો કરવા માટેનો સાફ રાખવો તેમાં ફીનાઇલ રેડવું. બેડ પૅન દરદી માટે ગોઠવતી વખતે ચામડી ઘસાય અથવા હાડકું દુખે તો કીનારીને ફરતું વેસીલીન કે કંઇબી તેલ લગાડવું, પછી સાફ કરતી વખતે લુછવું અથવા તો જુનું કપડું ઘડી વાલી બેડ પૅન પર મુકયાથી ચામડી ઘસાતી નથી. ઘસાયલી ચામડી માટે ચામડીના પ્રકરણમાં જોવું. ઘણા નબલા બેડ પેન નહિ લઇ શકે તેવાના શરીર નીચે જુનાં કપડાં કે રૂ મુકવો અથવા નાનાં બચ્ચાં જેવા નૅપકીન બાંધવા ખરાબ થવે કાઢવું

**સેક** માટે રબરની કોથલીઓ અથવા કાગી કાચની બાટલી પણ બુચ ચપટ પોઇ ઉપયોગમાં લેવાય છે. વધુ માટે શેકમાં જોવું.

**આઇસ બેગ રબરની** તાવની વખત માથાં તેમજ કોઇકને વધુ તાપ હોય ત્યારે પેટ પર પણ મુકવા વાપરે છે. જોઇએ તો વહેર સાથે ટુકડા ભરવાં થોડુંક નીમક ભેળવાથી જલદી પીગળતું નથી, ફ્લેનલની થેલી બનાવી તેમાં પણ આઇસ ભરી જોઇએ તો રબરની બેગને બદલે વાપરવી. આઇસ અગત્યની વખતે રાખવાની તથા તોડવાની રીતો સારૂ પાછલાં ઘરઘતુ નુસખાનાં આઇસનાં પ્રકરણમાંથી મળશે; તેમજ રબરની બાબતમાં આઇસની તથા શેકની કોઠલીઓ માટે જુવો.

**ખોરાકમાં** દુધ છાશ કાંજી વિગેરે આપવું, દુધ અમથું નહિ જરપત થાય તો સોડા કે બાર્લીવૉટર ભેળવું, મોટા માણસને એક વખતમાં સુમારે ચારથી છ આંસ ત્રણ કલાકને અંતરે પાવું.

**નર્સએ** પોતાની તંદુરસ્તી સંભાળવી. ઊડતા રોગો વખતે તેઓનાં તેમજ ડોક્ટરોનો જાંણુ પણ જોખમમાં રહે છે. તેમજ ખરાબ દરદોનાં વાઢકાપ કરતી વખતે હાથ પર કોઇભી જાતનાં ચીરા કે ઘા હોય તે બંધ રાખવા ગ્લવ્સ પહેરવાં તેમજ ઘડી ઘડી ધોવા તથા દીસઇનફેક્ટ કરવા માટેની કોઇભી દવાના પાંણીમાં બોળવા હાથ લુછવા માટે ટુવાલ વિગેરે દરદીથી જુદો રાખવો તેમજ સફેદ સોજા કપડાં પહેરી દરદી આગળ જવું.

## દરદીનું બીછાંનું તથા શરીર સાફ કરવું.

**બીછાનુ સોજુ રાખવું** ચાદરની ઉપર ચામડું તથા બીજો ફાલતુ કટકો તે પર પાંથર્યાથી ચાદર ભીનાતી અથવા ખરાબ થતી બચે છે, ઉપલુંજ કપડું ફક્ટ કાઢી નાંખીને પાછું મુકતું સહેલું પડશે. ચાદર પણ થોડે દિવસે બદલવી લંબાઇમાંથી ખોશેલી કાઢી સરખી ગોળ વીંટાળી જ્યાં સુધી દરદી સુનેલું હોય ત્યાં વેર રાખીને પછી ખાલી ગોદડાં ઉપર તેની જગ્યાએ બીજી નવી ચાદર સરખી પાંથરી તેજ બાજુથી ખોસી ને તૈયાર કરી એક જુની નવી ચાદર મળે ત્યાંથી દરદીને ધીરજથી તે બાજુ કોર વળાવી સાફ ચાદર ઉપર લઇ લીધા પછી બાકીનો ભાગ પાછો સરખો કરી ખોસી દેવો; એમ કીધાથી દરદીને ઝઝો થાક લાગશે નહિ.

**દરદી મુદલ હાલી નહિ શકે** તો ચાદર બદલવા માંથા આગળથી ગોળ રોલ કરી જુની ચાદર ખમાંવેર લાવવી, નવી તેજ જગ્યા પર મુકી ખોશાને તો બનેનાં રોલ સાથે મેળવી બે જને બીછાનાની બંને બાજુ ઉભાં રહી દરદીને એક એક હાથે સંભાળથી ઊંચકી બીજે હાથે ચાદરનાં બંને રોલ સરખાં નીચે ઊતારી જવાં.

તકીઆ પણ રોજ બીછાંનું બદલતી વખતે દરદીનાં માથાં નીચે હાથ રાખી પહેલાં સહેજ ઉચકીને સેરવી લેવા, ઠોકીને પખોડી પાછા ગોઠવવાથી દરદીને સગવડ ને કરાર થશે. કોર વળતી વખતે નબળાં પડેલાં માણસને બરડા પાછલ તકીઓ ખોસી ટેકો આપવાથી સારી રીતે સુઇ શકશે. બીજાં બાછાંના પર લેવા માટે બેઉને પાસે મુકવા પછી ચાદર બદલવાની રીતે બેઉ છેડેથી ગોળ વીટાળી ને બે માણસો તેના છેડાઓ ધરીને હળવેથી ચાદર સાથે દરદીને બીજાં પલંગ પર ખેંચી લેવું.

**રબરના ચાદર તકીઆ પાણી કે હવા ભરવાના** કઠણ રાખવાથી દરદીથી બરોબર સુવાતું નથી જરા નરમ રાખી તે પર ચાદર પાથરવી, પણ ટાંચણીઓ ખોશવી નહિ રબરમાં કાણાં પડી પાંણી કે હવા નીકળી જશે.

**શરીર સાફ સ્પંજ કરવા** બે ( Basin ) ગીન્દીઓમાં ઠંડુ ગરમ ખપ મુજબ પાણી લેવું. એકમાંનું પહેલાં સ્પંજ તથા સાબુ લગાડતી વખતે વાપરવું. છેલ્લાં બીજી ગીન્દીમાંથી સોજાં પાણીમાં સપંજ અથવા તુવાલના કકડાઓ બોળી દીલ સાફ

કરવું, બીછાનું ભીનાય નહિ માટે નીચે બીજા તુવાલ, ચામડાં, ગરમ બ્લૅંકેટ કંઇબી પાથરવી. સ્પંજને બદલે જાડા પીછાંના ટરકીશ તુવાલો વાપરવા માટે લેવા.

પાંણીમાં થોડું કોલોનવૉટર, રમ, બ્રેન્ડી, સોજો ગાંમઠી સરકો કે તોઇલેટ વીનીગર કંઇબી એક ગ્લાસ જેટલું નાખવાંથી જરા દીલને ખુશબો આપે છે, તેમજ સરદી થશે નહિ. મોઢું, હાથ, છાતી એ શરીરના ભાગો પહેલાં છુટા છુંટા ધોઇને સાફ કરી તુરતજ નુછીને પછી નંચલો ભાગ લેવો, તેટલો વખત આંગને ઢાંકી રાખવું કે હવા લાગે નહિ. બધું ખલાસ થાય ને જોઇએ તો પાછું કોલનવૉટર લગાડી થોડો પાઉડર છાંટીને કપડાં પહેરાવવાં. બંધ ગળાંવાળું કપડું જેવું કે પહેરણુ નાઇટડ્રેસ સુતેલાં માણસને પહેરાવતી વખતે પહેલાં બેઉ હાથો ભેરવી ને પછી આસ્તેથી સંભાળીને માથું ઉચકી ગળાંવાળો ભાગ પહેરાવ્યા પછી શરીરની નીચે આખો ધીરજથી ઉતારવો. અથવા પછલો ભાગ વચમાંથી ફાડી ગળું જોડેલું રાખી આગલથી પહેરાવી દેવો. બદીઅનનો પાછલો ભાગ આગળ રાખી બાહે હાથમાં ભેરવી દીધાથી શરીર ઢંકાશે.

**સીક માણસનાં અંગમાંથી કાઢેલાં કપડાં** ધોવા વગર પાછાં પહેરાવવા નહિ. ખસુસ કરીને ઉડતા રોગવાલા દરદીને દરેક ચીજો વાપરવાની છુટી રાખવી. કપડાં ધોતી વખતે પહેલાં થોડુંક લાઇસોલ ભેળવાથી તેમાંની ગળીચી કે વાસ કંઇ હશે તો નીકળશે. એમ સાફ કરવાથી કંઇ પણ ઉડતા રોગનો ચેપ, જંતુઓ વિગેરે નો નાંશ થશે તેમજ થુંકવાના તથા પેટ પીશાબનાં વાસણો પણ કાર્બોલીક ઍસીડ કે ફીનાઇલ નાંખી ધોવાં. વધુ માટે કપડાં ધોવાની રીતમાં જોવું. પરસેવો પડવાથી કપડાં ભીનાય તો બીજાં બદલાવવાં, અથવા શરીરને કપડાંની વચ્ચે બીજા કટકા મુકવાથી તે ભીનાય કે કાઢી લીધાથી કપડાં ઘડી ઘડી બદલવાં પડશે નહિં.

**માંથું ધોવાનું** લાંબા બોલ સાયના દરદી જે ઘણો વખત બેસી નહિ શકે તેને ધોલીઆ ઉપરજ સાઇડની કિનારી માથું રાખી નીચે બીછાનું ભીનાતું અટકાવવા ચામડું કે રબર પાંથરવું. ધોલીઆ નજીક ખુરસી અથવા સ્ટુલ ઉપર બેસીને માથાનાં બાળ પડે તેમ ગોઠવી પાંણી રેડી સાબુ લગાડીને ધોઇ નુછી નાંખવું, એ રીતે કીધાથી થાક લાગશે નહિ. બાલ સુકવવા માટે એની બાબતમાં જુવો. માથું લાંબા દિવસનું મેલું થએલું હોય તો જલદી ચીકાશ કાઢવા પહેલાં એક ચમચા જેટલો બ્રેન્ડી અથવા બે રમ ટંકણુ ખારનું પાંણી ગ્લાસમાં થોડો લઇને તેમાં આંગળી બોળીને માથાંમાં સઘળી બાજુ અવારનવાર ઘસીને બધે લગાડી ને પછી ધોવાથી મેલ તથા ચીકાશ નરમ થઈ નીકળી જશે. બાલની જતનમાંથી બીજી રીતો મલશે. લાંબા બાલવાલાં દરદીના બે ભાગે બંને બાજુ છુટા ચોટલા ગુંઠવાથી ગુચવાતા નથી. ગુંચવાયલા આંગળી પર વીંટાલીને ઓળવાથી ઝાઝા તણાશે નહિ. કોઈબી જાતની બીમારીથી અડી અટકી ગએલું માણસ હમેશનું

બીછાને હોય તેને નહવડાવવા નેતરની પાલખી અથવા ઇઝીચૅર પર સુવાડી શરીર પર પાણી રેડી સાફ કરી પાછું બીછાણા પર લેવું. જમીન પર ગુંણપાટ કે જુનું કપડું નાખવાથી પાણી તેમાં પચવાથી જમીન ભીનાતી નથી.

**મોઢું દરદીનું અંદરથી સાફ કરવા** સારૂ નરમ બારીક કપડું આંગળી કે વહેલ બોનની પટી પર સામા ધણીએ વીંટાળી પાણીમાં બોળીને મોઢામાં ફેરવવું, કપડું ખરાબ થાય ને બદલવું, જીભ પણ ઊપલી રીતે સાફ કીધા પછી બીજાં સોજાં કપડાંને એજ પ્રમાણે ગ્લીસરીન, લીસ્ટરીંન કે બોરીક પાઊડર કંઇબી પાણી સાથ લેવું દરદીને એકજ બાજુ સુવા દેવું નહિ, બધી બાજુ ફેરવ્યા કરવું, એકબાજુ બીછાનામાં સુઇ રહેવાથી ચામડી ઘસાય છે. તેમજ ન્યુમોનીઆ થવાનો સંભવ રહે છે, ચાંદાં પડે તો તે પર લગાડવા તથા છાંટવા માટે ચામડીની બાબતમાં આપેલું છે.

## માંદગીમાંથી સારૂં થવા પછીની સંભાળ.

**૩૭૧.—દરદી લાંબી માંદગીમાંથી સારૂં થવા આવે** ( Convalescent ) તે વખતે ડૉક્ટરના ફરમાવ્યા મુજબનોજ ખોરાક આપવો બીજું કાંઈ પણ વધુ ખવડાવવું નહિ, જેથી તેનાં આંતરડાં લાંબા વખતનાં સુસ્ત અને નબળાં પડેલા તેવી ચીજો હજમ કરી શકતાં નથી અને તાઇફૉઇડ જેવી તાવ હશે તો ખવાડવાની ઉતાવલ યા બેદરકારી કીધાથી પાછી આવવાનો સંભવ રહે છે, તે વખત દરદીને સાજું કરવું મુશકેલ થઈ પડે છે.

**દરદીને બીછાનામાંથી** ઉઠાડવા માટે તેના બેઉ હાથ સામા ધણીની ગરદનથી આસપાસ વીંટાળવા ને દરદીનાં ખભાંની નીચે એક હાથને પગના થાપા નીચે અથવા ઘુંટણ તળે બીજો હાથ સામા ધણીએ મુકી એ મુજબ ટેકા આપી મદદ કરવી. એજ રીતે ઉંચકીને પણ લઈ જઈ શકાય છે અને એક માણસથી એકલો વજન ઉચકાય નહિ તો બીજું માણસ પણ સામેથી બરડા નીચે ને પગના ઘુંટણ આગલ હાથ આપી બંને સહેલાઈથી ઉંચકી શકશે.

**બીછાંના પર બેસાડવા** પછવાડેથી ઢળતા તકીઆ ગોઠવવાં અથવા બૅકરેસ્ટ આવે છે તે મુકવી, નહિતો નાની ખુરસી ઉંધી આડકતરી મુકવી જેની પીઠ નીચે ને પાયાનો પાછલો ભાગ ઉપર ઢળતો રહે તેમ બીછાના પર ગોઠવી તેની આગળ તકીઓ મુકવાથી અઢેલીને બેસવાનું સગવડ ભરેલું થશે.

**ચાલુ બીમાર** કે અડી ગએલાં કે ચાલી હાલી નહિ શકે તેવા દરદી સારૂ સુવા બેસવાની મોટી ઇઝીચેરો સગવડ પડતી રીતે ફેરફાર કરી શકાય તેવી પણ આવે છે. તેમજ પૈડાવાલી હોવાથી તેવાં બીમારોને ગમે ત્યાં ચલાવીને લઇ જઇ શકાય છે. તેવી વાપરવા સારૂં સગવડ ભરેલી થાય છે.

**શક્તીનો ખોરાક** સુપ, દુધ, કાંજી, છાશ, ઈંડાં, બ્રેન્ડી અથવા કોઈપી જાતનું ટાકાત આપનારૂં શીરપ દવા ડૉક્ટરના ફરમાવ્યા મુજબ પાવું. તેનો સાદો ખોરાક પકાવવા માટે દરેક નર્સોને આવડવું જોઇએ.

છાશ તેમજ બાર્લીવૉટરમાં ખાંડ અથવા થોડાં લીંબુના રસનાં ટીપાં નાંખવાથી સ્વાદ લાગશે. બનાવવાની રીતો આપી છે.

દરદીની માવજત સાધારણ રીતે ઘરના માણસો કરી શકશે, પણ ગંભીર બીમારીની વખતે સારી કેળવાયલી કુશળ નર્સ બહુ ઉપયોગી થઈ પડશે, જેથી દરદીની બધી રીતે જતન લેવાશે.

**દરદી ઉડતા રોગવાળું** સાજું થવા પછી તેના કપડાં બીછાણું વિગેરે બનતાં સુધી કાઢી નાખવાં અથવા બાળી નાખ્યાથી બીજાઓને તે રોગ ઉડવાનો સંભવ રહેતો નથી, ઓરડાની જમીન પણ સાબુના અથવા બીજા દીસઇનેફૂકટ કરવાના પાંણીએ ધોવારવી, કેટલીક વખત ભીંતો પણ ધોવી કે ચુનો લગાડવો પડે છે.

---

## પ્રકરણ ૨૬.

# પોલટીસ, પ્લાસ્ટર, શેક કરવો, ભરવા ચોપડવાની દવાઓ, બ્લીસ્ટર, વિગેરે.

**૩૧૮.—પોલટીસ** કરવા માટે શુલું અળસી, પાંઉનો ગર વિગેરે વપરાય છે. પટેટાને આખો બારી છાલ સાથ મસળી કાઢી ગરમ કપડામાં મુકી તેની પોલટીસ કરવી, કાંદો પણ એ રીતે વપરાશે.

પોલટીસ કે શેક દરદીને કરવા આગમચ સામા ધણીએ પોતાના હાથ પર લગાડી જોવું, કદાચ તે ઘણું ગરમ હોવાથી દરદીની ચામડી એકદમ મુકવાથી દાઝે નહિં, ખાસ કરીને નાના બચ્ચાંને કરતી વખતે સંભાળ રાખવી.

**અલસીનો પોલટીસ બનાવવા** એક પાંઈટ પાણી સાથ ચાર મોટા ચમચા દળેલી અલસી મેળવી ચુલ્હે ઘટ બનાવીને ઉતારવા પછી જાડાં કપડાં પર પાંથરીને જોઇએ તો થોડોક બોરીક પાઉડર ભેગી બધી બાજુથી કપડું બંધ કરવું, જેથી અળસી બહાર નીકળશે નહિં, કપડાંની થેલીમાં ગરમ અળસી ભરી મોઢું બંધ કરી હાથે અથવા બાટલી વડે દાબીને સરખી પાંથરી દેવી. કપડાંની થેલી તુરત નહિ હોય તો સોજાં સ્ટૉકીંગ લેવાં અલસી નાખવા આગમચ જોઇએ તો કપડું પણ ગરમ કરવું. થોડીક રાઇ તેમાં ભેળવાથી ગુણ કરશે.

ગરમ હોય તેટલો વખત શેકયા પછી પોલટીસને તે ભાગ ઉપર પાટા વડે બાંધી રાખવી, અળસીની ઠંડી પોલટીસ પણ ફાયદાકારક છે. ગરમ કપડાં પર પાંથરવાથી

લાંબો વખત ગરમ રહેશે. ઠાંસો ન્યુમોન્યા વિગેરે કેસોમાં છાતી તેમજ બરડા ઉપર અળસીની પોલટીસ કરવાથી ઘણો ફાયદો કરે છે. તેવા વખતે ઉપલી રીતે મોટી થેલીઓ શરીરને ફરતાં માપની બનાવી છેડા બંને મલે ત્યાં ટોપ તાંકી બાંધી દીધાથી પોલટીસ સરખી રહી અંગ ઉપરથી સરી જતી નથી. ફલેનલનો પાટો તે પર વીંટાળવાથી લાંબો વખત ગરમ રહેશે. આગળ આપેલું એન્ટી ફલોજીસ્ટીક પ્લાસ્ટર તૈયાર પણ ઉપયોગી છે.

**પોલટીસ સડેલાં ચાંદાપર** અલસી અથવા આટાની. કરતી વખતે સાથે તેમાં કોલસાની ભુકી મેળવ્યાથી ફાયદો થશે.

**પોલટીસ પાછી ગરમ કરવા** જોસ પાંણી અથવા અંગાર ઉપર કાણાંવાલું ઢાંકણુ કે ચાળણી મુકી તેની વરાળથી પાછી ગરમ થશે, જોઇએ તો કપડાંમાંથી અળસી કાઢી લઇ પાછી ચુલે વાસણમાં નાંખી બે ત્રણ વખત વાપરવા પછી નવી અળસી લેવી.

**પોલટીસ થુલાંની તથા પાંઉની** અથવા ઘઉંના આટાની પાંણીમાં મેળવી ચુહલે ઘટ બનાવીને ફુલ્લા પર તેમજ બીજા શેક માટે લેવી. થુલાંની પોલટીસ બનાવતી વખતે જોઇએ તો તેમાં થોડીક રાઇ ભેળવી. પાણીને બદલે કાઇક સરકો ભેળી બનાવે છે, જે નજલાથી દુખતા સાંધાઓ તેમજ વાગેલા ભાગ પર શેકવાથી કોઇને ફાયદો કરે છે.

**ફટકડીની પોલટીસ** બનાવવા બે ઇંડાંની સફેદીમાં એક ડ્રામ ફટકડીની ભુકી ખુબ મેળવી નરમ ઝીણાં કપડાં પર પાંથરીને હાથ પગના ચીરા ઠંડીના દીવસમાં પડે તે પર મુકવાથી નરમ પડશે.

**૩૧૯.—રાઇનું પ્લાસ્ટર** ઝેણ લાગે ત્યાં સુધી ઠંડાં કે કુકાં પાંણી સાથ રાઇને ઘુંટવાથી તેનું તેલ નીકળે છે, પછી જાડાં કાગળ પર પાંથરી ઉપર કપડું ઢાંકવું ગરમ પાંણી લેવું નહિ. કપડાંવાલી બાજુ શરીરને લાગે તેમ મુકવી. કાગળ ઉપર રાખવું. વાપરેલું પ્લાસ્ટર બીજી ગમ પણ મુકી શકાશે. બે રકાબીની વચ્ચે ઢાંકી રાખી થોડો વખત રહીને પાછું વાપરવાથી તેટલોજ ગુણ કરશે.

**રાઇનાં પાંદડાં** પાણીમાં ભીનવીને મુકેલાં ફાયદો કરશે. પાણીને બદલે રાઇને ઇંડાંની સફેદી અથવા વેસલીનમાં ઘુંટવાથી સારી થાય છે એથી ચામડી પણ લાલ થશે નહિ. ઉતરી ગયલી રાઇ ખાવા માટે ચઢાવતી વખતે ઝેણ નહિ લાગે તો તેમાં થોડો કાંદો કાપીને ઘુંટવી. રાઇમા કેટલીક વખત આટો હળદર વિગેરે ભેળેલું હોવાથી તેની ઝાઝી આગ બળતી નથી. એ માટે ઘરઘતુ નુસખામાં જુવો.

રાઇનું પ્લાસટર પંદરથી વીસ મિનિટ સુમારે રાખવું. પહેલાં શરૂઆતમાં આગ બળવા માંડે કે કાઢી નહિં નાખવું, થોડો વખત રાખવાથી સરદી વિગેરે નરમ

પડશે. કોઇને ગળાં પર રાઇનું પ્લાસ્ટર મારવાથી ગળામાં આંકડાં આવે છે માટે ત્યાં મુકવું નહિ, કોઇને તેમ નથી થતું.

**ચામડી લાલ થયલી હોય તો** તે પર કોલનવૉટર અથવા બ્રેન્ડી પ્લાસટર કાઢવા પછી લગાડવું અથવા ચાલુ શેક પોલટીસથી લાલ થયલી ચામડી પર કંઇ પણ પાછું મુકતી વખતે વચમાં ફ્લેનલનું કપડાંનું પડ મુકવું અથવા વેસલીન કે ક્રીમ લગાડવાથી ચામડીને ઇજા થશે નહિ. તેમજ નાનાં બચ્ચાંની નાજુક ચામડી પર લાંબો વખત રાઇ રાખવી નહિ. આઇસ ચાલુ મુકવાથી પણ ચામડી શેક માંફક લાલ થાય છે.

## શેક જુદી જુદી રીતનો.

૩૨૦—**સુકો** શેક કરવા માટે ગરમ રાખ, રેતી, નીમક થુલું યા ઇંટ નળીયું કંઇપણ ગરમ કરીને લેવું. શેકની કોઠલી નહિ હોય તો ફ્લેનલની સીવીને તેમાં ગરમ રાખ અથવા રેતી ભરી બીજાં કપડાંમાં વિંટાળી લેવી, કે રાખ કચરો શરીરને લાગે નહી. પાછી ગરમ કરવા ઊપરનું કપડું કાઢી નાખી ભઠ્ઠી કે અંગાર પર થેલી મુકવી. તડકુ લગાડયાથી પણ શેક જેવી થોડી અસર થશે.

**ગરમ પાણી કોઠલી કે બાટલીમાં** ભરીને વપરાય છે, બુચ બરોબર મારવા બેદરકાર રહેવાથી કોઇ વખત દાઝી જાય છે. ગરમ કપડું વીંટાળીને અથવા કવર સીવીને રાખવાથી જલદી ઠંડી પડશે નહિ. રબરની કોઠલીમાં ઘણુંજ ખળખળતું પાણી રેડવું નહિ.

**પાણીનો શેક** કરવા માટે ખળખળતાં પાણીમાં ગરમ કપડાંનાં ટુકડા બોળી નીચવી કાઢીને વાપરવાની સાધારણ રીત છે, નીચવતી વખતે હાથ દાઝે નહિ તેમ કરવા જાડાં કપડાંનો લંબાચો ટુકડો લઇ બેઉ છેડા સીવી દબલ કરીને તેમાં ફ્લેનલનો ટુકડો ગરમ પાંણીમાંથી કાઢીને મુકી અને જોડાયલા છેડાની લંબાઇમાં બેઉ નાકાઓ પર નાના લાકડીના ટુકડા વચમાં મુકી સામાંસામી ઊંધો ને ચતો વળ દીધાથી પાણી નીચવાઇ જશે. પાણીમાં બોળવાને બદલે એક કાણાંવાલું ઢાંકણુ યા ચારણીને ખળખળતાં પાણી પર ઢાંકી તેમાં કપડું મુકવાથી વરાળે ગરમ થાય ને વાપરવું. જોઇએ તો ફ્લેનલ પર ટરપીંનટાઇનનાં થોડાં ટીપાં છાંટીને શેકવાથી વધુ ગુણ કરશે. ફ્લેનલ શેકી ને બાંધી તે પર ગરમ પાણીની કોથલી મુકયાથી લાંબો વખત ગરમ રહેશે શેકનું પાણી જોસ કરતી વખતે સાથે ચાર ખસખસનાં પોસ અર્ધો કલાક ઉકાળવા. એક જાતનું નીમક ( Acetate of Sodium ) થોડું લઇ પોણી બાટલી પાણીમાં નાંખી બીજાં પાણીનાં વાસણમાં ચુહલે ગરમ કરતાં નીમક પીગળે ને બાટલી કાઢી લુંછી શેકવી, દસથી બાર કલાક ગરમ રહેશે. સેહવાય તેવું ગરમ પાંણી કીટલીની

ધાર રેડવાથી શેક થશે. અંદર એક ચમચી બોરીક પાઉડર ( Boric Powder ) નાંખવાથી ફાયદો કરશે.

વરાળીઆં લીમડા અથવા બીજી જાતનાં પાંદડાંને ચારણીમાં મુકી ખળખળતી પાણીની વરાળ લગાડી ગરમ શેકવાં.

શરીર થાકેલું કામકાજ યા બાઇસીકલના સવારી થી હોય તો ગરમ પાણીમાં થોડું નીમક કે સરકો નાંખી એક બાલદીમાં એક પ્યાલાંને સુમારે ભેળી તેથી નાહવાથી દીલ શેકાઇને હલકું થશે.

જોસ પાણી કરતી વખતે બે લીંબુ વચમાંથી કાપી નાંખવા, દસ ટીપાં યુકેલીપતસનુ તેલ ભેળી તેની વરાળ લીધાથી દુખતા અંગે અથવા ભાગો નરમ પડે છે.

પગને ઝારવા સારૂં ગરમ લેવાય તેવું પાણી બાલદીમાં નાંખી પગ બોળવા, વધુ ગરમ જોઇએ તો પગ તેમાં એક બાજુએ રહેવા દઇ ધીરેથી બીજું જોસ પાણી બાલદીમાં સંભાળી ને પગ દાઝે નહિં તેમ રેડવું. જોઇએ તો થોડુંક નીમક કે રાઇ છ આટલી પાણીમાં અર્ધો ઔંસ લેવું. સરકો થોડો સાથે નાંખવો. પગ પાછા ઘડી ઘડી બહાર કાઢવાથી બરોબર શેક થતો નથી.

નાહવા માટે લીમડાનો પાળો પાણી ઉકાળતી વખતે તેમાં નાંખી તે ગાળી કાઢી લેવું. સરદીથી દુખતું શરીર તેમજ માથું નરમ પડશે. સેકતા કડવાનાં પાંદડાં ગરમ રાખ ( ભેભતમાં ) ગરમ કરી શેરી ને દુખતા ભાગપર બાંધવાથી ફાયદો કરે છે. નગોરના પાલાને નીમક છાંટી પાણી સાથ વરાળીઆં કરી ગરમ શેકાય તેમ બાંધવાથી નાગેલો તેમજ દુખતો ભાગ નરમ પડે છે.

## ભરવા ચોપડવાની દવાઓ તથા તેલો.

૩૨૧—લવંગ અથવા કાળાં મરી ખોખરાં કરી પા રતલને સુમારે એક પાંઇન્ટ સ્પીરીટ, દારૂનાં અર્ક અથવા બ્રૅન્ડીમાં નાંખી લાંબો વખત રાખ્યાથી તેનો કસ એગળે ને ગાળી રાખી દુખતા ભાગ પર થોડો લગાડવો.

તેલ કપુરનું એક ભાગ લઇ ચાર ભાગ ગરમ સાલીડ તેલમાં પીગળાવી વાપરવું.

પેપરમીંટનાં ફુલ ( Menthol crystals ) ને કોલોનવૉટરમાં થોડાં પીગળાવી રાખી સરકંમ તથા સરદીથી દુખતા ભાગ પર લગાડવું, એવું તૈયાર બનાવેલું હેડએક કોલોન ( Headache Cologn ) પણ મળે છે. તે સુંઘવાથી સરદી પણ નરમ પડે છે.

લવંદરનું અથવા જુનીપરનું તેલ પણ લગાડવાથી ફાયદો થશે.

રાઇનું તેલ દુખતા ભાગ તેમજ નબળાં બચ્ચાંનાં હાડકાં પર મસળે છે, કોડ લીવર ઑઇલ કે ઇમલશન લગાડવાથી નબલાં રીકેતી બચ્ચાંને ફાયદો થશે.

સુંઠ, ઍળીઓ ને અફીણ સ્પીરીટ કે દારૂમાં પીગળાવી લેવું.

**યુકેલીપતસનું તેલ** પણ અમથું સરદી તેમજ દુખતા ભાગ પર લગડાય છે, જોઇએ તો તેમાં કપુર કે પેપરમીન્ટનાં ફુલ પીગળાવીને સરદી તેમજ ઇનફ્લુએનઝામાં છાતી પર લગાડયાથી ફાયદો કરે છે, અને આયોડીન પણ સેક પોલટીસ કીધા પછી લગાડે છે.

**ટરપીનટાઇનનું તેલ** ( Oil Terebinthin ) તૈયાર પણ મળે છે, સાદ્દું ટરપીનટાઇન અર્ધો પાઇન્ટ, સરકો એક ને આખાં ઈંડાંને કોટલાં સાથ તોડી મેળવીને લગાડવું.

**સાબુનું તેલ** એક બાર સોપનો નાનો ટુકડો બારીક કાપી ભુકો કરી એક પાઇન્ટ રમ દારૂમાં પીગળાવી સાથે કપુર તથા અફીણ એક એક તોલો મેળવી ખપ પડે ત્યારે બાટલી હલાવી દુખતા ભાગ પર લગાડવું. તૈયાર સાબુનું તેલ ( Liniment Saponis ) લગાડવાનું આવે છે. તે વધુ સ્ત્રોંગ બનાવવા ત્રણ ઔંસ જેટલું લઇ તેમાં સ્પીરીટ કલોરો-ફોર્મ ને ગુલછરીનું તેલ ( Oil Gaultheriue ) દરેક અર્ધો ઔંસ ભેળી દુખતા ભાગ પર લગાડી રૂ મુકી પાટો બાંધવો.

**સંધીવા માટે ગામઠી તેલ બનાવવા** રમ અથવા મોવડાનો દારૂ એક બાટલીમાં અફીમ એક તોલો, કપુરનો નાનો ટુકડો તથા ઇસસ, ગરમાળો, અજમો, ગુંગળ, આંબા હળદર, રેવનચીનો શીરો, ઘોરાવચ, કાગાંમરી સુંઠ વિગેરેની દરેક ચીજો બબે દોઢીઆંની લઇ-છુંદી ને ભેળી પીગળયા પછી વાપરવા લેવું. સંધીવા તથા નેસમાં પેન મારતી હોય તે પર લગાડવા અકશીર છે. લસણની કળી અર્ધો તોલો એક પ્યાલાં મીઠાં તેલમાં ચુલ્હે ઉકાળી ગાળીને રૂમેટીક પેન પર લગાડવું.

**સાધારણ ચોપડવાની ચીજો** બામ, એંમબ્રોકેશન, વીંનટરગ્રીન ક્રીમ, રમ, કાજુનો દારૂ, કેરોસીન, પેટ્રોલ વિગેરે કંઇબી લેવું. કેરોસીન કે પેટ્રોલ લગાડી અંગાર કે તાપથી દુર રહેવું ઘણા દુરથી પણ સળગી ઉડે છે.

હીરોબોલને બારીક વાટી પાણીમાં ગરમ કરી દુખતા ભાગ પર પીછી વડે લગાડવું, પછી શેકવું. પાન સાથ ખાવાનો ચુનો મધ અથવા માઠા તેલમાં ભેળીને કોઇક લેપ માફક લગાડે છે. સરદીથી કમર અડી અટકી જાય તો આંકડાનાં ઝાડનાં પાંદડા આતશપર ગરમ ગરમ શેકીને બાંધી દેવાં, અથવા તો લાંબા દાંડાવાલાં થુવડના ઠડમાંથી દુધ કાઢી દુખતા ભાગ પર લગાડી તેપર રૂ મુકી પાટો બાંધી દેવો; પવન બાહર એંઆઇ આવે છે. જોઇએ તો લેપ મારવો.

લેપ ભીમનો મારવાથી દુખતી કમરને કેટલીક વખત ફાયદો થશે.

એંન્ટીફ્લોજીસ્ટીક ( Antiphlogistic ) નામની ઘટ ક્રીમ જેવી મેળવણી આવે છે તે લેપની માફક લગાડી તે પર રૂ ચોંટાડી એક દિવસ રાખવાથી ફાયદો કરે છે, ઘટ થઇ ગયલી હોય તો ગરમ પાંણીમાં તેનો ટીન મુકવાથી પાતળી થશે.

**નેસ હાથ-પગની વાગવાથી સુજી આવે** તો મીઠાં તેલમાં નીમક ને ચમચી હળદર ભેળી ચુહલે ગરમ કરી નેસ પર ગરમ ગરમ મસળવાથી સોજો ઉતરશે, અથવા કાંદો દીચકાં પરથી સેહજ કાપી છુંદનાં પાડી ઉપલાં ગરમ તેલમાં બોળીને ફુલેલી નેસ પર આસ્તેથી થોડો વખત ઘસીઆ કરવો, તેલનો ચીકાશ રહે તે ખાલી હાથે ચોલી સુકુ કરી નાંખવું, અગત પડે તો પાછું એ રીતે કરવું.

ઘી તથા મધ એક એક ગ્લાસ ચુહલે ભેળી કકડાવ્યા પછી તેમાં એક તોલો હળદર ને અર્ધો તોલો ફટકડીની ભુકી ગરમ કરી ઝીણું કપડું તેમાં બોળી લેપની માફક પાટો બાંધવાથી ગંઠાયલી નેસો છુટશે.

**સાંધા અડી ગયલા છુટા કરવા** વાઘ અથવા ઊંટની ચરબી મસળવી, મસાજ કરાવ્યાથી ઘણાંકોને સારૂં થાય છે. કોઇને વીજળીથી પણ ફાયદો થાય છે.

**સાયેટીકા** ( Sciatica ) નામની પગના ઠાપામાં ઉપરથી તે તળીઆં સુધી પેન થાય છે તે ઘણીખરી અવધે જાય છે. કેટલીક વખત દવા પીધા યા લગાડવાથી પણ જતી નથી ; કોઇ વખત રાઇનું પ્લાસ્ટર મારવાથી નરમ પડે છે, જોઇએ તો રાઇમાં મરચાંને ભુકી ભેળવી.

**ઇડાંની દાળનું તેલ બનાવવા** ૨૫ ઇડાંની ફકટ દાળને ચુહલે લોઢી પર આખી સુકી તળીને સુકી થાય કે ચમચી વડે ફેરવ્યા કરવી, તેમાંથી તેલ જેવું નીકળવા માંડે કે ધીમો અંગાર રાખી લોઢી સેજ વાંકી કરી રાખવાથી તેલ બધી દાળમાંનું નીકળી એક બાજુ એકઠું થઇને છુંછો દાળનો રહે તે કાઢી નાંખવો. તેલ ઠંડું પડેથી સીસીમાં ભરી પેન સાંધામાં થાય તે પર લગાડવું, બાફેલા ઇડાંની દાળનું પણ તેલ નીકળશે.

**જાત જાતનાં એંમબ્રોકેશંન,** સ્પીરીટ ઑફ વાઇન, કપુર ને કચું અફીણ ત્રણે એક સરખાં વજનનું ભેળવું. ઑલીવ ઑઇલ, યુકેલીપટસ ઑઇલ કાજુપત ઑઇલ ( કાયાકોટીનું તેલ ) સર્વે સરખા વજનનું મેળવી વાપરવું.

એક ઈંડું આખું ફોડી તેમાં બે ઔંસ ટરપીનટાઈન ભેળી ઘટ થાય ને પા ઔંસ ઍમોનીઆ ને અર્ધો પાંઇંટ સોજ્જો સરકો સર્વે સાથે મેળવી ખુબ હલાવી બાટલીમાં ભરી ચપટ બુચ મારીને રાખવું, એ જાતનું એમબ્રોકેશન ઘણો લાંબો વખત સુધી બગડતું નથી; દુખતા તેમજ વાગેલા ભાગો પર લગાડવું.

**કપીંગ ( Cupping ) કરવાના રીત** કેટલીક વખત દુખતા ભાગ પર તેમજ ચામડીનો રંગ ઝાંખો પડેલો કે સફેદ ચાઠાં ને પાછો અસલ રંગ આપવા માટે પણ કરે છે, તે માટે કપીંગ ગ્લાસ આવે છે, અથવા ઘણા ઝીણાં ગ્લાસની અંદર સ્પીરીટ ઑફ વાઇન કે બ્રેંન્ડી ફરતો લગાડી ને મેચીસે સળગાવી બળવા માંડે ને તુરત ઊંધું કરી જ્યાં અગત હોય ત્યાં મુકવાથી ગ્લાસ વળગી જઇ બળતું બુજાયા પછી અંદરની

ચાંમડી બાફથી ખેંચાઈ ઉપસી આવશે, એક બાજુથી અળગું કરી ધીરેથી કાઢી લેવું. એને સુકું કપીંગ ( Dry Cupping ) કહે છે. સ્પીરીટ કે કોલનવૉટર ગ્લાસમાં રેડવાને બદલે સફેદ કાગળ તેમાં બોળીને જોઇએ તો ગ્લાસમાં મુકી સળગાવવું.

બીજી રીત હથીઆર વડે ચામડી પર ચપકા મુકીને ઉપલી રીતે ગ્લાસ દાબવું ઉપર ઢાંકવું એ ( Moist Copping ) છે.

કુતરાનાં કરડેલાં પર તુરત ઉપલી રીતે કપીંગ કીધાથી તેનું ઝેર બહાર ખેંચાઇ આવશે છાગરામાનુ પાણી કાઢી નાખવુ.

**બ્લીસ્ટર ઉઠાડવા** એમોનીઆનું સ્ટ્રોંગ પાણી બનાવી સોજ્જા ૩ પર થોડાં ટીપાં નાંખી ગ્લાસમાં મુકી કપીંગ કરવાની રીતે પણ સળગાવ્યા વગર ઉંધું જ્યાં બ્લીસ્ટર ઉઠાડવું હોય ત્યાં મુકી અર્ધો મિનિટ દાબી રાખ્યાથી ફોલ્લાઓ ઉઠે ને કાઢી લઈ તે છાગરા જેવું ફોડી પાણી કાઢવું. વળગાડવાનાં બ્લીસ્ટર તૈયાર બનાવેલાં પણ આવે છે. ટાંચણી વડે યા કાતરે એક છેડેથી ચપકો મુકવો ચામડી નરમ રાખવા બોરીક વેસલીનનો મલમ લીંન્ટ પર લગાડવો મોટાં બ્લીસ્ટ. છ થી બાર કલાકે ઊઠશે, નહી ઊઠે તો શેક કરવો.

**જળો મુકવી** લોહી બગડેલું ચુશી કાઢવા અથવા માથે લોહીનું જોશ હોય તે કમી કરવા કોઇકને મુકે છે. પહેલાં ચામડી લુંછી સાફ કરીને જળો હાથે લગાવી અથવા નાના ગ્લાસમાં મુકી ચામડી પર ઉંધું મુકયાથી વળગશે, નહિ વળગે તો તે બાગ પર સહેજ દુધ નહિં તો ખાંડનું પાણી લગાડવું. અર્ધાથી પોણા કલાકમાં ચુશે છે. લોહી પીને જાડી થઇ કોઇ પોતાની મેળે ખરી પડશે. નીકળે નહીં તો ખેંચી કાઢવી નહિ, પણ નીમકના પાણીમાં આંગળી બોળીને લગાડવાથી તુરત છુટી પડશે. એકથી દોઢ ચમચીને સુમારે લોહી ચુશે છે. વધુ કાઢવું હોય તો તે જગાને ગરમ પાણીથી શેકવું.

**ઘા માંથી લોહી** બંધ કરવું તુરત આગળી દાબી રાખવી. નીકળ્યા કરે તો નીમક અથવા ફટકડીનું પાણી લગાડી પટો બાંધવો અથવા લીંમડાનો પાલો નીમકના પાણીમાં ગરમ કરી લેવો. જોઇએ તો ઘાપર સાલીડ તેલ અથવા વેસલીન લગાડવું.

---

## પ્રકરણ ૪૭.

## ચામડીની બાબતો ચીરા, તથા ચાંદી, કરચલી તથા દરદો અને તે પર લગાડવાની ચીજો.

**૩૨૨.—ચામડની સફાઈ રાખવી.** કોઇકને લોહીના બીગાડથી ફાંધો પડે છે, તેમજ ઠંડીના દિવસોમાં પણ કેટલાંકની ચામડી સુકી થઈ ચીરા વિગેરે પડે તે માટે

ઘણીક જાતની ચીકાશવાળી ચીજો લગાડવા સારૂં આવે છે. આલુ મસાજથી ફાયદો થાય છે.

**ચામડીના** પડ બે હોય છે, ઉપલું કેટલાંકોનું મોટી ઊમરે ઢીલું પડી કરચલી વળી જાય છે તેમાંનાં તત્વો ( Elastic Tissue ) નબલાં પડવાના સબબે તેમજ ચાંમડીમાંનો ચીકાશ ઓછો થવાથી, થાય તે વખત ચીકાશનો ખોરાક માખણ દુધ ઑલીવ ઑઇલ વિગેરે ખોરાકમાં વધુ લેવો.

**ચામડીના** દરદવાલાંઓએ ઝાઝું ખાટું, તીખું, તેલ, મરચાં, ઇડાં, માછલી, દારૂ, વેંગણા, કારેલાં વિગેરે ખાવું નહિં, તડકું તેમજ ચુલ્હલાથી દુર રહેવું, લોહી સુધારવા માટે વધુ પ્રમાણમાં ફ્રુટનો તેમજ તરકારીનો સાદો ખોરાક લેવો. પેટની કબજીઆત રાખવી નહિં. અગારનવાર જુલાબ લેવો. એ દરદવાલાએ પોતાના વપરાશની ચીજો સાબુ, તુવાલો વિગેરે છુટા રાખવા. બીજાંએ તે વાપરવા નહિ.

**અરઈ** ( Prickly Heat ) ગરમીમાં ઘણાંને શરીર પર ફુટીને અગન બળે છે. તે પર નાહતી વખતે શુધું પાણીમાં મેળવી ચોપડવું, અથવા ચોખાનો, ચણાનો, કે જવનો આટો સાબુને બદલે લગાડવાથી ફાયદો કરશે, છાંટવા સારૂ કોઇબી જાતનો સાધારણ પાઉડર અથવા સ્ટાર્ચ ( Starch ) ની ભુકી વાપરવી. છાંટવા માટે ફુલ નહિ હોય તો ૩ લેવો. બીસમથ ને ઝીંક કાર્બોનેટ સરખાં વજનનું ભેગી લેવું.

**અગણ બળે** તો ગુલાબ સાથ પાઉડર મેળવી ચોપડવું, અથવા સુખડને ગુલાબમાં ઘસવું, જોઇએ તો ફટકડી પણ લેવી. પાંણીમાં સોડા બાઇકાર્બ ભેગીને લગાડવો.

**સેવલ** ( Urticaria ) મોટા લાલ દિંબાની માફક શરીર પર કોઇકને નીકળે છે. જે કોઇબી જાતના ખોરાક બરોબર હજમ નહી થયાથી અથવા હોજરીમાં તેનું ઝેર થવાના સબબે હોય તે વખતે ઘણી અગણ બળી અંગ તવી આવે છે, કોઈ વખત તાવ પણ ચઢે છે. કેટલીક વખત ઠંડકના ઉપાયથી નરમ પડશે. કોલોનવૉટરને પાણીમાં કપડું ભીનવી ચાલુ મુકવું. જોઇએ તો આઇસ ફેરવવું, હેઝલીનનું પાણી ( Liquid Hazeline ) અથવા હેઝલીનરનો અથવા કોઇબી ઠંડકવાલી ચીજ લગાડવી. અડીઆંની રાખ થાપ્યા વગરનાં છાણા સુકવીને બાળવાથી બનશે, તે સોનીઓને ત્યાંથી પણ મળે છે, તે કોઇ સાધારણ સેવત પર લગાડવાથી નરમ પડશે. કેટલાક પીતલની ચીજ તે પર ઘસવાથી નરમ પડે છે.

કોઠલીનો સેક કરવો અથવા સેવાય તેવું ગરમ પાણી બેસીનમાં લઇ તેમાં હાથ પગ બોળી રાખી ધીરે ધીરે વધુ ગરમ રેડતા જવું. ઠંડા કે ગરમ ઉપાયો અગત પડવે દિવસમાં ઘડી ઘડી કરવાથી આરામ થશે. વારંવાર એરંડીયાનો, અથવા કેલોમલનો જુલાબ આપવો. ઘણા મોટા લાલ છાપ જેવા પડે તેને ( Giant Urticaria ) કહે છે, જે લાંબે વખતે સારૂં થાય છે, કોઇને પાછુ ઊભરી આવે છે.

ખોરાકમાં માછલી તથા ગોશ અને દારૂ બીલકુલ લેવો નહિ. મરઘીનું માસ થોડું ખાવું, ભાજી તરકારી વધુ લેવી.

**સફેદ ચાઠાં** ચામડી પર કોઇકને નાનાં મોટાં પડે છે, જેનો સબબ લોહીમાં રતાશ કમતી થવાથી ( Low Blood Pressure ) હોય એને સફેદ કોઢ કોઇ કહે છે, એ કંઇ ઉડતું દરદ નથી. શરૂઆતમાં તુરત તેનો ઉપાય કીધાથી ચામડી પાછી કોઇકની રતાશ પકડી સરખી થઈ જશે. પેટની કમજીઆત હોય તો અવારનવાર જુલાબ લેવો, તડકાં તાપમાં જવું નહિ. તેમજ સાદો ખોરાક લેવો. ખાટું, તીખું, માછલી વિગેરે ઝાઝી ખાવી નહિ. ફ્રુટ વધુ પ્રમાણમાં ખાવી, પાણી સાથ લીંબુનો રસ ચાલુ પીવો. રાઇનું નાનું પ્લાસ્ટર કરી સફેદ ચાઠાં પર દસ પદર મિનિટ રોજ મુકવાથી તે ચામડી લાલ બલીસ્ટર થઇ નીકળશે. કાથો અથવા કારેલાંનાં પાંદડાં વાટીને પાણીમાં મેળવી મલમ જેવું બનાવી રોજ લગાડવાથી કોઇકની ચામડી પાછી લાલ થાય છે. બાવચી નામના બીજની ભુકી કરી પાણી સાથ ધીરે ધીરે ઘસીને લગાડયાથી ચામડી પર ફોલ્લીઆ ઉઠી આવે તે પર ગંધકની ભુકી છાંટવી, આંખને હાથ નહિ લાગે તેની સંભાળ લેવી. જોઇએ તો આયોડીન લગાડવું. ખાવાનાં માંડવેનાં કાળાં પાંન વાટીને તેનો રસ લગાડવો અથવા લાલ ચનોટી વાણીને મળતી આવે છે તે લીંબુમાં ઘસી ઘટ ચીકણું થાય ને લગાડવું. કેટલીક વખત સફેદ ડાઘો પોતીકી મેળે ચામડીને મળતા રંગના થઇ જાય છે. પાછળ આપેલાં ડ્રાઈ કપીંગથી પણ ચાંમડીનો રંગ બદલાય છે.

૩૨૨.—**સુંવાળી રાખવા** ઘણીક જાતનું ક્રીમ લગાડવામાં આવે છે; તેમજ નીચલી કોઇબી રીતે ચામડી સાફ રહેશે. વરસાદનું પાંણી ફુકું કરી વાપરવું. બોરીક પાઉડર થોડાં ટંડાં પાંણીમાં પીગળાવી થોડી છાશ ને લીંબુનો રસ નાખી લેવું. ટાંમેટાંનો રસ લગાડવો: દારૂનો અર્ક ગ્લીસરીન બેનઝાઇન ટીંકચર એક એક ચમચી, ગુલાબ ચાર ચમચી, ટંકણખાર પાંચ ચમચી સર્વે ભેગી આઠ દિવસ રાખી મળી જાયને બે ચમચા બીજો ગુલાબ ભેળી ખુબ હલાવી સીસામાં ભરીને મોઢું ધોવાનાં પાણીમાં રોજ એક ચમચી નાંખવું. ગ્લીસરીન સાથનો સાબુ જોઇએ તો વાપરવો. ખરબચડી ચામડી પર એ સાબુ લગાડયા પછી ચોખાનો આટો છાંટીને ઘસવાથી ચામડી સફાઇની થશે. અથવા ઓટમીલ એક ચમચી ને એક બાટલી પાંણીમાં રાતથી ભીનવી રાખી તે પાણી લેવું. જીરૂં, તલ, સરસી, સંખજીરૂં સરખા વજનનું દુધમાં વાટીને લગાડવું, કાકડીનો રસ અમથો લગાડવો અથવા સાથે મધને ગ્લીસરીન લેવું. ગ્લીસરીન, વેસલીન, કોલ્ડ ક્રીમ, બદામનું તેલ, હેઝલીન તથા વીનોલીઆ ક્રીમ, માખણ, કોકમનું ઘી, કેંમફર ઑલ વિગેરે એવી અનેક જાતની ચીજો ચામડી નરમ રાખવા વપરાય છે.

**હાથ સુંવાળા રાખવા** પાંણીમાં ધોતી વખતે એમોનીઆ અથવા ટંકણખાર ભેળવો, મધ ને ઑલીવ ઑઇલ ભેળી લગાડવાથી ખરબચડી ચામડી સોજી થશે,

બદામનું તેલ ને લીંબુનો રસ ભેળી લેવું. એક ચમચી ખાંડને તેટલાજ ગુલાબમાં ચુલ્હલે પીગળાવી બે ચમચી ઑલીવ ઑઇલ થોડી સોજી ચરબી મેળવી ઠંડું પડે ને લેવું. ઇંડાંની સફેદીમાં થોડું કોલોન વૉટર ભેળી બેનઝોઇનના થોડા ટીપા નાખી ચોપડવું.

**કોલ્ડ ક્રીમ બનાવવું** સોજું સફેદ મીણ એક ઔંસ દુકાનેથી મળે છે તેમાં તેટલોજ ગુલાબ તથા બદામનું તેલ ચાર ઔંસ ભેળી ચુલ્હલે મટોડી યા કોડીના વાસણમાં ધીમે ધીમે બળતે પીગળાવ્યા પછી ગુલાબના અત્તરનાં થોડાં ટીપા નાંખી પહોળાં મોઢાંની સીસીમાં ભરી બંધાયને વાપરવું. ઑલીવ ઑઇલ બે ડ્રાંમ, સોજી ચરબી ( Spermaceti ) અઢાર ગ્રેન, સફેદ મીણ ચાર ડ્રાંમ સર્વે મેળવી હાથ પગના ચીરા પર લગાડવું. ઑલીવ ઑઇલને બદલે જોઇએ તો બદાંમનું તેલ લેવું. કપુર એક ઔંસ ગ્લીસરીન બે ઔંસ સોજી સ્પીરીટ એક ઔંસ ભેળી વાપરવું.

**બ્યુટી ક્રીમ** ( Beauty Cream ) ફટકડી દસ ગ્રેન, બોરીક ઍસીડ ત્રણ ગ્રેન, બે ઇંડાની સફેદી ઑલીવ ઑઇલ અથવા ગ્લીસરીન પોણી ચમચી ટીંકચર બૅનઝૉઇન પાંચ ટીપાં સોજું ગુંદરનું પાણી; ઇંડાંની સફેદીમાં ફટકડી ધીમે અંગારે ફેરવ્યા કરી પાણી બાળી ઘટ કરવું, સફેદી બંધાઇને કઠણ થવા દેવી નહિં. ઠંડુ પડે ને ખળમાં નાખી ઉપલી સર્વે ચીજો ભેળી ઘુંટયા પછી ક્રીમ જેવું થાય ને થોડો ચોખાનો આટો ને કોઇબી જાતના અત્તરનાં ટીપાં ભેળવાં.

સોજું ખમાર ચામડીના લોશન અથવા વરસાદનાં ઠંડા પાંણીમાં ભેળી લગાડી સુકાય ને ભીના તુવાલે લુછવું.

**ચાંમડી સફેદ કરવા** આઇસનાં અથવા વરસાદના પાંણીમાં થોડાંક ટીપાં કોલોન વૉટર તથા હાઇડ્રોજન પર ઑકસાઇડ નાખી લીંન્ટનું કે અમથું નરમ કપડું બોળીને મુકવું; અમથુ વરસાદનું પાંણી પણ ચામડી માટે સારૂં છે, થુલાને કોથળીમાં બાંધી ગરમ પાંણીમાં મુકી મસલ્યા પછી તે પાંણીએ ધોવું.

**ગુલાબી રંગ** માટે કોઇબી પાઊડર છાંટવા બદલે ( Calliandum ) નામની ચીજ કોલીએનડમ લગાડવાથી ચામડી ખરાબ થતી નથી.

**ચીરાઓ માટે** કોઇબી ચીજો વાપરવી, કોલ્ડ ક્રીમમાં ઝીંક ઑક્સાઇડ ( Zinc Oxide ) ની ભુકી ભેળવો અથવા ટંકણખારને ગ્લીસરીન એક એક ઔંસ ભેળવું, જોઇએ તો તેમાં ગુલાબ ભેળવો. ગંમ કેમ્ફર ( Gum Camphor) ને ગોશની ચરબી સાથ તાવીને ચોપડવું; એળીઓ તાવીને લગાડયાથી પણ ચીરા નરમ પડશે. ગ્લીસરીન ને મીઠું તેલ ભેળી લેવું. કોપરેલનો દીવો સળગાવી આખી રાત બળ્યા પછીનું વધેલું કોપરેલ સીસીમાં ભરી રાખી ચીરા પર લગાડવું. સાદાં કોપરેલમાં થોડો નવસાગર ભેળવાથી બંધાશે નહિ. કોલ ટાર ( Coal Tar ) માંથી બનેલો મલમ પણ અકશીર છે.

કોકમનું ઘી સફેદ મીણને મળતું ચીકાશવાળું આવે છે, તેને મેચીસ સળગાવી આ બત્તી પર થોડું તાવીને ચીરા ઉપર રાતે ઘસવું, આખો ટુકડો તાવવો નહિં; એનું તેલ ( Oil Theobroma ) પણ ચામડીની સફાઇ માટે વપરાય છે. સ્ટાર્ચની ભુકી છાંટવી અથવા પાણી સાથ લગાડવી.

**પગનાં આંગળાંઓ વચ્ચે ચીરા** પડે છે કેટલીક વખત પાંણીનો ભીનાસ રહ્યાથી કે પરસેવાથી હંમેશાં સુકા પગમાં સ્ટોકીંગ પહેરવા આગમચ સાધારણ કોઇબી પાઉડર અથવા બોરીક પાઉડરની ભુકીને તેમાં ઝીંક અને ટાલ્કની ભુકી ભેગી છાંટવી, જોઇએ તો સ્ટાર્ચ અથવા ફટકડીની ભુકી અમથી વીસ ભાગમાં એક ભાગ મકાઇનો આટો ભેળી વાપરવાથી પરસેવાનો વાસ આવશે નહિ. કાથો ચીનાઇ કાળા મરોડીનાં જેવા ટુકડા આવે છે તે પાંણીમાં ઘસી ચોપડવો. સફેદ કુંજાની મરોડી પણ પાણી સાથ ઘસી લગાડવી ઉપલું કોઇમી જાતનું ક્રીમ લગાડવું. ખારાં પાણીએ ચાલુ ધોવાથી પરસેવો બંધ થશે.

**પગનાં તળીઆંની ચામડી નરમ રાખવા** બુટ પહેરવા આગમચ જોઇએ તો સાબુનું ઘટ પાંણી બનાવી લગાડી સુકાયા પછી પહેરવાં. એ રીતે ઘણું ચાલતાં કે ઉભું રહેતાં ચામડી સુકી થઇ ચીરા પડતા નથી; પછી રાતે પગ ધોઇ નાંખવા. આગ બળે તો ચાર ભાગ ગુલાબમાં બે ભાગ ગ્લીસરીન પા ભાગ કાર્બોલીક એસીડ ભેળી રોજ લગાડવું.

**થાકેલા પગ** ઘણું ચાલ્યાથી દુખે તો નીમકનું કે દરીયાનું અથવા આઇસનાં પાણીમાં બોળવા, તોફાનમાં જઇ આવ્યા પછી પગનાં તળીઆંને કોઇબી જાતનો સ્પીરીટ લગાડી બાથ આપવો. કસરતબાજો, નાચનારાઓ વિગેરે એ રીતે કરીને પગની થાક ઉતારે છે. કામ કરતી વખતે નરમ રગ કે કપડાના દુચા પર ઉભું રહેવાથી પગ દુખતાં નથી.

**દાઢી બોડવા** સહવારમાં ચામડી હમેશા નરમ હોય છે. પહેલા કોઇ પણ જાતના ક્રીમ કે હેઝલીન સ્નો લગાડયાથી નરમ થઇ સહેલાઇથી બોડાશે, અને બોડવા પછી જોઇએ તો પાઉડર છાંટવો, અસતરાનો ઘા કે ચીરા પડે તો કોઇબી ક્રીમ લગાડવું અથવા લીસ્ટરીન કે બોરીકલોશન વડે ચામડી ધોવી.

**કાળો ડાઘ વાગવાથી કે પડી જવાથી પડે** તે પર આરારૂટ અથવા સ્ટાર્ચનો ભુકો પાંણીમાં પીગળાવી લગાડવો; ગોટાનાં ફુલનો રસ કાઢી થોડાં પાંણીમાં ભેળી લીન્ટનું કપડું બોળી મુકવું.

**માથાં પર ઢીંબું** વાગવાથી સુજી આવે તો પાણીમાં કપડું બોળી દાબી રાખવું અથવા આઇસ ફેરવવું, ઘણું મોટું હોય તો ત્રણ ચમચા પાણીમાં ટીંકચર ( Tincture Arnica ) નામની દવા એક ચમચી ભેળી તેમાં કપડું ભીનવીને ચાલું મુકવાથી ઢીબું નરમ પડી કાળો ડાગ પણ નીકળી જશે.

**ચમટી આવી** દબાઇને ચામડી પર લોહી બાઝી આવી કાળો ડાઘ તે ચામડી હાથે મસળવું અથવા ગરમ પાણીમાં બોળવું.

ખરબચડી જાડી ચામડી ધુકાં પાણીમાં હાથ પાંચ મિનિટ બોળી રાખ્યા પછી સાબુએ ધોવાથી નરમ થશે.

**કરચલી ચામડી પરની કાઢવી** પાણીમાં લાંબો વખત ભીનાવાથી ચીમરાયલી ચામડી પર લીંબુનો રસ, સરકો કે નીમક લગાડવો. ટંકણખાર ને ખાંડ એક એક ચમચી લીંબુનો રસ એક ઔંસમાં પીગળાવી થોડા દિવસ રાખીને વાપરવું, જોઇએ તો ખારને બદલે તેટલું નીમક લેવું. કોઇબી જાતનાં ક્રીમ લઇને રોજ મસાજ કીધાથી પણ મોઢાંની ચામડીની કરચલી નીકળશે. કસરતમાં જુવો.

**ચાંદી ચામડી ઘસાવાથી પડે** ( Bed Sores ) જે લાંબી માંદગીથી સુઇ રહેતાં કેટલીક વખત ચામડી લાલ થઈ ઘસાઇ કોઇકને લોહી પણ નીકળે છે. તે સારૂ બનતાં સુધી એકજ જગ્યા પર કે ચતું દરદીને સુવાડવું નહિ, ઘડી ઘડી ફેરબ્યા કરવું. ઘસાયલાં પર કોલોનવૉટર કે વિહસ્કી લગાડવો અથવા બ્રેન્ડીમાં ફટકડીની ભુકી પીગળાવી લગાડવું સુકું કરી તે પર કોઇબી જાતનો સાધારણ પાઉડર ચાલુ છાંટવો. કંમરની નીચે તેમજ હાથની કોનીવાલો ભાગ બીછાનાથી અતરંગ રાખવા માટે નરમ રૂની ગાદી ગોળ વચમાં ખાયા સાથની અથવા રબરની હવા ભરેલી રીંગ આવે છે, તે મુકયાથી ચામડી ઘસાતી બચશે ને દરદીને પણ કરાર લાગે છે. કોઇક મસા તેમજ ફુલ્લા વિગેરેની અડચણવાલાએ પણ બેસવા માટે એવી રબરની રીંગ વાપરવી અથવા મોટરના ચાકમાં મુકવાની ગોળ રબરની ટ્યુબ પણ હવા ભરેલી બેસવા માટે તુરત જોઇએ તો લેવી. બીછાના પર મુકવાની રબરની ચાદર (Air Bed) કહે છે તેમાં જોઇએ તો હવા અથવા ઠંડું પાણી ભરીને કેટલાંક દરદીઓ માટે વપરાય છે, પાણી ગરમ થાય તો બદલવું.

**ઘસાયલી ચામડીને** લગાડવા બાલસંમ પીરૂ ( Balsam Peru ) અને ટીંકચર બેનઝોઇન ( Tincture Benzoine ) બંને દવાઓ એક એક ચમચો ભેળીને ઘસાયલા ભાગો પર લગાડી રૂનું પહોળાઉં મુકવું. બેનઝોઇનમાં જોઇએ તો એરંડીઊ ભેળવું. ફટકડીનાં પાણીએ પણ રૂઝાશે. હાથનાં ઢુંટણ કોઇકના ટેબલ પર ચાલુ ઉભાં મુકવાથી ઘસાયા કરે તો કોલ્ડ ક્રીમમાં થોડુંક સાલીડ તેલ અથવા લીંબુનો રસ ભેળવો. નવા રંગેલાં કપડાંનો ખરાબ રંગ ઓગળી ચાંમડીને લાગવાથી કોઇ વખત ખરાબ કરે છે.

**તડકું લાગવાથી કાળી પડેલી ચામડી** અથવા ડાઘો પડે જેને ( Sun Burnt ) કહે છે તે પર તાજાં દુધમાં ગંધકની ભુકી અથવા ગ્લીસરીન નાખવું. ગ્લીસરીનમાં લીંબુનો રસ સરખાં વજનનું જોઇએ તો લવંદર ભેળી લગાડીને પછી

ગરમ પાણીએ ધોવાથી કાળા હાથ સફેદ થશે. સફેદીનો કફ ચઢાવી તે લગાડી સુકાય ને ગરમ દુધથી ધોવું. કોકમને કાપી કપડાંમાં પોટલી બાંધી ઉકળતાં દુધમાં નાખી ઉતારી ઠંડું પડે ને કોકમની પોટલી તેમાં નીચોવી છુંછો કાઢી નાખી તે દુધ લગાડવાથી ચામડી સાફ થશે. પાળીનો ગર ને ચણાનો આટો દુધમાં એક એક ચમચો ભેળી ઘસવું, સાબુને બદલે થુળું લગાડવું.

**બોચી કાળી** ગળાંની પછવાડેથી કોલર આગલની ચામડી કોઇકની કાળી પડે છે, તે પર લીંબુનો રસ ઘસવો. દારૂનો અર્ક ઍક ઑંસ ગુલાબ એક પાંઇન્ટમાં લીંબુનો રસ બે ઔંસ ને ગ્લીસરીન એક ઔંસ, ગુલાબનાં અત્તરનાં ત્રણ ચાર ટીપાં સર્વે મેળવી દિવસમાં બે ત્રણ વખત લગાડીને થોડો વખત રાખી નરમ કપડાંએ લુછવાથી ચામડીની કરચલી નીકળી સુંવાળી બનશે.

**લાલ ચામડી હાથની** પર મધને મીઠું તેલ એક એક ઔંસમાં એક ઇંડાની દાળ દિવસે યા રાતે સુતી વખતે લગાડી રાખી થોડે વખતે ધોવા. ઇંડાંની સફેદીને કફ ચઢાવી તેમાં એક ચમચો ટંકણખાર ને લીંબુના રસનાં થોડાં ટીપાં નાંખી એક ટમ્બલર પાંણીમાં ભેળી ધોવું.

ચામડી દરદનાં ઘાવાલી તતરેલી ઠંડીના દિવસમાં લાગે તો ગ્લીસરીન એક ઔંસમાં જીલેટીન કે આઇસીંગગ્લાસ પંદર ગ્રેન પીગળાવી લગાડવાથી નરમ થશે.

## ખુજલી, ફીડ, ખીલ, ફુલ્લા ને તેના ઉપાયો.

**૩૨૪—કરોળીઆ** નામનું ચામડીનું દરદ કાળા ને ભુરા રંગના ડાઘો જે શરીરમાં ચીકાશ કમતી હોવાને સબબે પડે છે, જેથી મલાઇ માખણ તેમજ બીજો ચીકાશવાલો ખોરાક વધુ આપવો. બદામ આખીને કોટલાં તેમજ બીજ સાથે પથ્થર પર ગુલાબમાં ઘસીને લગાડવી તેનો ચીકાશ પચવાથી સાફ થશે; બદામનું તેલ જોઇએ તો લગાડવું. ગ્લીસરીન સાથનો સાબુ વાપરવો.

ચાઠાં સફેદ અથવા લાલ રંગનાં પડે તે પર કેટલીક વખત આગલ આપેલી દેશી દવાઓ ફાયદાકારક છે તે કોઇબી ચીજ ઘસવા પાણી અથવા ગુલાબને બદલે ગાયનું મુતર ( તરો ) તદન તાજો લઇ તેમાં ઘસવાથી વધુ ફાયદો કરશે. એ એન્ટીસેપ્ટીક ( Antiseptic ) કહેવાય છે એમાં સાફ કરવાના ગુણ સમાયલા છે.

**ગરમીનાં ચાઠાંપર** ગુલાબમાં કપુરને સુખડ ઘસીને ચોપડવું. દહીમાં આંબાહળદ ઘસીને લગાડવાથી પણ સાફ થશે.

**ચામડીની જુ ( સુન જુ )** ઘણીજ બારીક બેમાલમ કોઇકને ચામડીનાં છીદ્ર તેમજ ભવાંને આંખનાં પાંપણમાં પડી આવે છે જે કાઢવી પણ કેટલીક વખત મુશકેલ પડે છે. બારીક ચીમટાની અણી વડે પકડવાથી નીકળે છે. માણસનું લોહી લાંબો વખત રહેવાથી ચુશી લે માટે તુરતજ કાઢી નાંખવી. અરીઠાનું ફીણુ તથા

કાર્બોલીક સોપ વાપરવો. બીજાને ઉડે નહિ તે સારૂ સંભાળ લેવી. સ્પીરીટ ઑફ વાઇન અથવા સોજો સરકો લગાડી થોડો વખત રાખીને ધોઇ નાખવાથી પણ કોઇક વખત જુ નીકળશે.

**ખુજલી** કીડ થયલી હોય તે વખતે દરીઆનાં પાંણીએ નાહવું, કાર્બોલીક અથવા કોલટાર (Coaltar Soap) સાબુ વાપરવો, કોલોનવૉટર લગાડવાથી અગન બળતું નરમ પડે છે. સાધારણ બાર સોપને બારીક કાપી :તેમાં લીંબુનો રસ થોડાં ટીપાં ગુલાબ તથા સુખડનું તેલ થોડું ભેળા પાછા ગોળા વાલી ઉપયોગમાં લેવા. ગ્લીસરીન બે ચમચી, ગુલાબ ચાર ચમચી ને કાર્બોલીક ઍસીડ અર્ધી ચમચી ભેળી કીડપર ચોપડવું. કપુર તોલો અર્ધો, કલાઇ સફેદો તોલો અર્ધો ને સીપીચન બે આના ભાર લેવો કપુરને કોલોનવૉટરનાં ટીપાં નાંખી ખળમાં વાટવો અથવા છરી વડે ઓખરી બારીક ભુકી કરી તેમાં સીપીંચનને કલાઇ સફેદો ભેળી કાચના બુચની સીસીમાં રાખી અગત પડવે પાંણી કે ગુલાબ અથવા ચીકાશ જોઇએ તો સહેજ માખણ સાથે લઇ ખુજલી પર લગાડવું. ગંધકની ભુકી એક ઔંસ મીઠાં તેલ, ઘી અથવા એરંડી ચાર ઔંસમાં ભેળવી અથવા એરંડાયાં સાથ કળી ચુનો લેવો. ગંધક ના કીડ જલદી મટે છે. પાણીમાં થોડા સ્પીરીટ ઍમોનીઆ ઍરોમેટીક ભેળી લગાડવું કોઇબી ઉપાય અજમાવવા.

**કપુરના બોલ અથવા કેમફર આઇસ બનાવવા** સોજી ચરબી (Spermaceti) તથા સફેદ મીણ બબે બબે ઔંસ લઇ ચુલા પર અથવા ખળખળતાં પાણીનાં વાસણમાં તાવીને તેમાં કપુરની ભુકી બે ઔંસ ભેળી ઉતારવા પછી ઠંડું પડવા આવે ને ગોળ દડા જેવા બનાવી રાખી કોઇબી જાતની ચામડીના બગાડા ઉપર લગાડવાથી ફાયદો થશે; જોઇએ તો તેમાં બે ઔંસ જેટલું બદામનું તેલ અને પૅરેફીન ભેળીને થોડાં ટીપાં કોઇબી જાતના એસંસમાં ભેળી પહોળાં મોઢાંની સીસીમાં ભરી વાપરવું. કોલ્ડ ક્રીમ જેવું કરવા થોડાં ગુલાબમાં એક ચમચી ટંકણખારની ભુકી ઉપલી મેળવણીમાં મેળવી. સુખડનાં તેલમાં લીંબુનો રસ અને કપુરની ભુકી મેળવીને મલમ જેવું બનાવવું. ઉપલી કોઇબી ચીજો લગાડવાથી ખુજલી, કીડ, ચીરા વિગેરે જશે. સોજા ગુદરનાં પાણીએ ચામડી નરમ રહે છે.

**ઠંડીથી ચીરા પડેલી ચામડી** (Chilblains) માટે ગલંમ એક ચમચી ગ્લીસરીનમાં તેટલીજ માયફળની ભુકી ભેળી ઘટ પેસ્ટ બનાવી લગાડવો ક્રીઓસોટ બે ટીપાં દારૂના અર્કમાં મેળવી લેવું, દુધને ગ્લીસરીન એક ભાગ ને ચાક બે ભાગ ભેળવો. એમાંનું કઇ બી લગાડવું.

**બરફ પડવાથી હાથની ચામડી સુન મારી જાય** (Frost Bite) લેનોલીન ત્રણ ભાગ એક એક ભાગ ગ્લીસરીન ને ઝીંક ઑકસાઇડ ભેળી ચોપડવું. એ વિષે અકસ્માતમાં આગલ જુવો.

**ચામડીનો રંગ કાળો સીદ્દી જેવો કરવા** ગ્લીસરીનમાં મૅસ (Lamp black ભેળવી ઘટ લાગે તો સહેજ પાણી રેડી રપજે લગાડવું.

**ચામડી સફેદ બનાવવાનું** વરસાદનું પાણી છ ઔંસ બીસમથ સબકાર્બોનેટ (Bismuth Subcarbonate) નામની દવાની ભુકી અર્ધો ઔંસ ખુબ હલાવીને લગાડવું, એ ભુકો હંમેશાં નીચે ઠરી જાય છે. છાંટવાના પાઊડરમાં બદામનું તેલ અથવા સહેજ ઑલીવ ઑઇલ ભેળી પાતળુ લગાડવું.

**ખીલ** મોઢાં પર થાય તેને લગાડવા ગુલાબનું પાણી ને સાધારણ પાઊડર છાંટવાનો, ટંકણખાર, નવસાગર કે એમોનીઆ ભેળી લગાડવું. થોડુ ગ્લીસરીન લઇ તેમાં ગંધકની ભુકી (Sublimed Sulphur) સહેજ નાંખી લગાડવી. ખાવાનું જીરૂં પાટાપર પીસી અથવા છુંદીને પાણી ભેળી માવા જેવું કરી ચોપડવું. કાળી જીરીને નાળીએરના દુધમાં વાટીને લેવું અથવા પાણીમાં સુખડ ઘસી લેવું. દુધ એક પ્યાલામાં સોજીું ખમીર (Yeast) એક ચમચી સહવારે અને રાતે પીવાથી લોહી સુધરીને ખીલ કેટલીક વખત સાફ થાય છે.

બાર્લીનો આટો અને કડવી બદામ પીસેલી દર એક એક ઔંસને સોજા એક ઔંસ મધમાં મેળવી લગાડવું, ગાયનો તાજો તરો અમથો ચોપડવો અથવા તેમાં બદામ ઘસીને લગાડવાથી ખીલ નીકળશે.

**કાળી ઝીણી ગાંઠો મોઢાં પર** તથા દાઢી તેમજ નાકની બાજુ પર હોય જે દાબવાથી તેમાંથી સફેદ બીઓ નીકળે છે ગરમ પાણીમાં ટરકીશ તુવાલ બોળી નીચવીને થોડો વખત મોઢાં પર મુકયા પછી ઘસડીને લુછવાથી નરમ થઇ તેમાંનાં બીઆં દાબવાથી જલદી નીકળી જશે. કોલોનવૉટર એક ઔંસ, સફેદ બ્રેન્ડી ચાર ઔંસ, લાઇકર પોતાશા (Liquor Pottassa) એક ઔંસ ભેળી લગાડવું.

**ફુલ્લા, ગુમડાં** ગરમીનાં દીવસોમાં તેમજ લોહીના બગાડાથી થાય તેની શરૂઆતમાંજ નરમ ટીંકચર આયોડીન (Tincture Iodine) પીછી વડે રોજ લગાડવાથી વધરાઇ જઇ પાકતાં નથી.

**પોલટીસ** કરવા માટે પાણી સાથ પાંઉ અથવા થુલું લેવું, ગરમ પાણીમાં ફલેનેલ બોળી શેક કરવો, અથવા ઘઉંના આટાની સાથ મધને પોલટીસ કરવી, જોઇએતો લીમડાનાં પાદડાં મધને બદલે લેવાં. સીતાફલ (અંદુસ) ના ઝાડનાં પાદડાં વાટી તેમાં સહેજ નીમક ભેળી તેની પોલટીસ બાંધવાથી ફુલ્લા પાકે છે. આંમલીના ચીચોડા પાણીમાં ઘસીને અથવા કાળી જીરી ઘસીને લગાડવાથી ફુટશે. સડેલા ચાંડાં માટે પોલટીસમાં પાછળ આપ્યું છે. કોઇક વખત મોટા ફુલ્લા પાકવા પછી પણ ફુટતા નથી ને ડૉકટર પાસ નસતર વડે ચીરાવવા પડે છે, ઊધાં ઘડ કહે છે. ફુલ્લા ફોડવા માટે સોય, ટાંચણી વાપરવા આગમચ આગળ આપેલી રીતે પહેલાં સાફ કરવી. કાળા મલમની આગરી

મારવી. બાર સોપ ને ગાંમઠી કોલસો બંને પત્થર પર ઘસી ઘટ મલમ જેવું બનાવી લગાડવું. ઈંડાની ફક્ત દાળ મેળવી જાડાં કપડાંની નાની આગરી બનાવી ફુલ્લાં પર મારવી. વેસીલીનમાં થોડીક બેનઝોઇક એસીડ (Benzoic Acid) ને બોરીક પાઉડર ભેળેલો મલમ લીન્ટનાં કપડાં પર આગરી કરી વાપરવી.

**બગલમાં ફુલ્લા** (કાખ બીલાડી) કહે છે તે પર કાકફળ એક જાતનું આવે છે, તે ઘસીને લગાડવું અથવા સાધારણ ફુલ્લાનાં ઉપાય કરવા.

**કાળો મલમ બનાવવા** ઑલીવ ઑઇલ એક પાંઈન્ટમાં સોજું મીણ, રાળ તથા ટાર દરેક અગીઆર ઔંસ ભેળીને ચુલા પર તાવીને કપડામાંથી ગાળીને પહોળાં મોઢાની સીસી યા પાટમાં નાંખી બંધાય ત્યાં સુધી હલાવ્યા કરવો. ગુમડાં ફુલ્લા પર તેની કપડાં પર આગરી કરી મારવાથી પાકીને ફુટી જઇ જલદી રૂઝાશે. ટાર (Tar) અર્ધી પાંઈટમાં પાળું મીણ ચાર ઔંસ મેળવવું. કીડ તેમજ ચાઠાં નહિ રૂઝાય તેવાં પર લગાડવા માટે એ કાઇબી મલમ અકશીર છે. હીંગળોક, રાળ દરેક તોલો પા અને હીરાદખંણુ તોલો અર્ધો સર્વે બારીક વાટી કપડાંમાં ચાળી કાઢી થોડું કોપરેલ અથવા ગાયનાં ધીમાં ચુલે મેળવી ઘટ થાય ને ઉતારી ભરી રાખવો, એ મલમ પાકવશે તેમજ રૂઝવશે. ગુંગળ બે ટાંકભર વાટીને એક દિવસ પાણીમાં ભીંજવીને કળીચુનો એક ટાંકભર ભેળી મલમ જેવું ઘટ થાય ને ગુમડાં પર લગાડવું.

**માથાંમાંની ખુજલી** પર લગાડવાનો મલમઃ ઑલીવ ઑઇલ બે ભાગ ને સોજું સફેદ મીણુ એક ભાગ ચુલે તાવીને સાત ડ્રાંમને સુમારે બનાવી તેમાં એક ડ્રાંમ જેટલી માયફળની ઘણી બારીક ભુકી કપડાં વડે ચાળીને તેમાં ભેળી ઘુંટીને મેળવ્યા પછી વાપરવો, અથવા કાચા ચનાંને બાળી તેની રાખ એરંડીઆંનાં તેલમાં ભેળીને લગાડવી. નીમકને લીંબુનાં રસમાં પીગળાવી લગાડવાથી આગ બળી જડ મુળથી કીડ ખુજલી નીકળી જશે.

**સહીએડ પર લગાડવા** એક ઔંસ સોજું સફેદ મીણને ત્રણ ઔંસ ઑલીવ ઑઇલમાં ચુલે પીગળાવી સેહેજ ગરમ હોય, ત્યારે પીછી વડે લગાડવાથી સહીએડ સુકાય તે વખતે ચામડીમાં ખાડા કે ચાઠાં પડશે નહિ માખણમાં દળેલી હળદર મેળવી લગાડવી. ગુલાબમાં થોડી ઝીંક ઑક્ષાઇડની ભુકી ભેળવી. ચામડી પરથી તેના ડાઘો મીઠું તેલ પીછી વડે લગાડવાથી નીકળી જશે.

## મસા, છાગરા, આંટણુ, દરાજ, ખરપસુ.

**૩૨૫.—મસા** (Wart) ચામડી પર થયલા હોય તો ઘોડાનો બાલ તે પર ટાઇટ બાંધવાથી નરમ હશે તો ખરી જશે અથવા આંટણુની રીતે પણ કાઢી શકાય છે. ચોખા કળીચુનો ને સાજી ખાર દરેક ટાંક એક ભાર લઇ પાણીમાં ઘસી લગાડવું. કોઇક વખત આયોડીન લગાડવાથી પણ નીકળે છે. લીંબુની છાલને સરકામાં પંદર દિવસ ભીનવી રાખી નાનો ટુકડો લઇ મસાપર રાતે બાંધવો.

**છાગરા** ચામડી ઘસાવાથી અથવા દાઝવાથી પણ ઊઠે છે. જેમાં પાંગી ભરાઇ ફોલ્લીઓ ઉઠે તેને ફોડવા માટે સોજી સોયની અણી વાપરવી, પછી પાઊડર છાંટવા થી ચામડી નરમ રહેશે. છાગરા નરમ રાખવા માટે હાથ પર મીણબત્તી સળગાવી તેનાં થોડાં ટીપાં નાંખી તેપર થોડીક સ્પીરીટ રેડી બેઉ હાથે મસળી કાઢવા પછી જ્યાં છાગરા હોય ત્યાં તે હાથ પરનું મીણ ચોળવાથી નરમ રહેશે અથવા તો કોબીનાં પાંદડાંને પાણીમાં બાફી તેની પોલટીસ કરવી.

**આંટણ** ( Corn ) ચામડી દબાવાથી કે ઘસાઇને થાય છે. કેટલાંક નરમ હોય તેને કાતર વડે કાપી કાઢવાથી નીકળી જશે. કાતરનું લોખંડ ખરાબ નહિ હોય તે સંભાળ રાખવી. પાંઉનો ગર લીંબુના રસમાં બોળી દિવસમાં બે વખત બાંધવું, અથવા પાંઊને સરકાની પોલટીસ કરવી. નરમ કરવા માટે લીબું, એરંડીઉ, પેપરમીન્ટનું તેલ કે સરકો ચાલુ કઇની લગાડવો; મીઠું તેલ બાળીને લગાડવાથી પણ નરમ થઇ નીકળશે. આયોડીનને ગ્લીસરીન સરખું ભેગીને લગાડવું. કલીચુનો ટંકણખાર ભેળીને તેની ભુકી બે ત્રણ દિવસ તે પર ઘસવી. વૉશીંગ સોડા પણ ઘસવાથી નીકળશે. ટરપીન-ટાઇન અથવા સેલીસીલીક સીડ લગાડવાથી નીકળે છે, તેમજ તૈયાર દવાઓ જે ( Corn and wart destroyer ) નામની આવે છે તે વાપરવી.

આંટણ પગ પર હોય તે બુટ પહેરતી વખતે દબાઇને દુખે નહિ તે સારૂ તૈયાર ગોળ વીંટી જેવી નરમ કપડાંની આવે છે, કોર્ન પ્લાસ્ટર ( Corn plaster ) તેપર ચીટકાવવાં, તેનો ચગકનો ભાગ ચામડી સાથ વળગાવી દેવો જેથી વચમાંનાં ગોળ ખાલી ખાંચામાં આંટણ રહેવાથી દબાતું કે દુખતું નથી. રાઇનાં ગરમ પાંણીમાં બોળ્યાથી નરમ થશે, પાંઉની પોલટીસ બનાવતી વખતે પાણીને બદલે સરકો રેડી તે પોલટીસ કલાક બાંધી રાખવી. આંટણ દુખતાં પર રૂને ઑલીવ ઑઇલમાં બોળી મુકવું.

**દરાજ અથવા દાદ્** ( Ringworm ) ચામડી પર લાલ ગોળ ચાઠા પડે છે, શરૂઆતમા વ્હિસ્કી અથવા મહુડાના દારૂમાં કપડું બોળી ને રોજ ઘસીને લગાડવું. ચામડી લાલ થાય ત્યાં સુધી કોઇ વખત એથી નીકળી જશે, કાર્બોલીક ઍસીડ પાણીમાં ભેળીને લગાડવું. તૈયાર દરાજની ગોળીઓ આવે છે તે પાણીમાં ઘસીને લગાડવાથી નીકળી જશે. ગજકરણનો પાલો દાંખલી કાઢી નાંખી સહેજ નીમક ભેળી દરાજ પર ઘસીને એક કલાક બાંધી રાખવી લીમડાના પાંણીએ ધોવું.

**દરાજની ભુકી બનાવવી** ફટકડી, કપુર ને તેલીઓ ખાર દરેક બબે તોલા ગંધક ને લોબાનનાં ફુલ એક એક તોલો સર્વે બારીક છુંદી કાચના બુચની સીસીમાં રાખી, ખપ પડે ત્યારે લીંબુના રસમાં સ્હેજ ભુકી લઇ લગાડવી.

આયોડીન જોઇએ તો લગાડવું. દીવસમાં એક વખત લીંબુના રસમાં કાથો, ગંધક, ફટકડી, કપુર સર્વે સરખાં વજનનું મેળવી ઘટ બનાવી લગાડવાથી દરાજ સારી થશે.

ચોખાને ઘણા ગરમ તાટેલાં વાસણુ પર નાંખી તે પર ઠંડી અશીનું તળીઉં દાબ્યાથી બળેલા ચોખાનું તેલ નીકળે તે અશીનાં તળીઆં પરથી લઈ દરાજ પર ઘસવું. કૃણુસ ફ્રાફરો બારીક છુંદીને લીંબુના રસ સાથ લગાડવો, ગંધકની ભુકી પણ એ રસમાં ભેળી લગાડવાથી દરાજ નીકળી જાય છે. કોલોનવોટર કે સાધારણ સાહી લગાડયાથી તેના જંતુઓ મરી જશે, સાથે તંબાકુની ભુકી ભેળવાથી વધુ સારી રીતે અસર કરે છે, અથવા અંજીરની ડાળીમાંથી નીકળતું દુધ લગાડવાથી અગન ને કીડ લાગી દરાજ નરમ પડી ફરી થશે નહિ.

**કીડ એક જાતની** દરાજ ને મળતી ધોબીનાં ધોયલાં કપડાં પહેર્યાથી કોઈક વખત થાય જેને ( Dhobi's Itch ) કહે છે તે પર એક જાતનો ગોઆ પાઊડર (Goa Powder) નામની ભુકી લીંબુ કે સરકામાં ભેળી ઘસીને લગાડયાથી દરાજવાલી ચામડી સફેદ દીશે છે અને તેની આજુબાજુની સોજી ચામડી લાલ થાય છે, થોડા દિવસ લગાડવાથી નરમ પડી બંને ચામડીનો રંગ સરખો થશે. કોલટારનો મલમ પણ ફાયદો કરશે, છાંટવા માટે એક ભાગ પેપરમીંન્ટના ફુલની ભુકી, બે ભાગ બીસમથ ને પાંચ ભાગ સોજો ફ્રેંન્ચ ચાક ભેળી વાપરવું. રાઇને પાંણીમાં ઘટ્ટ મેળવી આગળી વડે દરાજ પર વચમાંથી સરૂ કરી ગોળ ફરતું આજુબાજુ ઘસવાથી કેટલાંકને સારી થાય છે. એક ચમચી વેસલીનમાં ચમટી બોરીક પાઉડર અને ચમટી જેટલી ઝીંક ઑક્સાઇડની ભુકી મેળવી રાતે સુતી વખતે દરાજ પર ઘસીને લગાડી સહવારમાં ધોઇ નાંખવું. ગ્લીસરીન ને ટંકણખાર દરેક ત્રણ ચમચી અને સાથે પાણી એક ચમચી ભેળી સોજુ કપડુ તેમાં ભીનવી દરાજ પર ચાલું મુકયા કરવું.

**દરાજ માથાંના તાલક પર** બાલમાં થાય તો એક ભાગ મેનથોલની ભુકી ચાર ભાગ કલોરોફોર્મ ને બાર ભાગ ઑલીવ ઑઇલ મેળવીને લગાડવાથી જલદી મટી જશે.

**ખરપસું** ( Eczema ) સાધારણ જાતનું લીંબુના રસમાં પાપડખારની ભુકી ભેળીને ચોળવાથી નરમ પડે છે, ઘણુ જોરથી ઘસવું નહિ; પછી તેના ડાઘ ચામડી પરથી કાઢવા સારૂ મીઠું તેલ લગાડવું. કુમારને ચીરીને બાંધ્યાથી પણ ઝરીને સારૂ થશે. કવીનીનનો પાઉડર ખરપસાં અથવા દરાજ પર લગાડયાથી કોઇને ફાયદો કરે છે ખરાબ જાતનું લાંબા વખતનું સારૂ કરવા તેમાંથી નીકળતી રશી ડૉકટર કાઢી લઈ તેમાંથી બીજી રશી બનાવી શરીરમાં પાછી મુકવાથી કેટલાક કેસો સારા થાય છે. કોઈના કુટુંબમાં એ દરદ ઓધે ઉતરે છે. જાડી ચામડી નરમ કરવા કોકમનું અથવા આમલાંનું ઘી ચોપડવું. કીડ લાગે તો લીસ્ટરીનમાં પાંણી ભેળી લગાડવું અથવા ટંકણખારને લીસ્ટરીનનો મલમ બનાવી ચોપડયાથી ફાયદો થશે.

## પરસેવો, જુદા જુદા આંઠ તથા ચામડી જરના ડાઘો કાઢવા.

**૩૨૬.—પરસેવામાં** પાણી ખાર તથા ચીકાશનો ભાગ હોય છે, જેથી ચીકણું લાગે છે અને કોઇકનો વાસ પણ ખાટો આવે છે. આખા દિવસમાં એક પાંઇન્ટને સુમારે પડે છે. ચાલુ કોઇને પરસેવો પડતો હોય તે બંધ થવાથી તબીએતમાં બગાડો થશે.

હાથ પગપર કેટલાંકને ચાલુ પરસેવો પડે છે, કોઇકને ઠંડીના દિવસમાં પણ હાથો પસર્યા કરે છે માટે સાધારણ પાઉડર, થુલું, મૅગનીશીઆ કે બોરીક પાઉડર છાંટવો. કોલોનવૉટર ચાલુ લગાડવું. બોરૅક્ષ અથવા બીસમથ નામની દવા જોઇએ તો છાંટવી. દમણો, વારો, બાંવચી, કપુર, કાચલી, આમરા એ દરેક વસાણા બબે દોઢીઆંના લઇ ઘણીજ બારીક ભુકી કરી રાખી ખપ પડે ત્યારે વાપરવું. પાંણીમાં કંતોલ અથવા વેંગણાની છાલ ભીનવી તેમાં વારે ઘડીએ હાથ બોળવા. હાથ પગ ધોતી વખતે ફટકડી અથવા ટંકણખાર કે કોનડીસ ફ્લુઇડ ( Condys Fluid ) નામની દવા થોડી ભેળવી.

**પરસેવો ઉંઘમાં** કોઇકને પડે છે, માટે રાતે સુતી વખતે ગરમ દુધ પીવું. કપડાં ભીનાતાં અટકાવવા નીમકનાં પાંણીમાં બોળી સુકવીને પહેરવાથી તે પરસેવો ચુશી લઇ બીછાંનુ ભીનાતું નથી.

**કામ કે લાંબી મુસાફરી વખતે ચીકણું મોઢું** ધોવા પાણી કે સાબુને બદલે કાર્બનેટ ઑફ મેગનીશીઆની ભુકી નરમ કપડાંપર લઇ ઘસીને લુછયાથી બધો ચીકાશ ચુશી લઇ હાથ મોઢું સુકું થાય ન પાછી છાંટવાથી ધોયલાં માફક સોજ્જું થશે. હાથ મોઢુ પરસેવાથી ઘડી ઘડી ચીકણુ થાય તો ધોઇને નરમ ટુવાલે લુછીને શેમોઆ લેધરે લુછવું.

**નાક ચીકણું** કોઇકનું રહે છે, માટે પાંણીમાં દારૂનો અર્ક ભેળી ધોવું અથવા બોરીક લોશન ને ગુલાબ સરખા વજનનું ભેળી ઘડી ઘડી ધોવાથી ચીકાશ નીકળશે.

**બગલમાં પરસેવો** ઘણો પડે તો ખળખળતાં પાણીમાં થોડો સરકો નાખી તેમાં જાડો ટુવાલ બોલી નીચવીને થોડી મિનિટ ત્યાં મુકી રાખીને લુછી નાખવું. જોઇએ તો કોઇબી જાતનો પાઉડર અથવા કોલોનવૉટર લગાડવું. ટાલક ( Talc ) ની ભુકીને સેલીસીલીક ઍસીડ ભેળી છાટવાથી પરસેવાનો વાસ આવશે નહિ.

**પરસેવો પાડવા માટે** ગરમ પાણીનો બાફ અંગપર લેવો જેને ( Vapour Bath ) કહે છે, જેથી પરસેવો છુટી તાવ યા સરદી અંગમાની નીકળી જશે. ગરમ પાંણીનાં વાસણનું ઢાંકણુ ઉઘાડી નેતરની ખુરશીની નીચે મુકી કપડાં કાઢીને તે પર બેસાડી ફરતું કંઈ ઓઢાડી દેવું, દાઝે નહિ તેની સંભાળ રાખવી; જોઇએ તો

બાટલીમાં ગરમ પાંણી કરી દુરથી મુકી તેની નળીમા રબરની બીજી લાંબી નળી ચોઇને તેનો છેડો ખુરશીની નીચે લીધાથી પણ તેમાંની વરાળ બહાર નીકળી અંગને ગરમી આપશે. તુરત પરસેવો લુછીને કપડાં પહેરી બંધ ઓરડામાં થોડો વખત રહેવું, ખુલ્લી હવામાં નીકળવું નહિ.

સીક માણસને ઝરાં ઘણાં પડવાથી કેટલીક વખત નબળાઇ થાય છે, અંગ ઠંડું પડેલું લાગે તો તુરત શેક કરવો, પગનાં તળીઆં તથા હાથપર સુંઠ ઘસીને લગાડવાથી અંગમાં ગરમી આવશે. અજમો ગરમ કરી શેકવું.

**રેતીમાં બેસવું** (Sand Bath) શરીર અંદર ઢંકાય તેમ બેસાડવાથી દુખતા સાંધાઓને ફાયદો કરે છે.

**ઝરાના બાઠ** (Spring Bath) જે ઝરાઓના પાંણીમાં ખાર, ચુનો, ગંધક, લોખડ વિગેરેના તત્વો હોવાથી તેમા નાહવાથી જાડું શરીર તથા મોટું પેટ નાનું થાય છે તેમજ હાડકાના સાધાઓની પેન ચામડીનાં દરદો સારા થાય છે; તેવા ઝરાના પાંણીઓ પીવા માટે બાટલીઓમાં ભરી રાખી પીવાથી પણ કેટલાકોને ફાયદો કરે છે.

**માટીમાં બેસવું** (Mud Bath) ઊપલાં તત્વો સમાયલા ઝરાની બાજુમાંની નરમ માટીમાં અંદર બેસવાથી ચામડીનાં દરદો, ગાંઠો નરમ પાડી કૌવત આપે છે, બળતા ખાડા ખબોચીઆમાં બેસવું નહિ, કેટલીક વખત માણસ નરમ જગાઓમા ગરક થઇ જાય છે.

(Salt Bath) દરીઆના પાંણીમાં નાહવાથી પણ કેટલીક રીતે ફાયદાકારક છે.

(Sun Bath) તડકુ શરીર પર થોડા વખત લીધાથી શરીરને ફાયદો કરશે તેમજ ખહીવાલાં દરદીઓને માટે પણ સારૂ છે.

**હાથ મેલા થયલા** પૅરેફીન કે પેટ્રોલીઅમ જેલી થોડીક લઇને ઘસવી. ગરમ પાંણીમાં થોડો ટંકણખાર નાંખી ધોવાથી સોજા ને સુંવાળા થશે.

ગરમ પાણીએ ધોઇને વેસલીન લગાડી નરમ બ્રશ ઘસવો, જોઇએ તો નીમક ભેળવું એક વખતમાં સાફ નહિ થાય તો પાછું ધોઇને કરવું. સોડા અથવા પૉટેશ ગરમ પાંણીમાં પીગળાવી વાપરવો.

**હાથ મેલા થતા અટકાવવા** ચરબી પાતલી કરી લગાડવી, અથવા સાબુએ હાથ ધોઇએ તેમ ઘટ ફીણ લગાડી લુછયા વગર કોલસા કે ભઠ્ઠી વિગેરેનું કામ કરવું, એ રીતે હાથ પર ડાઘો પડી ચામડી ખરાબ થતી નથી. ચરબી લગાડેલી કામ ખલાસ થઇ કાગળ યા કપડાં વડે લુછીને પછી હાથ ધોવા. સરકો લગાડી કામ કીધા પછી ગ્લીસરીન ચોપડી ધોઇ નાખવું જોઇએ તો રબરનાં ગ્લવ્સ પહેરવા.

**હાથમાંથી વાસ કાઢવો** કોફી કે રાઇને પાંણીમાં ભેળીને ધોવા, દારૂ, કોલોનવૉટર કે સ્પીરીટ, લીંબુની છાલ કે રસ, લગાડવાથી કોઇબી જાતનો વાસ તથા ચીકાશ નીકળશે. કાંદાના વાસ પર નીમક ઘસવું, મેલા શરીરને ખીસો ઘસવો.

**કેરોસીન તેલનો વાસ** ખાવાનાં પાન હાથ ચોળવાથી જશે.

**હાથ સફેદ કરવા** બદામનું તેલ બે ઔંસ યુકેલીપતોલ (Eucalytol) બે ઔંસ, ટંકણખાર ને ગ્લીસરીન દસ દસ ઔંસ મેળવી રાતે સુતી વખતે હાથને લગાડી ગ્લવ્સ પહેરી સુવું. બાફેલો પટેટા મસલીને હાથ પર ઘસવાથી ચામડી સફાઇની થશે.

**ફુટના ડાઘ** ઘણી સ્ત્રોંગ ચાહનાં પાંણીએ ધોઇને નરમ બ્રશ ઘસવો. લીંબુનો રસ કે સરકો અથવા તેમાં નીમક અથવા પાંઊ સાથ ભેળી લગાડવું; પાકાં ટાંમેટાનો રસ ચોળવાથી સાફ થશે; હાથ ધોઇને સહેજ તુછી થોડાક ભીના રહે ને દીવાસળી અથવા મેચીસ સળગાવી તેપર દુર ધરવાથી ડાઘો નીકળશે. ઑલીવ ઑઇલમાં મેડા ખાંડ ઘટ કરી લગાડવું.

**તરકારીનો ડાઘ** પર કાચો પટેટો કાપીને ઘસવો.

**પ્લાસ્ટર ઑફ પેરીસ વળગેલું કાઢવા** સાકરીઆ ખાંડ પાંણી સાથ લઇ ચોળવી, વેસલીન લગાડી કામ કરવાથી પ્લાસ્ટર વળગતું નથી.

**શાહીના ડાઘ** ઉપલી કોઇબી રીતે કાઢવા, અથવા મેચીસને સળગાવાની બાજુ પરથી પાંણીમાં ભીનવીને તેપર ઘસવાથી નીકળ્યાં પછી ધોંવા. લીંબુ, સરકો, ગંધક, કે ટાંમેટાંનો રસ કંઇબી લગાડવું.

**દવા તથા ઍસીડના ડાઘ** કાઢવા ઍમોનીઆ વાપરવો.

લાઇસોલ કે કાર્બોલીક ઍસીડમાં લાંબો વખત ભીનાયલાને ધોવા પછી તુરત ગ્લીસરીન લગાડવાથી ચામડી ખરાબ થતી નથી.

**આયોડીનનાં ડાઘ** ચામડી પરથી કોલોનવૉટર, દારૂ કે સ્પીરીટ, હાઇપો સલફાઇટ ઑફ સોડા કે લાઇસોલ ( Lysol ) કંઇબીલગાડવાથી નીકળશે.

**નાઇટ્રીક ઍસીડના** ડાઘો પૉટેશ પરમેંગનેટ લગાડવાથી જશે.

**સીલવર નાઈટ્રેટના ડાઘ** પર આયોડીન લગાડવાથી સફેદ થશે, જો ચામડી લાલ લાગે તો અમોનીઆ લગાડવાથી સરખી થશે. પોટેશ આયોડાઇદ પાણીમાં પીગળાવી લગાડવું.

**દારૂગોળાના ડાઘપર** ઍમોનીઅંમ ક્લોરાઇડ ( Ammonium Chloride ) પાંણીમાં થોડું પીગળાવી દિવસમાં બે વખત લગાડવું.

**ભીલામાંના ડાઘ** પર કોઠીનાં પાંદડાંનો રસ કાઢી ચોળવો.

કાળાં છાપો પાંડેલા ( Tatoo Mark ) કાઢવા ક્લોરોફોર્મમાં ૩ બોળી તેપર સુકી પારો બાંધી રાખનો.

**ટાર, તેલ, રંગના ડાઘ** નરમ સાબુ સાથ બારીક સફેદ રેતી (Silver Sand) મેળીને લગાડવી, બીજા કોઇબી જાતના ડાઘો એ રીતે જશે, અને ખરભચડી ચામડી પણ સુંવાળી થાય છે. માંખણ અથવા ચીકાશવાલી ચીજ લગાડવાથી ઉપલા ડાઘો નરમ થાય ને પછી કાગળ કે કપડાં વડે લુછી નાખી સાબુએ ધોઇ નાખવા. સ્પીરીટ, કેરોસીન કે કોલોનવૉટર લગાડવાથી રંગ ડામર તથા વારનીસના ડાઘો નીકળશે. પાકાં ટામેટાંનો રસ લગાડવો અથવા સંત્રાની છાલનો બહારનો ભાગ ઘસવો. બાફેલો પટેટો છોલીને ઘસવાથી ચીકાશ નીકળે છે.

**કપડાં રંગતી વખતે રંગના ડાઘો હાથપર પડેલા** દારૂનો અર્ક અથવા બ્લીચીંગ પાઊડર લગાડયાથી નીકળશે.

**આંગળીમાં ખુટેલી વીંટ કાઢવી** સાબુ લગાડવાથી સરી આવશે અથવા સોનાંપર પારો ઘસવાથી સોનું કડક થઇ ભાગી જશે. બીજી રીત જાડો દોરો યા પાતલી સુતલી ને વીટીને આંગળાંની વચે પસાર કરી નીચલો છેડો ટાઇટ પકડી રાખી લાંબો છેડો સરખો આખી આંગળી પર ગોળ વિંટાળી ઊપર વેર લઇ જઇ ને પછી નીચલો પાકો ઉખેરતાં જવાથી તેની સાથેજ ધીરે ધીરે વીટી આંગળાં પરથી સરીને નીકળશે. દારૂનો અર્ક વીંટીને લગાડી પારાના પાંણીમાં બોળ્યાથી સોનાના ટુકડા થશે. ત્રાંબાની વીંટી પર સ્ત્રોંગ અરકો લગાડી ઉપલા પાંણીમાં બોળવાથી ટુકડા થશે. ટાઇટ બાંગડી સાબુનું પાંણી લગાડવાથી અથવા સુકો પાઉડર છાંટવાથી સહેલાઇથી પહેરી કાઢી શકાશે.

## ચામડીમાં પેવશ થયલી ચીજ કાઢવાની રીત.

**૩૨૭.—સરાક ભોકાયલી કાઢવા** માટે સોય યા ટાંચણી આગળ આપેલી રીત મુજબ સોજી કરી વાપરવી, અથવા મીણબતી સળગાવી તેનાં ગરમ ટીપાં સરાક ભાગ ભોકાયલા પર પડવા દેવા, તે બંધાઇ જવા પછી કોઇ વખત ચામડીમાંથી તે મીણની સાથે નીકળશે.

સીસીમાં ખળખળતું પાણી ભરીને ભોકાયલો ભાગ તેનાં મોઢાંને લગાડી ઉપર દાબીને ધરી રાખવાથી પાણીની ગરમ વરાળે સરાક પોતીકી મેળે બાહાર ખેંચાઇ આવશે.

સરાક કે કાંટો ભોકાયલો શોધી કાઢવા જાડા કાગળ યા કાર્ડ બોર્ડમાં મોટી સોય વડે કાણું પાડી ઉજાશમાં પેલું કાણું આંખ આગળ ધરી તેની સામે સરાક ભોકાયલો ભાગ ધરવાથી દીસે પછી કાઢવી. ચામડીમાં સરાક રેહવાથી પાકી આવે છે. ચીમતાએ કાઢવી.

**ખીલો ભોકાય** તુરત ઘાને પાંણીએ ધોઇ લુછીને ઑલીવ ઑઇલમાં કપડું ભીનવી બાધવું, આયોડીન લગાડવું.

શરીરમાં પેવસ કરવાની ચીજો સોય, ટાંચણી હથીઆરો કાચની પીચકારી, રબર તથા લાકડાંની નળીઓ વિગેરે વાપરવા આગમચ ઠંડાં પાણીનાં વાસણમાં મુકી ચુલ્હે દસ મીનીટ જોસ પાડી તે ઠંડું પડે ને કાઢી લઇ વાપરવાથી તેપરનો કચરો, ગલીચી વિગેરે સાફ થવા પછી દરદીના ઉપયોગમાં લેવું, એ રીતને સ્ટેરીલાઇઝ ( Sterilise ) કરવું કહે છે, એ ચીજો હાથને બદલે ચીમતાએ ઊંચકવી.

સોય, ટાંચણી ફુલ્લા ફોડવા માટે વાપરવા આગમચ ધોવી અથવા કોલનવૉટર, સ્પીરીટ કે દારૂમાં બોળીને લેવી. મેચીસ સળગાવીને ગરમ કીધાથી સોજી થશે. છરીની ધાર લાંબો વખત ગરમ કીધાથી બુઠી થશે.

સોય સાફ કરવા સ્પીરીટનો ચુલ્હો નહિ હોય તો રૂને કોલનવૉટરમાં બોળી સળગાવી તેપર ધરવી તેમજ ચમચામાં પાણી પણ તેપર ગરમ થશે, સોયમાં ફુક મારી પાણી કાઢી તાર પોઇ રાખવો. સોયમાં દવા બંધાઇ ગયલી સ્પીરીટ કે પેટ્રોલમાં બોળી રાખવાથી નીકળશે.

કાચની પીચકારી ઇનજેકશન ( Injection ) આપવાનીમાં ચીકાશવાલી દવા બંધાઇ જઇ પીચકારી ચાલે નહિં તો આઇસમાં મુકવાથી છુટી પડે છે, તેમજ પાછી સ્ટેરીલાઇસ કરીને પછી લુછી નાખવી.

એક ચમચી સ્પીરીટ અથવા દારૂનો અર્ક બે ત્રણ ટીપાં લાઇસોલ ભેળી પીચકારીમાં ભરીને પાછો બહાર કાઢી નાખવાથી પણ સાફ થાય છે. જોઇએ તો અમથું કલોરોફોર્મ લેવું.

---

## પ્રકરણ ૪૮.

# જખમ, દાઝેલી ચામડી, તથા જાનવર જંતુઓના ડંખ વિષે.

### લોહી જતું અટકાવવું તથા ઘા રૂઝાવવો.

૩૨૮.—ઘામાંથી લોહી નીકળતું હોય ત્યાંની નસો દાબવી યા ટાઇટ પાટો બાંધવો. કાન કે ગળાંની નજદીક હોય તો કાનને હેઠેની ને ખભાંની અધવચની જે નસોનો જથો છે, તે પર સંભાળથી અંગુઠો દાબવો પણ ગળાંની નળી દબાય નહિં તેની સંભાળ લેવી. હાથ યા પગમાંનું લોહી ત્યાંની ધોરી નસો દાબવાથી બંધ થશે. સ્પંજ અથવા કપડાંનો ડુચો દાબી ધરવો. નાકમાંથી લોહી જાય તો ચાવતાં હોઇએ તેમ ડાચું હલાવવું, બોચીપર ઠંડું પાંણી રેડવું અથવા આઇસ ફેરવવું. નહિંજ બંધ થાય તો કોઇ રૂ ખોશે છે કપાલ, હોઠ, ટાળકી, ગાલ, એવા કોઇ પણ ઠેકાણે લોહી

જતું બંધ કરવા અંગુઠો દાબી રાખી ઝીણાં કપડાંની ગાદી જેવું મુકી પાટો બાંધવો. આઠાં પર લોહીના જોસને લીધે નાકમાંથી લોહી નીકળે તો ડૉકટરની મદદ લેવી.

**જખમ પહેલાં સાફ કરવો** નાના બચ્ચાં યા મોતાંને પડી જવાથી કે કોઇબી રીતે જખમ પડે તો ઠંડાં કે ગરમ પાણીએ ધોઇ તેમાંનો કચરો કાઢી નાખવો, જોઇએ તો સાથે બોરીક પાઉડર પીગળાવવો અથવા કાર્બોલીક ઍસીડનાં થોડાં ટીપાં નાખવાં, કોલોનવૉટર પણ લગડાય છે. કચરો કાઢયા વગર મલમ પટો કરવાથી તે પાકી આવે છે ને કોઇકને તેમાંથી ધનુરવા થઇ આવવાનો સંભવ રહેશે, નીમક કે કોઇબી ખારવાલી ચીજ લગાડયાથી લોહી બંધ થશે.

**ગોળી બંદુકનીનો** જખમ એજ રીતે સાફ કરી મલમ પટો કરવો.

**તીર લાગવાથી ઝેર ચહડતું અટકાવવા** જખમની સહેજ ઉપર ટાઇટ પાટો બાંધી દઇ કોઇ સામો ધણી મોઢાં વડે ચુશીને થુકી નાખવું. મોઢાં કે હોઠમાં ચીરા નહિ હોય તેની સંભાળ લેવી. પાણી કે લીસ્ટરીનના કોગરા કરી મોઢું સાફ કરીને પછી જખમનો ઉપાય કરવો. બીજાં ઝેરી જાણવરના જખમનું ઝેર કોઇ ચુશી કાઢે છે.

**ઘા રૂઝવવા તે પર** આયોડીન, કાર્બોલીક ઍસીડ, નીમકનું પાણી, વ્હિસ્કી, બ્રેન્ડી, કોલોનવૉટર, ટરપીનટાઇન, હાઇડ્રોજન પર ઑક્ષાઇડ કેરોસીન, કે મીઠું તેલ, આયોડોફોર્મ, ગોટાનાં ફુલ પાંદડાંનો રસ, ટીંકચર આરનીકાં, ટીંકચર બેનઝોઇન, સાધારણ પૉલીશ અથવા વારનીશ, એક ભાગ કાર્બોલીક ને વીસ ભાગ લીનસીડ અથવા ઑલીવ ઑઇલ ભેળી લેવું, તેમજ ગ્લીસરીનમાં લીંન્ટ ધનું કપડું બોળી મુંકવું. ઉપલાંમાંની કોઇ પણ ચીજ લગાડી અથવા લીંન્ટ અથવા બીજું જાડું કપડું તેમાં બોળી મુકી પાટો બાંધ્યાથી ઘા રૂઝશે. વેસલીન ઘાનાં કપડાં પર લગાડીને ઉપર બોરીક પાઉડર છાંટી ઘા પર બાંધી દીધાથી પણ સુકો થઇ તણાશે નહિં. કોલોડીઅન નામની દવા લગાડવાથી તે તુરત બંધાઇ જઇ ઘા પણ બંધ રહેશે. કંઇબી અજમાવવું.

**ઘસાયલી ચમડી પર** ગ્લીસરીન ને કાર્બોલીક ઍસીડ ભેળીને લગાડયાથી કોઇબી જાતનાં ખરાબ જર્મસ નુકશાન કરતાં નથી, નજીવા ચીરા કે ઘસાડાથી કોઇકને તેવાં દરદ લાગુ પડે માટે કોઇબી ઘાને પટી બાંધી સંભાળ લેવી. ફટકડીની ભુકી કે નીમકને પાણીમાં પીગળાવીને ઘસાયલી ચાંમડી પર જોઇએ તો લગાડવું.

કોપરેલને રૂમાં બોળીને ઘા ઉપર મુકવાથી ઘા રૂઝાય છે, પણ સુકાય ને પાછું મુકવું. સ્ટાર્ચને પાણીમાં મેળવી લગાડયાથી ઘા જલદી રૂઝાશે. બાળેલી કારીની ભુકી, તપકીર, સોજું સફેદ કરોળીઆનું જાળું અથવા પાઉડર છાંટવાના ફુલની નરમ રૂંવાટી, બાળેલું કપડું અથવા રૂ કાંઇ પણ ઘા ઉપર દાબવું. પેપરમીંન્ટનું તેલ ચોપડવું. દારૂનો અર્ક, કીઓસોટ, ટૅનીક ઍસીડ, ફટકડી વિગેરે લગાડવાથી ઘામાંનું લોહી

નીકળતું બંધ થઈ જલદી રૂઝાશે. કીનીનનાં પાંદડાં પણ છુંદીને ઘા ઉપર બાંધ્યાથી જખમ રૂઝાશે. ચોખાનો આટો કે લાકડાંની રાખ નાંખવાથી ઘાનું લોહી બંધ થશે. તેમજ ઘા પુરો નામનો છોડ પણ વપરાય છે. ચાહ કાળી બારીક ભુકી કરી ઘા સાફ કરી તે ઉપર બાંધવી અથવા ચોખાનો આટો અથવા નીમકની ભુકી છાંટવી.

વીચહેઝલ નામની દવા પાણી જેવી આવે છે ( Witch Hazel ) તે અથવા તેમાંથી બનેલાં હેઝેલીન સ્નો, ક્રીમ વિગેરે ઘા ઉપર લગાડવાથી પણ ફાયદો થાય છે. ઘા રૂઝાવવાનો સાધારણ મલમ બનાવવા અગાઉ આપેલું છે તે રૂઝાયા પછી ડાઘ કાઢવા બદામનું તેલ અથવા કોલ્ડ ક્રીમ લગાડવું; નાહતી વખતે ચણાનો અથવા અડદનો આટો વાપરવો.

**કપાયલી ચામડી** જોડવા માટે સ્ટીકીંગ પ્લાસ્ટર લેવું. અથવા તો કોલોડીઅન ( Collodion ) નામની દવા પીછી વડે પાતળી લગાડવી, તુરત બંધાઇ જશે. જોરથી પાણી રેડીને પછી તેપર દાબીને આંગળી થોડો વખત રાખવાથી લોહી તુરત બંધ થઇ જખમ રૂઝાશે.

**સાંધા પરનો જખમ** જે ભાગ હાડકાંનો વળનો હોય ત્યાંથી તે વળે નહિ માટે લાકડાંની ચીપો મુકી પાટો બાંધવો, ઘડી ઘડી વળ્યાથી ચામડી ચીરાઇ ઘા જલદી રૂઝાશે નહિ.

## દાઝેલાં તથા જાનવર, જંતુનાં દંખના ઊપાયો.

**૩૨૯.—દાઝેલી ચામડી** પર ચીકાશવાળી ચીજ કોઇપી લગાડયાથી ઠંડક પડશે. પીછી કે નરમ કપડાંએ હળવેથી લગાડવું. ઘસવું નહિં. ઘણો દાઝેલો ભાગ ખુલ્લો રાખી હવા લાગવા દેવી નહિં. સેલેડ ઑઇલ, વૅસલીન, મીઠું તેલ, કૅરન ઑઇલ, કોલ્ડ ક્રીમ જોઇએ તો સાલીડ તેલમાં ચુનાનું પાણી ભેળવું અથવા મીઠાં તેલમાં પાન સાથ ખાવાનો ચુનો પીગળાવી પાંચ મિનિટ રાખી ગાળીને લેવું. કોઇપી લગાડી પાટો બાંધવો. ઈંડાંની સફેદી લગાડવી.

પાણી સાથ વૉશીંગ સોડા, ચાક ઍપસમ શૉલ્ટ ફટકડી, ઍમોનીયા. સોડા બાઇકાર્બ કંઇ પણ થોડું પીગળાવી દાઝેલા ભાગ પર રેડવાથી આરામ થશે, લાઇમ વૉટર ને પરમેં-ગેનેટ ઑફ પોટેશ ભેળી લેવું. સરકો લગાડયાથી ફોલ્લા ઉઠશે નહિ, શાહી પણ લગાડે છે. ચાહનો ભીને છુંછો કાઢી લઇ ફુકકો થાયને પોલટીશ માફક બાંધવો. આમલીને સહેજ પાણીમાં ભીનવી ઘટ માવા જેવી કરી દાઝેલી ચામડી પર લેપની કાંની મુકવી. સુકાયને તે પર રજ બંજું પાણી છાંટયા કરવું. ઇંડાની અમથી સફેદી લગાડવી અથવા કદ્દ ચઢાવી એરંડીઉ નાંખી ઘટ મલમ જેવું થાય ને લગાડયાથી ઠંડક લાગશે. કાચો પટેટો કાપી મસળીને લગાડવો. કુમારનાં ઝાડનો ટુકડો કાપી ચીરીને બાંધવાથી આરામ થાય છે. સુકાં કોપરાંને વાટીને આતસ પર બાળી તેની રાખ ચાળીને કોપરેલ સાથ મલમ જેવું

કરી લગાડવું. ઠંડા પાણીમાં કોરો ચોખાનો આટો, સોડા બાઇકાર્બ, કે કોલસાની ભુકી ભેળી જાડું પડ કરવું. સુકાયને પાછું પાણી તે પર છાંટયા કરવું. કોલસાનો ટુકડો મુકયાથી અગણુ નરમ પડશે.

ઉપલા કોઇપણ ઉપાયો અજમાવવા. ઘણા દઝી ગયલાં માટે અકસ્માતમાં છે માણસ રડે તો શરીરનાં અંદરના ભાગો પણ દાઝેલાં જાણવા.

**કૅરન ઑઇલ** ( Carron Oil ) દાઝેલા પર લગાડવા માટેનું બનાવવા ઑલ તેલ ને લાઇમ વૉટર સરખાં વજનનું ભેળવું, જોઇએ તો તેમાં સહેજ ટરપીનટાઇન નાંખવાથી બગડતું નથી. તેમાં કપડું કે લીન્ટ બોળી મુકવું.

**મલમ બનાવવા** યુકેલીપતસનુ તેલ અર્ધો ચમચી ને વેસલીન એક ઔંસ ભેળવું. ઑલીવ ઑઇલમાં ટૅનીક ઍસીડ ભેળી લગાડવું.

પાટો બાંધવા સાકડી કપડાંની ચીંપો તેલમાં બોળી ને લેવી પહોળી કોઇક વખત વળગી જઇ સહેલાઇથી નીકળતી નથી; પાટા પર થોડોક બોરીક પાઉડર છાંટવો બ્રૅન્ડી અથવા સ્પીરીટ જોઇએ તો લગાડવો.

**પાટો ઘા પર વળગેલો કાઢવા** ગરમ પાણી અથવા ગરમ ઑલીવ ઑઇલ લગાડી નરમ થવાથી સહેલાઇથી નીકળશે જોર કરી ખેંચી કાઢયાથી ઘાની નવી ચામડીમાંથી કેટલીક વખત પાછુ લોહી નીકળે છે.

**૩૩૦.—જાનવર યા જંતુના કરડેલા** ભાગની થોડે ઉપરથી પહેલાં ટાઇટ પાટો બાંધી લીધાથી તેનું ઝેર ઉપર ચઢતું અટકે છે.

કોઇપણ જખમને પાછળ લખવા મુજબ પહેલાં સાફ કરીને ઉપાય કરવો, તુરત સ્ટ્રોંગ કાર્બોલીક ઍસીડ લગાડવી. કેટલીક વખત ગરમ લોખંડનો દાહમ પણ દે છે.

**ઉંદર કરડીને સોજો આવે** તો અજમો ને કુકડવેલના ફુલ સરખા વજનનાં લઇ ગાયના મુતર ( તરા ) માં પીસીને લગાડવુ; અથવા એરંડીઉં ચોપડવાથી પણ સારૂં થશે.

**બીલાડીનાં કરડેલા** ઉપર વીચહેઝલ ( Witch Hazel ) નામની દવા લગાડવી, જખમ મોટો હોય તો તેમાં કપડું બોળી તેપર મુકી પાટો બાંધવો; કેટલીક વખત બીલાડી તેમજ કોહલાં, વરૂ, શીયાલ કરડેલાંનું પણ કુતરાં માફક હડખું લાગે છે.

**કુતરૂં કરડે તો તુરત ઉપાય કરવો** કારણ કેટલીક વખત કુતરૂં ઘેલું હડખું હોવાથી તે માણસના જાનને પણ નુકશાન પોંહચે. તેની અસર થોડે દિવસે માલમ પડશે, કરડેલા ભાગમાં દુખારો થવા માડે, ઉંઘ બરોબર નહિ આવે, દંમ બરોબર લેવાય નહિ, કંઇબી ખોરાક લેતી કે પાણી પીતી વખતે ગળાંમાં આંકડાં આવશે, એ દરદ ને હાઇડ્રોફોબીઆ ( Hydrophobia ) કહે છે, સઊથી ખરાબ

જાતનું છે. એમાં માણુસની છેલ્લી ઘડી સુધી સમજ શકની ને હોશીઆરી રહે છે. તેવું ખરાબ કુતરૂં સરૂઆતમાં ખાતું પીતું નથી અને લાકડું કપડું જેવી મળે તેને કરડવા માંડે છે, પાણીથી દુર રહેશે તેની તુરત તપાસ કરવાથી ખરાબ હશે તો માલમ પડવે દરદીની બી સારવાર કરવા માટેનાં મથકો ( Pasture Institute ) ના ધોરણ પર કાઢેલાં છે ત્યાં લઇ જઇ હડખાં કુતરાંના કરડેલા માટે બનાવેલી રસી મુકાવ્યાથી સારૂં થાય છે. હડખાં માટે કેટલાક દેશી ઉપાય પણ ફતેહમંદ નીવડેલા કહેવાય છે. ધતુરાનુ દીંડવું, ને મોટાં લીંબુ ( માલુંગા ) નો પાલો બારીક વાટી બંધેને ભેગી લેપની માફક કેટલાંકો કુતરાંના કરડેલાં પર લગાડે છે. કરડેલા ભાગને તુરત કાચી કાર્બોલીક ઍસીડ અથવા સીલ્વર નાઈટ્રેટ લગાડવું. ખુલ્લી ચામડી પર કરડેલુ જોખમ ભરેલું છે કપડાં સાથે બાચકું ભરેલું હોય તો કપડાં વડે તેની થુક લુછાઈ જવાથી તે દાંત લાગેલાની ધાસતી ઘણી નથી, તોપણ આયોડીન લગાડવુ.

**ઘોડો કરડે** તે પર અફીમ, રસમતી, ગુંગળ સરખા વજનનું લઇ બારીક વાટી પાણીમાં ભેળીને લગાડવું, પાકેલું પણ રૂઝાશે.

**વાઘના પંજા લાગવાથી પાકેલા** ભાગ ઉપર કારેલાંના પાંદડાં વાટી તેનો રસ કાઢી ફરી તેને છુંદીએ, તે રસ તથા કોપરેલ સરખા વજનનું લઇ ચુલ્લે ઉકાળી જખમ ઉપર ચોપડી પેલાં છુંદેલાં પાંદડાં તે પર મુકી પાટો બાંધવો.

**સાંપના કરડેલા** ભાગની થોડીક ઉપર ટાઈટ પાટો યા દોરી બાંધવી અથવા બીજાએ મોઢાએ ઝેર ચુશી લઈ થુકી નાખવું નીમકનુ પાણી, ટરપીનટાઈન, પરમેંગનેટ ઑફ પોટેશ, કાર્બોલીક ઍસીડ, નાઈટ્રીક ઍસીડ કૉસ્ટીક પોટેશ ( Caustic Potash ) ઍમોનીઆ, મૅનથોલ ( Menthol ) પેપરમીન્ટના ફુલ કંઈબી પાણીમાં પીગળાવી સ્ટ્રોંગ બનાવી વાપરવાથી ઝેરનું જોર કમી થશે. પરમેંગનેટ ઑફ પોટેશનું પાણી પીચકારી વડે શરીરમાં આપવાથી અથવા ભુકી ઘસવાથી કેટલાંક સાંપના કરડેલાં સારાં થાય છે. કેરોસીન તેલમાં કપડું બોળી ત્રણ કલાક મુકવાથી પણ ઝેર ચઢતું નથી ને અમણ બળશે નહિ.

લાલ કાંદો કેટલીક વખત છુંદીને બાંધે છે તે ઝેર ચુશીને લીલો રંગ પકડે ને કાઢી નાખી બીજો બાંધવો; કેળનાં પાંદડાંને ગરમ કરી ડંખ ઉપર પોલટીસની માફક બાંધવાથી પણ ફાયદો થાય છે; એ રીતની પોલટીસ ઝેરી જંતુઓના ડંખ ઉપર પણ અજમાવવી. ઈંડાંની દાળ સાથ નીમક ઘુંટી ઘટ પ્લાસ્ટર જેવું કરી બાંધવું, તંબાકુ પાણીમાં ભીંજવીને સાથ નીમક ભેળી પોલટીસ માફક બાંધવું; કોઈકને સ્ટ્રોંગ રાઇ મારવાથી ફાયદો થાય, એને માટે પણ રસી બનાવેલી મુકાવ્યાથી સારૂ થશે. સાંપ કરડેલાંને મરી ખવાડયાથી તીખાં નહિ લાગે તો ઝેર પેઠેલ થયેલું જાણવું, તેમજ તે માણુસને નીમક ખવાડવાથી ખારૂં લાગતું નથી, ઝેર ઉતરવા

પછી નીમક ખારૂં લાગે છે, બ્રેંન્ડી અથવા સ્પીરીટ ઍમોનીઆ ઍરોમેટીક થોડા ટીપાં પાણી સાથ પાવો.

**નાગે કરડેલાં** બેસુધ માણસનાં માથાપર ઠંડુ પાણી ચાલુ રેડયા કરવાથી હોશીઆરીમાં આવી પાણી ઠંડુ લાગવાથી બોલશે, પછી કોફીમાં નીમક ભેળી પાવી ખાંડ નહિ નાખવી; પછી પકડીને ચલાવવું.

**ઝેરી જંતુઓ જેવાં કે વીચ્છુ, મધમાંખ, ભમરો, કાનકચુરા, જેલી ફીશ, કરોલીઆ, મચ્છર વિગેરેના** દંખેલા ભાગમાથી બને તો દાબીને ઝેરી લોહી કાઢવું; અથવા પાણીથી ધોવું, ત્યાર પછી નીચલી કોઇબી ચીજ મળી શકે તે લગાડવી. હાઇડ્રોજન પરઑક્ષાઇડ, કોલોનવૉટર, બ્રેંન્ડી, ઍમોનીઆ, ફટકડી કે નીમકનું પાણી, સરકો, લીંબુનો રસ, સાબુનું પાણી, કાચો કાપેલો કાંદો, બેકીંગ પાઉડર અથવા કાર્બોનેટ ઑફ સોડા પાણીમાં મેળવેલો, એરંડીઉ, ઑલીવ ઑઇલ, માખણ, ફટકડીનું પાણી, રાખ લાકડાંની, આટો, મધ, કાળી માટેડી પાણીમાં ભીનવેલી વિગેરે. કલોરોફોર્મ લગાડવાથી અગણુ નરમ પડી સોજો ઉતરે છે. બીડીમાંની રાખ પાણી અથવા બીઅર કે વાઇન દારૂમાં ભેળી ઘસવી.

**દંખ પર લગાડવાની તૈયાર દવા** આયોડીન અર્ધી ચમચી કાર્બોલીક ઍસીડ પંદર ગ્રેન, પોટેશ આયોડાઇડ ( Potash Iodide ) એક ચમચી સાથે એક વાઇનિ ગ્લાસ વરસાદનું અથવા ચુલ્હે ઉકાળી ગાળેલું પાણી લઇ ભેળી કાચના બુચની સીસીમાં ભરી રાખી કોઈ પણ જાનવરના દંખ ઉપર લગાડવા માટે વાપરવું. દારૂના અર્કમાં મેનથોલ પીગળાવા જોઇએ તો લગાડવું. ગ્લીસરીન ને મધ એક એક ચમચી વાસણમાં ભેળી બીજાં ગરમ પાણીનાં વાસણમાં તેને મુકી પીગળે પછી એક ચમચી બોરીક પાઉડર ભેળી દંખ પર લગાડવી. ગ્લીસરીન એક ચમચી ગુલાબ બે ચમચા ને કાર્બોલીક ઍસીડ છ ગ્રેન ભેળી સીસીમાં ભરી રાખી ખપ પડે ત્યારે દંખ પર લગાડવું. ઝેર ઉતારવા માટે કેટલીક વખત ખાવાનાં પાન સાથ પા અથવા અર્ધો અરીઠો ખવાડે છે.

**કાનકચુરો કાનમાં ગયલો** માલમ પડે તો તુરત નીમકનું પાણી કરી રેડવાથી તે બહાર નીકળી આવશે, અથવા પીચકારી મારવી, વધુ માટે કાનની બાબતમાં જુવો.

**કાંટો કે દંખ કાઢવો** કોઇબી જાનવરનો ચામડીમાંથી પેવસ થયલો બે આંગળી વડે દાબવું કે ચીમટાએ ખેંચી કાઢવો, અથવા લોખંડની ચાવીનો પોકળ ગોળ ભાગને જયાં કાંટો દિસે ત્યાં બરોબર ઉભી દાબ્યાથી તે તુરત બહાર નીકળે છે.

**વીચ્છુના દંખની આગ નરમ પાડવા** નીચલી કોઇબી ચીજ લગાડવી; કલોરોફોર્મ ( Chloroform, ) કોલોનવૉટર, રમ દારૂ, કાર્બોલીક ઍસીડ, ફટકડી,

ઍમોનીઆ, તંબાકુનો રસ, સરકામાં પીગળાવેલું નીમક, મીઠાં તેલમાં રમતાર ભેગી લગાડવો અથવા તેલમાં નીમક નાખી ગરમ કરવું. આંકડાના પાંદડાનો રસ, કાચો અથવા બાફેલો કાંદો કાપેલો, મુળા અથવા લસણનો રસ વગેરે કંઇબી લગાડવા પછી ઍમોનીઆ ને કોલોનવૉટર ભેળી લીંન્ટનું કપડું તેમાં બોળી દંખપર મુકી પાટો બાંધવો. આમલીનો ચીચોડો પત્થર પર ઘસી તેમાંનો સફેદ ભાગ દિશે કે તુરત દંખપર દાબવાથી વળગીને કળતર નરમ પડવા સાથ ચીચોડો છુટો પડશે. ફોનોગ્રાફ વજાડવાનું કાગળનુ ભાંગેલું રેકર્ડ પાણીમાં ઘસીને ચોપડયાથી તેમાંની મેળવણીથી આગ નરમ પડે છે, કોઇબી ઉપાય અજમાવવો.

**કાંનકચુરા** માટે પણ વીચ્છુનાં દંખનો કોઇબી ઉપાય કરવો, દીવાસલીનો ફૉસફરસવાલો છેડો પાણીમાં ભીનવી દંખ પર ઘસવો. બત્તીની ઉપર સંભાળથી દંખેલો ભાગ ધરવાથી તેનું ઝેર ઉપર ચઢતું અટકે છે.

**મધમાખી** કરડે તે પર પાછું મધ તુરત લગાડવું અથવા પેપરમીંન્ટનું તેલ ચોપડવું, તંબાકુ અથવા તપખીર, કાચો કાપેલો કાંદો અથવા લસણનો રસ તે પર ઘસવો. વૉશીંગ સોડા અથવા કાર્બનેટ ઑફ સોડાનું પાણી બનાવવું. કળી ચુનો એક ચમચી લઇ પાણીમાં પીગળાવી લગાડયાથી અગન નરમ પડશે. એરંડીઉ ને મધ લગાડવાથી પણ ફાયદો થાય છે. કેટલાંક ગોબર ( છાંણુ ) પણ લગાડે છે. કોઇબી ચીજ અજમાવવી.

**ભમરાના દંખેલા** પર ઠંડા પાણીમાં કપડું બોળી બાંધી અવારનવાર ભીનવવું અથવા તે ભાગને ગરમ પાણીથી ધોઇ ગરમ દામ દીધાથી તેનું ઝહેર ચઢશે નહિં, તપખીર કે તંબાકુની ભુકી દંખ ઉપર દાબવી ઘસવી અથવા કપુર કે વૉશીંગ સોડા ઍમોનીઆ લગાડવો. કળી ચુનો થોડા પાંણીમાં પીગળાવી તેનું નીતર્યું પાણી લગાડવાથી ચટકો નરમ પડશે. દારૂના અર્કમાં પેપરમીંન્ટના ફુલ પીગળાવી લેવું. લીંબુનો રસ કે સરકો ને પાણી સરખાં વજનનું ભેળી તે કપડું બોળી મુકવાથી કોઇબી દંખની અગણ નરમ પડશે. વાઇન ઇપીકેક પણ લગાડે છે, ગ્લીસરીન, તેલ કે સાબુ લગાડવો.

**કરોળીઆ મોટા દંખે** તેપર સોજું બારીક નીમક ( Table Salt ) ને બેકીંગ પાઉડર ભેળી વાપરવું, કોઇક વખત એનાં દંખથી પણ ઝેર ચઢે છે માટે તુરત પાણી સાથ સરકો યા નીમક ભેળી ચોપડવું.

**માકડ ચાંચડનાં દંખ** પર ઍમોનીઆ અથવા સાબુ લગાડવો.

**મચ્છર કરડેલાં** પર કોલોનવૉટર સાદું અથવા પેપરમીંન્ટ સાથનું લગાડવું, કરડતાં અટકાવવા હાથ પગ ઉપર પેપરમીંન્ટનું તેલ ચોપડવું, મરીની ભુકી મોંજા પહેરેલાં ઉપર છાંટવાથી પણ તે પર મચ્છર બેસી દંખતાં નથી. ટરપીંનટાઇન હાથ

પગ પર લગાડવું. ફટકડીનું પાણી અમથું જોઇએ તો સરકો અથવા ગ્લીસરીન ભેલવું. ગુલાબ બે ઔંસમાં એક ચમચો ગ્લીસરીન ને સાત ગ્રેન કાર્બોલીક ઍસીડ ભેળી રાખી દંખ પર ચોપડવું, ઍલ્ડર ફ્લૉવર વૉટર પણ લગાડે છે.

**કવચનાં ઝાડની અગણુ** ચામડી પર લાગે તો ફુદનાના અથવા પેપરમીંન્ટના ઝાડનાં પાંદડાંને ચોળી ઘસવાથી નરમ પડશે. ગાયનું છાંણુ કેટલાક તુરત લગાડે છે.

---

## પ્રકરણ ૪૯.

## સંધીવા, હાથ પગના સોજા, રસ, આંકડાં પગમાં વાળો તથા ધનુરવા, વિગેરે.

**૩૧૧.—સંધીવા** ( Rheumatism ) હાથ પગના સાંધાઓ તથા હાડકાં દુખે અથવા કોઇકના તદન અકડી જાય છે, તેમજ સાંધાએ સુજી આવી મુદ્દલ ચાલી કે હાલી પણ કોઇ શકતું નથી. ભરવા ચોપડવા તથા શેક તેમજ મસાજ કીધાથી કેટલાંકને ફાયદો થાય છે.

**સાએટીકા (Sciatica) નસોમાં થતી પેન** ઘણીખરી પગના થાપામાં કોચ ખુરશીની કીનારી પર લાંબો વખત બેસી રહયાથી નસપર દબાણુ આવ્યાથી કોઇને થાય ચાલ્યા કીધાથી ઝાઝું દુખ થતું નથી, બેસવા ઉઠવાની અડચણુ પડે છે, એ પેન ઘણીખરી પોતીકી મેલે જતી રહેશે. અગત પડવે શેક અથવા નીચે આપેલી કોઇબી ચીજ લગાડી જોવી. શેકવા લોખંડનો સપાટ ટુકડો અથવા અગ્નીનું તળીઉ ગરમ કરી ફ્લેનલનો ટુકડો સરકામાં બોળી તે પર વિંટાળીને દુખતા ભાગ પર દિવસમાં એક બે વખત સેકયાથી નરમ પડશે. રાઇનું પ્લાસ્ટર મારવું, જોઇએ તો લાલ મરચાંની ભુકી ભેળવી. તડકું લગાડવું, અથવા કોઇને આઇલની કોઠલીથી ફાયદો થશે.

ઍસ્પરીન કે સૅલૉલ ( Salol ) નામની દવાની ભુકી સુમારે પાંચથી સાત ગ્રેન અર્ધા ગ્લાસ પાણીમાં પાવાથી કોઇકને ફાયદો કરે છે.

**સંધીવાથી અડી ગયલી બોચી પર** રાઇ મારવી; પેપરમીંન્ટનું કોલનવૉટર, ઍમબ્રોકેશન સહેજ ગરમ કરી લગાડી ફ્લેનલનો પાટો બાંધવે; નીમકનું યા દરીઆનું પાંણી ગરમ કરી તે વડે શેકવું. ન્યુરેલજીક પેન પણ ઉપલો કોઇબી ઊપાય કીધાથી નરમ પડશે. ન્યુરેલજીયા માટે માથું દુખે તેમાં વધુ આપેલું છે.

**કંમર અડી ગયલીના** પણ એજ ઊપાય કરવા. કેટલીક વખત મસલમાં આકડું આવ્યાથી થાય, જે બાજુ દુખતી હોય તેની સામી બાજુ કોર વાલવી અથવા વાંકું થવાથી મસલ ટણાય ને નરમ પડે છે બીછાંના પરથી કોરવાલી ઊઠવું.

**દુખતા ભાગ પર** ટરપીનટાઇન, કાજુનો દારૂ, પૅટ્રોલ, પેપરમીંન્ટનું તેલ, કાયાકોટી કે કપુરનું અથવા યુકેલીપતસનું તેલ, કેરોસીન તેલને ટરપીનટાઇન ભેળી લેવું, એમાંનું કંઇ પણ લગાડવું, કોઇકને તે પર સેક કીધાથી ફાયદો થાય છે, તેમજ આયોડીન પણ સાંધાઓપર લગાડે છે. ઇડાંની દાળનું તેલ પાછલ આપેલું છે તે જોઇએ તો અજમાવવું. પેટ્રોલ કે કૅરોસીન લગાડી આતશ નજદીક નહિ જવું. એસ્પરીનની ગોળીઓ ખાધાથી પણ નરમ પડશે.

**કપુરનું તેલ** ( Linement Camphor ) કપુર એક ઔંસ ને ચાર ઔંસ ઑલીવ ઓઇલમાં પીગળાવી વાપરવું.

**ટરપીનટાઇનનુ તેલ** ( Linement Terpentine ) બનાવવા એક ઔંસ કપુર, બે ઔંસ નરમ સાબુ ને સોલ ઔંસ ટરપીનટાઇનમાં પીગળાવવું, બીજાં તેલો માટે છેલ્લા પરચુરણમાં જોવું.

પીળું મીણુ એક ઔંસમાં, છ ઔંસ રાળ ચુલ્હે પીગળાવી ઠંડુ પડવા આગમચ તેમાં પેપમીંન્ટનાં ફુલ અથવા તેલ દોઢ ઔંસ ભેળી બંધાય ને પહોળાં મોઢાંની શીશીમાં ભરી સંધીવા અથવા ન્યુરૅલજીક પેન પર મસળીને લગાડવું. ઑલીવ ઑઇલને વીંનટરગ્રીનનું તેલ ભેળી મસળવું. અફીણ ને કેસર દરેક તોલો પા ગરમ પાણી એક ઔંસમાં પીગળાવી સુજેલા સાંધાઓ પર લગાડવું. ઊપલી ચીજોમાં સાદાં પાંણીને બદલે સાલીડનાં પાંદડાંનો રસ ભેળવાથી વધુ ગુણ કરે છે.

સાબુનું લીનમેંન્ટ ( Linement Saponis ) ત્રણ ઔંસમાં સ્પીરીટ કલોરોફાર્મને ગુલછરીનું તેલ ( Oil Gaultheriæ ) દરેક અર્ધી ચમચી ભેળી દુખતા ભાગ પર પુરતું લગાડી રૂ મુકી પાટો બાંધવો.

**પીવા માટે** તુમાંનો પાલો જેના સબજાનાં પાદડાંને મળતાં પણ ચાર ધારી આવે છે તે પાંચ સાત લઈ સહવારમાં બકરીનાં અથવા ભેંસના દુધમાં ભીનવી ચોળી પાંદડા કાઢી નાખી પાવું, જોઇએ તો સહેજ ખાંડ નાખવી. એ પાલો મોટા જથામાં મંગાવી તેનો અર્ક કોઈ દવાવાલા ( Chemist ) ને ત્યાંથી કઢાવી મંગાવી કાચના બુચની સીસીમાં ભરી રાખી એક ચમચી જેટલો દુધમાં ભેળી અગત પડવે વાપરવો. રૂમેટીક પેન એ પીવાથી કેટલાંકની નરમ પડે છે.

**ગંઠાયલી નસો** છુટી પાડવા વાઘ અથવા ઊંટની ચરબી મસળે છે, અડી ગયલા સાંધાઓબી છુટા પડશે, સાધારણ રીતે જોઈએ તો મસાજ કરાવવું, ઘણું જોરમાં કીધાથી વધુ દુખશે. જોઇએ તો નીમકના ગરમ પાંણીમાં હાથ પગ બોળી સેકવા. ન્યુરેલજીક પેનવાલાંને એનાથી ફાયદો થશે. બીજું પોલટીસ તથા ભરવા ચોપડવાની દવાના પ્રકરણમાં છે.

નજલો ( Gout ) સંધીવાને મળતું સાંધાઓનું દરદ છે, શરૂઆતમાં ઘણુંખરો પગનો અંગુઠો દુખશે, કોઈકનાં ગુઠણુ તથા સાધાઓ પણ સુજી ને સખત પેન થાય છે, જે લાંબે વખતે નરમ પડશે. એ કુટુંબમાંથી પણ કોઈકને ઓધે ઉતરે છે, ગોશ, મીઠાઈ દારૂ વિગેરે સ્વાદીષ્ટિ ખોરાક ખાનારને એ દરદ થાય છે, સાદો ખોરાક ખાનારા ગરીબ માંણુસોને એ દરદ ઓછું થતું નથી. થુલાંને સરકામાં ગરમ કરી પોલટીસ માફક સેકીને બાંધવું.

ઝરાના પાંણીમાં ગાઊટ તથા સંધીવા દરદીઓ નાહવાથી તેમાં ગંધક તથા બીજા રસાયણી પદાર્થો ભેળાયલી હોવાથી ફાયદો કરે છે; તેમજ જાડાં માણુસો તે પાંણી પીધા તેમજ નાહવાથી પાતલા થાય છે. તેમજ કીડ ખુજલી વિગેરે તેવા પાણીથી મરે છે.

૩૩૨.—સોજા પગ હાથપર આવે તો ઠંડા પાણીની ધાર રેડવી, આઈસ ફેરવવું કેટલાક ને નીમકનું પાણી પણ ફાયદો કરે છે, પગ બનતાં સુધી લાંબો રાખવો, જમીનપર ઝુલતો રાખી બેસવું નહિ તેમજ લાંબો વખત ચાલીયા કે ઉભું રહેવાથી રસનું જોર વધે છે. રતન બાવલી નામનું છોડું આવે તેને અમથું પાણી અથવા ચોખા બાફીને કાઢી લીધેલાં પાણી ( પેજ ) માં ઘસીને પાતળું લગાડયાથી કાઇબી સોજો ઉતરે છે. રસનું લોશન હીરાકસી પાણીમાં પીગળાવાથી બને છે, તેમજ તૈયાર લૅડ લોશન પણ મળે છે, જેમાં કપડુ ભીનવી રસવાળા પગ પર મુકવાથી સોજો ઉતરી જશે.

અમર કાંદો પણ રસના સોજા પર ઘસીને લગાડવો તે કાંદો તલાવમાં ઊગે છે.

મુંબાઇ નાંમનો પત્થર પાણીમાં ઘસીને ચોપડવું વાગેલા ભાગ ને પણ ફાયદો કરશે. ઓરતોને ધરભવંતી હાલતમાં પગે સોજા આવે તો પીશાબ તપાસાવી ઘટતા ઉપાય ડોકટર પાસ કરાવવા.

જેઠી મધના જાડા ગાંઠ અથવા તેના મુળીઆં પાણીમાં ઘસી ઘટ મલમ જેવું કરીને રસ થયલા ભાગ ઉપર ઘટ લેપની માફક લગાડવું, દિવસમાં બે ત્રણ વખત સુકાઇને પોતીકી મેળે પોપડા નીકળી જઈ ને રસનું જોર કમતી થશે. હાથે પગે રસનું જોર થાય તે વખતે લાલ થયલા ભાગ પર થોડું કોલનવૉટર ચોપડીને સફેદ વિલાયતી વડના પાંદડાં ( Ever Green ) નાંમનાં ઝાડનાં સફેદ પાદડાં બાંધી તે પર પાટો બાંધી રાખવો દિવસમાં બે ત્રણ વખત નવાં પાંદડાં બદલવાં, ખસખસના પોસના પાણીમાં ફ્લેનલ બોલીને પુકીપુકી બાંધી રાખ્યાથી પણ ફાયદો થશે. કોલનવૉટર ને પાણી પણ લગાડવું, લીમડાનાં પાદડાંના વરાળીયાં કરીને પગે બાંધવા; બાદરવેનું સુકુ મુંળીયું પાણીમાં ઘસીને લગાડવાથી રસનું જોર નરમ પડશે.

કાયાકોટીનું તેલ ભર્યાથી પણ ફાયદો થશે, અથવા કુખડનાં ગાંઠને મોવડાંના દારૂમા ઘસીને લગાડવું.

સુખડનાં ગાંઠને મોવડાના દારૂમાં ઘસી વાપરવું અથવા અરીઠાના ફીણમાં અફીમ ઘસી લગાડવું ઊપલા કોઇપી ઊપાય અજમાવવા.

**હાડકું સુજી** આવે છે કેટલીક વખત હથેલી કે ઘુંટીનું તે પર આયોડીન લગાડવું થોડા દિવસ અથવા હાથીદાંત કે સાબર સીંગડું સેજ પાણીમાં ઘસીને ચોપડવાથી નાની હાડકીઓ નીકળી આવેલી પણ બેસી જાય છે.

**૩૩૩.—હાથ, પગમાં આંકડાં** ( Cramps ) આવે તો તુરત લાંબો કરી જોરથી દાબવું અથવા તો ટાઇટ પાટો બાંધવો.

ગરમ પાણીમાં જાડો ટુવાલ બોળી નીચવી કાઢી ને દુખતા ભાગ પર જોરમાં ઘસવાથી આંકડું નરમ પડશે.

**પગનાં ટેટાંમાં આંકડું** આવે ત્યારે પગને લાંબો કરી આંગળાંવાળો ભાગ ઉપર વાળી એડી બહાર ખેંચી રાખવી, અથવા જાડી લાંબી દોરી બે ત્રણ આટા તે જગ્યા પર વિંટાળી ને બંને છેડા લાંબા રાખેલા હોય તે સામા સામી ધીરે ખેંચવાથી કોઇક વખત આંકડું દબાયાથી નરમ પડશે.

**આંકડું હાથમાં લખતી વખતે** કોઇને આવવાની ટેવ હોય છે માટે બનતાં સુધી લાંબી પૅનસીલ વડે લખવું, જેથી આંગળાં ઢીલાં રહેશે. નાની ટુંકી પૅનસીલ પકડવા માટે આંગળાંમાં દાબીને ધરવી પડે તો આંકડું આવી જશે. એને રાઇટર્સ ક્રૅમ્પ ( Writer's Cramp ) કહે છે.

આંગળાંના સાંધાઓ પર ગ્લીસરીન ગરમ કરીને થોડો વખત મસળવું, મસાજ કીધાથી પણ આંકડાં કોઇનાં નરમ પડશે. અફીણનું તેલ અથવા રાઇનું તેલને કોલનવૉટર બંને સરખાં વજનનું ભેળી દરેક સાંધાઓ પર મસળવું. બકરીના દુધનું માખણ અથવા ઘી બનાવીને પચાવવું. લવંગનું તેલ કપુર અને જુનાં આદુનો રસ ત્રણે સરખાં વજનનું ભેળી ને કુંઈંથી લગાડવાથી આંકડાં નરમ પડશે.

**છાતીમાં આંકડાં** આવતાં હોય તો સેક કરવો, કોલનવૉટર લગાડવું; બ્રૅન્ડી પાણી પાવો, આંકડાં આવવાની ટેવ હોય. તેને ભારે વજન ઊંચકવો નહિ, તેમજ ઘડી ઘડી દાદર ચઢ ઉતર કરવા નહિ. સેક કરવા માટે એક ઇંડાંમાં થોડું બદામનું તેલ ભેળી ચુલે ઘટ થાયને રૂ નું પોહળીઊં તેમાં મુકી ચુસી લીધા પછી તે ગરમ રૂં છાતી પર સેકવો, એજ રૂ ઠંડો પડેશે પાછો ગરમ કરી વાપરવો. સુંઘવા માટે ( Amyl Nitras ) નામની નાની કાચની સીસીમાં દવા આવે છે. તે દાબીને ભાંગવાથી તેને વીટાળેલો રૂ ચુસી લે તેજ રૂ સુંઘાડવાથી નરમ પડશે એ વિષે દાકતરના ફરમાવ્યા મુજબ કરવું.

ઍડ્રીનલીન ( Adreneline ) નામની દવાનાં ૧૦ ટીપાં પાણીમાં આપવાથી હાર્ટને તાકાટ આપે છે, બચ્ચાને પાંચ આપવા. બીડી ઘણી પીવાથી તંબાકુના નીકોટીનનાં ઝેરની ખરાબ અસર હાર્ટ પર કરે છે.

## વાળો પગમાં થાય તેનો ઊપાય.

**૩૩૪—વાળો અથવા નારૂ** ( Guinea Worm ) એ દરદ શરીર પર અથવા પગની એડી પર ઘણું ખરૂં થાય છે, જેનું કારણ ખરાબ કુવાના પાણી વાળાનાં જતું સાથ પીધાથી પણ થાય છે. તેઆંથી લાંબો કરમ દોરા જેવો આખો નીકળી જાય તો જલદી સાજો થશે, પણ તુટી ને રહી ગયો તો તે પાછો થશે.

સુજેલા ભાગ પર પાન સાથ ખાવાનો ચુનો લગાડવો, અથવા રગતબોલ નામનો કાઠાને મલતો આવે છે તેની ભુકી કળી ચુનોને ખાવાના પાંનનો રસ સર્વે મેળવીને લગાડયાથી કીડો બીજી ગંમ જશે નહિ, અને ગરંમ પાણી કે પાંન ગરમ કરી શેકવાથી વાળો બહાર નીકળવા માટે કે મેચીસની સળી પર તુરત વિંટાળવો તુટવા દેવો નહિ.

પીઆ ઠંડા પાણીમાં ભીંનવી ને પોલટીસ માફક બાંધવાથી વાલો આખો નીકલશે; અથવા સોજો નવસાગર ( Amoninm Chloride ) ની ભુકી ચમટીમાં લઇને વાળાનાં મોઢાં પર રોજ મુકવાથી આખો બહાર નીકળી આવે છે.

**વાલો સુકવી નાખવા** કવચનાં પાંદડાં ખારાં પાણીમાં વાટીને બાંધવાથી જલદી સુકાઇ બળી જશે, જોઇએ તો ખાલી પાંદડાંને છુંદીને તેનો લેપ મારવાથી વાલો બળી જશે.

**પીવા માટે** દાડમનાં ઝાડનાં મુળીઆંની છાલ કાઢી બે ઔંસ લઇ એક પાઈન્ટ જેટલાં પાણીમાં ઉકાળી અધું પાણી બળે ને ગાળી લઇ અધું ગ્લાસ દિવસમાં ત્રણ ચાર વખત પીવાથી વાળો નીકળી આવે છે.

## ધનુરવા.

**૩૩૫—ધનુરવા** ( Tetanus ) હાથ પગમાં કંઇ પણ ભોકાવાથી જેવી કે છરી કાતરનું લોખંડ, ખીલો, લાકડાની સરાક પેવસ થવાથી એ દરદ થાય છે, તેમજ પડી જવાથી રસતામાનો કચરો મટોડીમાંના જંતુઓ વિગેરે ઘામા પેવસ થયલું બરોબર નહિ ધોવાથી પણ થાય, માટે હંમેશાં તુરત ઘાને ધોઇ સાફ કરી કોલોનર્વૉટર અથવા આયોડીન લગાડી દેવું.

શરૂઆતમાં મોઢું ને ચાવણીઆ બીડાઇને હાથ પગ તથા શરીરની નસો અકડીને કઠણુ થઇ જાય છે, ખોરાક તેમજ દવા પાતી વખતે દરદીનાં ગલામા આંકડા આવવાથી ગુગળાઇ નહિં જાય તેની સંભાળ લેવી કેટલીક વખત એ દરદનું જોર નરમ પડવા વગર કંઇમી ખોરાક આપી શકાતો નથી.

રસી એને માટે બનાવેલી આવે છે તે ડૉકટર પાસ પીચકારી વડે મુકાવવાથી સારૂં થાય છે.

## પ્રકરણ ૫૦

# માંથુ દુખે તેનો ઈલાજ, સરકમ, તાવ, ગોવરૂ, કમળો તથા નબલાઇનાં ઊપાયો.

**૩૩૬—માથુ દુખે** કોઇ વખત શરદી, ગરમી, પીતના જોર નબળાઇ એવા અનેક કારણુથી, કોઇને આંખના બીગાડાને લીધે પણ માથું દુખી વાંચવા લખવામાં હરકત કરે છે.

કપડાંનો ટાઇટ પાટો કપાળ ઉપર બાંધી રાખવાથી કેટલીક વખત માથુ નરમ પડે છે, જોઇએ તો ઠંડાં પાણી અથવા કોલનવૉટરમાં ભીંનવીને બાંધવો. બોચી પર સેક કરવો.

**પીતના જોરે** માથું દુખે તો ઠંડું પાણી એક વાઇન ગ્લાસ જેટલામાં એક ચમટી સોડા બાઇકાર્બ નાંખીને પાવું, જોઇએ તો થોડો લીંબુનો રસ મેળવો. કોઇ ને ઉલટી કીધાથી પણ માથું નરમ પડી જશે. ઍસપરીન ( Asperin ) ની ગોળી કે પાઉડર લીધાથી માથું નરમ પડે છે, ઘણી લીધાથી કોઇક નબલી છાતીવાલાને નુકશાન કરે છે. ગરમ ગરમ ચાહ પીધાથી માથું ઉતરે છે, અથવા રાતે સુતી વખતે ગરમ પાણીમાં પગ ઝારવા. અગત લાગે તો જુલાબ લેવો.

**શરદીથી દુખતુ માથું** બોચી ઉપર રાઇ મારવી, રાતે સુતી વખતે તાલક યા કપાલ ઉપર બ્રેન્ડી ગરમ કરી ભરવો. ત્રાંબાના વાસણમાં નાખી મૅચીસ સળગેલી લગાડી તરત બુજવીને લેવો, તેમજ ગરમ પાણીમાં સાકર સાથે બ્રેંન્ડી અથવા વ્હિસ્કી ભેળી પાવો, ગમે તો તેમાં સહેજ મોસંબીની સુકી છાલ નાંખવી. સાધારણ માથું દુખે તો સવારમાં ભુખે પેટે રોજ તાજી જલેબી થોડા દિવસ ખવાડવી.

ગુલાબના અથવા ઓવલાનાં ફુલોના તકીઆ ઉપર માથું મુકવાથી દખતું માથું નરમ પડશે.

સરકમ સરદી પર નીચલી કોઇ પણ ચીજ સુંઘવી—આયોડીન સુંઘવાથી સરકમ નરમ પડશે, કપુરના ટુકડા પર કોલોંનવૉટર છાંટીને સુંઘવું, સોજો બોરીક પાઉડર કે તપકીર સુંઘ્યાથી કેટલીક વખત છીંક આવી શરકમનું જોર નરમ પડશે. જોઇએ તો બોરીક દિવસમાં બે ત્રણ વખત ચમટીમાં લઇ સુંઘવાથી ઘણો ફાયદો થાય છે.

ઠંડી વાગતી હોય તો કાંને બાનો બાંધવો યા કાનમાં રૂ ખોસવો, પગનાં તળીઆ સેંકવા વિગેરે.

**લગાડવા માટે** પૅપરમીંન્ટનાં ફુલ ( Menthal Chrystals ) એક ચમટી જેટલાં લઇને કોલનવૉટર એક ઔંસમાં પીગળાવી નાંક, કપાળ, ચાવણીઆ પર લગાડવું

તથા ગળામાં તેનો બાફ લીધાથી ઘણો ફાયદો થશે, થોડો વખત તેનો ગરમ ઝણઝણાટ લાગવા પછી નરમ પડશે, તેયારે પણ મળે છે, ચોપડવાની બીજી દવાઓ અજમાવવી, બામ, તેલ વિગેરે.

ગળું પણ સરકમ સરદીથી લાલ થઇ દુખે તે માટે ઠાંસામાં આપેલા ઊપાય કરવા અથવા બાફ લેવાની રીત આપેલી છે, તે મુજબ લીધાથી ગળાંને ફાયદો થશે; ગ્લીસરીન ટૅનીક નામની દવા અંદર લગાડવાથી નરમ પડશે. જોઇએ તો બોરીક પાઉડર સુંઘવો.

કસરતમાં આપ્યા મુજબ ગોળ કુદાંલાની માફક માંથુ થોડો વખત ફેરવવાથી પણ લોહીનો જોસ કમી થવાથી કોઇ વખત માંથુ નરમ પડે છે.

ગરમીથી માથું દુખે તો તાલક ઉપર ઠંડુ પાણી રેડવું અથવા તો આઇસ ફેરવવું. સુખડ ને ગુલાબ ઠંડા પાણીમાં ઘસીને ચોપડવાથી પણ માથાંને આરામ થશે.

તડકામાં લુ લાગે તો માથાં ઉપર ઠંડું પાણી રેડવું અથવા ચાલુ આઇસ મુકવું, કોઇને બોચી પર રાઈ મારવાથી ફાયદો કરશે.

માંથાંની ન્યુરૅલ્જીક પેન ( Neuralgic Pain ) નસમાં થાય છે, જેના સબબથી માંથું આખું યા અધું દુખે છે, તે માટે ઍસ્પરીનની ગોળીઓ લીધાથી નરમ પડશે ખરાબ દાંતના સબબે કેટલીક વખત એ પેન મોહ્વના કોઇપણ ભાગ પર થાય માટે દાંતના ડૉકટરને બતાવવું. લગાડવા માટે ઑલીવ ઑઇલ અથવા મીઠું તેલ બે ઔંસમાં કપુંર અર્ધો ઔંસ પીગળાવી વાપરવુ, જોઇએ તો તેટલું કલોરોફૉર્મ ભેળવું. વેસલીન. પાંચ ડ્રામ, પેપેમીંન્ટનાં ફુલ ચાલીસ ગ્રેન, કોકેન પંદર ગ્રેન, કલોરલ દસ ગ્રેન સર્વે મેળવી વાપરવું. જમણી બાજુનું માથું દુખે તો ડાબો હાથ ઘણા ગરમ પાણીમાં બોળી રાખવો, અને ડાંબુ હોય તો જમણો બોળવાથી નરમ પડે છે; જે બાજુનાં માથાંમાં પેન થતી હોય તે બાજુના નાકમાં બારીક વાટેલું નીમક ચમટીમાં લઇને સુંઘવાથી કેટલીક વખત ફાયદો થાય છે. સરકામાં કપડું બોળી ને ગરમ અસ્તી અથવા તાટેલી ઇંટ ઊપર મુંકવાથી તે ગરમ થઈ ને વરાળ નીકળે ને તે કપડાંએ શેક કરવો, કેવડાના સુગીઆં પાણીમાં ઘસીને કોઇક લગાડે છે, અથવા બદાંમનું તેલ રોજ લગાડવું, અથવા કોપરેલ સોજાંમા અગર ઘસીને ચોપડવું. સુંઠ ને છુંદી ભુકી કરવી અથવા બ્રૅન્ડી સાથ સુઠનો ગાંઠીઓ પત્થર પર ઘસી ઘટ થાયને સહેજ ગરમ કરી માંથે લગાડવી, જોઈએ તો સાથે મરીને પીપર પણ ઘસવા સારૂં લેવાં.

ચોખાનો આટો, મરીની ભુકી, છુંદેલું લોબાંન ત્રણે સરખાં વજનનું ભેળી ગરમ કરી કપાળ પર લગાડવાથી માથુ નરમ પડે છે. નબલાઇથી માંથુ દુખે શકતી માટે બદાંમ પસતાં તથા મગજની સખડી સહવારે દુધમાં બનાવી પાવી.

સરકંમ કેટલીક વખત હવાનાં ફેરફારથી પરસેવા પર પવન લાગવાથી થાય છે. ટીંકચર કેંમફર કો ( Tincture Camphor Co. ) નાંમની દવાનાં પંદરથી વીસ

ટીંપા થોડાં પાણીમાં નાંખી પાવાં, વધુ લીધાથી તેની કેફ લાગે છે. નાના બચ્ચાંને પાંચ ટીંપાને સુમારે આપવાં.

**સરકંમ સરદીથી** શરીર દુખે તો શેક કરવો અથવા રાતે સુતી વખતે ગરમ પાણીમાં રાઈ નાખી પગ ઝારવાથી ફાયદો થશે. દુખતા ભાગ પર રાઈનું પ્લાસ્ટર મારવું, પગ ઝારવા માટે શેક કરવાની રીતમાં આપેલુ છે કોલોનવૉટર, આયોડીન, કપુર, પેપરમીંટનુ તેલ, યુકેલીપતસનું તેલ, કપુર કે બોરીક પાઊડર કંઈ પણ સુંઘવાથી સરદી નરમ પડે છે. અથવા ગાયનાં દુધમાં અફીણ ઘસીને ચોપડવું.

**કાહ્‌વો પીવાનો** બનાવવા સુંઠનો નાનો ટુકડો, પીપરી મુળનાં આઠ આંઠ કટકા ઊજરાં મરી આંઠ સર્વેને સહેજ ખોખરું કરી એક પ્યાલુ ભરી પાણી સાથ ચુલ્હે ઊકાળી જોસ આવ્યા પછી ખડી સાકરનાં પાંચ સાત નાના ટુકડા નાખી પીગળી જાય ને ચાળણી વડે ગાળી અર્ધા પ્યાલાં જેટલું ગરમ ગરમ પાવાથી સરદી ટુટી જશે, તેમજ વાઈનું જોર હોય તે પણ નરમ પડશે, અને છાતી તથા પેટમાંનો પવન બી છુટો પડી જશે. એમાનો બાકી રહેલો અર્ધો પાછો ગરમ કરી દિવસમાં બીજી વખત પાવો જોઇએ તો અંદર દુધ નાંખવું. મરીની ચાહ પણ સરદી તોડે છે.

તજનું ગરમ પાણી સાથ બ્રૅન્ડી અથવા વ્હીસ્કી પાવાથી પણ સરદી નરમ પડશે; લેમનેડ ગરમ કરી પાવો, અથવા ગાયના દુધમાં થોડાં કાળાં મરીને ખડી સાકર નાખી ગરમ ગરમ સરકંમ હોય ત્યારે પાવું.

ચનાં ખવડાવવા અથવા બારીક છુંદીને સહેજ નીમકમાં બોલી રાતે સુતી વખતે ખાધાથાં સરકંમ પાકીને નરમ પડે છે.

કવીનીન (Quinine) ની ગોળીઓ અથવા ભુકી સહવારમાં તેમજ અગત પડે તે સાંઝે આપવી; (Amoniated Quinine) વધુ અસરકારક છે, અર્ધી ચમચી ભરીને એક ગલાસ પાંણીમાં આપવું જલદી નરમ પડશે. ઘણો જોરમાં સરકંમ થયલો હોય તો ઍસપરીનની (Asperin) ની ગોળીઓ અથવા પાઊડર લીધાથી ફાયદો થાય છે સરદીથી દુખતું શરીર પણ નરમ પડશે, ઍસપરીન કોઇનાં નબલાં હાર્તને નુકશાંન કરે તો સાથે કેફીન સાઇત્રસ (Caffein Citras) નામની દવા મેળવી.

## તાવ તથા તે પર પીવાનો કાહ્‌વો.

**તાવમાં** શરીર તથા કંમર દુખે તે માટે ઝાઝું દાબવું નહિ તેમજ પાંણીની તરસ લાગી જીભ સુકાય છે, કોઇબી સીકનેસ વખતે બનતાં સુધી પેહેલો જુલાબ આપેલો સારો છે. તેમજ તાઇફૉઇડ જેવી તાવમાં કોઇક વખત ચાલુ એરંડીઆનો જુલાબ અથવા ઇનીમાં આપવી પડે છે.

**મેલેરીઆ તાવ** ( Malaria ) મચ્છરનાં દંખથી કેટલીક વખત આવે છે, એ તાવ ચઢવા આગમચ ઠંડી વાગે છે, ભીનાશવાલી જગ્યામાં જ્યાંબી મચ્છર હોય ત્યાં બનતાં સુધી કુરતીનમાં સુવું. કોઇને આંતરે આંતરે એ તાવ આવે છે. ક્વીનીન ચાલુ લીધાથી એ તાપ જશે. કેટલીક વખતે પીચકારી વડે ક્વીનીન ( Inject ) શરીરમાં દાખલ કરવાથી વધુ સારી અસર કરે છે; આયોડીન ( Iodine ) નામની દવાના ચાર પાંચ ટીપા એક ગ્લાસ પાંણીમાં કેટલાંકને પીવાથી ફાયદો કરે છે.

ક્રેનબેરીઝ (Cranberries) નામના ખાટાં ફળની જામ જેવી પણ કોઇને મેલેરીઆં પર ખાએ છે. કરીઆતું એ ત્રણ આગલી જેટલી દાખલીઓને તોડી નાના ટુકડા કરી ઠંડાં અથવા ગરમ પાંણીમાં ભીનવીને પાવું સ્વારમાં ભુખે પેટ લીધેલું ફાયદાકારક છે ઠંડાં પાણીમાં લેવું હોય તો રાતથી ભીનવી રાખવું. બનાવવાની રીતો આગળ પરચુરણમાં આપેલી છે. નીમકને ભઠ્ઠીની બાજુમાં સુકા લાલ કોરી જેવા રંગનું ભુજાય ને એક ચમચી ભરીને ઠંડાં પાણી સાથ પીગળાવી રોજ પાવાથી કેટલીક વખત મેલેરીઆ તાવ જાય છે કોઇબી જાતની તાવ વધુ હોય તો માથા ઊપર કોલોનવૉટર પાંણીમાં કપડુ ભીંનવીને ચાલુ મુકવું, પેચના બુચની શીશીમાં બનાવી રાખેલું છાંટવા સારૂ સવલ પડે છે. આઇસ ફેરવવું અથવા કોથલીમાં ભરીને મુકવાથી માથે ઠંડક રહેશે. આઇસ રાખવા માટે એની બાબતમાં આપેલું છે કેટલીક વખત બ્રૅન્ડી કે રંમમાં કપડુ ભીનવીને પેટ ઉપર મુકવાથી પણ તાવ ઉતરે છે. અથવા દરદીની માવજતમાં રપંજ રીતે કરવું આખાં લીંબુની બારીક સ્લાઇસ છાલ સાથ કાપી ત્રણ પાંઇન્ટ પાણી સાથ મટોડીના વાસણમાં ચુલ્હે ઊકાળી એક પાંઇન્ટ જેટલું રહે ને ગાળી નીચવી લઇને તેમાંથી સહવારે ભુખે પેટે એક વાઇન ગ્લાસ જેટલું રોજ પાવું જોઇએ તો ગરમ હોય ત્યારે ખડી સાકર ભેળવી. આખા પગ ઉપર ફુંકા અથવા આઇસનાં પાંણીમાં કપડું બોળી નીચવી કાઢી ને વીટાળી રાખવાથી તાવ ઊતરશે, તે વખતે પગનાં તળીઆ ઠંડાં લાગે તો શેકની કોથલીઓ ત્યાં મુકવી. ગરમીના દિવસ હોય તો ઠંડા પાંણીમા ભીનવેલી ચાદરો બારણા ઉપર બાંધવાથી બહારનો ગરમ પવન અંદર આવતા ઠંડો લાગશે.

**તાવ ઉતરી** જઇ પરસેવાથી કપડાં ભીનાયલાં હોય તો બદલાવવા અથવા શરીરને કપડાં વચ્ચે બીજો રૂમાલ કંઇ પણ મુકવો જે ભીનાયાથી કાઢી બીજો મુકી શકાય અને કપડાં ઘડી ઘડી બદલાવાં પડે નહિ.

**બાતની તાવ** ( Hay Fever ) જંગલોમાં સખત તાપ પડવાથી તેમજ બાતની કાપણી વખતે હવા બગડવાથી આવે છે, તે વખતે તુરત માથા પર આઇસનાં અથવા અમથાં પાણીમાં કપડું બોળી બાંધવું ને સુકાયા કે પાછુ ભીનવવું. ક્વીનીન પીવાથી પણ એ તાપ નરમ પડે છે.

સુંઘવા માટે ઑલીવ ઑઇલ એક ચમચામાં નાનો કપુરનો ટુકડો અંગાર પર પીગળાવી તેમાં આંગળી બોળી નાંખના નીચેના ભાગમાં સહેજ ચોપડવાથી દમમાં જઇ ફાયદો થશે.

તાવ ડીંગીફીવર ( Dangue Fever ) શરીરનાં ઘણાંક સાંધાઓ અકડી જઇ દુખે છે અને ઉઠવા બેસવાની મુશકેલી નડે છે અને કોઇકને ઘણો લાંબો વખત વેર તેની અસર રહેશે, કેટલીક વખત ઠંડા પાણીમાં કપડું બોળી દુખતા ભાગો પર વિટાળવાથી ફાયદો થાય છે, અને કોઇકને ગરમ શેકથી આરામ લાગશે. ખાસ કરી લીમડાનો પાલો પાણીમાં ઉકાળી તેને નાહવું.

તેલ લગાડવા માટે એક ઔંસ ઑલીવ ઑઇલમાં અર્ધો ઔંસ અંબરનું તેલ ભેળી બરડાના કાંઠા પર ચોળવું જોઇએ તો સાથે તેટલુંજ લવંગનું તેલ લેવું.

ઇનફ્લુએનઝાની તાવમાં સાંધાઓ દુખે તે માટે ક્વીનીન લેવું તથા સરદીના ઉપાય કરવા ગરમ દુધ ઠંડુ પાડી બે ચમચી બ્રેન્ડી કે વ્હિસકી ભેળી પાવો એ તાવ એકઠી બીજાને ઊડે છે.

ટાઇફોઇડ ( Typhoid ) તાવનું ઘણું ખરૂં કારણ ખરાબ પાંણી, દુધ, અથવા ફ્રુટ કે બગડેલી તરકારી વિગેરે કંઇ પણ તેવી ચીજ જેની અંદર તેનાં જંતુઓ ખાધામાં આવીને આંતરડાંને નુકશાન કરે છે એ કેસોની શરૂઆંતથીજ પેટ ચઢેલું રહેછે અને જભા સુકી ભુરા રંગની ને તે પર થરો માલમ પડે છે. બેથી ત્રણ અઠવાડીઆં અથવા વધુ લાંબે વખતે ચઢ ઊતર થઇને કેટલીક ગંભીર બીમારીમાંથી દરદીને પસાર થવું પડે છે. લોહી તપાસવાથી એના જંતુઓ માલમ પડે છે. તાવનાં જોર સાથે નાડ વધુ ઝડપે ચાલે છે કેટલીક વખત ૧૨૦ થી ૧૫૦ ને સુમારે મીનીટની ગણાશે ને તેના પ્રમાણમાં દંમબી વધુ જોરમાં લેશે.

કોઇકને તે વખતે ઝાડા થાયછે, નહિ થતો હોય તેને એરંડીઊં કે ઇનીમા આપેછે ન્યુમોનીઆ અને બીજી અડચનો થવાનો સંભવ હોય છે, બેભાનીમાં શરીર પરના કપડાં ખેંચે છે, તેમજ નાક, હાથ વિગેરે ટુંપે છે તે સાથ બોલવાનું ધીમું સમજી નહી પડે તેવું થાય છે શક્તી કમતી થવાથી જે તાવ નરમ પડવે સર્વે હોશીઆરી પાછી આવે છે; એ તાવ મુદતેજ જશે. દવાદારૂ તથા સારી માવજત (નર્સીંગ) થી તેવા કેસો સારા થવાની આશા રહેશે, ખોરાકી વિગેરેની સંભાળ લેવી, એ તાવ ઉતર્યા પછી પણ થોડે દિવસે કોઇકને પાછી આવે છે જેને રીલૅપ્સ ( Relapse ) કહે છે જે વખતે દરદી નબલુ પડેલું હોવાથી સંભાળ લેવાની વધુ મુશકેલી પડશે. તાવ ઉતારવા માટે ચાલુ માથાં પર કોલોનવૉટર પાંણી અથવા આઇસની કોથલીઓ માથાં તેમજ પેટ પર કોઇને રાખવી પડે છે, ઠંડા પાંણીએ સ્પંજ કીધાથી પણ તાવ ઊતરે છે. થોડો વખત વેર નબલાઇને લીધે સાધારણ નૉરમલ સાડી અઠાણું કરતાં

તાવ ઉતરેથી સમ નૉરમલ રહેવા પછી પાછી ચઢવાનો સંભવ રહેતો નથી.
ફાઇડ જેવી આંતરડાંની તાવ ગયા પછી દરદીને ભુખ વધુ લાગે છે. તે વખતે ખાસ
ને કઠણ અને જરે નહિ તેવો ખોરાક મુદ્દલ આપવો નહિ, ગમે એટલું માગે તે
;, કારણ ઘણાંક અભણ લોકો તેવી રીતે ઊતાવળે ખવડાવવાથી આંતરડાંને નુકશાન
ચાડી તાવ પાછી આવવાથી તે કેસો બગડી જાય છે, માટે એ સહુથી અગત્યની
ાત પર ઘણુ ધ્યાન રાખવું. દરદીને ઝાઝુ ઉડાડવું ચલાવવું નહિ. એ તાવના અટ
માટે રસી સાજા માણસે પણ ઘરમાં કે ગામમાં એ તાવ હોય ત્યારે કોઇ મુકાવે છે.
ધારણ તાવ ચાલુ આવ્યા કરે તો ગરમાળો ત્રણ પૈસાનો ને કાળી દ્રાક્ષ ત્રણ પૈસાની
ો, ગરમાળાને ભાંજી વચમાંનો ગર કાઢી લેવો અને દ્રાક્ષ બેઉને ભેળી તેના
ચ ભાગ કરવા, એક ભાગ ને એક ગ્લાસ ઠંડા પાણીમાં ભીંનવવું રાતના અને
ારે તે ગરને બરાબર ચોળી તેનો કસ પાણીમાં ઓગળે ને જીર્ણાં કપડાંએ ગાળીને
દર સહેજ સાકર ભેળી તે પાંણી પી જવું એ પ્રમાણે પાંચ દિવસ સુધી એક એકો
ગ પીવાથી પેટની ગરમી હેઠે પડશે ને પેટના ખુલાસાથી બુખાર આવતી પણ અટકશે.
આતું ૧ આનાનું સાપસન, ઉજળાં મરી, પીપરીમુળના ગાંઠ, સુંઠ, ધાણા, વરી-
રી, એવરદસ, ઉનાબ, કાળી દ્રાક્ષ એ દરેક ચીજ એક એ આંનાની લેવી સરવેને
રીક છુંદી ચાર ભાગ કરવા, એક ભાગ ને દોઢ શેર પાંણી નાંખી મરોડીના વાસણમા
ઉકાળી એક ગ્લાસ જેટલું પાણી રહે ને ઉતારી ઠંડુ પડે ને પાવું ને એજ
ઓ બેથી ત્રણ વખત ઉકાળવામાં વાપરવો, કારણકે તેનો ગુણ વધારે છે પણ તે
ારે વખત નહિ વાપરવો પછી જોઇતું હોય તો બીજો ભાગ ઉકાળવામા વાપરવો
પ્રમાણે દહાડામા બે ત્રણ વખત એક એક ગ્લાસ પીવાથી ફાયદો થશે.

## ગોવરૂં, સહીએદ, કમળો, નબલાઇના ઉપાયો.

૩૩૯.—ગોવરૂં આવવાની નીશાણી પેટ તથા મોઢું અને હાથ પગ પર
ા અળાઇ જેવી છાંટ દેખાય છે, પહેલા દિવસ પછી તેનું જોર સાત દિવસ સુધી વધતું
ય છે અને આખું અંગ બરાઇ ને પછી આસ્તે આસ્તે ત્રણ ચાર દિવસે પોતીકી
. જોર નરમ પડીને નવમે દિવસે શરીર સાફ થાય છે. એની પહેલી નીશાણી
ાય તેવામાં કોઇક દુધમાં ગોળ ભેળીને પાય છે જેથી ગોવરૂં બહાર નીકળશે. જે
ક અંગની બહાર ફુટી નીકળે તેજ માફક અંદર પેટમાં, ગળાંમાં અને તાળવાંમાં
ક ભાગમાં કોઇને આવે છે. દવા એ ઉપર ઝાઝી આપતા નથી એ નીકળે તે વખતે
નું જોર પણ વધે, કોઇને ઉલટી ઘણી થાય, પણ એનું જોર નરમ પડતાં તાવ
ગુ દવા વગર પોતીકી મેળેજ ઉતરશે. તેટલા દિવસ નહવાડવું નહિ. બરાબર ઉઠી
ય ત્યાર પછી નહવાડવું. જ્યાં ગોવરૂં દેખાવદે ત્યાંથી નાના બચ્ચાં દુર રાખવાં
રણ એ ઉડવાનો સંભવ રહે છે, ઘણું કરી જ્યારે તે સુકાઇ ચામડી ઉપરથી

છોટલાં નીકળવા માંડે ત્યારે ગોવરાંની ગરમીથી કોઇ વખત પછી મરડો પણ થઇ આવે છે તે માટે ઠંડક સારૂ દુધ તથા સાગુચોખાની કાંજીનો ખોરાક પાવો, ઇસબ ગોળના બીઆં પાણીમાં ભીંનવી પાયાથી પણ પેટમાં ઠંડક વળે છે. ભારી ખોરાક ખાવા દેવો નહિ ગોવરામાંથી ન્યુમોનીઆ નહિ થાય માટે સંભાળવું.

**ચીકન પૉક્ષ, સહીએદ** જેવા ઝીણા છુટા દાણા ( અછબરૂં ) ( Chicken Pox ) જેને કહે છે તે પીથ તેમજ પેટ વિગેરે પર પાણીનાં છાગરા જેવા ભરાઇને ચાર પાંચ દિવસમાં સુકાઇ જાય છે. સહીએદના ( Small Pox ) મોટા દાણા ભરાયલાં કોઇકને આવે છે તેવી રૂતુ હોય ત્યારે પાછી સહીએદની રસી મુકાવવાથી તેનું જોર કમી રહેશે. ઘણા જોરમાં હોય ત્યારે તાપ પણ સાથે ઘણી થાય છે અને કોઇકને સહીએદ આંખમાં પણ આવ્યાથી આંખનેબી નુકશાંન થઇ અપંગ થાય છે. ગાયને પણ સહીએદ ( Cow Pox ) એને મળતાજ આવે છે તેમાંથી રસી કાઢી માણુસને મુકે છે નાના બચ્ચાને સહીએદ જરૂર મુકાવવા.

**કમળાવાળાં માણુસનું** અંગ પીળું થઇ જાય, આંખ પીળી દેખાય અને કોઇકને પરસેવો પડે તે પણ તેવાજ રંગનો હોવાથી કપડાં પણ પીળાં હળદરના રંગના થાય છે. કમળો થાય તો કેરબાના દાણાની હારડી ગળામાં યા હાથમાં પહેરાવવી, અથવા બીછાનામાં પાસે મુકવી, કેરબો ગરમ કહેવાય છે. એ કેરબાને કમળાવાળાં માણુસને પહેરાવ્યા પછી ધોઇ નાંખીને બીજાએ વાપરવી.

દુધને સોડા ભેળી બે ગ્લાસ લઇ તેમાં એકમાંથી બીજામાં બે ચાર વખત રેડી, ફીણ ચઢે ને તે પાવાથી ગરમી ઓછી થશે. પાણીમાં લીંબુનો રસ પાવો. પહેલાં શરૂઆતમાં જુલાબ આપવો, અથવા કાળા ગરમાળાનો ગર પાણીમાં ભીનવી ચોલી સાકર નાખી ગાળી પાવાથી પણ પેટ સાફ આવે છે.

સેકટાની શીંગને છોલી પાણી નાંખી બાફીને તે બાફેલું પાણી તેમાં સહેજ નીમક તથા બે ટીપાં લીંબુ નીચવી તે પીવાથી કમળો જલદીથી નરમ પડશે. મીઠી તાડી પાવાથી કમળાની ગરમી ધોવાઇ જશે. શેરડીને આખી ચુલામાં ભુંજીને પછી રાતે ઠારમાં મુકીને કમળાના દરદીને ખવાડવી. હરદેને કાળી દ્રાક્ષ સરખાં વજનની બબે દોઢયાની લઇ પાણીમાં ભીંનવી ચોલી ને તે પાણી રોજ તાજું બનાવી પાવું. અથવા ગોળીઓ કરીને પાણી સાથ ગળાવવી.

**૩૪૦.—નબળાં માણુસને શકિતનો** ખોરાક દુધ, ઇંડાં, વાઇન, સુપ, કૉડલીવર ઑઇલ ( મચ્છીનું તેલ ) તેમજ સાકર પુરતા જથામાં ખવડાવવાથી હાડકાંને તેમજ શરીરમાં શકિત આવે છે. મોટી ઉંમરે થોડો દારૂ પીધાથી પણ શરીરમાં તાકાત રહે છે. કેટલીક જાતની દવાઓ તથા સીરપો શકિત માટે તૈયાર મળે છે. કૉડલીવર ઑઇલ હજમ નહિ થાય તો અર્ધી ચમચીથી સરૂ કરી વધારવું, કેટલાંક નબલાંને મસાજ

કરતી વખતે કોઇબી જાતના તેલને બદલે સહેજ કૉડલીવર ઑઇલ શરીર પર મસળવાથી પચીને તાકાત આપે છે.

**મગજને શકિત આપવાની રાબડી.** બદામ, પસ્તાં, ચાર જાતનો મગજ પાશેર પાશેર લઇ ધીમાં તળી ઘી નીંગારીને બારીક ખુંદી શીશીમાં ભરી રાખી એક એક ચમચી ભરીને પાશેર દુધમાં ઉકાળી સવારનાં પાવું. એક ચમટી સુંઠની ભુકી તથા એલચી જાયફલની ભુકી તેમાં નાંખવાથી તે હજમ થશે.

ભુખ લગાડવા માટે કેટલીક જાતના કડવા વાઇન, ઑરંજનો અર્ક તથા જૅનશીયંન નામની દવા કંઇ પણ પાવાથી ફાયદો થશે, ચાલુ આપવું નહિ.

નબલાઇથી લોહીનું પાણી ( Anaemia ) થવાનો સબબ લોહીમાનાં લાલ જંતુઓની સંખ્યા ઓછી થવાથી તેમજ મૅલેરીઆ તાવમાં તલ્લી મોટી થવાથી નબલાઇ વધી જાય છે, તે માટે કલેજી ખાવા વધુ આપવી, તેમજ ફ્રુટ પણ વધતી ખવાડવી મોટી અંગુરી દ્રાશ ને મોટા કાબુલી દાડમના દાણા કાઢી બને સરખાં પ્રમાણમાં લેવાં, દ્રાક્ષના ઠળીઆ કાઢી નાખવા પણ દાડમના ઠળીઆ સાથેજ બધું પાટા પર પીસી નરમ થાયને કપડાં વડે નીચવી તે રસ થોડા દિવસ પાવાથી લોહીમા સુધારો વધારો થશે. રોજ તાજુ બનાવીને આપવું.

---

## પ્રકરણ ૫૧.

## પેટમાં દુખે તેનો ઇલાજ તથા જુલાબ. મરડો, પીશાબ, રેતી, વિગેરે.

૩૪૧.—**બદહજમી** અથવા ખાધેલું નહિ જરવાથી પેટમાં દુખે તો બ્રૅન્ડી અથવા જીંજર વાઇન પાણી નાખી પાવો. મરીની ચાહ પાવી. આદુ ને નીમક ભેળીને ખવડાવવું પેટમાંથી પવનબી છુટો પડશે, અને અગત પડે તો તુરત જુલાબ આપવો. સહવારે ભુખે પેટે ગ્લીસરીન ને લીંબુનો રસ એક એક ચમચી થોડા પાણી સાથ પાવો અથવા સોડા બાઇકાબ ર્ પાણી સાથ એક ચમટી જેટલો રાતે સુતી વખતે લેવો.

ચુકો ( Colic ) પેટમાં થઇને ઘણું દુખે તો ઘણો જુનો શેરડી અથવા દ્રાક્ષનો સરકો અર્ધું ગ્લાસ પાવો, અથવા ચણાના ઝાડપર રાતથી કપડું ઢાંકી રાખી દવથી ભીનાય ને સહવારમાં ઊચકી લઇ તે પાણી નીચવી શીશીમાં ભરી રાખી એક ચમચી પાવું. જોઇએ તો ગરમ કોઠલી કે નળીઆંનો સેક કરવો.

**સરદીનું પેટમાં દુખે** તો જાડો ટુવાલ કે ફ્લેનલનું કપડું ગરમ પાણીમાં બોળી અમથું મુકવું, અથવા તે પર થોડાં ટરપીનટાઇનનાં ટીપાં રેડીને પેટ પર

સુકાથી ફાયદો થાય છે. રાઇનું પ્લાસ્તર પીપરીપર મારવું યા તો બ્રેન્ડી કે ક્લોરોન-વૉટર, પેપરમીંન્ટનું તેલ કંઇ પણ લગાડવાથી સરદીનું દુખતું નરમ પડશે.

**ઝાડો** નાના બચ્ચાંને દુધ હજમ નહિ થવાથી થાય તો એક ચમચી લૅકટીક ઍસીડ ચાર ચમચી પાણી ને પાંચ ચમચી સાકરનાં શીરામાં ભેળી રાખી દુધ પછી થોડે વખતે એક એક ચમચી પાવું. મોટાં માણસને પણ લૅકટીક ઍસીડ પીધાથી ફાયદો કરે છે. ખડી સાકરનો ટુકડો અથવા બતાસા કે ખાંડ એક ચમચી ઉપર પેપર-મીન્ટનાં અર્કનાં ત્રણ ચાર ટીપાં નાખી ખવડાવવું. મોઢું બંધ કરી રાખવું, સરદી, પવન અથવા બદહજમીનું દુખતાં પર અજમાવવુ. તજ, લવંગ, એલચી, જાયફલ દરેક પા તોલો લઇ ખોખરૂં કરી બે કપ પાંણીમાં અર્ધો કલાક ઉકાળી ગાળી કાઢી દિવસમાં બે ત્રણ વખત પાવું.

**પવન પેટમાં** ગગડયા કરે તો હીંગ ઘસીને પેટ પર લગાડવી, અથવા દુંટીમાં તપખીર દાબવી, કોઇ હીંગ ખાય છે.

**પૅપસીંન** ( Pepsin ) નામની દવા અથવા ગોળીઓ ખાવા આગલ યા પાછલ લીધાથી ખાધેલું જેરવે છે, મેદા સુંઠના ટુકડા આખા ઘીમાં તલી કાઢી બે દિવસ સુધી તડકામાં સુકવીને બારીક છુંદી ચાળી તેના વજનની ખરી સાકરની છુંદેલી ભુકી ભેળી શીશીમાં ભરી રાખી, ખાધા પછી દિવસમાં ત્રણ વખત એક અથવા અર્ધી ચમચી અગત મુજબ ફાકવી. કોઇબી રીતનું પેટમાં દુખતું હોય તો એનાથી ફાયદો થાય છે.

**૩૪૨.—સાધારણ જુલાબ ( પેટ )** આવતાં બંધ કરવા કુમલી ચાહ દુધ વગરનીમાં ખડી સાકર એકુ બે ચમચા નાખી ઘણી મીઠી બનાવીને પાવી. બીસમથ ( Bismuth ) નામની દવાથી પણ સાધારણ પેટ બંધ થશે અમલ પડે તો શેક કરવો. પોર્ટવાઇન અધું ગ્લાસમાં ખડી સાકર છુંદેલી અર્ધી ચમચી પીગળાવી પાવાથી સાધારણ પેટ આવતાં બંધ થશે. જોઇએ તો થોડો વખત ચાલુ રાખવાથી તાકાટ પણ આપે છે.

**બદહજમી** કે બાદીના પેટ આવે તે તુરત બંધ કીધાથી નુકશાંન થશે, પેટમાંનો કચરો નીકળી ગયા પછી બંધ કરવાં ત્યાર પછી અગત લાગે તો જુલાબ આપવો. થોડા દિવસ પાણી સાથ ગ્લાઇકોથાઇમોલીન ( Glycothymoline ) અથવા લીસ્ટરીંન ( Listerine ) નામની દવા અર્ધી ચમચી જેટલી પાવી જીંજરવાઇન કે પેપરમિન્ટનો લીકયોર પણ ફાયદો કરશે.

એલચીને આખી છાલ સાથે કાચી અથવા ભુંજીને બારીક છુંદી સાકર સાથ ભેળીને ખવડાવવી, અથવા જાવંત્રી વરીઆળીને અજમો સરખા ભાગે લઇ બારીક વાટીને બે આંની ભાર આપવું. સીતાફળના ઝાડના સુકવેલાં બે ચાર પાંદડાં કોઇબી ચીજ સાથ ખવડાવવાં.

**ગરમીના પેટ** આવે તે પર કુમળા નાળીએરના કાકરાનું પાણી ને ખજુરીનો મીઠો નીરો એક એક વાઇન ગલાસ ભેળી સહવારમાં પાવું. દાડમની બંધ કુમળી કળી બીયા વગરની લેવી, થોડા ધાંણા, ખસખસ, વરીઆળી ને ખડી સાકર સર્વે સાથે ખલમાં છુંદવું, અથવા પાટા પર પીસીને પાણીમાં મેળવી કપડાં વડે ગાળી તે પાણી પાવાથી પેટ બંધ થાય છે. ખાટાંમીઠાં એક આખા દાડમનો રસ કાઢી તેના કળીઆને પણ છુંદી તેનોબી રસ દાબીને નીચવી બંધેને ભેળી થોડો થોડો પાવાથી બદહજમીનાં અથવા કોઇબી જાતના પેટ આવતાં પર ફાયદો કરશે. ક્લોરોડાઇન ( Chlorodine ) નામની દવાના દસ બાર ટીપાં પાણી સાથ આપવાથી જુલાબ બંધ થશે.

**અતેસાર** ચાલુ પેટ કોઇને આવતાં હોય જેને સ્પ્રુ ( Sprue ) કહે છે તે પર કાચાં માલુગાંને તોડી તેમાંનો ગર પાણીમાં ભીનવી ગાળીને પાવાથી ઘણાકને ફાયદો થાય છે.

**ફાકી, પેટ બંધ કરવાની** એલચી, સુઠ, ધાણા, જાયફલ, ને દાડમની છાલ દરેક તોલો પા, વરીઆલીને ખસખસ દરેક નવટાંક સર્વેને છુટું છુટું લોઢી પર ભુજીને બારીક છુદી ચાળીને ભુકી શીશીમાં ભરી રાખી અગત પડે ત્યારે એક ચમચી લઇને અરધી ચમચી સાકરની ભુકી ભેળી આપવી.

**કૉલેરાના** પેટ નીતર કાંજી જેવાં આવે છે તે દરદીને પાણીની ઘણી તરસ લાગે છે પણ પાવું નહિ, પગમાં આંકડાં આવે છે. વાસી દુધની મીઠાઇ, સડેલી માછલી, ટીનમા પેક કીધેલી માછલી, તરકારી બીગડેલી અથવા કલાઇ વગરના વાસણમાં પકાવેલું ખાધાથી કેટલીક વખત નુકશાન કરે તેને ટોમેન પોયઝંન કહે છે.

**ચોખા બાફીને** કાઢી લીધેલું પાણી કોઇ પાય છે. કૉલેરાની રસો પણ ફાયદો કરે છે.

**૩૪૩.—સાધારણ જુલાબ** એરંડીઉ સઉથી સારો છે, તેમજ સુનાબખી તથા લીકરીસ પાઉડર પણ વપરાય છે.

વીલાયતી મીઠા મેગનસ સલફસ ( Magnus Sulphus ) ને સોડા સલફસ ( Soda Sulphus ) પેહલુ બે ચમચી ને બીજું એક ચમચી ભેળાં દડા બે વાઇન ગલાસ પાંણીમાં ભીનવીને રાતથી રહેવા દઇ સહવારમાં ગાળી ને પાવું, એટલું અસર નહિ કરે તો થોડું વધુ આપવું. ઘણાખરા જુલાબો ભુખે પેટે લેવા અગત પડવે ખાધા પછી પણ આપવો. તેમજ ગોળીઓ લાંબે વખતે અસર કરે માટે રાતે સુતી વખતે લેવી. પૅરેફીન, પૅરોલીન, ઑલીવ ઑઇલ તથા તેને મલતી ઘણીક દવાઓ તૈયાર બનાવેલી બનાવેલી નાના બચ્ચાને તેના પ્રમાણમાં જોલાબ સારૂં આપે છે. ઘણીક જાતનાં વીલાયતી મીઠાં ( Salts ) આવે છે.

**એરંડીઉ પીવા** ગરમ ચાહ, કોફી અથવા દુધ કે ઇંડાંની સફેદીમાં ભેળી લે છે. ગલાસનાં તળીઆમાં ગરમ ચાહ દુધ વગરની એક ચમચો રેડી તે પર એરંડીઉં એકુ બે ચમચા નાખી ઉપર થોડાંક ટીપાં લીબુનો કે આદુનો રસ, પેપરમીન્ટ, બ્રેન્ડી, વ્હિસ્કી જીંજરવાઇન કંઇ પણ છેલ્લાં નાંખવાથી એરંડીઆંનો વાસ કે સ્વાદ ઝાઝો મોઢામાં રેહશે નહિ, ગલાસ પેહલાં પાણીએ ભીનવીને વાપરવાથી એરંડીઊ તેને વળગતું નથી.

લેમોનેડ અથવા ફ્રુટના રસ સાથ ભેળીને તુરતજ પીધાથી મુદલ ખરાબ સ્વાદ લાગશે નહિ. એરંડીઉ પીધા પછી ઉપરથી ગરમ ગરમ ચાહે કે કોફી થોડીક પીધાથી છાતી પરથી નીચે ઊતરી જલદી અસર કરશે એ જુલાબ વધુ લાગવા છતાં પેટ પોતીકા મેલે બંધ થાય છે. ગામઠી એરંડીઊ જલદી લાગશે.

**કૅલોમલ** (Calomel) નામની દવાની ભુકી અથવા ગોળીઓ જુલાબ માટે સારી છે. તેનાથી પેટમાનો કચરો પીત વગેરે નીકળી જઇને લીવર સુધારે છે. કેટલાંકને તે લીધાથી ઊલતી થતી હોય તો ઘણા નાના ભાગો કરી પા પા કલાકને અંતરે આપવું.

**સુનામખી**નાં ગામઠી સુકાં પાદડાં આવે છે તે વીસથી ત્રીસ લઇ એક ગ્લાસ ઠંડા અથવા ગરમ પાણીમાં એક કલાક ભીનવી ચોળી કાઢી ચાહનાં રંગનુ પાણી નીકળે તે ગાળીને પાવું, જોઇએ તો ગરમ પાણીમાં નાંખતી વખતે એક ચમચી જેટલી સુકી ચાહ ને સુંઠનો નાંનો ટુકડો નાંખી ચાહે બનાવવાની રીતે કરીને લેવું. અથવા ખળખળતું પાણી અર્ધો પાઇંટ ને સુનામખી અર્ધો ઔંસમાં ભેળી તેમાંથી એકથી દોઢ ઔંસ ને સુમારે પાવાથી સાધારણ જુલાબ લાગશે. વિલાયતી સુનામખીની સીંગ જેને સૅના પોડસ ( Senna Pods ) કહે છે જે ઘેરા લાલ રંગની આવે છે તેમાની ચાર સીંગ રાતથી એક ગલાસ ઠંડાં પાણીમા ભીંનવી ને સહવારે પાણી ગાળીને લેવુ. એનાથી પણ જુલાબ થાય છે.

**સુનામખીની ફાકી** બનાવવા, ગોલાબના ફુલ, સુનામખી, બેરાંની છાલ, સુકા આમરા ધાંણા, હીમજી હરદે, દરેક નવટાંક જેટલું લેવું, હીમજી હરદેને થોડાં માખણમાં તળીને બારીક છુંદી બીજી બધી ચીજોની પણ બારીક ભુકી બનાવી ચાળી ને સર્વે ભેળી નાખી શીશીમાં ભરીને રાતે સુતી વખતે તેમાંની અર્ધી ચમચીમાં બારીક છુંદેલી સાકર એક ચમચી ભેગી પાણી સાથે ફાકવાથી ચાલુ પેટની કબજીઆતવાલાંને ફાયદો કરે છે.

**ઇનીમાં** ( Enema ) પેટ ( ઝાડા ) ને રસતે રબરની નળી વડે આપે છે, જેને સારૂ ઇનીમાંનાં વાસણમાં ફુકું પાંણી એકુ બે પાંઈન્ટ લઇ તેમાં સાધારણ બાર સોપ થોડો પીગળાવી વાપરવો, સાબુને બદલે ગ્લીસરીન અથવા સાલીડ તેલ એકુ બે ચમચા તે પાણીમાં ભેળવું, કેટલીક વખત નીમક પણ નાખે છે. દાબી બાજુ

ઝેરવાળીને મોઢું ઉંધાડી દમ લેતાં જવું. પેટમાં બીગાડો અથવા વાસ ઘણો હોય તો થોડાંક ટીપાં હીંગનાં અર્કનાં તેમાં જોઇએ તો રેડવાં. ઇનીમાંની અસર પેટમાં પાણી થોડો વખત સમાવી રાખવા પછી કાઢયાંથી સારી થાય છે.

**નાનાં બચ્ચાંને અથવા મોટાને પેટની કબજીઆટ** વખતે નાની યા મોટી પીચકારી વડે પેટને રસતે ગ્લીસરીન અથવા ઑલીવ ઑઇલ એકુ ઔંસને સુમારે આપવું. કાળી દ્રાક્ષ ખવડાવવી અથવા તેનું શરબત બનાવીને પીવાથી પેટની કબજીઆત ઓછી થશે. દ્રાક્ષને સમારીને સોજા પાટા પર પીસીને થોડાક કલાક ગુલાબમાં ડુબતી કોડીનાં વાસણમાં ભીનવી રાખ્યા પછી ચુહલે ઉકાળી અર્ધો ગુલાબ બળી જાય ને બધુ ચોળીને કપડાંએ ગાળી કાઢીને પાછું ચુહલા પર ઘટ સીરપ જેવું બનાવી ઊતારવું. અગત પડે ત્યા રે એકુ ચમચી પાવું. વિલાયતી કાળાં આળુ (Prunes) પણ આય છે. અંજીર તેમજ બીજી કેટલીક ફ્રુટ ખાધાથી પેટનો ખુલાસો રહે છે. અંજીરનું તૈયાર બનાવેલું શરબત ( Syrup of Figs ) આવે છે, તે જોઇએ તો રાતે સુતી વખતે મોટાંને એકુ બે ચમચી પાવું. તે બનાવવા માટે એક ઔંસ સુકાં અંજીર બારીક કાપીને એક પાંઇન્ટ પાણીમાં ચુહલે ઊકાળી કપડાએ ગાળી વાપરવું. હરડે પણ પાણીમાં ઘસીને બચ્ચાંને પાય છે. સહવારમાં ભુખે પેટે ટંબ્લર ભરી ઠંડું કે ગરમ પાણી પીધાથી ઘણો ફાયદો થશે. જોઇએ તો રાતે સુતી વખતે પીવું. કસરત કીધાથી કબજીઆત મતે છે.

## મરડાનો ઉપાય તથા કરમ વિષે.

**૩૪૪.—મરડાની ( Dysentry ) શરૂઆતમાં** તુરત એરંડીઆનો જુલાબ આપવો. દુધ, કંજી છાશ, ઠંડકવાલો ખોરાક પાવો, ને લોહી, સીમત બંધ હોય તે બંધ થવા વગર ખાવાનો ગરમ ખોરાક આપવો નહિ. કોઇકને લોહી, સીમત સાથનાં ચીકનાં જુલાબ થાય છે.

પેટમાં દુખતું હોય તો શેક કરવો. નરમ નહિ પડે તો અલસીની પોલ્ટીશ અવાર નવાર ત્રણ ચાર વખત દિવસમાં કરવી.

નીમક ગરમ કરી કપડાંની પોટલી બાંધી ને નીચે સફરા આગલ શેક કરવાથી પણ દુખારો નરમ પડે છે.

સુકાં આખાં દાડમને છોલી, દાણા કાઢી નાંખી છાલને બહારની બાજુથી પોર્ટ વાઇનમાં ઘસવી. અંદરનો થોડોક ગર આવે ત્યાં સુધી; એક ગ્લાસ પાણીમાં એક ચમચી ઊપલું ઘસેલું નાખી પાવું, એ મુજબ દિવસમાં ત્રણ વખત એજ મુજબ ઘસીને પાવાથી ફાયદો થાય છે. એ ઊપરાંત એક ચમચી ઇસબગોળનાં બી જરા લોઢી પર સેકી તેમાં એક ચમચી ખાંડ અથવા ખરી સાકરની ભુકી સાથ ખવડાવવું. ત્રણ વખત દાડમની ઘસેલી છાલનુ પાણી ને ત્રણ વખત ઇસબગોલ અવાર નવાર બંધે આપવાથી ગમે તેવો મરડો નરમ પડી જશે.

માંગુસતાનની છાલને પણ પાણીમાં ઘસીને સાકર છુંદેલી ભેળી પાવાથી ફાયદો થાય છે. ધાણાંનુ પાણી પેટ બંધ કરવાનાં ઇલાજમાં લખ્યું છે તે પણ મરડાપર આપવું.

દાડમની છાલને થોડાપાણીમાં ઊકળતી વખતે એકુ બે લવંગ નાખી ગાળીને પાવું. બે મોટા ચમચા સોજો સરકો, એક મોટો ચમચો સોજુ નીમક, ટેબ્લ સોલ્ટ, ને ગરમ પાણી એક પાઈન્ટમા મેળવી ઠંડું પડેને એકુ વાઇન ગ્લાસ ભરીને બબે કલાકને અંતરે પાવાથી કેટલાંકને ફાયદો કરે છે. નાના બચ્ચાંને એનો ચોથો ભાગ મરડા પર આપવુ.

સંગજીરૂ ને મલાઇ ખાવાથી મરડો નરમ પડે છે.

બેલ ફ્રુટનું સીરપ (Syrup Bael) તૈયાર મલે છે, તે એક ચમચો ઠંડાં પાણીમાં ભેળી દિવસમાં બે ત્રણ વખત પાવું. તેમજ બેલ ફ્રુટનો મુરબ્બો, પાક, વિગેરે બને છે તે પણ મરડા ઉપર ખવાડયાથી ફાયદો થશે; કાચાં ને પાકાં બેલ ફ્રુટ ને તોડી પાણીમાં ભીનવી કસ કાઢીને પણ પાય છે. મધમાં મેઠીનાં પાંદડાંના રસનાં થોડાં ટીપાં ભેળી પાવો.

વળીઆળીને ભુંજી બારીક છુંદી એક ચમચી ભુકી ને એક ચમચી ખડી સાકરની ભુકી સાથે ફાકવી. દાડમની છાલ ને માયફળની બારીક ભુકી સરખાં વજનની ભેળી દિવસમાં બે ત્રણ વખત આપવી, જોઇએ તો સાથે માંગુસ્ટાનની છાલ માંયફળ બદલ લેવી. ઇંદ્રજવ ને શેકી બારીક છુંદી કપડાં વડે ચાળી ને તે ભુકી અર્ધી ચમચી જેટલી અમથી અથવા ખડી સાકર સાથ ભેગી ખવડાવવી.

ફાકી બનાવવા માટે ઇંદ્રિજવ પા તોલો અધકચરાં ભુંજવા પછી છુંદવા, જાયફળનો ટુકડો ભુંજયા વગર છુંદવો. બારીક ખડી સાકર છુંદેલી બે ચમચી એ સર્વે સાથે ભેળી નાંખી અર્ધા ગ્લાસ પાણીમાં ઉપલી મેળવણીમાંથી રાતે એક ચમચી ભીંનવી રાખીને સવારમાં ભુખે પેટે પાવું. જરૂર જણાય તો સાંજે પણ આપવું. જો પીવા ન ગમે તો સાકર સાથે તેની ગોળી વાળીને આપવી.

કાચાં ઇંડાંની સફેદીને કફ ચઢાવી તેમાં છુંદેલી ખરી સાકર થોડી ભેળી બનતાં સુધી એકુ બે ગોતમાં ગળાવી દેવી. ઇસબગોળના બી ચુંટી કાંકરા કાઢી એક ચમચી ત્રણ થી ચાર ગ્લાસ પાણીમાં ભીંનવી ત્રણ ચાર વખત એક એક ગ્લાસ પાવું. જેમ બીઆં ફુલીને મોટાં થશે અને ઘણા કલાક રહ્યાથી પાણી ચીકણું થશે તેમ તે વધારે ફાયદો કરશે. જોઇએ તો પીતી વખતે તેમાં થોડી સાકર કે ગુલાબ નાંખવું.

ઊંટીઊ જીરૂ પાણીમાં સાકર સાથ રાતે ભીનવી સહવારમાં ઘટ બંધાય ને સહવાર સાંજ એક એક ચમચો ખવડાવવું.

ઇમ્જી હરડે ને ઘી કે એરંડીઆંનો હાથ લગાડી ઠીકરાં ઉપર ભુંજી છુંદીને એક એક ચમચી સાકર અથવા તેના શીરા સાથે દિવસમાં બે ત્રણ વખત આપવી. જાયફળ ૧, એલચી ૧૦, સુંઠ, ખસખસ નવટાંક, એલચી સાથે ઠીકરાં ઉપર શેકીને બારીક ભુકો કરવો. જાયફળને ખમણીને ભુકો કરવો. પછી છુંદેલી સાકર પાશેર સહેજ માખણ લઇ સર્વેને ચુલ્હા ઉપર જરા શેકીને એક એક ચમચી વાપરવું.

અફીમ અર્ધો વાલ જેટલું, ગોખરૂ તોલો એક, ખુરાશાંની મીરચી તોલો પા, જાયફળ તોલો એક, એ સર્વેને છુંદીને ગોળ સાથ ગોળી બનાવીને આપવી. ખસખસ, ખડી સાકર તથા આખી એલચી સરખા વજનનું ત્રણે લઈ છુંદીને ભેળી નાંખવું. એલચીને પહેલાં છાલ સાથ ચુહલા પર સેકીને પછી છુંદવી.

બીલમરી બેને છુંદીને એક બાટલી પાણી, સુંઠનો એક ટુકડો સાથે નાંખી ચુલે ઉકાળી અર્ધું પાણી બળેને ગાળી કાઢી દિવસમાં ત્રણ વખત બેથી ત્રણ ચમચા આપવું. ચોખા એક ચમચી તવા પર ભુંજી તદન કાળા દિશે ને એક ટંબ્લર પાણી સાથ ભેળી રાખી તેનો રંગ ઓગળેલો લાગે કે કપડાંએ ગાળી અર્ધા ગ્લાસ જેટલું એક કલાકનાં અંતરે મોટાને પાવું, નાના બચ્ચાંને એક ચમચી જેટલું પાવું.

મરકા પર વીલાયતી કરતાં ઊપલાંમાંના કોઇબી દેશી ઉપાયો વધુ ગુણકારક છે.

**૩૪૫.—કરમ, નાનાં બચ્ચાંને ( Round Worm ) ની** નીશાણી તેઓ નાક ઘણુ ચોળ્યા કરે તે ઉપરથી જણાય. તે વખતે ગળાંમાં સીતાબનાં પાંદડાં સુતરે બાંધીને પહેરાવવાં તેના વાસથી કરમનું જોર ઓછું થશે, કરમનું જોર લાગે તો તુરત એરંડીઆનો જુલાબ આપવાથી તે પડી જશે, કોઇકને મોઢાં કે નાંકને રસ્તે પડે છે, કોઇ વખતે માંથે ચઢી જઇ નુકશાન કરે માંથા પર અરીઠાનું ફીણ ચોપડે છે.

સીતાબનાં પાંદડાંનાં ચાર પાંચ ટીપાં ચોળી નીચોવીને એક મુઠી ભર ધાણાને ઓખરા કરી રાતથી અર્ધા શેર પાણીમાં ભીંનવી તેનું પાણી સવારે ગાળી કાઢી એક ચમચો લઇ પેલાં સીતાબનાં ટીપાં ભેળીને પાવું. ધાણાનું પાણી કાઢી નહીં નાંખવું, સીસીમાં ભરી રાખવું. દાડમની છાલ ઉકાળેલું પાણી પીવાથી પણ ફાયદો થશે. કપુરનો વટાણાથી બી નાનો ટુકડો લઇ બારીક છુંદી ગૉળનું પાણી કરી તેમાં ભેળીને પાવું. હીંગ એક ચણા જેટલી લઈ આતશ પર ફુલવીને મધ અથવા ગૉળમાં તેની ગોળી વાળીને ગળાવવી. અખરોટ સાથ કાકડીનાં બી ખવાડવાં. કાયકો કરમાણી, ધાણા, ખદ્રજવ, એક પૈસાનું લઇ બારીક છુંદી થોડુંક પાણી નાંખી ચુહલે ઉકાળી ઠંડુ પડે ને તે પાણી ગાળીને પાવું, એથી કરમ પડવાનાં હશે તો પડશે, નહિ તો જોર કમતી થશે.

ક્વેશીઆ ( Quassia ) નામની દવાને પાણીમાં નાખો ગાળીને પાય છે. સૅનતોનીન નામની સહેજ પીળી ચળકટી દવાની ભુકી કરમ માટે આપે છે. નાનાં બચ્ચાંને પાથી અર્ધા ગ્રેનને સુમારે અને મોટાંને પાંચ ગ્રેન પાણી સાથ અથવા એરંડીઆમાં ભેળીને આપવું સૅનતોની ને હવા કે તડકું લાગવાથી બગડે છે.

**મોટા કરમ** ( Tape Worm ) ચપતા ને કેટલીક ફીટ લાંબા કોઇને થાય જેનો સબબ ખરાબ ગોશ ખાધામાં આવ્યાથી થાય છે.

**૩૪૬.—પીશાબ** ગરમીમાં ઓછી ને સરદીનાં દિવસોમાં કેટલીક વખત ઘણી થાય છે, તેમજ કેટલાક ને નબળાઇને લીધે થાય છે. આખા દિવસમાં ચાલીસથી પચાસ ઓંસ સુમારે થવી જોઇએ, એમા પાણી ખાર, ચુનો, મૅગનીશીઆ વિગેરે હોય છે.

૪૩

**ઘણી થતી બંધ કરવા માટે** તલ ને સાકર ભેળીને ખવડાવવી, અથવા ખસખસના પોસના નવા તાજાં ફુલને પાણીમાં ઉકાળી તેને શેક કરવો, ગરમ પાણીની કેલી (Bag) પેડુ પર મુકવી.

**પીશાબ બંધ થયલી છુટવા** બ્લોટીંગ પેપર સોજું લઇ પાણીમાં ભીંનવી પેટ પર મુંકવું; અથવા હજરતે હાઉ નામનો સફેદ રંગના ઠળીઆ જેવું આવે છે તે પાણીમાં ઘસીને પેડુ પર કોઇક લગાડે છે. કેસુરીનાં ફુલનાં વરાળીઆં કરી પેટ બાંધવા અથવા તો પાણી ઉકાળતી વખતે તેમાં થોડો સુરોખાર નાંખી સેહવાય તેવું પાણી કીટલીની ધાર વડે પેડુ પર રેડવું યા તેમાં કપડું બોળીને મુકવાથી પણ બંધ થયલી પીશાબ છુટશે. બાર્લી વૉટર પુરતુ પાવું.

પીશાબનો રંગ તાવમાં લાલ તથા ઘેરો થાય છે ગદલી અથવા બીજો કંઇ ફેરફાર લાગે તો ડૉકટર પાસ તપાસાવવી.

**યુરીક ઍસીડ** ( Uric Acid ) પીશાબમાં જતી ડૉકટર પાસ તપાસવાથી માલમ પડે તો માંસનો ખોરાક ઝાઝો લેવો નહિ, ભાજી તરકારી મુળા ખાવા, લીલા ઝીણા તાજા સફેદ કાંદોનો બારીક ભુકો તેમાં તજની અથવા જાયફળની ભુકી એક પાવલી પર સમાય તેટલી લઇ અર્ધા કપ ગરમ પાણીમાં કાંદા સાથ ભેળી આખી રાત રાખી સહવારે ગાળી ભુખે પેટે પાંચ સાત દિવસ પીવાથી યુરીક ઍસીડ તપાસવાથી ઓછી માલમ પડશે, હાથ પગના સાંધાઓ સુજી આવીને દુખે છે. ગુરદાનું દરદ કોઇ ને પીશાબ તપાસ્યાથી માલમ પડશે.

**મીઠી પીશાબ** ( Diabetes ) જે પીશાબને તપાસવાથી માલમ પડે છે તેવા માણસે મીઠાસવાળી ચીજો પાંઉ, તેમજ પટેટા, ચાવલ મીઠાઇ સુદ્ધાં ખાવી નહિ, સાકર કે ખાંડને બદલે કેટલાંક ગ્લીસરીન કે સૅકરીન વાપરે છે. સોડા બાઇકાબ ખાધા પછી પાણીમાં થોડો પાવો.

પાંઉને બદલે બાજરીના આટાની અથવા ઘઊનાં થુલાંની રોટલી ખાવી, ખોરાકમાં ભાજી, મુળા, દોધી, કોબી, ઈંડાં, પાંઉ, દુધ, કઠોળ, ફ્રુટ થોડી લેવી. માંસનો ખોરાક થોડો ખાવો. કાળાં જાંબુંના ઠળીઆને સુકવી તેની બારીક ભુકી કરી ચાળીને અમલ પડે ત્યારે દિવસમાં એકુ બે વખત અર્ધી અર્ધી ચમચી ઠંડાં પાણી સાથ ફાકવી. મુગફળીનો પાળાની ભુકી ભુખે પેટ ખાધાથી કોઇને ફાયદો થાય છે.

જંગલી બાવળનાં લાકડાંની સુકી છાલ સોજા બાવળની નહિ લેવી જાંબુડની સુકી છાલ, અને સાબરના રેશમી રૂના ઝાડની સુકી છાલ ત્રણે એક એક રતલ લઇ ત્રણ બાટલી પાણીમાં ઊકાળી ( Decoction ) કરી એક બાટલી સુમારે રહે કે ગાળી ઠંડુ પડે ને બાટલીમાં ભરી રાખી સહવારે ચાહ પીધા પછી અધે કલાકે અને બપોરે ખાઇને અધે કલાકે અધું ગ્લાસ થોડા દિવસે પાવાથી કોઇકને ફાયદો

કરે છે, પાછી પોશાખ વપરાસાવવી, એ દરદવાલાને શરીર પર ગુમડાં, પાઠાં પણ નીકળે છે. રૂઝાવા માટે ટૅનીન નામની દવાની ભુકી છાંટીને પાંણી વડે ધોવું; પાકવીને ફોડવા માટે પાછળ આપેલો પુલ્ટીસનો મલમ અજમાવવો અથવા પાકાં અંજીરને ધોઇ છોલીને ગરમ કરી કપડાંમાં મુકી તેની પોલટીસ કીધાથી જલદી ફુટે છે, કોઇ વેગનાની પોલટીશ પણ કરે છે. નસતર વડે ચીરવા કરતાં પોતીકી મેળે ફુટે તો સારૂં.

૩૪૭.—**રેતી** પર કારાકુરા નામની એક જાતના ઝાડની છાલ આવે છે તેને છુંદીને ઝીણાં કપડાંમાં ચાલી રાખવી, કેસુરીનાં નવાં સુકાં ત્રણ ફુલને એક પ્યાલાં ઠંડા પાણીમાં રાતથી ભીંનવી રાખી સહવારમાં ઘણું સકારેથી તે ફુલને ખુબ ચોલીને પાણી ગાળી કાઢી છુંછો ફેંકી દેવો. ઉપલી ભુકી એક ઉપર વેર ચમચી ભરીને તે પાણીમાં બરોબર મેળવીને ભુખે પેટે પાવું; રેતીનો ઘણો દુખાવો હોય તો સાંજે પાછું એજ મુજબ આપવું. રેતી હશે તે બધી એ દવાથી પડી જાય છે અને પથરી પણ બંધાયલી કેટલીક વખત નીકળે છે; પથરી બંધાયલી કોઈકને ઓપરેશન કરી કાઢવી પડે છે, એ કારાકુરની છાલ સાધરણ લાકડાંને રાખતાં જે છોડાં નીકળે છે તેવાં નાનાં ગોળ ચકરડાં જેવી બે ઈંચને સુમારે પહોળી હોય છે, ગાંધીઓની દુકાને મળશે, અમહીકુરા નામની છાલ પણ આવે છે તે નહિં લેવી. રેતીની લાંબા વખતની અડચણ એ ચીજ ચાલુ બે ત્રણ માસ વેર પીધાથી નીકળી જાય છે, જો કે પીધામાં ઘણું કડવું લાગે છે. કુમલાં નાળીએરના કાકરાનું પાણી ચાલુ પીવું અથવા રાતે સુધી વખતે કોઇકને ઑલીવ ઑઇલ પીધાથી ફાયદો થાય છે. જવખારનો ઘઊં જેટલો ટુકડો પાંન સાથ મેલવવો.

ગોલની અથવા ખાપરી ભાજી કંઇબી ખાધાથી કોઈની રેતી પડી જાય છે. શેક કીધાથી પણ દુખાવો નરમ પડશે. બાર્લીવૉટર પુરતું પાવુ.

૩૪૭.—**હરસના મસા** ( Piles ) ઘણુ ખરૂં પેટની કબજીઆતને લીધે કોઇકને મસા થાય તે સારૂ અવાર નવાર જુલાબ લેવો. કેટલાંકને એનીમાથી ફાયદો થાય છે. સરદી ભીનાશવાલી તેમજ કઠણ જગ્યા પર બેસવું નહિં. લગાડવા માટે સરમાક ઝાડનાં પાંદડાં આખાં વચમાંની દાંડી સાથે લઇ છુંદીને લેપની માફક બનાવી બાંધવા. લોહી બંધ કરવા આઇસ નાના ટુકડા સફરામાં મુકવા, ફટકડીનું પાણી વાપરવું અથવા હેઝલીન ને લેનોલીને સરખું ભેળી લગાડવાથી લોહી બંધ થશે. માંયફળ એક ઔંસમાં અફીમની ભુકી આંઠ ગ્રેન ભેળી લગાડવું. મસા ઓપરેશન કરાબી કાઢયે પછી સારા થાય છે.

**ભગંદર** ( Fistula ) નામનું દરદ સફરામાં થાય છે, જેની પર આલશીની પોલટીસની પોટલી કરી બાંધી રાખવી, દિવસમાં ચાર પાંચ વખત કરવાથી ફુટી જઇ લોહી પરૂ નીકળી જવા પછી એક જાતનું મુળ્યું વાબેરી ભાતે નામનું આવે

છે તેને પાણીમાં ઘસી સફરાની બહાર તેમજ આજુબાજુ લગાડવાથી એ દરદવાળાને ઘણો ફાયદો થાય છે. કોઇકને છેક ઉંડુ અંદર વેર ગયલું એ દરદ ઘણું હેરાન કરે છે ને બેસી ઉઠી પણ શકાતું નથી તેને કેટલીક વખત ઑપેરેશન કીધાથી સારૂં થશે.

**પેટમાંના દરદો** જેવાં કે કૅનસર વસુરી ખહીથી ખવાયલી કે ભાગેલી પાંસળીઓ વિગેરે જે બહારથી પારખી નહિ શકાતા હોય તેને એક્ષ રે ( X ray ) વડે છબી લીધાથી તેમાંથી સમજી તેમજ જોઈ શકાય છે.

---

## પ્રકરણ પર.

## ઊલટી, અડઝરી, ફેર, ઊંઘ વિગેરે.

૩૪૯.—**ઊલટી** કેટલીક વખત બદજમી અથવા પીતનાં જોરે પણ થાય છે.

**ઊલટી લાવવા** એક ટંમ્બલર પાણીમાં એક ચમચી નીમક કે રાઇ નાખી પીવું, ગરમ પાણી અથવા ઘણો સરખો સોડા પીધાથી પણ ઊલટી થશે, જોઇએ તો ગળાંમાં પીછ ફેરવવું. કેટલીક ઝેરી વસ્તુ કે દવા પીવામાં આવે તો તેને ઊલટી કરીને કાઢવા ગરમ ચાહ કે નીમકનું કે રાઇનું પાણી ઘણું સરખું પાવું. ઍસીડ કંઇ પણ જાતની પીધામાં આવે તો બનતાં સુધી ઊલટી કરાવવી નહિ પણ દુધ પુરતા જથામાં પાવું, ડૉકટરની મદદ તુરત લેવી. વધુ અકસ્માતમાં જુવો.

**ઊલટી બંધ કરવા** ઠંડો લેમનેડ, કે લીંબુ પાણી સાથ પાવું. આઇસ ચુશવા આપવું, લવંગ મોઢાંમાં રાખ્યાથી પણ ઊલટી અટકે છે.

પીતના જોરની ઊલટી થયાં કરે તો દાડમનું શરબત પાવું, બીસમથ નામની દવા સહેજ લઇ પાણીમાં પાવાથી નરમ પડશે.

ઊલટી કોઇકને ઑપરેશન માટે કલોરોફોર્મ સુંઘાડવા પછી પણ ચાલુ ઘણી થાય તે વખતે કંઇબી ખોરાક ઘણો ખાવો નહિં, ચમચી વડે અથવા ફીડીંગ કપે એકુ બે ચમચાને સુમારે ઠંડુ પાણી, ચંમપીન કે ગરમ લેમનેડ પાવો અથવા આઇસની નાની ટુકડી ચુશવા આપવી. દવા કે ખોરાક ગસલામાં કાઢી બે પાંચ ટીપાં જેટલો ચમચી વડે પાંચ પાંચ મિનિટે મોઢામાં નાખી થોડે વખતે પુરો કરવો એ રીતે પણ તકી રહેછે, આઇસમાં ઠંડું કરી પાવું અથવા ખવડાવવું. સફેદીનું પાણી આલબ્યુમન પણ આપવાથી તાકાટ આપી બીજા ખોરાકની ગરજ સારે છે. જખાં સુકાયા કરે તો સૉટર પાણી અથવા કુમળી ચાહના કોગરા કરાવવા.

બોચી પર ને પાંસળીઓની વચ્ચે પીપળી ઊપર રાઇનું પ્લાસ્ટર મારવું, અથવા પાંઊને પોટવાઇનમાં ભીનવી પીપળી કે છાતી પર અવારનવાર મુકયાથી કોઇકની ઊલટી બંધ થશે.

ફરીઓ લાગવાથી ઉલટી ઘણી થાય તો ઊપલા કોઇમી ઊપાય અજમાવવા. ક્લોરોફોર્મનાં દસ બાર ટીપાં પાણીમાં રેડી પાવા, વુસ્ટર સૉસ ( Worcestor Sauce ) એક ચમચી ત્રણ ત્રણ કલાકે કોઇક પીએ છે. મોઢાંમાં આખુ લવંગ રાખવું. દમ ઉપર રાખી પેટ અંદર દબાવી ને થોડો વખત રાખવાથી પણ ઊલટી અટકે છે.

કોઇક સ્ત્રીને મહીના સાથ ઊલટી ઘણી થાય છે તે વખતે થોડુ થોડું ખાવું પીવું. ઘણું લીધાથી પાછું નીકળી જશે. આઇસ જોઇએ તો મોઢામાં ચુશવું અથવા ઠંડો કીધેલો ખોરાક લેવો. થોડાં લવંગને પાણીમાં ઉકાળી ગાળી તે પાણી થોડું ક પાવું. કુમીસ ( Koumiss ) એક જાતની દુધની મેળવણીથી બનાવેલું દવાવાલા ( Chemist ) ની દુકાનેથી મળે છે તે તાજું બનાવેલું પાવાથી ટાકાત રહેશે. બીજા દિવસ વેર રાખવું નહિ છાશ તથા બીજી મેળવણીથી અને ગાયનાં કે ઘોડીનાં દુધમાંથી પણ એ બને છે. સાધારણ રીતે આ બનાવવા માટે છેલ્લે પરચુરણમાં જુવો. ફાડેલા દુધનુ પાણી જોઇએ તો પાવું.

૩૫૦.—અડગરી (અટકડી) ચાલુ આવતી હોય તો થોડો વખત દમ લીધા વગર એક બે ત્રણથી જવાં સુધી ગણી શકાય ત્યાં સુધી મનમાં ગણવા અથવા પાણીનાં સાત કે નવ ગોટ ગણીને પીવા. પાણીનાં ગ્લાસ પર કપડું ઢાંકી તેમાંથી પાણી પીવાની તજવીજ કરવી, જમણા હાથનો અંગુઠો ડાબા હાથની હથેલીમાં દાબી રાખવો અથવા તો નાક મસળવું. નેસનો ધપકારો ( Pulse ) ને થોડો વખત દાબી રાખવી. તપખીર સુંઘવી. આઇસ અથવા સાકર અમથું ચુસવું અથવા તે પર ક્લોરોફાર્મનાં બે ત્રણ ટીપાં નાખવાં. સોજે સરકો ચુશીને પીધાથી અડગરી બંધ થશે., જોઇએ તો ખડી સાકર તેમાં બોળીને ચુસવી, ઊપલામાંથી કંબી કરવું.

કોઇ વખત માણસને એકદમ ચમકાવ્યાથી પણ બંધ થઇ જશે પણ નબલી છાતીવાલાને તેમ કરવું નહિં. કાંનનાં ચાપકા પર કોઇક થુક અથવા પાણી લગાડે છે. પેટપર ઊંધુ સુવાથી પણ અડગરી બંધ થશે. ગરમ પાણીમાં સોડા બાઇકાર્બ, સુંઠના અર્કના થોડાં ટીપાં એમાંની કંઇપણ ચીજ નાંખીને પીવું. પીપરી પર રાઈ મારવાથી બંધ થાય છે. ઘણો દારૂ પીનારને પણ ચાલુ અડગરી થાય છે.

અડગરી ચાલુ રહે વડનાં પાકાં પાન તવા ઉપર પહેલે બાળીને પછી બારીક રાખ બનાવી ગોળ સાથ બંધે ભેળી સરખું એક ટાંક ભાર આપવાથી કંતાલાભરેલી અડગરી નરમ પડે છે.

૩૫૧.—અટકાર ( ઓડકાર ) ચાલુ આવતા હોય તો બીજોરાંનો રસ અર્ધા ગ્લાસ ને એક ચમચો મધ ભેગી ત્રણ ભાગ કરી દિવસમાં ત્રણ વખત પીવું;

બદહજમીના સબબે અથવા છાતીપર પવનનું જોર હોવાથી પણ અટકાર કોઇને આવે છે. તે સારૂ બદહજમી માટેના આપેલા ઉપાય કરવા.

**છાતીપર દાહે બળે** તો એકુ ચમચો દુધ પીવું અથવા એક વાંઇન ગ્લાસ ઠંડાં પાણીમાં બારીક વાટેલું નીમક અથવા સોડા બાઇકાર્બ અર્ધી ચમચી પીગળાવીને પાવું. સોડા મીંન્ટ ( Soda Mint ) ની ટાંકળીઓ પણ તૈયાર આવે છે જે ખાધા પછી પાણીમાં ગળાવવી. લીંબુનો રસ નીચવીને પાણીમાં ચાલુ પીવાથી ફાયદો થશે, લોહીનો સુધારો થાય છે. ખાસ કરી ગરમીના દિવસમાં પીધેલું સારૂં છે.

**ઓરતની છાતીમાનુ દુધ કમી કરવા** બ્રેંન્ડીમાં કપડું બોળી દિવસમાં બે ત્રણ વખત મોટાં પહોળીઆં કરી બાંધવા, બૅલેડોનાં નામની દવા લગાડવાથી પણ દુધ ઊડી જાય છે. કોઇ મોધરાના ફુલની કળીઓ દોરામાં પોઇને છાટી પર રોજ બાંધે છે.

**ઉપર.—ફેર** ( ચક્કર ) કેટલીક વખત સરદી તેમજ નબલાઇથી પણ આવે છે તે વખતે તુરત બેસી જવું. કેટલીક વખત લોહી ઘણું જવાની અથવા હાર્ટની નબલાઇના સબબે પણ ફેર આવે ત્યારે બનતાં સુધી સુઇ રહેવું. બીછાનાં પરથી ચતુ ઊઠવું નહિ, ફેરવાલીને ઊઠવું. સરદીના ફેર આવે તો બોચી પર રાઇ મારવી, સુંઠ મરીનો સરદીમા લખેલો કાવો પાવો, આંખે પાટો બાંધવાથી ફેર નરમ પડશે. દરીઆમાં બોટમાં બેઠેલાને ફેર આવે તો દુર સામે જેવું નજદીક પાણીમાં જોવાથી વધુ આવશે.

**બેશુદ્ધ થયલાં માણસને હુશયારીમાં લાવવા** માટે મોઢાં પર પાણી છાંટવું, ( Smelling Salt ) નામની દવા સુંઘાડવી શરીરમાં ટાઇટ કપડા પેહરેલાં હોય તો તુરત ધીલાં કરવાં. ઉંચકવું પડે તો આડું સુતેલું રાખી ઉંચકવું, ઉભું કરવું નહિ. હુશીઆરીમાં લાવ્યા વગર પાણી કે દવા દારૂ પાવો નહિ. સ્પીરીટ ઍમોનીઆ ઍરોમેટીક દવા ( Spirit Ammonia Aromatic ) અર્ધી ચમચી વાઇન ગ્લાસ પાણીમાં નાખી આપવું. માંથે લોહી ચઢી જવાથી બેસુદ્ધ થએલાંના માથાપર પાણી રેડવું આઇસ મુકવું અથવા બોચી ને ટેટાં પર રાઇ મારવી.

**બેશુદ્ધિ પારખવા** માટે આંખનાં ટોપચાંને જરા હાથ લગાડવાથી તદન બેશુદ્ધ માણુસ હશે તો ટોપચાં મુદલ હાલતાં નથી પણ થોડીક શુદ્ધિમાં હશે તો તુરત આંખ બંધ કરશે.

**હીસટીરીઆ** કેટલાંકને મગજની કોઇ કારણુની ઉશકેરણીથી થાય છે. બેશુદ્ધ માણુસને હુશીઆર કરવાની રીત અજમાવવી અથવા મોઢાંપર પાણી છાંટવાથી પણુ હુશીઆર થશે, જોઇએ તો કાંદો સુંઘાડવો. ઢોંગ કરી પડી રહેલું માણુસ કેટલીક વખત ગાલી બાલવાથી ચમકીને ઉઠે છે, તેમજ આંખના ટોપચાં ઊંચકી જોવાં.

ફીફરૂં થાય ત્યારે કોઇકિને મોઢાં પર ફીણુ આવે છે, હોશીઆરીમાં લાવવા પગનાં ટેટાં પર રાઈનું પ્લાસ્ટર પાએક કલાક સુધી મુકી રાખવું. જોર થાય ત્યારે પડે નહિ તેની સંભાળ રાખવી જીભ બહાર નીકળી આવેલી કરડાઇ જાય માટે મોઢાંમાં દાતની વચે મોટો બુચ અથવા રબરનો ટુકડો મુકવાથી જીભનો બચાવ થશે. ઊંઘાયલાને ઊઠાડવું નહિ.

સુંઠ, ને પીપળ સરખાં વજનનું લઈ બારીક ભુકી ભેળીને તેની ગોળી અથવા ફાકી પાણીમાં આપવાથી કોઇને ફાયદો થાય છે. કવીનીન દસેક ગ્રેન જેટલું સરૂઆતની નીશાનીઓ લાગે કે આપવાથી કેટલીક વખત જોર થતું અટકે છે.

**૩૫૩.—ઉંઘાતી** વખતે કોઇબી જાતના વીચારોથી મન મોકલું રાખવાથી ઉંઘ જલદી આવે છે, ઘણી ખરી જમણી બાજુએ કોર—વાલીને સુવાથી ઉંઘ આવશે. કેટલાંકો કેફી દવાઓ લે છે જે ટેવ પાડવાથી નુકશાન થશે, અગત્યની વખતે ડૉકટર ફરમાવે તોજ પાવી. સુવા આગમચ તાલક તથા બાલ પર બ્રશ મારવો, તેમ કરતાંબી જો ઉંઘ નહિ આવે તો આંખ ઉપર પાણીમાં ભીનવેલો પાટો બાંધીને સુવું; નાહવાથી કે પગને ગરમ પાણીમાં શેકવાથી ઉંઘ લાવે છે. સબજાનો પાલો કે ફુલ કોઇક બીછાનામાં રાખે છે. માથું ઊંચુ રાખવું.

સુવાની પાંચ મિનિટ આગમચ ગરમ દૂધ પીવું, અથવા જાયફળની ભુકી થોડીક પાણીમાં નાંખીને પીવાથી ઊંઘ આવશે, પાંઉ પર માખણ લગાડી મરીને ભુકી પુરતી છાંટીને ખાધાથી ઊંઘ આવશે.

**ઉજાગરે રાતના કરવા** કોફી પીધાથી ઉંઘ નહિ આવશે, તેમજ મોઢાંપર પાણી છાંટયા કરવું. સહવારમાં જલદી ઊથવા માટે રાતના તેજ મનમાં વિચાર રાખવાથી ઉથાય છે.

## પ્રકરણ ૫૩.

## મોઢાંની સફાઇ, જીભ તથા દાંતની સંભાળ.

**૩૫૪.—મોઢાંનો વાસ** કોઇ વખત બદહજમી અથવા ખરાબ દાંતને સબબે આવે છે, દર વખત ખાધા પછી હમેશાં કોગરા કરવાથી મોઢું સાફ રહે છે. તેમાં રાતે સુતી વખતે ખાસ કરવા.

**કોગરા કરવા** નીચલી કોઇબી ચીજો લેવી, પાણીમાં થોડાં કોલોનવૉટરનાં ટીપાં નાંખવાં, ટંકણખાર, નીમક, ગ્લાઇકૉથાઇમોલીન કે લીસ્ટરીન નામની દવા એક ટંમ્બલર પાણીમાં અર્ધી ચમચીનાં સુમારે કંઇબી ભેળવું. બોરીક પાઊડર એક ચમચી જેટલો

ને નીમક ગરમ પાણીમાં નાંખી કોગરા કરવા. બાવળની છાલ પાણીમાં ઉકાળવી, જોઇએ તો થોડીક ફટકડી ભેળવી. માયફળને પાણી સાથ ઉકાળી કોગરા માટે વાપરવું.

દુધમાં આઇસ ને થોડો ગુલાબ ભેળી કોગરા કરવા, ધમાસો અથવા પોથી પણ પાણી સાથ ભેળી કોગરા માટે લે છે.

ટંકણખાર અર્ધો ઔંસ એક પાઇન્ટ ગરમ પાણીમાં પીગળાવી ઠુંડું થાય ને તેમાં કપુરનો અર્ક અર્ધી ચમચી, ટીંકચર મીર અર્ધી ચમચી, ભેળીને બાટલીમાં ભરી રાખી કોગરા કરવા સારૂ એક વાઇન ગ્લાસ જેટલું તેમાંથી એક પ્યાલા ઠુંડા પાણીમાં નાખી લેવું. એક લીંબુના રસમાં બે ચમચી ખાંડ થોડાં ટીપાં બદામનું તેલ તથા ગુલાબ એક ચમચી ભેળી વાઇન ગ્લાસમાં અર્ધી ચમચીને સુમારે ભેળી કોગરા કરવા પેપરમિન્ટની ટાંકલી કે એલચી લવંગ મોઢામાં રાખવું.

**તંબાકુનો વાસ કાઢવા** ઉપલી મેવળણી કોઇપી વાપરવી અથવા દશ ચમચા વરસાદનાં પાણીમા અર્ધો ચમચો કલોરીનેતેડ સોડા ને ઓરંજનાં એસેંસના થોડાં ટીપાં ભેળી લેવું, અથવા પાણીમાં થોડું લીસ્ટરીન ભેળી કોગરા કરવા.

**કાંદાનો વાસ** ગરમ દુધ પીવું, અથવા સરકામાં પારસ્લીનાં પાંદડાં નાખીને ખાધાથી જશે, લવંગ મોઢામાં રાખ્યાથી પણ કોઇપી જાતનો વાસ જાય છે. બદામનાં કોટલાંની ભુકી કરી દાંત પર ઘસ્યાથી કોઇપી વાસ નીકળે છે, મોઢામાં ફીક આવે અથવા રાતે થુંક ગળ્યા કરે તો લવંગ દિવસે ચુશવું. લવંગ ત્રણ ચમચી ખોખરાં કરી એક પાઇન્ટ ગરમ પાણીમાં એક કલાક ઢાંકી રાખી ગાળી લઇ કોગરા માટે વાપરવું. સુંથ કે અક્કલગરો મોઢામાં રાખવો.

**મોહાંમાં છાગરા** પડે તો ગ્લીસરીનમાં સહેજ બોરીક પાઉડર ભેળી નરમ કપડાંએ અવારનવાર લગાડવું. ફટકડી ને ટંકણખારની ભુકી એક એક ચમટી જેટલી એક ઔંસ મધમાં પીગળાવી દિવસમાં બે વખત મોઢાંમાંના છાગરા પર લગાડવું. ચીનાઈ કાઠાની ભુકી પણ છાગરા પર દાબવાથી તે સુકાઇ જશે.

**મોહાં પર સોજો** નબલાઇથી કોઇ વખત આવે તો ચાહનાં પાણી અથવા કોલોનવૉટર પાણી ભેળી બે ત્રણ વખત ધોવું. હળદર ને સુંઠ પાણીમાં ઘસીને ચોપડવી, પીશાબ તપાસવી હાર્તની નબલાઇથી કોઇને સોજો આવે છે.

**૩૫૫.—જીભ અને ટાળવાથી** આપણને ખોરાકનો સ્વાદ માલમ પડે છે જીભનાં આગળ તથા સાઇડના ભાગ પર મીઠી ચીજોના સ્વાદ માલમ પડે છે અને પાછલા ભાગપર કડવી ચીજોનો સ્વાદ લાગશે. એટલી નાજુકને તીક્ષણ શકતી જીભમાં હોય છે કે એક ટીપું ગંધકના તેજાબનું એક હઝાર પાણીના ટીપાં સાથ ભેળેલું મોઢાંમા મુકવાથી તુરત પારખી શકાશે. સફેદ જેવો થર જીભપર થાય તો તાવની તેમજ પેટના બીગાડાની નીશાની જાણવી. થરો કાઢવા પાણી કે ગ્લીસીરીન બે ઔંસમાં સોડા

આયકાબ બોરીક પાઉડર પા ઔંસ કંઈબી પીગળાવી કપડું આંગળી પર વીંટાળી તેમાં બોળીને જીભ ઉપર ઘસવું. વહેલ બોન ( Whale Bone ) ની પટી વડે પણ જીભ સાફ થાય છે.

તાઈફોડ તાવવાળા દરદીની જીભ ભુરા જેવા રંગની થરાવાળી હોય. લકવાવાળા માણસની જીભ એક બાજુથી બહાર નીકળેલી હોય છે અને બોલતી વખતે લડકે છે જેથી બરોબર સમજ પડતું નથી.

ભમરો જીભ પર ડંખે તો એકદમ સુજીને મોટી થઈ મોઢું તથા ગળું બંધ થઈ માણસ ગુંગળાઈ જશે માટે તુરત ઉપાય કરવો.

જીભ કરડાઇ જાય તો તે ઉપર બ્રેન્ડીનું પોહોળીઉ મુકવાથી લોહી બંધ થશે, અથવા આઇસનો ટુકડો મોંઢામાં મુકવો.

જીભ દાઝી જાય તો તે ઉપર ઠંડક માટે આઇસનો ટુકડો અથવા કોગરાની દવા વાપરવી.

બોબડું બોલવાની ટેવ સુધારવા હંમેશાં પહેલાં ઘણા ધીરે સાદે દરેક બોલ છુટા સરખા બોલવા. પછી આસ્તે આસ્તે સાદ તેમજ બોલવાની ઝડપ વધારવાથી એ ટેવ મટે છે. દાંત બીડીને બોલ્યાથી અથવા મોંઢાંમા બુચ મુકી ધીરે બોલ્યાથી સુધરેશે. જીભ નીચે નીચેનાં ગાંઠમાંના રસ ( Saliva ) થી ખોરાક હંજમ થાય છે.

જીભ દાંત સાથે ઘસાયા કરી લાલ ને જાડી થાય તે સારી નહિ, દાંતની અણી જેબી લાગતી હોય તે ઘસાવી નાખવી, તેમજ ઘડી ઘડી કરડાવી નહિં જોઇએ, જીભને નુકશાન પહોંચી કોઇબી ખરાબ દરદ થાય કોગરા અવારનવાર કરવા.

૩૫૬.—દાંતને સાફ રાખવા ખાવા પછી તેમજ રાતે સુતી વખતે કોગરા કીધાથી ખાધાની ચીજ બરાયલી નીકળી જઇ દાંત સાફ રહેશે, વાસ આવતો હોય તો મોંઢાંની સફાઇમાં આપેલા કોગરા કરવા.

સડેલો દાંત સાફ કરાવી ખાડો પડયો હોય તો ડૉકટર પાસે પુરાવી દેવો, જેથી બીજા વધારે સડતા અટકશે. દાંત કોતરવા નહિ, ટાંચણી યા કલીલ વડે કોતરી અંદર ભરાયલી ચીજ કાઢવાથી ઉંડો ખાડો થશે, ને ખાવાનું ચાલુ અંદર ભરાશે માટે કોગારા કરવા, બ્રશ વડે સાફ કીધાથી નીકળશે અથવા બારીક દોરો દાંતની ફાટોમાં ઘસ્યાથી બરાયલું નીકળે છે. સખત ચીજો મેવાનાં કોટલાં, નખ વિગેરે કરડવાથી નુકશાન થશે, તેમજ ઘણું ગરમ ખાધા પછી તુરત તે પર ઠંડુ પીવાથી ઠંડી ગરમીની ખરાબ અસર દાંતના ઇનૅમલ પર થશે.

સરદીથી દાઢ અથવા દાંત દુખે તો લવંગ મોંઢાંમાં રાખી ચુસવું અથવા લવંગનું તેલ રૂમાં બોળીને મુકવું. સરકો ગરમ કરી ફ્લેનલમાં બોળી તે પર જરા ઘસ્યાથી પણ નરમ પડશે. દાંત દુખતા હોય ત્યાં બ્રેન્ડીમાં નીમક પીગળાવીને અથવા

ગરમ ઘીનું રૂનું પહોળીઉં મુકવું. લગાડવાનો પેસ્ટ ગુંદર અકલગરાનાં મુળીઆંને કપુરની ભુકી સર્વે સરખા વજન કલોરોફોર્મમાં મેળવી સીસીમાં ભરી ઠંડકવાળી જગ્યામાં રાખી ખપ પડે ત્યારે વાપરવું.

**દાંત કળતા** સારૂ નીમકને ઠીકરાં પર ચુલ્હલે ભુંજીને ફુટવા માંડે કે ઉતારી બારીક છુંદીને તેમાંથી એક ચમચી લઇ અર્ધા પ્યાલાં ગરમ પાણીમાં પીગળાવી કોગરા કરવા અથવા છુંદેલું નીમક ચમટીમાં લઇ કળતા દાંતમાં મુકવાથી પાણી ઝરીને નરમ પડશે. આયોડીનને ગ્લીસરીન સરખું ભેળી લેવું. રેકટીફાઇડ સ્પીરીટવાલુ આયોડીન સલી પર રૂ વિટાલી તેને લગાડવું.

**દાઢ સુજીને** પારો ચઢી આવે તો તે સુજેલા પારા ઉપર નીમક બ્રશ પર લઇ ઘસ્યાથી તેમાંનું લોહી નીકળી સારૂં થશે અથવા તો આયોડીન લગાડવાથી સુજેલો પારો નરમ પડે છે, બહારથી ગાલ ઉપર આંબા હળદ ને રેવંચી ખતઇ પાણીમાં ઘસી લગાડવાથી પણ અંદરનો પાકેલો પારો ફુટી જઇ નરમ પડશે. ઇંડાંની દાળમાં નીમક ભેળા ઘટ પ્લાસટર કપડાં પર કરી જોઇએ તો મારવું. પાંઉની પોલટીશ અથવા સુકાં અંજીરની પાતળી ચીપ કાપી દુધમાં ઉકાળી કાઢી લઇને સુજેલા પારા ઉપર મુકવા.

**દાંત પાડયા પછી લોહી ઘણું જતું હોય** તો બ્રેન્ડી પાણીના કોગરા અથવા પાણીમાં નીમક કે ફટકડી નાંખી તેનાં કોગરા કીધાથી લોહી બંધ થશે અથવા તે પાણી થોડો વખત મોઢામાં રહેવા દેવું. સહેજ ટરપીનટાઇનમાં કે ફટકડી પાણીમાં પીગળાવી તેમાં રૂ બોળીને મુકવો. બહારથી સુજી આવે તો શેકવું.

**દાંત ઉપર ડાઘ** ફ્રુટ, દવા, જેઠીમધ અથવા કોઇ ચીજથી કાળા પડે તો તે પર નીમક ઘસીને પછી ગરમ પાણીના કોગરા કીધાથી ડાઘા નીકળી જશે; દાંત પરનાં બીડી કે તબાકુના ડાઘો એજ રીતે સાફ થાય છે. પ્યુમીસ્ટોનની ભુકી ઘસી તુરત કોગરા કીધાથી પણ ડાઘો નીકળશે.

**દાંત પીળાને સફેદ કરવા** હાઇડ્રોજન પર ઑક્ષાઇડ નામની દવા સહેજ આંગળી પર લઇને કોઇ વખત ઘસવી અથવા કપુર સાથના ચાકમાં થોડાં ટીપાં એ દવામાં નાંખી તે વડે દાંતણ કરવું. ચાલુ એ દવા વાપરવી નહિં.

**લાલ દાંત** ઘણી પાન સોપારી ખાધાથી થાય છે.

**દાંત કાળા** આખાને કીનારી સફેદ દિશે તે ઘણું કોકેન ખાનારનાં હોય, કોઇક વખત ચાલુ તેવી દવા પીધાથી પણ થાય છે.

**દાંત પર કાળી પોપડી** ( Tartar ) બાઝે છે તે કાઢવા મેગનીશીઆની ભુકી કે લીંબુનો રસ ઘસવો, અથવા સાઇટ્રીક ઍસીડ ( Citric Acid ) માં સોડા બાઇકાર્બ ભેળીને લગાડવાથી પણ નીકળશે. જોઇએ તો પ્યુમીસ્ટોનની ભુકી ઘસવી.

**દાંતનાં પારામાં પરૂ ( Pus )** થવાથી કોઇની તબીએતને નુકશાન થાય છે, ખોરાક સારી રીતે હજમ થતો નથી, માટે દંતના ડૉક્ટર પાસ તપાસાવી સાફ કરાવવુ, અથવા અગત પડવે દાંત પણ કોઇના કાઢી નાંખવા પડે છે.

**બનાવટી દાંત** રાતે સૂતી વખતે ધોઇ કાચનાં વાસણમાં પાણીમાં ડુબાડવા સહવારે મોઢું સાફ કરી પાછા ધોઇને પહેરવા પાણીમાં સહેજ બોરીક પાઉડર નાખવાથી વાસ આવશે નહિં સાબુને બ્રશે સાફ કરવા.

**મંજન** દાંત ઉપર કોલસો અથવા તેની રાખ ઘસ્યાથી પણ સાફ થશે. ગમે તો અમદું અથવા તો રાખ સાથે નીમક ભેળી વાપરવું.

દાંત પર બેંકીગ સોડા ( Baking Soda ) ની ભુકી ચોળ્યાથી મજબુની આવશે અને પારા પણ ગુલાબી થશે.

**પેસ્ટ બનાવવા** ગ્લીસરીનમાં આરારૂટની તથા મીરહની ભુકી ચાર ઔંસ, તજની ભુકી એક ઔંસ, ને ચાક આંઠ ઔંસ ભેળી લેવું. તજની ભુકી ઓરીસરૂટ ને મીરહ એક એક ઔંસમાં ટંકણખાર પા ઔંસ ને સોજે ચાક દશ ઔંસ ભેળી પેપરમીન્ટના ઍસંસનાં ટીપાં નાખી થોડુ મધ ભેળી ઘટ કરવું.

**ભુકી ચાલુ વાપરવાની** સોપારી બે પૈસાની, માયફલ બે પૈસાના, કપુર બે આનાનો, ફટકડી એક પૈસાની, તથા સોજે ચાક બે આનાનો લેવો. સોપારીને સહેજ ગરમ કરીને પછી ઘણીજ બારીક છુંદવી, પછી તેમાં ચાક, માયા તથા ફટકડી એક એક પછી નાંખી ઘણી બારીક થાય ને કપુર ભેળી સામટું છુંદવું. જોઇએ તો કપુરની ભુકી છરી વડે ઓખમીને નાંખવી. છેવટે બારીક ચાળણીએ ચાળીને જે જાડો ભાગ વધે તેને પાછું છુંદી લઇ ચાળવું. ચપટ બુચની બાટલીમાં ભરી રાખી વાપરવું. એથી દાંત સફાઇદાર ને મજબુત રહેશે. દાંત દુખતો હોય તો પણ તે ભુકી થોડો વખત દાંતમાં મુકી નાખી ને પછી દાતણ કીધાથી નરમ પડશે કેમફરેતેડ ચાક માટે એક ઔંસ કપુર ને પંદર ઔંસ ચાકમાં ભેળી દાંત સાફ કરવા અમથો વાપરવો.

સીંકોનાની ભુકી પા ઔંસ ને કોલસાની ભુકી એક ઔંસ ભેળીને લગાડવાથી દાંત સોજા થશે, કોલસાની ભુકીમાં થોડી ખાંડ ને લવંગનાં તેલનાં થોડાં ટીપાં ભેળવાં કાઢેને હીરાબોલની ભુકી લેવી. બદામનાં કોટલાંની બારીક રાખ ચાળીને ઘસવાથી દાંત સાફ થઇ મોઢાંને કોઇબી જાતનો વાસ નીકળશે. જોઇએ તો નીમક ભેળવું.

દાંતનાં તૈયાર મંજન ઘણી જાતનાં પેસ્ટ વિગેરે મેંનથોલ તથા બીજી દવાઓની મેળવણી સાથનાં આવે છે.

સોડા વૉટર પાણીને બદલે દાંતન કરતી વખતે લેવાથી પારા તથા ગળુ સાફ થશે. દાંતનું મંજન નહિ હોય તો તુરત વેલા દાંતના બ્રશ પર બે ટીપાં લીંબુનો રસ નીચવી ઘસવો.

## પ્રકરણ ૫૪.

## ગળું, થાંસો, હાંફણુ વિગેરે.

૩૫૦૭.–ગળું લાલ સરદીથી તેમજ કોઇકને પેટની ગરમીથી પણ થાય છે. ગળું દુખે તે પર રાઇ માર્યાથી ફાયદો થશે પણ કોઇને આંકડાં આવવાની ટેવ હોય તેને મારવી નહિં. કોલોનવૉટરમાં કપડું ભીનવીને મુકવું અથવા બ્રેન્ડી કે વ્હિસ્કી દારૂમાં નરમ ફ્લેનલ બોળી ગળાંપર થોડો વખત ઘસવા પછી બીજી સુકી ફ્લેનલનો પાટો બાંધવો. અલસીની પોલટીશ શેકીને બાંધવી. ઓરંજેડ ગરમ કરીને પીધાથી ફાયદો થશે. બોરીક પાઊડર ચમટી સુંઘવાથી સરદીથી દુખતું ગળું નરમ પડે છે.

**કોગરા** માટે પોર્ટવાઇન ને પાણી ભેળી અથવા કલૅરેટ દારૂ ગરમ કરી છેક અંદર વેર ગળામાં લઇને કરવા પછી પાણી થુકી નાખવું, નીમકનાં પાણીએ પણ ગળું સાફ થશે દિવસમાં બે ત્રણ વખત કરવા. પાછળ આપેલી કોગરા કરવાની કોઇબી ચીજ લેવી. કપુરના અર્કનાં વીસ ટીપાં એક પ્યાલાં ખળખળતાં પાણીમાં નાખી બાફ લીધાથી લાલ થયલું ગળું નરમ પડશે.

**ગળાંમાં લગાડવા** ટૅનીક ઍસીડ ગ્લીસરીનમાં પીગળાવેલી તૈયાર દવા (Glycerine Tannic) આવે છે તે પીંછી અથવા સળી પર રૂ વિંટાળીને ગળાંની અંદર ફેરવવી અગત મુજબ દિવસમાં એક બે વખત, મોઢાંમાં આવે તે ગળી જવી જે અંદર નળીમાં ગયાથી ફાયદો કરશે. એક ઔંસ ગ્લીસરીનમાં પા ઔંસ ટેનીક ઍસીડ પીગળાવવી. સીલ્વર નાઇટ્રેડ દવા લગાડવી હોય તો ઘણી સંભાળ લેવી, વધુ પ્રમાણમાં લાગી જવાથી કે ગળાંની અંદરની બારીને લાગવાથી આંકડાં આવી ગુંગળાઇ જવાનો સંભવ રહે છે બનતા સુધી ડૉકટર પાસે લગડાવવી.

**ગળુ સુંવાળુ કરવા** લીંબુને બઠ્ઠીમાં ભુંજીને તેનો ઘટ રસ નીકળે તેના થોડાંક ટીપાં સાકરના ટુકડા પર નાંખી ચુસવું, અથવા અર્ધી ચમચી ખાંડમાં ભેળીને ખાવાથી ફાયદો થાય છે. કેટલાક જાગીતાં ગીત ગાનારાં લોકોએ અવાજ સુધારવા માટે એ ઇલાજ અજમાવેલો છે. સરકો ને પાણી સરખું ભેળી કોગરા કરવા.

ઇંડાંની સફેદીને કફ ચઢાવી તેમાં થોડાં લીંબુના રસનાં ટીપાં તથા થોડીક ખાંડ પીગળાવી તેમાંથી એક એક ચમચી થોડે થોડે વખતે લેવાથી ગળું સાફ રહેશે, અથવા બાફેલાં ઇંડાંની દાળ રાતે સુતી વખતે ખાવી. લીંબુનો રસ ને ગ્લીસરીન, મધ ને સરકો ભેળીને લેવું. જેથી મધ કે જીરૂં ને સાકર ચુસવાથી પણ ફાયદો થશે, લીસ્ટરીન અર્ધી ચમચી થોડા પાણી સાથ કોગરા માટે લેવું.

**ગળાંમાં ખખરાટ** થયા કરે તો પાટો બાંધવો નહિ, ગરમી લાગ્યાથી વધુ થાય છે. કેટલીક વખત અંદરની બારી આગળની નાની પડ જીભ (Uvula) મોટી

થવાથી ગળામાં ચાલુ ખખરાત ને ઘાંસો થયા કરે છે કોઇકની ડૉકટર પાસે કપાવી કાઢયાથી નરમ પડે છે.

**અવાજ બેસી ગયલો** હોય તો એક પ્યાલા પાણીમાં પાંચ લસણની કળી નાખી ચુહલે ઉકાળી અધું પાણી બળી જાય ને તે ગાળી કાઢી તેમાં તેટલુંજ મધ ઠંડુ પાડવા પછી ભેળીને એક એક ચમચી દીવસમાં બે ત્રણ વખત પાવાથી સાદ ખુલશે.

**ચાવણીઆં** અથવા કાન આગલનાં હાડકાં સરદીથી દુખે ને ઊંઘાડતી વખતે અડચણ પડે તો બદામનું તેલ, કોલ્ડ ક્રીમ કે બીજી કંઇ ચીકાશવાલી ચીજ મસળવાથી સાંધા છુટા થઇ નરમ પડશે.

**ગળાંમાં બાફ લેવાની રીત** જોસ પાણી ઊંડા જગમાં કે કીટલીની નળી આગલ બુચ યા કપડું બહારથી ખોસી બંધ કરીને ઢાંકણું ઊંઘાડી જાડું કાગળ અથવા કપડાંને ગોળ ચીમની માફક બનાવી તેપર સરખું પકડીને તેમાંથી ગરમ વરાળ નીકળે તે ગળાંમાં લીધાથી શેક થશે. પડાને ધાટનું બનાવેલું પણ બાફ લેવા માટે પહોળો ભાગ કીટલી પર મુકી અણી મોઢામાં લેવી.

**બાફની દવા** યુકેલીપતસ ઑઇલ અર્ધો ચમચી, રેકટીફાઇડ સ્પીરીટ અથવા દારૂનો અર્ક છ ચમચી અને પેપરમીંન્ટનાં ફુલ (Menthol Crystals) પાંચ ગ્રેન સાથે પીગળાવી કાચના બુચની સીસીમાં ભરી રાખી અગત પડે ત્યારે ઉપલી રીતે બાફ લેતી વખતે ઘણાં ગરમ પાંણીમાં દસ ટીપાંને સુમારે નાખી તે દમમાં લીધાથી સરકમ, સરદી ઠાંસો, ગળુ, વિગેરે નરમ પડશે. જોઇએ તો અમથાં યુકેલીપતસ ઑઇલનાં થોડાં ટીપાં ફકટ નાખવાં, સરકો ગરમ કરી તેનો બાફ લીધાથી પણ કેટલીક વખત ફાયદો થાય છે. ખળખળતાં પાણીમાં કપુરનો નાનો ટુકડો નાખી પીગળે ને તેનો બાફ લેવો. ફ્રાયર્સ બાલસમ ( Friars Balsam ) નામની દવા ગરમ પાણીમાં થોડી બાફ લેવા માટે નાખવી.

ગળાં ને શરદી સારૂ મોઢાં તથા નાક વાટે દમમાં લેવાની કાચ ને રબરની નળી પીચકારી જેવી આવે છે જેને સ્પ્રે ( Spray ) કહે છે તે વડે ગ્લીસરીન મેનથોલ સાથની દવા તૈયાર મલે છે અથવા ગ્લસરીન એક ઔંસમાં બોરીક પાઊડર ને મેંનથૉલ છ ગ્રેન જેટલી પીગળાવી ઘરમાં બનાવી લેવી.

**બ્રૉનકાઇટીસ** ગળાં તથા છાતીને વધુ સરદી લાગવાથી થાય છે જેના સબબે જોરમાં ઠાંસો હોય તે વખતે પાછળ આપેલા ઉપાયો કરવા. રાઈ છાટી પર મારવી, યુકેલીપતસમાં મેંનથોલ પીગળાવી તેમાં ફ્લીસ્ટર પેપરનો ટુકડો બોળીને છાતીપર મુકયાથી તેનો વાસ દમમાં જવાથી ફાયદો કરશે.

કેળાંનુ સીરપ બ્રૉનકાઇટીસ પર પાવું. કેળાંની કાતરીઓ કાપી કોડીનાં વાસણમાં મુકી તે પર પુરતી ખાંડ નાખી એક બીજાં ઠંડાં પાણીનાં વાસણમાં ગોઠવી ચુહલે

ચોડો વખત ઉકાળયાથી કેળાનો કસ ઓગળે ને બારીક કપડાં વડે ગાળી ઠંડો પડેને સીસીમાં ભરી રાખી ખપ પડે ત્યારે બે કલાકને અંતરે એક ચમચી જેટલું પાવું.

**ન્યુમોનીઆની** સંભાળ લેવી, ચાલુ અલસીની પોલટીસ છાતી તેમજ બરડા પર મુકવી અથવા રાઇનાં મોટાં પ્લાસ્ટર એન્ટી ફલોજીસ્ટીકનું પ્લાસ્ટર કોઇકને મારે છે. આયોડીન વિગેરે લગાડવું. વધુ જોર હશે તો માણસને દમ લેવાની મુશકેલી લાગે છે. કેટલીક વખત ઑક્સીજન ગેસ આપવાથી ઘણો ફાયદો થાય છે.

**ખુટેલી ચીજ ગળાંમાંથી નીકળે નહિ તો** અંદર આંગળું ઘાલવું, જેથી નીચે ઉતરશે, અથવા ઉલટી થાય તો તેના જોરે બહાર નીકળી પડે. જો પેટમાં તેવી નુકશાનકાર ચીજ ગઇ તો તુરત ઉપરથી એરંડીઆંનો જુલાબ આપવો કે પેટને રસ્તે બહાર નીકળે. ઊલટી કરાવવા માટે રાઇ કે નીમકનું પાણી પાવું.

નાનાં બચ્ચાંને બંને પગમાંથી પકડી માંથુ નીચે કરી બરડો ઠોકવો અથવા ઝુલા માફક હલાવ્યાથી ઊલટી થઇ બહાર નીકળશે હલાવતી વખતે માંથુ જમીનને અઠડે નહિ તેની સંભાલ લેવી.

**કાંટો ખુટે** તો પાંઉનો ગર અથવા બાફેલો પટેટો કે કાચું ઈંડુ કંઇ પણ ગળાંમાં જોરથી ઉતારવું તેથી કાંટો સાથે અદર જશે. લીંબુનો રસ પાવાથી કાંટો નરમ થઇ પોતીકી મેળે ગળામાં ઉતરી જાય છે. અમથી સફેદી પાવાથી કોઇબી ખુટેલી ચીજ ગળામાથી નીચે ઉતરશે. સોડા બાઇકાર્બનું સ્ત્રોંગ પાણી કરી પાવું.

**ગળાંનાં ગાંઠ ( Tonsils )** તણાઇ આવે તો ટેનીક ગ્લીસરીન દવા લગાડવી અથવા લીસ્ટરીનને પાણી ભેલી કોગરા કરવાથી પણ નરમ પડે છે. સાધારણ શેક કીધાથી ગાંઠને ફાયદો થશે, જોઇએ તો પાણીમાં શુઠું અથવા ખસખસના પોસ નાખવા.

ગળાંનાં ગાંઠ પર લગાડવા થોડી હળદર દળેલી અને ચમટી મીઠું ભેળી લીંપેલી ભોંયપર મસળીને લેપ જેવું કરી ને ગાંઠ પર લગાડીને રૂ વળગાવી દેવો એ પ્રમાણે ત્રણ દિવસ કરવાથી નરમ પડી જશે, આ દેશી નુસખો છે.

એક ચમચી આઇસીંગ્લાસને પાશેર દુધમાં ઉકાળી થોડી છુંદેલી બદામ ને ખાંડ ભેળી થોડા દિવસ પીવું. ગાંઠનું જોર નરમ પડશે.

**ગળાંને ફાંસો** આવી ગયો હોય ને દંમ ગુંગળાય તો તુરત તે દોરી અથવા કપડું કાપી કાઢવું ને પછી હાથ ઉપર નીચે હલાવી આરટીફીશલ રેસપારેશનથી દમ ચાલુ કરવો. અકસ્માતમાં જુવો.

**ગળાંની નળી દાઝી જાય** ગરમ વસ્તુ પીવાથી, તો તુરત ફલેનલનો ગરમ શેક ગળાંની બહાર તથા છાતીપર કરવો ને મોઢાંમાં આઇસ ચુશવા આપવું, અને અંદરથી સખ્ત દાઝયું હોય તો અવાર નવાર મોટો ચમચો ભરીને ઑલીવ ઑઇલ પીધાથી અંદરની આમ નરમ પડશે. પાછું ઉપર કાંઇ ગરમ યા કડકું કે કઠણ ખાવું નહિ, જેથી અંદર ઘસાઇને દુખશે. બનતા સુધી ઠંડો ને પીવાનો ખોરાકજ લેવો.

**ડીપથીરીઆ,** ગળામા ઝેરી હવા અથવા તે દરદનાં જંતુઓ જવાથી સુજી આવે છે, એ ઉડતું દરદ છે ને વધુ સુજવાથી માણસ ગુંગળાઇ જાય છે. ગરમ પાણીના વાસણમાં થોડીક કાર્બોલીક ઍસીડ, ટરપીનટાઇન અથવા યુકેલીપતસ નાખવાથી તેની વરાળ ઓરડામાં જવાથી હવા સ્વચ્છ થશે. કપુર અથવા ગંધક બાળવાથી હવા સુધરશે; કૅરોસીન તેલ ઓરડામાં છાંટવું, ખોરાક સાદો દુધ ઈંડાં આપવો. કઠણ કે કડક ખાવાનું આપવું નહિ. એ દરદ સાજું કરવાની પણ રશી (Serum) શરીરમાં મુકે છે. કૅરોસીન તેલ કપડાંપર છાંટીને સુંઘાડયાથી પણ એના જંતુઓ મરી જાય છે, એ દરદીની નાંકમાની નીટ વિગેરેમાં એના જર્મસ હોય માટે સંભાળ લેવી તથા તે દરદીના મોઢાંમાની વરાળ બીજાએ પોતાનાં દમમાં લીધાથી પણ ઉડવાનો સંભવ રહે છે.

**ક્રુપ** નામનું દરદ નાનાં બચ્ચાંની ગળાંની નળીમાં થાય છે ડીપથીરીઆને મળતું. એથી ગુગળાઇ જાય માટે સંભાળ રાખવી, ગળાં પર ગરમ પાંણીમાં કપડું બોળી શેકવું તથા સગ્દી પર લગાડવાનુ કોઇબી તેલ થોડું છાતી તેમજ બરડાપર ચોપડવું એરંડીઆંનો જુલાબ તુરત આપવો, વાઇન ઇપીકેક પાંણીમાં થોડાં ટીપાં નાખી આવાથી ઉલટી થઇ ફાયદો કરશે.

**મમ્પસ** ( Mumps ) ગળાંની ઉપર ને કાનના ચાબકાની હેઠે તણાઈ ને એક યા બંને બાજુ સુજી આવી દુખે છે. ખોરાક ખાતી વખતે હરકત થશે. માટે પીવાનુંજ આપવું. બાહર હવા સરદીમાં નીકળવું નહિં, બીજાંને પણ કોઈ વખત ઉડે છે. બચ્ચાંઓને તેમાંથી દુર રાખવાં. તેપર આઇસની કોથલી મુકવી અથવા કોઈને શેક કીધાથી ફાયદો થાય છે, ત્રણ ચાર દીવસ વેર તેનું જોર રહેશે. ફ્લેનલનો શેક કરતી વખતે તે પર ક્લોરોફોર્મનાં થોડાં ટીપાં નાખવાં.

**કંથમાલાની** ( Scroffula ) ગાંઠ કાનની નીચે ગળાંપર ને કોઈને પગનાં કાત્રામાં જાંગના ઉપર નીકળે છે. ગળાં પરનાં કેટલીક વખત પાકી આવે છે નાના હોય તેજ વખતે કેટલાંકને ઑપરેશન કરાવી કઢાવી નાખે છે રેડીઅમનાં ઉપાયથી કોઇને સારૂં થશે. દેશી ઇલાજ સાધારણ સાબુ નવટાંક જેટલો બારીક કાપી મીઠું તેલ પાસેર ગરમ કરી તેમા પીગળાવ્યા પછી નીમક, મરી ને સીંદુર દરેક નવટાંક જેટલું.લઇ સર્વેને બારીક વાટી સાબુ સાથના તેલમાં ભેગી ચુંહલે ઊકાળવું, ઠંડુ થાય ને વગાડવું. રેડીઅમ ગાંઠપર મુકયાથી પણ કોઇકને શરૂઆતની કંથમાલા સારી થાય છે.

## ઠાંસો સાધારણ તથા ગુંચનો.

**૩૫૮.—ઠાંસો સાધારણ** ગળાંના ખખરાતનો હોય તો જીરૂં ને સાકરની ગાંગડી અવાર નવાર ચુસ્યાથી નરમ પડશે, જેઠીમધ ( Liquorice ) નો ટુકડો અથવા જુજબ કે વળીઆરીની તૈયાર બીજી ટાંકણીઓ મળે છે તે ચુસવી ઠાંસો નરમ

પડે છે. મોવડાંનો સોજો દારૂ એક ચમચો એક ચમચી મધ ભેળી રાતે સુતી વખતે પાવું. ગ્લીસરીન, લીંબુનો રસને વ્હિસ્કી દારૂ એક એક ચમચો ભેળી રાખી અર્ધા ટંબ્લર પાણી સાથ તેમાંની એક ચમચી ભેળીને આપવું.

એક ચમચી મધ ને અર્ધી ચમચી બ્રેંન્ડી એક ગ્લાસ પાણીમાં ભેળવીને પીવું, એથી પણ કફ છુટો પડશે. એક ચમટી હળદર અર્ધા કપ દુધમાં ભેળી પીધાથી કફ નીકળી જશે. હમેશાં ખંખારી કફ થુકી નાંખવો જેથી ઠાંસો જલદી સારો થાય છે. સોજો બ્રેંન્ડી અધ ઔંસ, સીરપ તોલુ ( Syrup Tolu ) નામની ઠાંસાની દવા અર્ધો ઔંસ, ને ખડી સાકર પા રતલ બે બાટલી પાણીમાં પીગળાવી સર્વે ભેળી ગાળીને રાખવું. અગત પડે ત્યારે એકુ ચમચો લઇ ઠંડાં પાણીમાં નાંખી સાધારણ ઠાંસા પર પાવાથી ફાયદો કરશે. અથવા બે ચમચા પાણીમાં અર્ધી ચમચી સીરપ તોલુ અમઠું દિવસમા બે ત્રણ વખત પાવું, નાના બચ્ચાંને તેનાં પ્રમાણમાં થોડું સીરપ લેવું.

આગળ હાફ્ણમાં અપેલું થુવરના ફળનું સીરપ પણ ઠાંસા પર પાવાથી ફાયદો કરે છે. અથવા તે ફળને અંગાર પર ભુંજી ને કપડામા નાખા દાબીને તેનો રસ કાઢીને પીવાથી ઠાંસો નરમ પડશે, જોઈએ તો થોડીક ખાંડ કે સાકર ભેળવી, એ પણ દેશી ઇલાજ છે.

**સાધારણ ઠાંસાથી ફાકી** આદુ મેંદા નવટાંક તથા સોજી ચીનાઇ સાકર તેટલાજ વજનની લઈ બંનેને જુદું છુંદી બારીક કરી ભેળીને ચુહલે મુંકી ઘટ થાયને ઉતારી ઠંડું પડે ને સીસીમાં ભરી રાખી રોજ સવારે ચમચી અથવા આખી ચમચી જરૂર પ્રમાણે લેવું. છાતી ઉપર રાઈ માર્યાથી પણ ઠાંસો નરમ પડશે, અથવા ટરપીનટાઇન પીછી વડે લગાડી ફ્લેનલને ગરમ પાણીમાં બોળી શેક કરવો. ગરમ પાણી યા દુધનો બાફ લીધાથી સરદી નીકળી જશે. અથવા ગળામાં બાફ લેવાની કોઈ રીત કરવી, અગત પડે તો પાછળ આપેલા કોગરા કરવા. દુધમાં થોડાં ઉજળાં મરીની પોટલી બાંધી ઉકાળી તે પોટલી કાઢી નાંખી દુધ રાતે સુતી વખતે પીવું, મરીને બદલે જોઈએ તો સુકાં અંજીર લેવાં બોરીક પાઉડર સુંઘવો.

**સરદીના ઠાંસા** પર અઇઆ પાનનાં ઝાડનાં પાદડાં નંગ વીસ ધોઈને ખલમાં છુંદી બે ગ્લાસ પાણીમાં ચોળીને ગાળી કાઢી એમાંથી ત્રણ ભાગ કરી આખા દિવસમા પીવું પીતી વખતે એક ચમચી ખાંડ અથવા સાકર નાખવી. જરા ઠંડુ પડે તો દરેક ભાગમા પીતી વખતે સહેજ બ્રેન્ડી રેડવો. અદુસાના પાંદડાં ચાર પાંચ લઇ ખલમા છુંદી એક ચમચી જેટલો રસ સાકર સાથે ભેળીને પાવાથી નરમ પડશે. સોજું દોધીનું તેલ એક ચમચી અને મધ એક ચમચી ભેળીને સવારના પહોરમાં અને રાતે સુતી વખતે પાવું. કાદો બાફેલો યા વધારેલો ઠાંસાપર ખાવાથી ફાયદો કરશે, જંગલી કાદાનું સીરપ ( Syrup of Squill ) ઠાંસા માટે વપરાય છે.

જોરમાં ચાલુ હાંસો અટકાવવા માટે એક ચમચો ગ્લીસરીન એક ગ્લાસ દુધમાં રેડીને આપવું.

**ગુંચનો ઠાંસો** નાનાં બચ્ચાંને તેમજ કેટલીક વખત મોટાંને પણ થાય જે બહુજ કંટાળા ભરેલો હોય છે. શરૂઆતમાં સાધારણ ઠાસા પરથી તેનું જોર વધીને ગુંચ આવવા માંડે જેથી ગળાંમાં આંકડાં આવીને માણસ કેટલીક વખત ગુંગળાય છે. કોઇકને હાંસાની ગુંચ સાથ ઉલટી પણ થાય, અને હુપીંગ કૉફ (Whooping Cough) કહે છે. કેટલાંકને લાંબી મુદત જેવી કે ત્રણ ચાર મહીને કે છ મહીને નરમ પડે છે, પણ જગ્યા ફેરબદલી ને દરીઆની ખારી હવાથી જલદી ફાયદો કરશે. હાંસો ઊડતો હોવાથી નાના બચ્ચાંને દુર રાખવાં.

લગાડવા છાતી અને બરડાના કાંઠા ઉપર ચરબી ત્રણ ભાગ ને લીલાં લસણની કળીઓ છુંદેલી બે ભાગ ભેળી ધીમે બળતે કકડાવ્યા પછી દાબીને તેનો રસ નીચવી લઇને મસળવું. છુંછો કાઢી નાખવો. લવંગનું તેલ ને ઑઇલ ઑફ એંબર એક એક ઔંસ ને ઑલીવ ઑઇલ બે ઔંસ ભેળી છાતી તેમજ બરડાના કાંઠા પર રાતે સુતી વખતે લગાડવું. લસણને છુંદીને તેનો રસ કાઢીને પગનાં તળીઓ પર લગાડવાથી પણ ફાયદો થશે.

ખાત્રા નામની વસ્તુ તે ફટકડીના જેવી પણ નાના ચળકટા ટુકડાની આવે છે તેને ઠીકરાંની ઉપર ફુલવીને રસ નીકળતો બંધ થાય ત્યારે તે કકડાને કાઢી લઇ તેને બારીક વાટી મલમલનાં કપડાંથી ચાળી કાચની બાટલીમાં ભરી જરૂર પડે ત્યારે એક ચમટી જેટલી લઇ મધમાં મેળવી નાનાં બચ્ચાંને ચટાડવી મોટાં માણસ માટે સહેજ વધારે લેવી. અજમાના પાંદડાંના રસને મધ ભેળી પાવું, અથવા માટીના નાન વાસણ અંગારમાં તાવવી ખુબ લાલ થાયને તેમાં પા શેર દુધ ચમટી હળદરને અજમો તથા ત્રણ લવંગ ખોખરાં કરી તે ગરમ વાસણું બીજા મોટા વાસણમાં મુકી દુધ તેમાં નાખી જોસ આવી ઊભરાઇ બહાર પડે તે બધું એ ગાળીને સહવારમાં ભુખે પેટે સાત દિવસ પાવું, માટીનું વાસણ રોજ નવું લેવું.

**ગુંચના હાંસાની સર્મી** (Syrum) શરીરમાં પીચકારી વડે શરૂઆતમાં મુકાવવાથી જોર કમી થઇને જલદી નરમ પડે છે.

**બાફ** ગરમ પાણીમાં લીસ્ટરીન, કે ટરપીનટાઇન ટીક્ચર બૅનઝાઇનસ અથવા કાર્બોલીક ઍસીડનાં ફાઇબી ચીજનાં થોડાં ટીપાં નાખીને લેવાથી ફાયદો થશે. ઍમોનીઆ બાળવાથી તેનો ધુમાડો દંમમાં જવાથી ગુંચનો ઠાંસો નરમ રહે છે.

ગધેડીનું દુધ સહવારમાં ભુખે પેટે પાવાથી ગુંચના હાંસા પર ગુણકારક છે એ દુધ દોહવીને તુરત પાવું, લાંબો વખત રાખવાથી બગડી જાય છે. કેટલાં ખહીવાળાને

પણ એ દુધ કોઇ વખત ફ્રયદો કરે છે કારણ કે ગધેડીને કદી પણ ખડી થતો નથી એમ કહે છે.

**ઠાંસાની ગુંચ** આવે ત્યારે સીધું ઉભું રહેવાને બદલે સહેજ વાંકુ વળવાથી ગુંચનું જોર નરમ રહેશે, આવી ગયા પછી પાણીમાં લીંબુનો રસ નાંખી પાવાથી ગળું સુવાળું થઇ જશે, ઘણી જોરમાં ગુંચ આવતી હોય તો ઇથર (Ether) નામની દવાનાં થોડાં ટીપાં કપડાં પર નાખી દુરથી ધરવું જોર નરમ પડશે. એકદમ નજદીક લઇ સુંઘાડવાથી બેહોસ થઇ જશે.

જોઇએતો પ્લાસ્ટર રાઇનું કોઇ વખત છાતી પર મારવું અથવા બરગંનડી પીચ ( Burgundy Pitch ) નામની દવા ગરમ કરી કપડાં પર લગાડીને છાતી પર તેનું પ્લાસ્ટર મારવાથી ગુચનું જોર નરમ રહેશે.

**લોહીનું પાંણી** ( Anaemia ) થવાથી માણુસ નબલું પડતું જાય છે લોહી સુધારવા સોજા મીઠાં દાડમનાં દાણા કાઢેલા તેનાજ વજનની મોટી લાલ અંગુરી દ્રાક્ષ સાથે બધું પાટા પર પીસી નાખવું દાડમ ઠળીઆ સાથે પછી કપડાં લઇ નીચવી તેનો રસ થોડો વખત દિવસે બે ત્રણ વખત પાવાથી ફાયદો કરે છે.

કલેજી ( Liver ) કાચીને બારીક કાપીને ખવાડવી અથવા સુપ બનાવીને પાવાથી લોહીમાં સુધારો થાય છે, કાચી નહિ ખાય તો રાંધીને પણ ખવાડવી.

**૨૫૯.—હાંફણનું જોર** થાય તે વખતે બીજાં સામાં માણુસે એક હાથ દરદીની છાતી પર ને બીજો હાથ બરડા પર થોડો વાર સહેજ દાબીને રાખવાથી કેટલીક વખત નરમ પડે છે, કોઇક વખત છાતી તેમજ પીપરીપર રાઇ મારવાથી ફ્રાયદો થાય છે.

સ્ત્રોંગ કોફી ગરમ ગરમ સહવારમાં ભુખે પેટે દુધ યા સાકર વગર પાવી, અથવા મધ એક ચમચી ને એરંડીનું તેલ એક ચમચી ભેગી સહવારમાં અને રાતે સુતી વખતે થોડા દિવસ આપવું. ગૉળ અર્ધી ચમચી રાઇનું તેલ પાંચ ટીપાં ભેળીને પાવું, ઘણો જુનો મોવડાંનો દારૂ ને સહેજ મધ ભેળી પીવો.

સુંઠ, બદામ, સાકર ને જેઠીમધની લાકડી સર્વે એક સરખાં વજણનું લઇ ઠંડા પાંણી સાથ સોજા પત્થર ઘસીને ઘસીને કાઢી અર્ધા ગ્લાસને સુમારે પાવું; તેમજ ચોલાઇની ભાજી વધુ ખવાડાવવી. મધ એક ચમચો સોજું, કાળું જાડુ નીમકનાં ત્રણ ચાર ટુકડા, ઠંડું પાંણી એક વાઇન ગ્લાસમાં પીગળાવી ગાળી મધ સાથ ભેળીને પંદર દિવસ સુધી એક એક દિવસનો ગાળો નાખી પાવું.

ઇડું તદન તાજું ધોઇ સાફ કરી એક વાઇન ગ્લાસમા કોટલાં સાથે મુકી તે ડુબે તેટલો તેમાં લીંબુનો રસ નાખી એક દિવસ રાખવાથી કોટલું નરમ ને પોચું પડે કે કોટલાંનીજ સાથે ભચરી લીંબુના રસમાં ઘુટી નાખવું; તેટલાજ વજણનું મધ લઇ

લઈ ચુલ્હે ગરમ થવા આવે કે લીંબુના રસ સાથનું ઇડું તેમાં રેડી ઘટ જાંમ જેવું થાય ને ઉતારી ઠંડું પડે ને ભરી રાખી એક એક ચમચી તેમાંથી સહવાર સાંજ આંઠ દીવસ ખવડાવવું વચમાં પંદર દીવસનો ગાલો નાખી પાછું આપવું, એ મુજબ કીધાથી હાંફણુ ઠાંસો નરમ પડશે.

સુંઠ, મરી, પીપળ, જીરૂ, હરડે, સંચલ, સીંધવ ને જવખાર સર્વે એક સરખા વજનનું લઇ બારીક વાટી અર્ધી ચમચી જેટલું લઇ ઠંડાં પાંણીમાં ભેળી પાવું અથવા ફાકીને ઉપર પાંણી પીવું ચાલુ ત્રણ દિવસ આપવા ફાયદો થાય છે.

**હાંફણની ફાકી,** કાએફલની છાલ, ભારંગી, પોકળ મુળ, કાંકરાસીંગ દરેક તોલો એક લેવું, અને લેંડી પીપર એક પૈસાની, સર્વે ગાંધીને ત્યાંથી મંગાવી બારીક છુંદીને ચાલવી જે ચીજ અમકી નહિ છુંદાય તેને ઠીકરાં પર સેકીને છુંદવી, એ બધું ભેળેલી ભુકી વજનમાં અર્ધો તોલો લઇ તેના બાર ભાગ કરી દરરોજ સહવારમાં એક ભાગ થોડાં મધ સાથે ભુકે પેટે ખવડાવવી. એવા દેશી ઇલાજોથી પણ ફાયદો થશે. રાતના જલદી ખાવું, દાદર ઘણા ચઢવા નહિ.

**શુવર હાફ્ણ તથા ઠાંસા પર** પહોળા હાથ જેવા પાંદડાંની જાતની શુવર ઉપર જે લાલ ગુલાબી રંગનાં કાંટાવાળાં ગોળ ફળ થાય છે તેને અંગાર ઉપર ચીપીઆ વડે પકડીને કાંટા બળી જાય ને તેનું સીરપ પાણીને સાકર સાથ બનાવી કેટલાકને પાવાથી ફાયદો થાય છે, કેઇક તે ફળ અમદાં પણ ખાય છે.

**છાતી પર લગાડવા** હાંફણ પર અરીણ, સાબુ, કપુરનો અર્ક ને ઓપોડેલના નામની દવા સરખાં વજણનું ભેળી વાપરવું.

**બાફ લેવાનો,** સુરોખારને ( Saltpetre ) પાણીમાં મેળવી રંગ બનાવી તેમાં નવું સોસ્નુ બ્લોટીંગ પેપર બોળી સુકવી નાંખવું, અગત પડે ત્યારે તેમાંનો એક વેંહતને સુમારે કકડો કાપી લઇ સોજી રકાબીમાં મુકીને મેચીસ વડે સળગાવી દરદીના બીછાંનાની નજદીકમાં મુકવુ; તેનો ધુમાડો નીકળી દમમાં જવાથી હાંફણવાલાને કરાર લાગે છે. કલોરોફોર્મ થોડાં ટીપાં રૂમાલ પર નાંખી સુંઘાડવાથી હાંફણનું જોર નરમ પડશે, ઘણું સુંઘાડવાથી માણસ બેસુધ થશે તે સંભાળ લેવી. ઑલીવ ઑઇલમાં મેનથોલ પીગળાવી દમમાં લેવું.

બીડી પીવા ધતુરાનાં પાદડાંને તંબાકુની ભુકી ભેળી લેવી તેની તૈયાર બનાવેલી ભુકી પણ દંમમાં લેવા માટે આવે છે. બારીક પાઊડર ચમટીમાં લઇ સુંઘવો.

**ખઈના દરદીઓને** ચોકખી સુકી હવા ચાલુ દમમાં જાય તેમ આખો વખત બારી બારણા ખુલ્લાં રાખવાં, અને બનતાં સુધી દિવસે બહાર બગીચામાં તડકું ઘણું નહિ લાગે તેમ રહેવું. ધુળ દંમમાં મુદલ જવા દેવી નહિ. ખોરાકમાં દુધ, માખણ, મલાઇ, કોડલીવર ઑઇલ કાચાં ગોશ્તનો રસ, કાચાં ઇંડા તેમજ બીજી હજમ થાય તેવી પુષ્ટીકારક ચીજો ખવડાવવી.

ખહીનો જુનો દેશી ઇલાજ મધ, છુંદેલાં લશણુનો રસ, અલસીનું તેલ ને બુરૂ ખાંડ દરેક ચચાર ઔંસ. તેમાં પાંચ ઇડાંની દાળ તથા સોજો રમ અર્ધી પાઈન્ટ સર્વે ભેળી તેમાંની એક એક ચમચી સહવારે ને રાતે સુતી વખત પાવાથી કોઇકને ફાયદો થાય છે. લોહી છાતી પરથી પડતું હોય તો એક ગ્લાસ ઠંડા પાણીમાં એક ચમચી નીમક પીગળાવી દિવસમાં બે વખત પાવું, દારૂ બનતાં સુધી પાવો નહિ.

એ દરદીને પણ કંઠમાળા થાય છે રેડીઅંમ મુકવાથી કોઇને ફાયદો કરે છે, કેટલીક વખત ઓપરેશન કરી ગાંઠો કાઢી નાખે છે.

ખહીવાલાં દરદીએ જ્યાં ગમે ત્યાં થુંકવું નહિ કારણકે તે થુંક સુકાઇ જઇને તેમાનાં જંતુઓ ધુળ સાથે ભેળાઇને ઊડી બીજાં સાજાના દમમાં જવાથી તે રોગ થયાનો સંભવ રહે છે, માટે કંઇબી વાસણમાં થુકી ઘડી ઘડી ધોવારવું તેમાં એક જાતનો ચુનો કલોરીનેટેડ લાઇમ ( Chlorinated Lime ) નાંખવાથી તે જંતુઓ તુરત મરી જશે, એના જર્મસ લાંબો વખત વેર જીવતાં રહે છે.

## પ્રકરણ ૫૫.

## આંખની જતન, નાક, કાન વિષે.

**૩૬૦.—આંખ દુખતી** હોય તો થોડો વખત બંધ કરીને સુઇ રહેવું. વાંચતી તેમજ સીવતી ભરતી વખતે એક થી દોઢ ફુટ દુર પકડવું અને આંખ ઉપર ઉજાશ આવે તેમ બેસવું નહિ, પાછળથી અજવાળું આવે તેમ કરવું, થાકેલી આંખને પાંચ દસ મિનિટ બંધ કરી રાખવાથી આસાએસ મળશે. મોઢુ ધોઇને તુરત ઉઘાડયાથી તેમાં પાણી જઇ આંખ સાફ થશે.

**ઘણા નાના બચ્ચાંની આંખપર** ઘણો ઉજાશ અથવા તડકુ પડવા દેવું નહિ. મોટાં બચ્ચાં વાંચતી લખતી વખતે આંખના નજદીક ઘણું લે તો આંખમાં ખામી જાણી તપાસી ચશમાંની અગત પડે તો અપાવવો.

**આંખમાં આગ બળતી** હોય તો લઇ શકાય તેવા ગરમ પાણીના ફટકા મારવા, દુધને પાણીએ ધોવી અથવા આઇસ લગાડવું.

**ગરમીથી આંખ લાલ થાય** તો રાતે સુતી વખતે ખાલી ઇડાની સફેદી અથવ તો તેમા થોડા ગુલાબના ટીપા નાખી ઝીણું કપડું બોળી તે આખ ઉપર મુંકવું અથવા આખ ઊઘાડી અંદર સફેદી મુકી ને પછી ધોવી, એથી આખની ગરમી ચુશી લેશે, આઇસ ફેરવવુ, મધ આખમા આજવું, કાળી મટોડી ભીંનવીને કપડાંની અંદર બાંધીને આખ ઉપર મુકવી. કાગદી લીંબુ પાકેલું આખના પોપચા ઉપ

અવારનવાર ફેરવ્યાથી ગરમી નીકળી જશે. ચીનાઈ સાકર ને ઈમિજી હરડે મધમા ઘસીને આંખમા આંજવાથી ગરમી ચુશી લેશે. એરંડીના ઝાડના અથવા કેળના ગાભના ફુટેલા પાદડા માથા ઉપર મુકવાથી પણુ આંખને ઠંડક વળશે. કોઈપી ઉપાય કરવા.

આંખ આવે ને લાલ થયલી, કોઈ વખત ધુળ કચરો અથવા મગતરૂ જાય નાના કે મોટાંને ચમચી બોરીક પાઉડર ફુકા પાણીમા નાખીને બારીક કપડું બોળી ઘડી ઘડી લુછવા તેમજ આંખમા બે ચાર ટીપા નાખવા બીજાઓને એ ઉડે નહિ તેની સંભાળ રાખવી, તેનાથી રતાસ પણુ નીકળી જશે. થોડીક ફટકડી અથવા નીમકને ફુકા પાણીમાં પીગળાવી ધોવી. આંખ પર વાગવાથી પાણી ગળે તો પણુ ઉપલી રીતે ધોવી

**સરદીથી આંખ લાલ** ચાહના પાણીએ ધોવી, એમાનું ટેનીન ફાયદો કરશે.

**આંખમાં ટીપાં મુકવા** કાચની નળી રબરની નીપલ સાથની આવે છે તે નહિ હોય તો કવીલ સોજી પેન દવામા બોળી તે વડે મુકાશે. ચતાં સુઇ આંખને આખી ઉઘાડીને નાખ્યાથી દવા બધે ફરી વળશે. ઘણુા નાના બચ્ચાને આંખમા રૂને દવામા બોળી આંખના ખુણામાં નાકની બાજુ આગલ એક બે ટીપા નીચવ્યાથી બચ્ચું આંખ ઉઘાડ ઢાંક કરતાં અંદર જશે.

**આંજણી** પર ખમી શકાય તેવું ગરમ પાણી લઇ તેમા થોડો બોરીક પાઉડર નાખી રૂ કે કપડું લઇ તે વડે શેક કરવો અથવા તો ચાહનો પાલો ગરમ ગરમ લઇને શેકવાથી આંજણી નરમ પડશે. આંજણી પાકવા માટે સહેજ સીંદુર લગાડવો અથવા તો કાળી દ્રાક્ષનો ઠળીઓ કાઢી નાખી ગરવાળો ભાગ આંજણી ઉપર મુકે છે.

**આંખમાં ખીલ** કોઇકને હોવાથી આગ બળી લાલ થાય છે, ડૉકટર પાસ કઢાવવાથી ફાયદો થશે, તે પર ઠંડક આપવા આઇસ ફેરવવું, લાંબો વખત બતી આગલ વાચવું નહિ. તેમજ ધુળ તડકુંને પવનથી આંખ બચાવવા બહાર જતી વખતે કાળો ચશમો પહેરવો. આંખના બીગાડાને લીધે કેટલીક વખત માથું પણુ દુખ્યા કરે છે, જે ડૉકટર પાસ તપાસ્યાથી માલમ પડશે મોટરમાં ચશમો પહેરીને બેસવું.

**બારિ દોલો** નાના બચ્ચાંને લાગે તો કેટલીક વખત ડૉકટરે ચશમાં પહેરાવ્યાથી સરખો થાય ને ચશમો કાઢી નાંખે છે.

**આંખમાંથી કાંકરો અથવા કચરો કાઢવાની રીત** કપડાં ને પાણીમાં ભીનવીને લુછવી, ઠંડા પાણીના ફટકા આંખ ઉઘાડીને મારવાથી પણુ નીકળશે. ઉપલું પોપચું ઉંચું આંગળી વડે ઉથલાવી કપડાંની અથવા રૂની બારીક અણી કરી તે આંખમાં ફેરવવી, અથવા તો ડોકું ઊંચું કરીને ઉપલું પોપચું ઉંચું કરવાથી નીચેની પાંપણો અંદર ફેરવ્યાથી કચરો નીકળી જશે. બીડીનો ધુમાડો આંખ આગળ કરવાથી

કાંકરો પોતીકી મેળે ખુણામાં નીચે ઉતરી આવ્યાથી સહેલાઇથી નીકળશે, બીજી આંખને ચોળવાથી કોઇ વખત નીકળે છે. નાક સાફ કરીએ તેવી રીતે બે આંગળાંની વચ્ચે નાકને પકડી ફુંકતી વખતે આંખો ખુલ્લી રાખવાથી કેટલીક વખત તેમાંનો કચરો નીકળે છે; બ્લોટીંગ પેપરની બીંદરી વાળી અણીવાળો ભાગ પાણીમાં ભીનવી નરમ થાય ને તે આંખમાં ફેરવવું.

**ચુનો અખમાં જાય** તો ઑલીવ ઑઇલનાં થોડાં ટીપાં રેડવાં, પાણી નાખવાથી ચુનો પીગળીને આંખમાં બધે ફરી વળે છે માટે તે નાંખવું નહિ, તે નીકળ્યા પછી સહેજ સરકો ને પાણી ભેળી ધોવી.

**આંખની કીકીમાં લોખંડની કાંઇ રજકણ લાગી હોય** તો તુરત તે ઉપર એરંદીઆનું અથવા સાલીડ તેલનાં થોડાં ટીપાં નાખી આંખ બંધ કરી તે ઉપર રૂના પહોળીઆં દાબીને કાંઇ હાલે નહિ તેમ રાખી તુરત ડૉકટર પાસે જવું; કોઇક વખત લોહચુંબકને નજદીક ધરવાથી તેના ઉપર તે લોખંડની રજકણ ખેંચાઇ બહાર નીકળી આવે છે. પટેટાને કાચો ખમણી ગરમ પાણીમાં પોલ્ટીસ બનાવી શેકવાથી કરાર લાગશે, તેનાથી કોઇ વખત અંદર ગયલી ચીજ બહાર આવશે.

**પાંપણ ઉપર પોપડા** બંધાય તો એક પાંઇન્ટ ગરમ પાણીમાં એક ચમચી બેકીંગ પાઉડર પીગળાવી ઝીણાં કપડાંએ અવારનવાર ધોયા કરવું ધોતી વખતે આંખ બંધ રાખવી. પોપડા નરમ થાય ને તેને ઝીણાં કપડાં વડે કાઢવાથી બાલ તુટી જશે નહિ. બોરો કાઢવા બોરીક પાઉડર પાણીમાં પીગળાવી દિવસમાં ત્રણ વખત ધોવી.

**પાંપણ ખરી ગયલાં પાછાં ઉગાડવા** માટે લીંબુનાં રસમાં નરમણીનો દાણો નાંખી તે લગાડવું. ભવાં ખરે તો બાલમાં જુવો.

**પાંપણનાં બાલ લાંબા ઊગાડવા** નાની પીંછી વડે એરંડીઊં કે પાતળું વેસલીન મુળમાં લગાડવું આંખમાં નહિં જાય તેની સંભાળ લેવી.

**રડતાં આંખ લાલ થઇ આવે** તો ગુલાબમાં કપડું ભીનવી તેથી આંખ ધોવી ને પછી તેમાંજ બોળીને પોહોળીઆં મુકવાં. આંખમાંનાં આંસું પણ સહેજ ખારાં હોય છે.

**ગ્લોકોમા** ( Glaucoma ) નામનું દરદ આંખ ને ભેજાં સાથ જોડાયલી મોટી નસો નબલી પડી લોહી વગર સુકી થઇ જવાથી થાય. આંખે ઝાખ લાગી કોઇક તદન અપંગ થઇ જાય છે તેનો તુરત ડૉકટર પાસ ઉપાય કરાવ્યાથી આંખ કોઇની બચે છે.

**આંખને ઝાંખ** ઘણી બીડી પીધાથી કે તંબાકુ ઘણો ખાધાથીં કોઇને થશે તેમજ ગુરદાનાં દરદવાલાને તેમ થાય છે.

**૩૬૮–નાક ઠંડીના** દિવસમાં સુકાઇને તતડે તો માખણ અથવા ઘી ચુલ્હે કકડાવી, રહેજ કેસર નાખી ઠંડું થવા આવે ને નાકમાં થોડાં ટીપાં નાંખવાં અથવા

કોલ્ડક્રીમ, કે વેસેલીન ઑલીવ ઑઇલ, હેઝલીન ક્રીમ, કંઇબી આંગળી કે રૂનાં કાકડાં વડે અંદર ચોપડવું. ગરમીથી અથવા તડકે ફર્યાથી નાક લાલ થાય છે, ઘણો દારૂ પીનારનું પણ નાક લાલ દિશે છે.

**નાક લાલ** કોઇનું દીશે તો સોજા ગુલાબ ત્રણ ઔંસમાં ટીંકચર બેનઝોઇન અર્ધી ચમચી ભેળી રૂ અથવા સ્પંજ વડે દિવસમાં બે વખત લગાડવું. ચીકનું થતું અટકાવવા કોલોનવૉટર લગાડવું.

**લોહી નાકમાંથી નીકળે** તો તુરત બેસી જઇને માથું પછવાડે ઉઠલાવી રાખી બેઉ હાથ ઊંચા કરી રાખવા, તેમ કીધાથી બંધ નહિ થાય તો તાળુક, કપાળ ને નાક તથા બોચી ઉપર આઇસ ફેરવવું, અથવા ઠંડાં પાણીમા કપડું બોળી મુકવું. ચાવતાં હોઇએ તે મુજબ દાચું હલાવ્યાથી કોઇ વખત લોહી બંધ થશે. કાળી મરોડી ભીંનવીને તે સુંધાવ્યાથી પણ ફાયદો થાય છે. લોહી નીકળતું હોય ત્યારે વાંકું વળવું નહિ.

**નાનાં બચ્ચાંએ નાકમાં કાંઇ ચીજ ખોસી** દાધી હોય તો મોઢું ઉઘડાવી સામા ધણીએ જોરથી મોઢાંમાં ફુક માર્યાથી તે ચીજ કોઇ વખત નીકળી આવે છે. તપખીર અથવા મરીની ભુકી સુંઘાડવાથી છીંક આવવાથી પણ નાકમાં રહેલી ચીજ બહાર આવશે, નહિ નીકળે તો તુરત ડૉકટર પાસે જવું.

**નાકનું હાડકું ફુલવાથી** કોઇને ચાલુ છીંક સરકમ રહે છે તેમજ દમ લેવાની અડચન લાગે તો ડૉકટરને બતાવવું ઑપરેશનથી કોઇને ફાયદો થાય છે.

**બચ્ચાંને નાકમાં મસા** ઍડીનૉઇડસ ( Adenoids ) થવાથી પણ હેરાન થાય છે જે કઢાવવાથી દમ પણ સહેલાઇથી લઇ શકશે.

**નાકમાં દવાનું લોશન લેવા** ખોબલીમાં રેડી નાકની નજદીક લઇ દમ ઊપર લેવાથી અંદર જશે.

**૩૬૨.—કાનમાંથી મેંલ ( Wax ) કાઢવો** ઑલીવ ઑઇલનાં અંદર થોડાં ટીપાં રેડી નરમ થાય અને પછી ફુકાં પાણીની પીચકારી મારવાથી નીકળી આવશે અથવા સળી ઉપર રૂ વીંટાળી પાણીમાં ભીનવી ને સાફ કરવા લેવો. કાગળની ભીંદરી કરી કાઢવો. કેટલાંકો અણીવાળા હથિઆરે ભળતાંઆ પાસ કાંન કોતરાવીને નુકશાન કરે છે તે ભોકાઇ પદડો ફાટી જઇ બહેરૂં પણ કેટલીક વખત થઇ જાય છે. હાઇડ્રોજન પરઑક્ષાઈડ ( Hydrogen Peroxide ) નામની દવા બચ્ચાં માટે પાણી સાથે ભેળીને રેડવાથી મેલ પોતીકી મેલે ફીન થઇને ઉપર તરી આવે ને કાન ઉંધો કરી સાફ કરવો, મોટાં માટે પાણી ભેળવું નહિ.

**શરદીથી દુખતા** કાનમાં ઑલીવ ઑઇલ સ્હેજ ફુકું કરી થોડાં ટીપાં નાંખી તેમાં રૂને બદલે લશણની કળી કાનમાં ખોસવી તે પવન ખેંચી લેશે. ચમચીને

જોસ પાણીમાં ડુબાડી તુરત કાઢી તેમાં તેલનાં ટીપાં નાખવાથી ગરમ થાય કે કાનમાં રેડવું, જોઇએ તો અફીમના અર્કનાં બે ત્રણ ટીપાં સાથે ભેળવાથી કાનના ચસકા નરમ પડશે. ઑલીવ ઑઇલ એક ઔંસમાં એક ચમચી ક્લોરોફોર્મ ભેળ મેળવી નાખી તેમાંથી દસ ટીપાં કાનમાં રેડી રૂ ખોશવો. કાન કેટલીક વખત ન્યુરેલજીક પેન અથવા દાંતના સબબે પણ દુખે છે, તે પર સરદીમાં લખેલા ઉપાય કરવા અથવા કંઇપણ લગાડવું.

શેક કરવા માટે સાધારણ અથવા કાળું જાડું નીમક ગરમ કરી કપડાંમાં બાંધીને વાપરવું અથવા તો કાંદા કે પટેટાને બારી ગરમ ગરમ છોલી ફ્લેનલની કોથળીમાં નાંખી અંદર મસળીને તે વડે શેક કરવો. લીમડાનાં પાંદડાંને ચાળણીમાં નાંખી તે ઉપર ખળખળતું પાણી રેડી બાફીને તે પાંદડાં કાઢી લઈ કપડાંમાં મુકી કાનની આજુબાજુ શેક કરવો એ પ્રમાણે ખસખસના પોસે પણ શેકાશે. આંકડાનાં પાકેલાં પાનને ઘી લગાડી આતશપર ગરમ કરી લેવાં. ગરમ તેલમાં રૂ બોળી શેકવો. એમાંની કોઇબી ચીજ શેક માટે લેવી.

કપુરનું તેલ પણ બહારથી લગાડવાથી ફાયદો થશે અથવા કાનની પછવાડે અળસીની પોલટીસ કે રાઇના નાના પ્લાસ્ટર કરીને મારવું કોલોનવૉટર સહેજ આંગળી પર લઈ કાંનમાં ફેરવવી અંદર જરાબી નાખવું નહિ.

**કાનને બાફ આપવા** માટે ઈંટ, નળીઉં અથવા લોખંડનો કકડો ઘણો ગરમ જાડાં કપડામાં વીંટાળી તે ઉપર પાછું ખળખળતું પાણી રેડી વાંકા વળી તેમાંથી વરાળ નીકળે તે કાનમાં લેવાથી દુખતો કાન નરમ પડશે.

**કાનમાં ચસ્કા મારે** તો ગરમ પાણી રેડી કાન વાળો સુઇને તે તુરત કાઢી નાંખી ગ્લીસરીન ગરમ કરી રૂમાં બોળીને ખોસવું. મીઠું તેલ એક ચમચો લસણની કળી તથા થોડાં સીતાબનાં પાંદડાં ભેળો ચુલ્હે કકડાવીને ઠંડું પડે ને કાનમાં થોડું રેડી રૂ ખોસવો.

**કાનમાં સોજો ને પરૂ** હવા સરદી લાગવાથી કે કોઇ પાણીમાં તરવા જનારને પણ તેમ થાય તો તે છોડી દેવું. બચાવ માટે રૂ ને ગ્લીસરીન કે વેસેલીન લગાડી કાનમાં ખોસવો. એ કાનની પેન ઘણી સખત થાય છે શેકવાથી નરમ પડશે, અથવા સરદીના ઉપાય કરવા.

**કાન પાકીને રસી નીકળતી** હોય તે તુલસીના ઝાડના પાલાને ખુબ પીસીને તેનાં બે ચાર ટીપાં થોડા દિવસ નાંખવાં, અથવા તો ગલગોટાના ઝાડના પાંદડાંનો રસ પણ એ રીતે વાપરી શકાશે.

સંખજીરું બારીક વાટીને ભુકી નાંખવાથી પણ પરું નીકળતું બંધ થશે. લાલ ગુલાબનાં ફુલને પાણી સાથ ચુલ્હે ઉકાળી ગાળી કાઢી ઠંડું પડે ને પીચકારી

કાંનમા મારવી. જોઈએ તો ફટકડીનું નરમ પાણી પીચકારીમાં વાપરવું. અજમો અર્ધો તોલો, લસણની કળી બે, ને ધુપેલ તેલ (ધુપરું) બે તોલા, ઉપલી વસ્તુને બાળી, ઘુંટી તેને ધુપેલ સાથે ચુલાએ કકડાવી ગાળીને રસ કાઢી મુખ સીસીમાં ભરી રાખી ખપ પડે ત્યારે કાનમાં બે ત્રણ ટીપાં નાખવાં. ફલેનલનો શેક કરવાથી પણ ફાયદો થશે અથવા લીમડાનાં પાંદડાનાં વરાળાવ કરી શેરાને દિવસમાં બે ત્રણ વખત બાંધી રાખવાં કોઇને રસી બંધ કરવાથી નુકશાન થાય છે.

**કાન બહેરો** સરદીથી કે ઘણું કવીનીન પીવાથી કે જોરમાં ફટકો લાગવાથી થાય છે. મોરનો સુકો પગ લઇ તેલમાં નાંખી કકડાવી કાઢી લઇ ને તેલ ઠંડું પડે ને થોડા ટીપાં રેડવાં એ દેશી ઇલાજે કોઇનો બહેરો કાન સુધરે છે. કાંદાનો રસ, ઑલીવ ઑઇલ અથવા સુખડનું તેલ કંઇમી બે ત્રણ વાર જોઈએ તો નાખવાં.

બીડી પીતું હોય તેણે ધુમાડો મોઢાને વાટે નહિ કાઢતાં પણ નાકને વાટે કાઢી કાન તથા મોઢું બંધ રાખવાથી થોડો સાધારણ બહેરે થયલો કાન સુધરશે.

બહેરાં માણસ સાથે હંમેશાં ધીરે સાદે વાત કીધાથી વધારે સારી રીતે સમજી શકે છે. બહેરાને સાંભળવા માટે વિલાયતની ભુંગળીઓ બને છે, કોઇક જનમથી બહેરાં હોય છે તેમજ કોઇને મોટી ઉમરે કાનમાં અવાજે ચાલુ આવ્યાથી બહેરૂં થાય જેનો કંઇ ઊપાય થતો નથી.

**કાંનમા ગયલી ચીજ કાઢવાની રીત** ચીણુ-ગની સળગતી સંભાળી દુરથી પકડી તેના ઉજાશ વડે કાંઇ જીવજંતુ કે ચીજ હોય નીકળી આવે અથવા આપણાથી ન જોઇ શકાશે. મોઢું જોવાના આરસી તડકામાં ધરી તે પર સુરજનો ઓળો પડે તેનો ઊજાસ સામાં માણસના કાન પર પડે તેમ ધરવાથી પણ કાનની છેક અંદર વેરનું દીશે છે. ગરમ પાણી સહેવાય તેટલું અથવા સાલીડ તેલ કે એરંડીઉં સહેજ ગરમ કરીને કાનમાં રેડવાથી પણ તેમાં ગયલી કંઇમી ચીજ ઉપર તરી આવી નીકળશે.

**કાંનકચુરો કાંનમાંથી** કાઢવા ગોશને છુંદી તે અવાજ ભુંજીને કાન નજદીક ધરવાથી તેનાં વાંસે તુરત બાહર આવશે.

**ભુકી દવાની નાખવા** માટે કાચની પોકળ નલી, કીલ અથવા કાગળની પહોળી ભીંગરી વાલી તેને એક છેડે ભુકી મુકી બીજે છેડે ફુક મારવાથી કાંનની અંદર બરોબર જશે.

**નાનાં બચ્ચાંના કાન વીંધાવવા** નાનપણમાં વીંધવાથી તેને વધારે ઇજા થતી નથી કારણ તેની ચામડી કુમળી હોય છે, વીંધવા પછી તેના ઉપર કોલોનવૉટર અથવા બ્રેન્ડી રૂ વડે લગાડવાથી તે સુકાઇને જલદી રૂઝાઇ જશે, ચીકાશ લગાડવાથી કોઇ વખત પાકે છે, પહેરાવેલી કડી અવારનવાર ફેરવ્યા કરવી.

## પ્રકરણ ૫૬.

## નખ તથા બાલની જતન.

**૩૬૩.—નખ સફેદ કરવા** રાતે સુતી વખતે લીંબુનો રસ લગાડી સવારે ધોઇ નાંખવાં. નખ હંમેશાં સાફ રાખવાથી હાથ શોભે છે. નખ મેલાં થતાં અટકાવવા ચામડીની બાબતમાં હાથ સાફ રાખવામાંથી મળશે. સાબુના પાણીને નખના બ્રશે ઘસવાથી અંદરનો કચરો સાફ થાય છે. કેટલીક સાફ કરવાની તેમજ નખને પૉલીશ કરવાની ચીજો આવે છે જેને ( Manicuring ) કહે છે. નાની કાનસ વડે નખની કીનારી ઘસવાથી સરખી થાય છે.

**નચ્છર** ( Whitlow ) આંગળું નખની બાજુમાંથી પાકે તેમ લાગે તો રૂ ને પાણીમાં ભીંનવી તે ઉપર અવારનવાર બાંધી રાખવું તેથી બેશી જશે, પણ જો પાકું હોય તો દાબીને અંદરથી પરું કાઢી સાફ કરી રૂઝ.ય ત્યાં સુધી વીંટાળી રાખવું. ગરમ પાણીમાં અવારનવાર બોળીને શેક કરીને પાંઉની પોલ્ટીશ કરવાથી નચ્છર પાકીને ફુટયા પછી બોરીક લોશનમાં પટી ભીંનવી બાંધવી.

**નખ કડક** પર ઑલીવ ઑઇલ, અથવા વેસલીન ને બદામનું તેલ સરખે ભાગે ભેળી લગાડવું. રાતે સુતી વખતે ફટકડીનાં પાણીમાં થોડી મિનિટ બોળી રાખવું, સાબુનાં પાણીમાં લીંબુ નીચવી તેમાં હાથ ધોવા, પગના કડક નખ નાહવા પછી નરમ થઇ સહેલાઇથી કપાશે.

**બચ્ચાંને નખ કરડવાની ટેવ** હોય તો કવીનીન, મરી અથવા કવેશીઆનું કડવું પાણી આંગળાંને લગાડયાથી મોઢાંમાં લેતાં કડવુ યા તીખું લાગવાથી આદત છોડશે વધુ બચ્ચાંની જતનમાં જુવો. મોટી ઉમરવાલાએ આદત તોડવા હાથમા ગ્લવ્સ પહેરી રાખવા.

**પગના અંગુઠાનું નખ** કોઇને અંદર માંસમાં ઉંડું ઉતરીને અડચણ કરે છે માટે સંભાળીને ચાલતી કાતર યા છરી વડે અંદર ગયલી અણી ઉંચકીને ઘડી ઘડી કાપ્યા કરવી. ચરબી તાવીને થોડા દિવસ લગાડવાથી પણ કોઇબી કડક નખ નરમ થઇ આંગળાંનાં ખુણામાં ભોંકાતું નથી, ફટકડીની બારીક ભુકી નાંખીને પટી વીંટાળી રાખવાથી નખ અંદર જશે નહિં. પાણી ત્રણ ચમચામાં એક ઔંસ ટૅનીક ઍસીડની ભુકી ભેળી ચુહલે ગરમ કરી ઠંડું પડે ને અંગુઠાનાં નખ ઉપર દિવસમાં બે વખત લગાડવાથી નરમ રહેશે. દુખે તો આયોડીન લગાડવું.

**નખ કચડાઇ કે દબાઇને કાળું થાય કે** નીકળી જાય તો તુરત બેન્ડીનાં પાણીમાં આંગળાં બોળી દીધાથી લોહી નીકળતું અટકશે, ને પછી ફને બેન્ડીમાં

ભીંનવી તે ઉપર મુકી પાટો બાંધી દેવો. નખ નીકળી જવા જેવું હોય તો હાથે ખેંચી નહિં કાઢવું, જેમ નવું ઉગતું જશે તેમ પેલું બહાર આવી પોતીકી મેળે નીકળી જશે. નવું નખ નીકળતું હોય ત્યારે પણ આગળાંને માપની જાડાં કપડાં વા ચામડાંની કોથળી કરી પોઇ રાખ્યાથી નવું નખ ચીમરાયા વગર સોજાું સરખું ઉગશે ઉઘાડું રાખ્યાથી કશામાં ભેરવાયા કરી આંગળું દુખ્યા કરશે, અથવા જુનાં મ્લવ્રાની આંગળી કાપીને પહેરવી.

**મેલાં નખ સાફ કરવાં** એક પ્યાલુ પાણી તેમાં એક ચમચી ટીંકચર ઑફ મીરહ ( Tincture of Myrrh ) ને થોડાં ટીપાં પાણી સાથ નરમ કીધેલો ગંધકનો તેજાબ ( Sulphuric Acid ) ભેળીને હાથ ધોવા પછી ઉપલી મેળવણીમાં બોળવાં, ગંધકના તેજાબને બદલે જોઇએ તો ટાર્ટરીક ઍસીડ ( Tartaric Acid ) એક ચમચી લેવી.

ડાઘ કાઢવા હાઇડ્રોજન પરૉક્ષાઇડમાં સળી પર રૂ વિંટાળી બોળીને ઘસવું.

## બાલ.

**૩૬૪.—બાલને** થોડે થોડે દિવસે ધોવાથી તેમજ રોજ તડકો લગાડવાથી ફાયદો થાય છે. બનતાં સુધી જાડા નીખીઆએ ઓળવાથી તુટશે નહિં. લાંબા બાલ નીચેથી ચીરાયલા દેખાય તો છેડા ઉપરથી કોઇ વખત સ્હેજ કાપ્યાથી પાછા ફાટયા વગર લંબાઇમાં વધે છે.

બાલ ઉપર સુરજનાં કીરણો પડવાથી તેમાં વરસાદની કમાનમાં દીસે તેવા લાલ લીલા, પીળા, બ્લુ વિગેરે રંગો દીસે છે.

**બાલ ધોવા** માટે નીચલી કેટલીક ચીજો વપરાય છે. સાબુનું પાણી, ટંકણખાર, સોડા ખાર, કાળી મટોડી, ઍમોનીઆ, શીકાકઇ તેમજ કેટલીક જાતના તૈયાર પાઉડર ( Hair Wash ) હેર વૉશ પણ આવે છે. સધારણ બાર સોપે સારા ધોવાશે, ઍમોનીઆ એક ચમચીને સુમારે એક બાટલી ગરમ પાણીમાં મેળવો, સાબુનો ગોળો બાલપર ઘસવાને બદલે પાણીમાં પીગળાવી અથવા સોપ જેલી વાપરવી. ટકણ ખાર સાબુના પાંણી અર્ધી ચમચો પીગળાવી લગાડવાથી ચીકાશ તુરત નીકળે છે. ભારી પાણીએ ધોયલા બાલ ચીકટા લાગે તો છેલ્લા પાણીમાં એક ચમચો સરકો કે લીંબુનો રસ ભેળવો.

દારૂનો અર્ક ચાર ઔંસ, કાર્બનેટ આફ પૉટાશ એક ઔંસ ને ઍમોનીઆનું પાણી અર્ધો ઔંસ સાથ ઠંડું કે કુકું પાણી ચાર ઔંસ ને સુમારે ભેળીને માથે ચોળતાં ફીણ થાયને પછી કુકાં પાણીએ ધોઇ નાખવા વરસાદનાં પાણીએ પણ સારૂ ધોવાય છે. શરીર ભીનવ્યા વગર મોટા બેસીનમાં વાંકુ વળી બાલ આગલા ઊથલાવી તેમાં ધોવાં બમથા વરસાદનાં પાંણીએ સારૂં ધોવાશે અથવા તે પાણી અર્ધો પાંઇન્ટ

જેટલું ગરમ કરી તેમાં કપુરના એક મોટા ટુંકડાની બારીક ભુકી એક ચમચો ટંકણખાર બે ચમચા ઍમોનીયા સર્વે મેળવી બાલને લગાડવાથી મેલ નીકળી ઘણા લાંબા વખત વેર માથું સોજ્જુ રહેશે.

**બાલ સુકવવા તડકામાં** થોડો વખત ઉભું રેહવું, તુરત સુકા કરી નાખવા. બીછાણાંમાં સુધ બાલને ગુંચતા નાખી દુરથી આતશ ઉપર બે ત્યાંન બાળવું જેનો ધુમાડો બાલનો બાંનાશ ચુશી લેશે.

**માથાંમાંથી ખોળો તથા ચીકાશ કાઢવા** ધોવા આગમચ સહેજ બ્રેન્ડી લગાડવો, અથવા એક ઈંડું ને ખાંડ અથવા બોરેકસ ભેગી વાપરવું થોડે વખતે માથું ધોઇ નાખવું; બે ઇડાંની દાળમાં સોડા બાઇકાર્બ એક ચમચી અને પાણી આંઠ ઑંસ ભેળી લેવું. એક ઇંડાંની સફેદીને કફ ચઢાવી તેમાં એક ચમચી સોજી સ્પીરીટ ભેળાને લગાડવાથી ખોળો સાફ થશે. ઍમોનીઆ, બે રમ ( Bay Rum ) કે ટંકણખારનું અથવા સોડા બાઇકાર્બનું પાંણી ધોવા આગમચ લગાડવું, જોઇયે તો તે બંને ભેળવું. બે રમ ત્રણ ઑંસ, પેપરમીન્ટના ફુલ ( Menthol Crystals ) પા ઔંસ લાવોના-ડી-કૉંપોસ ( Lavona-de-Composee ) એક ઑંસ સર્વે ભેળી પીગળાવીને લગાડવાથી ખોળો નીકળશે તેમજ બાલ પણ વધશે. ચાહેનું પાણી જોઇયે તો લગાડવું. એક ઑંસ પાણીમાં અર્ધો ઑંસ લીસ્ટરીન ભેળીને લગાડવાથી ખોળો નીકળી જશે. બચ્ચાંનાં માથાંમાંનો ખોળો વેસલીન રાતે સુતી વખતે અથવા સહવારમાં લગાડયાથી સહવારમાં નાહતી વખતે પોચો પડી નીકળે છે.

**ભવાંના બાલ ઊગાડવા** માટે કવીનીન પા ઑંસને એક ઑંસ દારૂનાં અર્કમાં પીગળાવી વાપરવાથી ખરેલા પાછા ઊગશે. વેસલીન અથવા એરંડીઉં દિવસમાં બે ત્રણ વખત લગાડવું.

**પાંપણમાં ખોરો કાઢવા** વેસલીન અથવા ગ્લીસરીનમાં પાણી ભેળી આને સુતી વખતે લગાડી સહવારે નાના બ્રશ વડે ઘસીને ધોવું.

**બાલ ખરી જતા અટકાવવા** માટે સાલીડ તેલ, ધુપેલ કોપરેલ, આમળાનું તેલ બીજાં ઘણી જાતનાં તેલો આવે છે તે વાપરવાં, અથવા ગામઠી જવને પાણીમાં ઘસી લગાડવાથી નવા બાલ ઉગશે; ગોલાબ એક પ્યાલું તેમાં એક ડ્રામ સોડા-બાઇકાર્બ ને અર્ધો ઑંસ ટીંકચર ઑફ કવીનીન ભેળી વાપરવું.

મગજની મહેનતને લીધે બાલ ખરે તો બદામનું તેલ અથવા એરંડીઉં ને બે રમ સરખા વજનનું ભેળી તાલક પર લગાડવું. એરંડીઆનો વાસ આવે તો કોઈબી જાતનાં અત્તરનાં થોડાં ટીપાં ભેળવાં.

**બાળ પાતળા** નાની છોકરીનાં કાપીને ટુકા બે ત્રણ વખત કરવાથી જાડા થશે, ઑલીવ ઑઇલ ત્રણ ઑંસ અને લવંડરનું તેલ એક ડ્રામ ભેળીને વાપરવાથી જાડા

થાય છે. પેટ્રોલીયમ ચોપડવાથી અથવા ડુક્કરની ચરબી લગાડવાથી પણ બાલ ઉગે છે. બીજાં તેલ માટે પાછલના ટોઇલેટવાલાં પ્રકરણમાં છે.

**બાલ ઉગાડવા બોડકાં માથાંપર** ફ્લેનલનો ટુકડો લઇ દિવસમાં ત્રણ ચાર વખત ઘસવો લાલ ચામડી થાય ત્યાં સુધી, સહવારમાં ઠંડાં પાણીએ માંથું ધોઇને નીચલી મેળવણી એક ચમચા જેટલી રકાબીમાં કાઢી કઠણુ બ્રશ વડે માંથાપર ઘસીને લગાડવાથી બાલ ઉગવા માંડશે; અર્ધો ઔંસ જાવંત્રીનું તેલ ને પા ઔંસ સોજો દારૂનો અર્ક ભેળી વાપરવો. અથવા ઑલીવ ઑઇલ ને સ્પીરીટ ઑફ રોઝમરી સરખા વજનનું ભેળી લેવું. પાણી એક પાંઇન્ટમાં કાંદાનો રસ પા પાંઇન્ટ ને પર્લએશ (ઘરઘતું નુસખામાં આપેલા છે તે) અર્ધો આંસ મેળવીને લગાડવાથી કોઇકના બાલપાછા ઉગે છે.

**બાલ કાઢવા અથવા રંગ ખુલ્લો કરવો** કોઇક ઓરતને દાઢી પર છુટા ઉગે કોઇને લાછન પર બાલ હોય તે પર હાઇડ્રોજન પરઓક્ષાઇડમાં પીંછી બોળી ત્યાં રોજ લગાડવાથી બાલનો રંગ ખુલ્લો થઇ ઝાઝા માલમ પડશે નહિ, એમાં સહેજ એમોનીઆ ભેળવાથી બાલ નબલા પડી કેટલીક વખત ખરી જાય છે. હાથ પરના બાલ કાઢવા પ્યુમીસ્ટોન અવાર નવાર ઘસવો.

**બાલમા ફોડ** થાય અને ઉંદરી પડે તો સોજું સુખડ પાણી અથવા ગુલાબમાં ઘસીને માથામાં લગાડવું એથી બધી ગરમી ચુશી લેશે અથવા ફટકડી, પાપડખાર શાજીખાર, ચોખા, સરખા વજનનું લઇ વાટીને લીંબુના રસમાં ભેળી લગાડવાથી નીકળી જશે. કાચા ચણાને બાળી તેની ઝીણી રાખ એરંડીઆમાં ભેળીને ચોપડવાથી પણ સાફ થશે.

**માથાંમાં જુ પડે** તો રોજ ઝીણા દાંતાના નીખીઆ વડે તેમાં જીણું કપડું પરોવી દિવસમાં બે વખત હોળીને જુ નીખીઆમાં આવે તેને મારી નાંખવી. માંથાંમાંથી પણ જોઇને કાઢી નાંખવી. બીજા કોઇને ઉડે નહિ તેની સંભાળ રાખવી. સીપીયતનો મલમ લગાડવાથી જુ નીકળે છે. લીંબુનાં રસમાં સફેદ ખાંડ ભેળીને લગાડવી. કેરોસીન તેલ થોડું લગાડવું કોલનવૉટર ને ઑલીવ ઑઇલ બંને એક એક ચમચી ભેળીને રાતે સુતી વખતે માથામાં લગાડી સફેદ કપડું માથાંમાનાં માફક આગળ વેરથી બાંધવું, સહવારમાં બધી જુ તેની ઉપર એકઠી થઇ બહાર આવે તે મારી નાંખી તે બીજે દીવસે નવું કપડું બાંધવું.

**બાલને કરચલી આપવી** ( Curl ) કરતી વખતે જરા સાબુનું પાણી લગાડીને પછી કરચલી કરવાની પીન પોવાથી સારા થશે, અથવા પાતલું ગુંદરનું પાણી લગાડવું, જોઇએ તો થોડી ખાંડ ભેળવી. એક બાટલી ખળખળતાં પાણીમાં બે ઔંસ ટંકણખાર, એક ડ્રામ ગુંદર, ( Gum arabic ) માં કપુરના અર્કમાં થોડાં ટીપાં નાંખી લેવું. સ્પીરીટ ઑફ વાઇન ત્રણ ઔંસ, ટીંકચર બેનઝોઇન ત્રણ ચમચા, ટંકણખાર દોઢ ચમચી પાણી ૭ ઔંસ ભેળી લગાડી બાલની કરચલી વાળવા અર્ધો

કલાક પીન પોઇને કાઢવી. લાંબો વખત કરચલી રહેશે. દસ ઔંસ પાણી, ચાર ઔંસ રેકટીફાઇડ સ્પીરીટ, બે ઔંસ કોલોનવૉટર, એક ઔંસ સોડા બાઇકાર્બ સર્વે મેળવી બાલનાં મુળમાં અઠવાડીઆંમાં બે વખત લગાડવાથી બાલ કરચલીનાં થશે.

**બાલ લાંબા માંદગી પછી ગુચવાઇ ગયલા છુટા** પાડવા સારૂ ઑલીવ ઑઇલ ને કોલનવૉટર ભેગી કે અમથો બ્રેન્ડી બાલ પર લગાડવાથી નરમ થઇ સહેલાઇથી છુટા થશે, તણાય નહિ માટે આંગળીપર વીટાળી ઓળવા. ધોવા માટે નર્સીંઇગનાં પ્રકરણમાં છે.

**બાલ જલદી સફેદ તથા અટકાવવા** સારૂ સ્ટ્રોંગ ચાહનું પાણી એક પ્યાલું, ને એક વચલો ચમચો નામક તેમાં પીગળાવીને જોઇએ તો થોડો દારૂનો અર્ક ભેળી બાલનાં મુળમાં ચાલુ લગાડવું.

**સફેદ બાલ કાળા કરવા** માટે ગંધકની મેળવણી સાથમાં તેલ તૈયાર મલે છે. એક નાનો ચમચો ઍમોનીઆનું પાણી, ૧૫ ગ્રેન સીલ્વર નાઇટ્રેટ ( Silver Nitrate ) અને એક ચમચી ગરમ પાણી ઠંડું પાડીને સર્વે ભેળી વાપરવું, અથવા દીસ્ટીલ્ડ વૉટર ત્રણ ઔંસમાં સીલ્વર નાઇટ્રેટ અર્ધો ઔંસ ભેળી લેવું સ્ત્રોંગ ઠંડી ચાહનું પાણી મુળમાં બ્રશે ઘસવી સાથે કોપરેલ કે ધુપરૂ ભેળવું.

માંયફળને છુંદી થોડાં પાણી સાથ ચુલાએ ઉકાળી ઠંડું પડે ને કપડાંએ ગાળી કાઢી તેમાં થોડું સીલ્વર નાઇટ્રેટ ભેળી લગાડવાથી બાલ કાળા થાય છે. કોઇબી દવા કે મેળવણી લગાડતી વખતે ચામડીને લાગવાથી કાળી થશે માટે સંભાળથી નાનો બ્રશ પીછી યા સલીપર રૂ વીટાળીને બાળપરજ લગાડવું. કપડાં પરબી કાળા ડાઘ પડશે.

**ખોટા બાલની દાઢી મુછ વળગાડવા સોજા** સ્પીરીટમાં સોજો ગુંદર અથવા લાખ પીગળાવી લેવી, પાછું કાઢી નાખી દારૂના સ્પીરીટ કે દારૂના અર્ક વડે ચામડી સાફ કરવી,

---

## પ્રકરણ ૫૭.

## અકસ્માત વેળાની સાવચેતી, તત્કાલીક મદદ, તે બનતા અટકાવવા, ઝેરી દવાના ઉપાયો.

૩૬૫—**અકસ્માત** કોઇબી જાતનો બને તે વખતે હંમેશાં સમયસુચકતા ( Presence of Mind ) વાપરવી.

**આગથી** ઘરમાંની ચીજો બીછાનાં પડદા વિગેરે સળગી ઉઠે તો તુરત બીજાં જાડાં કપડાં અથવા ગરમ ધામળી કંઇબી લઈ તેપર જોરથી ઝટાક મારવાથી બુઝાશે.

**શરીરમાંનું કપડું સળગેલું હોય** તો તુરતજ જમીનપર સુઇને ગોળ ગોળ લોટવું ફ્લૅનેલી ગાદર કે ગરમ બ્લેંનકેટ ફરતી ગળાં આગળથી નીચે સુધી

વિંટાલ્યાથી બળતું બુઝાઈ જશે, પણ સળગેલાં કપડાં સાથ ઊભુ રહેવાથી બળતું ઉપર ચઢશે તેમજ બહાર ખુલ્લી હવામાં નીકળવાથી પણ જલદી બળવા માંડે છે.

**આગમાંથી ચાલી જવું પડે** તો શરીર ઉપર ગરમ બ્લેનકેટ સુકો અથવા પાણીથી ભીનવેલો વીંટાળવો, ઊભું ચાલવાને બદલે જમીન ઉપર વાંકું વળીને અથવા ફ્સરીઆં મારીને જવું. મોઢું બંધ રાખવું અથવા પાણીથી ભીનવેલાં સાદાં કે રેશમી કપડાંનો પાટો બાંધવો જેથી ગરમ બાફ ગળાંમાં જસે નહિં. માથા ઉપર પાણીથી ભીંનાયલું દીલનુછણું વીંટાળવાથી બાળ સળગતા નથી. બ્રાઉન પેપરમાં વીંટાળેલી ચીજ પણ જલદી સાદા કાગળ માફક બળતી નથી, તેમજ ઍસ્બૅસ્ટૉસ પણ આગમાં બળશે નહિં.

**પેટ્રોલ કે બૅનઝાઈન અથવા કેરોસીન તેલ સળગી ઉઠે** તો પાણી નહિં રેડવું, નીચલી જેવી ચીજ મળી જાય તે ઉપર નાખી દેવી, રાખ, ચોખાનો આટો, મટોડી, કાદવનું પાણી, ફટકડી કે નીમકનાં પાણીમાં પર્લએશની ભુકી ભેળીને છાંટવાથી જલદી બુઝાય છે. જોઇએ તો દુધ રેડવું. નાનું ફાંનુસ સળગેલું બુજવવા ભીંનું જાડું કપડું મોટું નાનુ જેવી મેળે તે ઢાંકી દેવું. ઉપલાં તેલો સીવાય બીજી કોઇ રીતે સળગેલું હોય તેપર પાપડખાર ( Soda Bicarb ) અથવા પૅાટેશ બાઇકાર્બ પાણીમાં પીગળાવી નાખવું. તેમજ બાલદીઓ ભરી જોરમાં અમથું પાણી રેડવું.

**આગ બુજવવાની મેળવણી** પાણી ચાર બાટલીમાં નીમક ત્રણ રતલ ને નવસાગર ( Ammonia ) દોઢ રતલ ભેળી બાટલીઓ ભરીને નજદીક સગવડભરેલી જગાપર મુકવી કે અગત પડવે તુરત કામ લાગે. છાંટવા માટેની ભુકી નીમક ને ઍમોનીઅમ કલોરાઇડ ત્રણ ભાગ ને સોડા બાઇકાર્બ એક ભાગ ભેળવું, સોડા વૅાટરની ચાંપની ( Syphon ) સીસી ભરેલી હોય તેને વાંકી કરી દાબવાથી સોડા તેમાંની ગેસ સાથ ઉપર ઊડીને આગ બુજવશે.

**ભઠ્ઠીની ચીમણીમાં** આગ કોઇક વખત સળગી ઉઠે તો ભઠ્ઠીનાં બારણાં તુરત બંધ કરી દેઇ અંગારપર નીમક અથવા ગંધક નાખવાથી બુઝાશે અને ઓરડામાં ફેલાતી અટકશે.

**ગેસ અથવા ઝેરી હવા** દમમાં જવાથી માણસ ગુંગળાઇ જાય છે, કેટલાંકો ભુલથી કોલસાની સળગેલી સગડીઓ બંધ ઓરડામાં રાખી રાતે કે દીવસે સુવે અથવા નાનીઓમાં સળગેલી સમાવત રાખી બંધ કરી નાહવા બેસવાથી અકસ્માતો બને છે કારણ કોલસામાંથી નીકળતી ગેસ દમમાં જવાથી નુકશાન થશે. ગેસની પાઇપમાંથી નીકળતી ગેસ પણ દમમાં જવાથી માણસ ગુંગળાય છે, ચાવીઓ બંધ રાખવી એવા અકસ્માતીક મરણ વિષે વાંચેલુ છે.

**ઝેરી હવા પારખવી કોઇબી બંધ જગ્યા પરની** વરસાદનાં પાંણીમાં સીસું ( Acetate of lead ) પીગળાવી તેમાં બ્લોટીંગ પેપર બોળી અંધું

સુકાય ને ત્યાં સુકવાથી કાળું થાય તો ઘણી ખરાબ જાણવી. હવા ચોખી કરવા ઘરધતુ બાબદમાં છે.

**ગુંગળાઈ બેસુધ્ધ થયલાને** ખુલ્લી હવામાં બહાર સુવાડી કમરને પેટ ઉપર સાદા કે આઇસના પાણીનાં ભીનવેલું કપડું સુકવું હુશીઆર થાય ને આઇસના નાના ટુકડા ખવડાવવા.

**ગાડી ઘોડાના અકસ્માત** વેળા દોડતી ગાડીએ બનતાં સુધી કુદી પડવું નહિં. બેસી રહેવાથી ઝઝું નુકશાન થતુ નથી, પણ જો ધાસ્તી ભરેલું લાગે તો સમયસુચકતા વાપરી ઊતરી પડવું.

**બરફ સખત પડવાથી ઇજા** ( Frost Bite ) હાથ પગને થઇ હોય તો ચામડીનો રંગ સફેદ થઇ જશે લોહી નહિં ફરવાથી, પાછું તેપર બરફજ લગાડવું, પછી ફ્લેનલનાં કપડાંએ લુછવું, અથવા ફટકડીનાં પાણીમાં દસેક મિનિટ બોળી રાખવા, ચાર બાટલી પાણીમાં પા રતલ ફટકડી લવી આતશ અથવા ગરમ ચીજે શેકવાથી વધારે નુકશાન થશે. સાધારણ મસાજ કીધાથી બરફે સુન મારી ગયલી ચામડી નરમ થઇ લોહી ફરતુ થાય છે. સખત ઇજા થવાથી કોઇકનાં આંગળાં પણ ખરી જાય છે. એ વિષે પાછલ ચામડીનાં પ્રકરણમાં જુવો.

**કુવા કે દરીઆમાં તરવા યા નાહવા આગમચ** સંભાળ લેવી, અંજાણ્યા કુવા અથવા તળાવોમાં કેટલીક વખત ઉંડી ખાઈ કે ઝાડનાં ડાગાં અથવા પથરા પણ હોય તે માલુમ પડતા નથી તેમ ઝહેરી હવા પણ હોય તે દંમમાં જવાથી માનસ ગુંગળાઈ જાય છે. તેમજ કોઇક દરીઆ ખડા ખમીઆ કીનારાની પોચી રેતી પગો અંદર ચાલી જાય તેવી જેને ( Quick Sand ) કહે છે અથવા તો કેટે દરીઆનાં પાણીઓનાં જતા આવતા રોદ ( Whirlpool ) જેવામાં તરતી વખતે કોઇ સપડાય ને ઘસડાઇ જાય છે તેવી જગાઓમા જાણી જોઇને જવું પણ નહિં કીચળવાળી નરમ જગ્યા ( Bog ) માં અજાણપણે જવાથી આખું શરીર અંદર ચાલી જવાનો સંભવ રહે છે જયા હોય ત્યાંજ સ્થીર ઊભુ રહી સામાની મદદ લેવી આગલ જવાથી શરીરના વજને વધુ અંદર ગરક થઈ જીવતુ ડટાઇ જવા વિષે વાચ્યું છે.

**ડુબી ગયલાં માણસને** તુરત બહાર કાઢવા પછી ભીનાં કપડાં કાઢી નાંખી અંગ સુકું કરી હાથ પગ શરીર મસળીને ગરમી આપવી. ગરમ મોજાં અથવા ફ્લેન્લનાં કપડાં વડે સારી રીતે મસળવાનું બનશે. ગરમ પાણીની બાટલી કે ગરમ રેતીનો શેક કરવો. મોઢાં પરનું ફીણ તથા પાણી લુછી નાંખવું. બેસુધ થયલું હોય તો આગલ વીજલીનાં ઝટકાની રાતમાં આપ્યા મુજબ જીભ બહાર ખેંચી કપડાંએ પકડવી કે સરી નહિ જાય સાથે હાથો હલાવવાનું આરટીફીશલ રેસ્પીરેશન ( Artificial Respiration ) ચાલુ કીધાથી શ્વાસ બંધ થયલો ચાલશે, તુરત નહિ થાય તો પણ

એ રીતે થોડો વખત ધીરે ધીરે ચાલુ કર્યાજ કરવું અને હાથ પગ ઠંડા લાગે તો મસળવાથી લોહી ફરતું થઇ શરીરમાં ગરમી આવશે. હોશીઆરીમાં આવે ને ગરમ પાણી સાથે બ્રૅન્ડી પાવો.

**ડુબી ગયલાં માણસને શોધવા** એક આખું પાંઉ લઇ તેમાં કાંણું પાડી થોડો પારો ( Quicksilver ) ભરીને પછી પાણીની સપાતી પર નાંખી દેવું, જ્યાં ડુબેલું માણસ હશે ત્યાં પોતીકી મેળે પાંઉ ઘસડાઇ જશે, કોઇબી રીતે ત્યાંથી ખસાડ્યું હોય તોપણ પાછું ત્યાં જાય છે. ( ફેમેલી હેરલ્ડ ૧૮૭૧ માંથી લીધેલું. )

**વીજળીનાં તોફાન** વખતે મોટાં ઝાડ, કે લોખંડના દરવાજા આગળ બનતાં સુધી ઉભુ રહેવું નહિ, વીજળી તે ચીજો પર ખેંચાવાનો સંભવ રહે છે.

**વીજળીનો ઝટકો લાગવાથી** બેસુધ થયલાં માણસને નીચે આપેલી રીત મુજબ શ્વાસ ચાલુ કરવો. સામાં માણસે વીજલી લાગેલા માણસને હાથ લગાડવાથી તેનાં શરીરમાં પણ વીજળી પેવશ થાય છે. લાકડુ, કપડું, ઘાસ, ન્યુસપેપર, છત્રી ઈંડીઆ રબર વિગેરે કંઇબી હાથમાં પકડી ઉપલાં માણસનાં શરીરને અડકવું કારણકે એ ચીજો વીજલી ખેંચતી નથી, લોખંડ મુદલ લેવું નહિ. વીજલીના તાર સાથ અડકેલા માણસને છુટું પાડવા લાંબું કપડું કે દોરડું તેના શરીરને ફરતું નાખી સંભાળથી ખેંચવું. સુદ્ધિમાં લાવવા ચત્તું સુવાડી જીભ બહાર ખેંચીને કપડાં વડે પકડી રાખવી થોડો વખત ત્યાર પછી બંને હાથો ઉચકી ધીરે ધીરે માથાંની પછવાડે સુધી સીધા લઇ જવા, પછી પાછા નીચે ઉતારવા છાટી પર લેવા એમ થોડો કે ઘણો વખત કીધાથી બંધ પડેલો શ્વાસ પણ ચાલુ થાય છે, એ રીતને આરતીફીશલ રૅસ્પીરેશન કહે છે. કોઇક કેસો તદ્દન ખલાસ થયલા દિશે તો પણ એ રીતે કલાક વેર કીધાથી પાછા હોશીઆરીમાં આવે છે. પડી જઇ માથાંમાં વાગવાથી પણ કોઇ વખત માણસ બેહોસ થઈ જાય*છે, હાથો ઉચકી બગલમાં સામા ધણીએ મસળવું. મોઢાં પર પાણી છાંટવું અથવા હોશીઆરીમાં લાવવા સ્મૅલીંગ સોલ્ટ ધીરેથી સુંઘાડવું, પવન નાખવો. હોશીઆર થવા વગર કંઇપણ પાવું નહિં.

## ઈજા પામેલાંને ઉંચકવાની ને પાટા બાંધવાની રીતો.

**૩૬૬—પડી જવાથી હાડકાંને ગંભીર ઈજા** થવાથી ચાલી હાળા નહિ શકે તો ઘણી સંભાળથી ઉંચકી બીછાના પર સુવાડવું. ઘરથી લાંબે છેટે અકસ્માત બન્યો હોય તો ડોલી ( ચ્રેયર ) મંગાવી તેમાં સુવાડી ઘર લઈ જવું અથવા તો મોટા જાડા મરદના ડગલા ( કોટ ) ની બંધે બાંહે ખભાં આગળના ગાળામાંથી અંદર ઉંધી ઉતારી દેવી ને પછી કોટના સર્વે બટનો પોઇ દેવાં. બે જાડી લાંબી લાકડીઓ માણસનું વજન ખમી શકે તેવી લઇ કોટની અંદરથી બાંહેમાં છુટી છુટી ઘાલી

ઉપલા ખભાં નીચેના ગાળામાંથી બાહર કાઢી લાકડીના ચારે છેડા બીજા ચાર માણુસો ઉંચકી શકે તેમ રાખવા. એ રીતે ઇજા પામેલાને તેમાં બેસાડી અથવા સુવાડીને લઇ જવાનું સહેલું પડશે જોઇએ તો બે કોટ લેવા.

**નાનાં બચ્ચાંને ઇજા** થયેલી હોય તો હાથમાં યા કેડે ઉંચકી જવું અથવા બીજી સાધારણ રીત એ છે કે બે માણુસ સામા સામી ઉભા રહી એક હાથ લાંબો રાખી બીજે હાથ વાળીને પેલા લાંબા હાથના ગુડણ નીચેથી ટાઇટ પકડવો એજ મુજબ બીજા માણુસે પણ કરી બંધેના લાંબા કીધેલા હાથો વાળેલા હાથની ઉપર સામ સામા મુકવાથી એક બેઠક જેવું થશે જેને "હાલખરી પાલખરી" કહે છે. એ રીતે બનાવીઆ પછી બચ્ચાંનો એકેકો પગ બધે માણુસના વાળેલા હાથવાલા ખાંચામાં મુકી બેસાડવું અને બચ્ચાંના એકએકા હાથ વડે સાંમા ઉંચકનારનાં ખભાંઓ પકડાવવાં.

**૩૬૭—પડી જવાથી** યા બીજા અકસ્માતથી હાથ કે પગનો વાગેલો ભાગ સુજી આવે તો તે પર તુરત ટાઇટ પાટો અથવા કંઇ પણ કપડું વીટાળી દેવું, પગમાનાં બુટ સ્ટૉકીંગ વિગેરે સુજેના પગ પરથી કાઢતી વખતે જોર કરવું નહિં, સંભાળથી નહિંજ નીકળી શકે તો કાપી કાઢવાં. વાગેલાંના ઘટતા ઉપાય કરવા.

આગળાં હાથનાં અકસ્માતથી યા નબળાઇથી કોઇને વલી જઇ મુઠી માફક બંધ થઇ જતાં અટકાવવા નાંનો રબરનો કઠણ બૉલ મુકવાથી સરખાં રહેશે.

**હાડકું ભાંગ્યું હોય** તો તુરત ડૉકટરની મદદ લેવી. ઇજા પામેલા હાથને બનતાં સુધી રૂમાલ યા કપડાંની ઝોલ્લીબાંધ તેમાં મુકી રાખવો, નીચે લટકતો રાખવો નહિ. ભાગેલું હાડકું હોય તો તુરત તેની નીચે ટેકો આપવા માટે લાકડી, છત્રી, જાડું ન્યુસપેપરનું તેવું કંઇબી મુકીને પછી પાટો બાંધી દેવો, ડૉકટર આવવા આગમચ.

**ભાગેલાં હાડકાં સંધાવાને લાગતો વખત,**—પાંસળી ૩ થી ૫ અઠવાડીઆં બોચીનું હાડકું ૪ અઠવાડીઆં, હાથની નીચેનો ભાગ ૫ અઠવાડીઆ, ખભાંને ૬ અઠવાડીઆં, પગનાં હાડકાંને ૭ અઠવાડીઆં અને જાંગ અથવા થાપાને ૧૦ થી ૧૨ અઠવાડીઆં સુમારે થાય છે. બરડાનાં કાંઠાંનું હાડકું (Spinal Column) ત્રણથી ચાર મહીને સંધાશે, કોઇનું ઘણી ખરાબ રીતે ભાંગી ગયલું સંધાતું નથી ને બીછાંનાં પરથી ઊઠી ફરી શકતું પણ નથી. હાડકાં કોઇબી ભાંગીને ચુરો થઇ ગયલાં પાછાં કદીબી સંધાતા નથી. બુઢાં માણુસનાં હાડકામાં ચીકાશનું પ્રમાણ ઓછું થઇ ખાર વધુ હોવાથી કડક થઇ જલદી ભાંગી જવાનો સંભવ રહે છે,

**વાગેલા ભાગ** ઉપર તુરત ઠંડું પાણી રેડવું અથવા આઇસ મળી શકે તો તે ફેરવ્યાથી સોજો તેમજ અકસાત નરમ પડશે. ઠંડા ઉપાય વધુ સારા છે. સખત

ટાડકું વાગેલા ભાગને લગાડવું, નહિ તો ગરમ પાણીમાં બોળી રાખી બીજું વધારે ગરમ ખમાય તેટલું રેડી શેકયા પછી ટાઈટ પાટો બાંધી દેવો. અગત પડે તો પાછું શેકવું. જોઈએ તો નીમક ભેળવું. સુજેલા તથા વાગેલા ભાગ પર લગાડવા ઈંડાંની સફેદીમાં નાનો ફટકડીનો ટુકડો નાખી ચુલે ગરમ કરી ફેરવ્યા કરવું ઘટ થાય ને કપડા પર લગાડી તે પર મુકી પાટો બાંધી દેવો; નાળીએરને ખમણી ગરમ કરી તેનો પણ શેક કરે છે. આયોડીન, ટરપીનટાઇન, અફીમ, બેલેડોના એ દવા માહેલી કંઈ પણ એકુ ચીજ લગાડવાથી વાગેલું નરમ પડશે. સાધારણ ભીમનો લેપ મારી પાટો બાંધવાથી ફાયદો થશે. તુરત લાલ મટોડી પાણીમાં ભીંનવી લેપની માફક લગાડવી. આંબા હળદ, રેવનચીનો સીરો ને ફટકડી સર્વેને પાણી અથવા બ્રેંન્ડી કે રમ દારૂમાં ઘસી ઘટ કરી સુજેલા ભાગ પર ચોપડીને ઉપર રૂ મુકી પાટો બાંધવો, જોઇએ તો દારૂને બદલે ઇંડાંની સફેદીમાં ઉપલી ચીજો ઘસવી અગત હોય તો ફરીથી પણ લગાડવું. રૂ ચામડી સાથ વળગી ગયલો કોઇબી લેપ પરનો નીકળે નહિ તો થોડો વખત પાણીમાં ભીંનવ્યાથી સેહલાઈથી નીકળશે. વાગેલા ભાગ પર મીઠું તેલ તુરત લગાડવાથી ચામડી પર કાળો ડાઘ પડતો નથી, અથવા કાચું ગોસ તે પર મુકી રાખવાથી વાગેલાંનો ઝાઝો અકસાત લાગશે નહિ ને કાળો ડાઘ પણ પડતો નથી. કાળા કે બ્લુ ડાઘ કાઢવા માખણ ચોપડવું અથવા તો જીન દારૂમાં પાણી ભેળી લગાડવું એ વિષે વધુ ચામડીનાં પ્રકરણમાં વાગેલાનાં જખમ રૂઝાવાની રીતોમાં આપેલું છે.

**આંગળાં દબાઇ અથવા કચડાઇ ગયાં હોય** તો તુરત બ્રેંન્ડી અથવા અમથાં ખળખળતાં પાણીમાં બોળી રાખવાં.

**૩૬૮—પાટા બાંધવા** સહ્લી બે આંગળથી ચાર આંગળ સુધીની પહોળી તેમજ સાંકડી જાડાં કપડાંની લાંબી પાંચ સાત વાર પટીઓ ઘરમાં વપરાશ માટે રાખવી, ત્રણ ખુણાંના ત્રીકોણ ઘાટનાં જાડાં કપડાંના ટુકડા પણ પાટા બાંધવા માટે વપરાય છે. પટીઓ જો ગોળ બંદલ માફક વિંટાળેલી હશે તો પાટા બાંધતી વખતે સુહેલ પડશે, સર્વે ચીજો કામની વખતે તૈયાર રાખવી.

હાથને ઝોળીમાં મુકી રાખવા સારૂ પણ મોટો ચોરસ રૂમાલ કે કટકો લઈ આડકત્રો વાળી ત્રીકોણ કરી ઉપલા અણીવાલા છેડા ગળાંની આસપાસ લઇ ગાંઠ વાલી નીચલા ભાગમાં હાથ મુકવો. કોઇબી પાટો બાંધવા પછી છેડેથી સીવવું, કોઇક સેફ્ટી પીન ખોસે છે અથવા તે પાટાને અધવચમાં છેડા પરથી એક વેહેંત જેડલું ચીરીને એક ગાંઠ વાળ્યા પછી બંને છેડા છુટા પડેલાને વીંટાળેલા ભાગપર ગાંઠો વાળી દેવા. પાટાઓ બાંધવાની રીતો કેટલીક ચોપડીઓમાં પીકચર સાથે આપેલું જોવાથી વધુ જલદી સમજ પડશે.

**હાડકું હાથની કોણી આગલથી ભાગેલું** હોય તો બે લાંબી લાકડાંની પટીઓ ઉપર હેઠે આંગળાંની લંબાઈ સુધીની મુકી સરખો ટાઇટ પાટો બાંધી દેવા પછી હાથને ઝોલીમાં મુકવો. લાકડાંની પટીઓને બદલે જાડું કાર્ડ બોર્ડનું કાગળ પણ વાપરી શકાશે. જોઇએ તો પટી પર રૂનું પડ મુકવાથી હાથ સાથ ઘસાતુ નથી.

**પોંહચી આગલનું હાડકું** પણ ઉપલી રીતેજ પાટો બાંધી ઝોલીમાં રાખવાથી ભાંગેલું સરખું રહે છે.

**કોણીથી પોંહચીની અધવચનું હાડકું ભાગેલાં** માટે ( Splint ) લાકડાંની પહોળી પટીઓ લઇ તે પર સરખો રૂ મુકી હાથની હેઠે ઉપર ગોઠવી ત્રીકોણ ઘાટની પટીઓ લઇ તે પર સરખી ટાઇટ વીટાળી ગાંઠ મારી દેવા, હાથને ઝુલતો રાખવો નહી. તેમજ ખંભાની નીચેથી કોણીની અધવચમાં ભાંગેલાં હાડકાં ને પણ ઉપલીજ રીતે પટીઓ એને બદલે ત્રણ લેવી, ખભાંથી કોણી સુધીની એક લાંબી અને બે નાની વાપરવી. બીજા માણુસ પાસ સરખી પકડીને ગોઠવ્યા પછી પાટો બાંધીને ઝોલીમાં હાથ રાખવા.

**આંગળી જોખમાયલી ને પાટો** પોણી ઈંચ જેટલો પહોળો લઇ પહેલે હાથની કાંદી પર બે ત્રણ આંટા વિટાળ્યા પછી આગળાના ખાંચામાં આંટો છેક છેડે પટી લઇ જઇ ત્યાંથી વિટાળતું નીચે ઊતરવું આખી આંગળી બંધાય ને પાછો તે છેડો આગળના પહેલા ખાંચાની સામેની બાજુથી લઇ કાંદી પર બે ત્રણ આટા મારી ગાંઠ વાળવા, પગની આંગળીનું બી એજ મુજબ કાંદી ને બદલે નળા આગળથી વીટાળી ને કરવું.

**પગનાં ભાંગેલા હાડકાંને** હાથમાં આપેલી રીતે બાંધવાં.

આંગળાં અથવા નીચલા ભાંગમાં ઇજા થયલી હોય તો પગનાં તળીઆંમાં જાડી પટી મુકીને પાટો ગોળ ફરતો ટાઇટ આંટા બાંધી પાતલીપર ને ઘુંટી આગલ છેડો પાટાંના લઇ પગના નળાને ફરતો વિંટાળી ત્યાં ગાંઠ મારવાથી છુટશે નહિ પગના પાટા બાંધતી વખતે સાંમી ખુરસી અથવા બાકસ પર ટેકવીને સરખો લાંબો રાખવો.

ઘુંટણ આગલ વાગેલા માટે પણ ઉપલી રીતે પાટા બાંધવા.

**થાપામાંથી હાડકું ભાંગેલું** પાટો બાંધવા આગમચ ઘણી લાંબી પહોળીપટી (Splint) બગલથી તે ઘુટણ અથવા આખા પગ સુધી પહોંચે તેટલી મુકવી, કોઇના ભાગ પર લાકડાંની પટીઓ મુકવાનો સબબ એ છે જે ભાંગેલું હાડકું હાલ્યા વગર સરખું રહે તો જલદી સંધાશે, વધુ ઇજા પામેલા કોઇબી ભાગોને કેટલીક વખત પ્લાસ્ટર ઑફ પરીસ લગાડીને પણ ડૉક્ટર પાટા બાંધે છે જોવા મુદ્દલ નહિ હાલ્યાથી જલદી સંધાય, મોટી ઊમરનાં માટે એવી રીતે સાંધવા લાંબો વખત રાખવું પડે છે. પગને માટે આંઠ વારને સુમારે લાંબો પાટો જોઇએ છે.

જડબાં ભાગેલા હાડકાં ને પાટો બાંધેલો હોય તો જાજું હલાવવું નાહ ખોરાક પણ ફીડીંગ કપ કે રબરની નળી વડે દાંતના ખાચામાંથી પાવો.

ખભામાંથી ભાગેલુ હાડકું બાંધવા ત્રણ ખુણાનો મોટો પાટો લઇ તેને ડબલ કરી ફરી એક વાર ડબલ કરવા પછી તેની વચલી પોઈંટ જે ખભાને ઇજા થઇ હોય તેની બહારની બાજુએ મુકાને આજુબાજુ બંને છેડાઓને એક આગળથી અને એક પાછલથી બીજી સામી બગલમાં લઇ જઇ પાછા ઉપર તેજ ખમાં પર જેને ઇજા નહિ થયલી હોય ત્યાં ગાંઠ વાલી દેવા, હાથને ઝોલીમાં મુકવો.

પાંસળીઓ ( Ribs ) ભાંગેલો માટે પાટો છ ઈંચ પહોળો ને દસથી બાર વાર લાંબો બાંધવા લેવો, બીજી વળગી રહે તેવી મેળવણી રબરની પહોળી પટીઓ તૈયાર આવે છે તે ટાઇટ ફરતી વિંટાળવાથી પાંસળીને વધુ સારો ટેકો મળી જલદી સંધાઇ જાય છે. પાંસળીઓ બધી મળી ૨૪ હોય છે. મલમ પટો અકસ્માત વખતે કરવા માટે જખમ વિગેરેના પ્રકરણમાંથી મળશે.

ભાગેલાં હાડકાં બહારથી દીસે નહિ તો શોઢી કાઢવા એક્ષરે ( X ray ) વડે સબી પાડવાથી તુરત દીસશે.

લીંન્ટનું કપડું તુરત નહિ મળે તો જાડાં કપડાંની એક બાજુ છરીની ધાર વડે જરા ઓખવી ખરમચડી થઇ રૂવાંટી નીકળે તે બાજુ મલમ લગાડવો, લીન્ટની સાદી બાજુ પર મલમ લગાડી રૂવાંટી ઉપર લેવી.

અકસમાતથી લોહી ઘણું નીકળતું અટકાવવા સોજું જાડું કપડું ઘા પર દાબી રાખવું.

## અકસ્માત થતા અટકાવવા.

૩૯૯.—નાનાં બચ્ચાંની ઘરમાં વસ્તી હોય ત્યાં કેટલીક જોખમ ભરેલી ચીજો તેઓના હાથમાં જવાથી કોઇક વખત નુકશાન થાય છે, માટે તેવી ચીજો તેઓ તેની નજદીક જાય અથવા લઇ શકે તેમ રાખવી નહિ; ઝેરી દવાઓ, મેચીસ, ચુલો, ઉઘાડી બત્તી, હથીઆરો, અસ્તરો, છરી, સુડી, ભરેલી બંદુક કે ખુલ્લી તરવાર વિગેરે.

બચ્ચાંના હાથમાંથી જોખમ ભરેલી ચીજ છોડવવી કંઇ બી તેવી ચીજ તેના હાથમાંથી જોર કરી પાછી લેવી નહિં પણ બચ્ચાંનો બીજો હાથ સામાં ધણીએ પકડી રાખીને રમકડાં અથવા મીઠાઇ જેવી ચીજો બતાવવાથી તે લેવા માટે તુરત પેલાં હાથમાંની પકડેલી ચીજ ખુદરતી રીતેજ નાંખી દેશે.

રસ્તા ઉપર કોઇને નુકશાન થાય તેવી ચીજો નાખવી નહિ ખીલા, ટાંચણી, ભાંગેલી સોય, કાચના ટુકડા જે કોઇનાં ખુલ્લા પગમાં કે ગાડી મોટરનાં રબરમાં ભોકવાથી નુકશાન થશે, તેમજ ફુટ કે તરકારીની છાલો જેની પરથી પગ સરી જઇને માણસ પડી જશે. રસ્તામાં ચાલતી વખતે તેવું કાંઇ પણ નજરે પડે તો થોકડ મારી બાજુ કરવાથી કોઇનેબી ઇજા થતી બચશે.

**સીક માણસનાં ઓરડામાં જતી વખતે સંભાળ લેવી,** થાકથી પરસેવે પડેલો હોય અથવા ભુખે પેટ તેના ઉડતા રોગવાલા દરદી પાસે એકદમ જવું નહિં, તેમજ ઇનફ્લુએનઝા, ખદી તથા બીજા કોઇબી ઊડતા દરદવાલાનાં મોઢાં નજદીક સાજાં માણસે મોહું રાખવાથી તે સામાને કોઇ વખત ઉડવાનો સંભવ રહેશે, બનતા સુધી ખુલ્લી બારીએથી હવા સોજી આવે ત્યાં ઊભું રહેવું.

**ગેસની બત્તીની પાઇપની ચાવીઓ ખુલ્લી** ભુલમાં રાખ્યાથી બધી ગેસ નીકળીને બંધ ઓરડામાં એકઠી થશે, અંદર એકદમ જવાથી માણસનાં દમમાં જઇ નુકશાન કરશે અથવા તો ભુલમાં બત્તી સળગાવવા મેચીસ સળગાવવી હશે તો પેલી ઘેરાયલી ગેસ પણ સાથે ભડકું લઇ ઉડશે માટે સંભાળ રાખવી.

**દવાઓની ભુલ** કેટલીક વખત લગાડવા તથા પીવાની દવાઓ સાથે મુકવાથી ભેળાઇ જઇ કોઇ વખત ઝેરી લગાડવાની દવા પીવાઇ જાય છે, માટે હંમેશાં બંને જુદી રાખવી તેમજ સીસી પરનાં નામો વિગેરે ઉજરડાં કે બત્તીમાં જોઇને આપ્યાથી તેવા નુકશાંનકારક અકસ્માત થતા બચે છે. દવાવાલાને ત્યાંથી આવે તે વખતે પણ દરદીનાં નાંમ નંબર સાથ મેળવી ને જોયા વગર આપવું નહિ.

**૩૭૦.—ઝેરી દવા અથવા વસ્તુ ખાધા પીધામાં આવે તેના ઊપાયો** ભુલમાં તેવી ચીજ પીધી હોય તો તુરતજ કોઇકને ઊલટી કરાવ્યાથી બધું પાછુ બહાર નીકળે છે તે સારૂં ગરમ અથવા ઠંડાં એક ટંમ્બલર પાણીમાં એક ચમચો નીમક કે રાઇ ભેળીને પાવું. બગડેલી તરકારી અથવા સડેળી માછલી ખાધાથી પણ ઝેર ચઢે છે જેને ટોમેન પોયઝન ( Ptomaine Poison ) કહે છે. ત્રાંબા કે બીજી ધાતુના કાટ પેટમાં ગયાથી ઝેર લાગશે, મોઢાંમાં ખાટો કસનાયલો સ્વાદ લાગી થુક આવ્યા કરે છે, જભાં સુકી થઇ જઇ પાણીની તરસ લાગે છે, ઇડાંની સફેદી થોડી વાઇન ગ્લાસ પાણી સાથ આપવી, દુધ પાણી ભેળીને પાવાથી ઊલટી થશે. કોઇ વખતે તેનું વધુ ઝેર ચઢવાથી હાથ પગમાં આંકડાં આવી ઊપલ્યાની કાંની થાય, તુરત ડૉકટરની મદદ લેવી. કોઇ કેસોમાં જુલાબ પણ આપવો પડે છે. સોમલ, હડતાલ વિગેરે ચીજોની પણ ઉપલી અસર થાય છે તે ઊલટી લાલ, લીલા, પીળા રંગની થશે. ઉપલાજ ઊપાય તુરત અજમાવવા. કોઇબી રંગની ઊલટી કોઇબી માણસ કરે ને શકમંદ લાગે તો તુરત ડૉકટરને બતાવવી અથવા વાસણમાં ઝેરી દવાઓનો વાસ આવે તે શોધી કાઢવાથી ઉપાય થઇ શકે છે.

**આયોડીન** ભુલમાં પીવાઇ ગયું હોય તો, તુરત દુધ, આરારૂટ, આટો, સ્ટાર્ચ કંઇબી પાણીમાં ભેળીને પાવું અથવા ઇંડાંની સફેદી પાણીમાં નાખી આપવી.

**ઍમોનીઆ** માટે સોડા, લીંબુ, સરકો, કે સંતરાનો રસ પાવા પછી ઊપલી કંઇબી ચીજ આપવી અથવા સ્ત્રોંગ ચાહ કે કોફી પાવી.

અફીમ કે કપુર ખાધેલો હોય તે માણસને તેની કેફ ચઢી ઊંઘાવા માંડે છે, તેમ થવા દેવું નહિ; બનતાં સુધી જગાડીને ચલાવ્યા કરવુ. મોંઢાં પર પાણીના છૂટકા મારવા, અથવા સુંઘાડવાની દવા સ્મૅલીંગ સૉલ્ટ ધીમેથી સુંઘાડી હોશીઆરીમાં લાવવું, જોઇએ તો રાઇનું પાણી પાઇ ઊલટી કરાવવી. વધુ અગત લાગે તો આર-તીફીશલ રેશપીરેશન આપવું, છાતીપર રાઇ મારવી. ચોંગ કાફી બનાવીને પાવી એ રીતે ડૉક્ટર આવે ત્યાં સુધી સંભાળવું. સોજી હીંગ પણ અફીમનાં ઊતાર માટે ખવાડે છે, હીંગ ઘણી ખવાડયાથી મરદો થાય તો જીરૂં ખવાડવાથી નરમ પડશે. ધતુરો કે મોરફીઆનાં ઝેર માટે પણ એજ ઉપાય અજમાવવા.

**ઍસીડ કે ઝેરી દવાઓ** પાધેલા કેસોમાં ઉલટી નહિ કરાવવી પણ મૅગની-શીઆ ચાક અથવા સાબુ કંઇબી પાણીમાં પીગળાવી પાવાથી ઍસીડનું ઝેર નરમ થશે. ફૉસફરસના ઝેર માટે પણ ઉપલીજ કંઇબી ચીજ પાવી; પણ કોઇબી જાતનું તેલ નહિ પાવું. સીલ્વર નાઇટ્રેટ માટે નીમકનું પાણી પાવું.

**ચુના** માટે સરકો કે લીંબુનો રસ અથવા કાંજી સ્ટાર્ચ પાણી સાથ મેળવી પાતલી કરી અવારનવાર પાવી. સોમલ કે મોરથુથુ માટે તુરત ઊલટી કરાવ્યાથી ઝેર પચતું અટકશે, જુલાબ કે કોઇબી જાતનું તેલ નહિં પાવું.

એ ઉપલા ઉપાયો ડૉક્ટરના બોલાવવા આગમચ અજમાવવા પણ તેની મદદ તો કોઇબી કેસોમાં તુરતજ લેવાથી જાન બચે છે.

**કેરોસીન તેલ** ભુલમાં પીધું હોય તો તુરતજ બાવલના ગુંદરનું પાણી પાવું પછી દુધ ગરમ કરી ઠંડુ પાડીને આપવું, ગુંદર નહિ હોય તો મીઠું તેલ પાવું અને તેના કોગરા કરાવ્યાથી મોઢાંમાં ચાંદી પડતી નથી. બીજે દિવસે મીઠાંનો જુલાબ આપવો.

**ઓક્ષેલીક ઍસીડ**પર ચાકનું પાણી પાવું.

**તંબાકુની કેફી અસર** બીડી પીને તે દમમાં લીધાથી ખાવા બરોબર થશે. ઘણી બીડી પીનારનું હાર્ત તેમજ મગજ નબલુ પડે તેમજ ધ્રુજરી થાય છે.

---

## પ્રકરણ ૫૮.

---

# દવાદારૂની પરચુરણ બાબતો ને તેની સમજણ, હવા પાણી તથા બધી વનસ્પતીમાં સમાયલા તત્વો વિષે સુરજની રોશનીને ચાલની ગણત્રી.

---

**૩૭૧—દવા તથા ગોળીઓ ગળવા ને પીવાની રીતો** કડવી દવા પીવા આગમચ મોઢાંમાં થોડું આઇસનું ઠંડુ પાણી લઇને સાથે પી જવી, ઠંડા કે ગરમ

લેમનેડ એક ગોટ પીધા પછી કોઇપણ જાતની દવાનો ખરાબ સ્વાદ ઝાઝો માલમ પડતો નથી, અથવા લવંગનાં તેલનાં એક બે ટીપાં મોઢાંમાં નાખ્યા પછી દવા પીવી.

એરંડીઆનો સ્વાદ બીઅર દારૂ રેડતાં ફીણ આવે તે અથવા લેમનેડ પર નાખીને પીવાથી મુદલ લાગતો નથી, તેમજ પીધા આગમચ સ્ત્રોંગ બ્રેન્ડી પાણીના કોગળા કરવા પછી તુરત પી જવું.

કવીનીન સ્ત્રોંગ કોફી ઠંડી કે ગરમમાં પીવાથી કડવું ઓછું લાગશે.

**નાનાં બચ્ચાંને કડવી દવા પાતી વખતે** મધ કે સાકરનો શીરો ભેળવો, તેમજ કોઇપણ જાતનો દવાનો પાઉડર મોઢાંમાં છુટો મુકયાથી અતરસ જઇ ઠાંસો આવશે માટે ઉપલી રીતે મીઠાશવાલી ચીજ અથવા અમઠાં પાણીમાં મેળવીને બચ્ચાંને પાવું અથવા ચટાડવું.

કૉડલીવર ઑઇલનો સ્વાદ મોંઢાંમાં લાગે નહિં તેમ કરવા મધમાં સહેજ સરકો ભેળી જરા પીને તેપર કૉડલીવર ઑઇલ પી જવું.

દવાનો વખત યાદ રાખવા માટે નાનો ગોળ કાર્ડ બોર્ડનો ટુકડો લઇને તેપર ઘડીઆલનાં કલાક પાડી જઇ અધવચમાં કાણું પાડી તેમાં લાંબી દોરી પોઇ છેડે ગાંઠ વાલવો અંદરથી નીકળે નહિં તેમ બીજા દોરીના છેડા સાથ એક બટન લટકતું બાંધી છેલ્લી દવા આપ્યા પછી બીજીનો વખત થાય તેપર દોરી ગોઠવી મુકવી એ મુજબ આગલ કરતાં જવું. ટંમ્બલર ઉપર એ ગોળ ઘડીઆલ મુકવાથી બગડેલાં ઘડીઆલના કાંટા જોઇએ તે વખત પર ગોઠવવા.

**૩૭૨—કવીનીનની ગોળી બનાવવી** સોજા સુંવાલા પત્થર અથવા હાથની હથેલીમાં પાઉડર લઇ થોડાં ટીપાં પાંણી નાખી છરી ( Spatula ) વડે કઠણ ગોળી વાલી તેપર થોડોક કોર્નફ્લૉઅર સ્ટાર્ચ, મૅગનીશીઆ કોઇપણ આટો, લીકરીસ પાઉડર સહેજ છાંટીને સુકી કરી તુરત લેવી, લાંબો વખત રાખતાં છુટી જશે પાણીને બદલે સહેજ ગ્લીસરીનમાં ગોળી કઠણ વાળી મૅગનસ કાર્બનસ નામનો પાઉડર છાટવાથી સુકી થઇ લાંબો વખત રહે છે દાબડીમાંબી એજ પાઉડર સાથ ભેળીને રાખવી. બીજી ચીજોની ગોળીઓ એ રીતે બનશે. રૂપાંની પાવલી પર મુકેલો ઢગલો કવીનીનનો પાઉડર સુમારે પાંચ ગ્રેન થશે.

કવીનીન ઍમોનીએટેડ બનાવવા ૮૦ ગ્રેન સલ્ફેટ ઑફ કવીનીન, ૧ ઔંસ ઍમોનીઆનું પાંણી (Solution Amonia), ૮ ઔંસ પ્રુફ સ્પીરીટ ધીમાં તાપે એમાં કવીનીન પીગળાવ્યા પછી ઍમોનીઆનું પાંણી મેળવું, સરકમ સરદી માટે પંદર વીસ ટીપાં પાંણીમાં ભેળી પાવાથી જલદી નરમ પડશે.

**કૅપશયુલ** ( Capsule ) જીલેટીનના બનાવેલાં દવાના પાઉડર ભરવા માટે આવે છે તે ઘણા ભરવા હોય તો દવાનો પાઉડરનો ઢગલો મુકી કૅપશયુલ ખોલીને તેમાં

દાબવાથી સહેલાઇથી ભરાય છે. ભીની હવા કે પાણી લાગવાથી નરમ પડી વળગી જાય તો સહેજ તાપ અથવા તડકું લગાડવું. ઘણા કડક લાગે તો હાબડામાં ભરી ભીનાં કપડાંમાં વીંટાળવાથી નરમ થશે. દવાના ટીપાં તેમાં નાખીને આપે છે.

ગોળ વેફ્રર જેવા સફેદ કેશેમાં ભરેલી દવા ગળતી વખતે પાંણીનાં ગ્લાસમાં નાખી સહેજ નરમ પડે ને તુરત ગળવું, નહિં તો પીગળી જશે તેમજ એ રીતે ભીનવ્યા વગર કઠણ ગળવાથી ગળાંમાં ખુચીને ગુગળાઇ જાય છે.

**ગોળી, કૅપશ્યુલ કંઇબી ગળવાની રીત** ડોકી ઉપર કરવાને બદલે ખાનાની ટેબલ પર બેસીને જમતાં હોઇએ તેમ સહેજ વાંકું વળીને ગોળી મુકી થુક સાથ અમથી અથવા પાંણી લઇ ગળવાથી ખુટયા વગર સહેલાઇથી ગળામાં ઉતરે છે.

**૩૭૩—કાવો સુનામખી,** વિગેરેનો બનાવવા એક પાઇન્ટ ઠંડાં પાંણીમાં એક ઔંસને સુમારે અર્ધો કલાક યા વધુ ભીનવી રાખવું એને ઇનફયુશન (Infusion) કહે છે. એમાં એક ગ્રેન જેટલો સુરો ખાર ભેળવાથી જલદી બગડતું નથી.

કરીઆતુ, કૅશીઆ, રૂબાર્બ કંઇબી એક ભાગ લઇ ચાલીસ ભાગ પાંણીમાં એક કલાક ભીનવ્યાથી થશે.

ઉપલી ચીજો એટલાંજ ગરમ પાંણીમાં અર્ધા ઔંસને સુમારે ભેળવી, જે ડીકોકશન (Decoction) કહેવાય છે. સુનામખી જુલાબ આપવા માટે; કરીઆતુ, કૅશીઆ તાવ સારૂ વપરાય છે.

ઘણીક જાતની દવાઓ છાલાપાલાને ઝાડપાંનમાંથી બને છે.

**પેપરમીંન્ટનો** કાવો અર્ધો પાઇન્ટ ખળખળતાં પાંણીમાં ત્રણ ડ્રામને સુમારે પા કલાક બોળી રાખી ગાળી પેટમાં દુખે ત્યારે થોડું પાવું.

**સારસાપેરીલાનાં** મુળીઆં પણ ઉપલાંજ પ્રમાણમાં લઇ તેનું ઇનફયુશન અથવા ડીકોકશન બનાવી ગાળી એક એક ચમચો દિવસમાં ત્રણ વખત એક ગ્લાસ પાંણી સાથ પાવાથી લોહી સુધરે છે.

**૩૭૪—અર્ક** (Tincture) ઘણી ખરી દવાઓનાં તૈયાર બનાવેલા હોય છે. સાધારણ ચીજોના ઘરમાં પણ બનાવી શકાય છે, સોઝી સ્પીરીટમાં નાંખવાથી તેનો કસ તેમાં ઓગળે છે.

**સુંઠનો અર્ક** છુંદેલી જાડી સુઠ એક ઔંસને સ્પીરીટ ઑફ વાઇન અથવા દારૂનો અર્ક છ ઔંસ ભેળી આઠ દિવસ પછી ગાળીને લેવી, પેટમાં દુખે તે વખતે થોડો આપવો, સીરપ જીંનજીબેરીઝ માટે ઉપલા અર્ક એક ભાગ ને પાંણી અથવા ખાંડનું શીરો છ ભાગ ભેળવું.

**જાયફળને** ખમણીને તેમજ **એલચીને** છુંદીને ઉપલાંજ પ્રમાણમાં અર્ક બનાવવા લેવી.

**તજ કે લવંગ** ખોખરાં કરી બે ઔંસ લઇ તેટલીજ સ્પીરીટમાં બેથી ત્રણ અઠવાડીઆં રાખવાથી કસ ઓગળશે.

કસ્તુરી, અંબર અને બીજી કેટલીક પીવાની તથા લગાડવાની ઉપયોગી ચીજોનો પણ એજ રીતે ઘરમાં અર્ક કાઢી શકાય છે.

**ટીંકચર લેમન** લીંબુમાંથી બને છે.

ટીંકચર આયરન કે સ્ટીલ લોઢાંનો અર્ક લોહી સુધારવા ને વધારવા માટે પાયછે. કોઇબી દવાના ટોપાં સીસીમાંથી રેડવા કીનારી પાંણીએ ભીનવ્યાથી સરખાં પડશે. અથવા રબરની બોટનીવાલી કાચની નળીમાં ભરી નાખવાં.

**૩૭૫—કલોરોફોર્મ** બનાવત પાંણી સાથ દારૂનો અર્કનો કલોરાઇડ ઓફ લાઇમ સર્વે ભેળી દીસ્ટીલ કીધાથી નીકળતી પાંણી જેવી દવા જે દવાવાલાઓ બનાવી શકે છે પાવામાં તથા સુંઘાડવા ઘણી ઉપયોગી છે.

સુધાડવાની દવાઓ એનીસ્થેટીકસ ( Anaesthetics ) કલોરોફોર્મ, ઇથર વિગેરે; સુવા માટે કેફની દવાઓ હીપનોટીકસ; શરીરનો રોગ તાપ કાઢી પરસેવો લાવવાની દવા ડાયફ્રેટીક ( Diaphoretic ) કહેવાય; ઉલટી કરાવવાની દવાને એમેટીક ( Emetic ) કહે છે, જુલાબની પરગેતીવ ( Purgative, ) એનટીદોટ. (Antidote ) ઝેરી દવાઓની અસર તોડવા વપરાતી બીજી દવાઓ.

**દવા પીવ** ... વષે દીસ્ટીલ કીધેલું અથવા ગરમ પાંણીને ઠંડુ પાડી ગાળીને ભેળવાથી જલદી બીગડતી નથી, તેમજ કાચના બુચની સીસામાં પણ લાંબો વખત રેહેશે, કોઇબી દવામાં થરો કે જાલાં જેવું ગદલું દીશે તો બીગડેલી જાણવી. ઘણી ગરમી, તડકુ અથવા ભીનાશવાલી જગામાં દવાઓ રાખવાથી બગડશે. કાચ કોડી કે રૂપાનાં ગ્લાસ કે ચમચી વાપરવા બીજી ધાતુ લેવી નહિ. કેટલીક દવાઓમાં કોઇ જાતના પાઉડરો ભેળેલા હોવા થી નીચે ઠરી બેશે છે માટે હમેશાં પીતી વખતે સીસી હલાવીને પીવી. દવાની ભુલો માટે અકસમાતમાં જોવું.

**૩૭૬—કાંજી** કોઇબી જાતના આટાની પાંણીમાં બનાવ્યા પછીજ દુધ જોઇએ તો ભેળવું પહેલાં સાથેજ નાખવાથી બરોબર થતી નથી, ગમે એટલી ખાંડ ભેળવી. નરાં દુધમાંજ કરવી હોય તો પહેલાં બે ત્રણ ચમચા ઠંડાં દુધ કે પાણીમાં કાંજીનો આટો કોર્નફ્લાવર, આરારૂટ વિગેરે પીગળાવ્યા પછી ચુલા પરનાં ગરમ દુધમાં નાખી એકુ બે જોસ પાડયાથી આટો ચરીને કાંજી બરોબર થશે. સાગુ ચોખાને પાણીમાં થોડા વખત ભીનવી રાખવા પછી કાંજી બનાવવી.

કયુમીસ, એક ભાગ છાશ તેમાં તાજું દુધ બે ભાગ ભેળી ત્રણ દિવસ રાખ્યાથી તેમાં ખમીર ચઢે ને તે લેવું. બીજી ઘણી રીતે બને છે.

બેરંમ બનાવવા રંમને ડિસ્ટીલ કરતી વખતે બે બૅરીઝનાં થોડાં પાંદડાં નાખે છે.

**છાશ** બનાવાની રીતો વિષે ખોરાકી દુધનાં પ્રકરણમાં આપેલુ છે ને તેનાં ગુણ તથા તત્વો માટે ૩૫ માં પ્રકરણમાં વાંચવું.

**૩૭૭—આલબ્યુમન વૉટર** સફેદીનું પાણી ખોરાક તરીકે આપવા એક ઈંડાની સફેદીને છરીએ કાપી ઘટ્ટ હોય તે છુટી પાડવી અથવા તેને ખુબ ઘુંટવી, એક ગ્લાસ ઠંડુ કે હુંફું પાણી સાથ થોડાં ટીપાં બ્રેંન્ડી ભેળી સહેજ ખાંડ નાખી પાવી. કોઇને ઉલટી થઇ ખોરાક નીકળી જતો હોય તો એ પાવાથી ટાકાત રહેશે. નાનાં બચ્ચાંને તેના પ્રમાણમાં થોડી આપવી.

**૩૭૮—સીરપ ઓરંજનું** દવામાં ભેળવા વપરાતું દિસ્તીલ કીધેલું અથવા ગરમ કરી ઠંડુ પાડેલું પાણી બે ભાગમાં છ ભાગ ખાંડ ચુલે પીગળાવી ગાળી ઠંડુ થાય ને તેમાં એક ભાગ ઓરંજ ફ્લાવર વૉટર ભેળી ચપટ બુચની સીસીમાં ભરી એકુ બે ચમચી ખપ મુજબ લેવું.

**૩૭૯—વાઈન ઇપીકેક બનાવવા** શેરી વાઇનમાં ઇપીકાકુનાહ ( Ipecacuahana ) ની છાલની ભુકી એક ઔંસ શેરી વાઇન વીસ ઔંસમાં ભીનવી એક અઠવાદીઆ પછી ગાળી લેવું. થાંસામાં ઉલટી કરી કફ છુટો પાડવા પંદરથી વીસ ટીપાં દવા કે પાણી સાથ ભેળે છે.

**૩૮૦—વૅસલીન** ( Vaseline ) પીળું તેમજ સફેદ, પેટ્રોલીઅમમાંથી બને છે. ઘરઘનું તેમજ દવાના ઉપયોગનું.

**મલમ** સાધારણ બનાવવા એક ચમચી **વેસલીન** પીળું લઇ તેમાં પા ચમચી બોરીક પાઉડર બરોબર મેળવવો. સાધારણ ઘા રૂઝવવા વપરાય છે, જોઇએ તો તેમાં થોડીક જસતની મેળવણીની ભુકી ( Zinc Oxide ) નામની દવા આવે છે તે ભેળી સીસીમાં રાખવું.

**૩૮૧—બોરીક લોશન** એક પાંઇન્ટ ઠંડા કે હુંફાં પાણીમાં પા ઔંસ જેટલો બોરીક પાઉડર પીગળાવી બાટલીમાં ભરી ખપ પડે કોગરા કરવા. ઘા વાગેલો ધોવા. આંખ વિગેરે સાફ કરવા લેવા માટે થોડું બીજું પાણી ભેળી નરમ કરવું.

**૩૮૨—સાબુનું તેલ સોપ લીનમેંન્ટ** દારૂના અર્કમાં સાબુને કપુર પીગળાવ્યાથી બનશે.

**૩૮૩—ગ્લીસરીનમાં** ખાંડ ભેળેલી હશે તો તેમાં થોડો કલોરોફોર્મ ભેળી હળાવ્યાથી નીચે ઠરી જશે, બીજી ચીજો ભેળાયલી હશે તો તેમાં દિસ્ટીલ પાણી નાખી હળાવ્યાથી ફીણને પરપોટા લાંબો વખત રહેશે, ચોખાંમા તેમ થતું નથી.

**૩૮૪—આયોડીન** બનાવવા એક પાંઇન્ટ સોજી સ્પીરીટ ( Rectified Sprit ) માં એક ઔંસને સુમારે આયોડીનની ઘેરા રંગની ભુકી આવે છે તે પીગળાવવી, જે વાગેલા દુખતા તથા રૂઝવવાના ભાગોપર લગડાય છે, એ સાધારણ ( Tincture Iodine ), વધુ જલદ લીનમેંન્ટ માટે સ્પીરીટ ઓછી લેવી.

**૩૮૫—લીસ્ટરીનની બનાવટ** યુકેલીપતસનું તેલ, મેંનથોલ, થાઇમોલ ( Thymol ) ને વીંનટરગ્રીનનું તેલ દરેક દસ ગ્રેન લેવું. બોરીક ઍસીડ અર્ધો ઔંસ

ને દારૂનો અર્ક ચાર ઔંસમાં પીગળાવી ઉપલી ચીજો ભેળી બાકીનું સોજુ ગાળેલું પાણી નાખી બધું મળીને સોલ ઔંસ બનાવવું, લીસ્ટરીન બીજા પાણી સાથ થોડું ભેળીને લેવું કોગરા કરવા, કે ચામડી પર લગાડવા માટે, પેટના બીગાડા પર પાય છે.

ઍનોડાઇન ( Anodyne ) પેન નરમ પાડવા લગાડવાની દવા; ચામડી બાળી નાખે તેવી સ્ત્રોંગ દવાઓ ઍસીડો કૉસ્ટીક્સ ( Caustics ) કહેવાય; ઍન્ટીસૅપ્ટીક ( Antisceptic ) ગલીચી તથા વાસ દુર કરવાને દીસઇનફેકટ કરવા વપરાતી દવાઓ તથા બીજી ચીજોને કહે છે.

**૩૮૬—સુંઘવાનું સ્મેલીંગ સૉલ્ટ બનાવવા** ઍમોનીઆનાં ટુકડા પર કોલોનવૉટર છાટી કાચના બુચની સીસીમાં રાખવું.

**૩૮૭—ગલીચી તથા વાસ દુર કરે તેવી ચીજો** ફીનાઇલ એક ચમચો ભરેલુ એક બાટલી પાણીમાં ભેળવું, કોનડીસ ફ્લુઇડ નામની દવા, ફોરમેલીન, પોટાશ પરમેંગનેટ, લાઇઝોલ, કાર્બોલીક ઍસીડ, સેનાટાસ વિગેરે ઉપલાંજ પ્રમાણમાં ભેળી વાપરવું. સાબુનાં પાણીએ પણ ધોવાથી સાબુમાનો ખાર કેટલાંક જર્મસને મારે છે. કાર્બોલીક પાવડર ગુલાબી રંગનો અથવા થાઇમૉલની ભુકી કે બ્લીચીંગ પાઉડર કોઇબી અર્ધા રતલને સુમારે એક ગેલન પાણી સાથ ભેળી ગલીચી વિગેરે દુર કરવા લેવું, જાણવર જંતુઓ વિગેરે નહસાડવા એમાંની કેટલીક ચીજો નાખે છે. કાર્બોલીક છાટેલો વાસ નહિં ગમે તો તે કપુર લવંગ અથવા પેપરમીન્ટનાં તેલના થોડાં ટીપાં ભેળવાં. સખત તડકું ને પવનથી પણ કંઇબી સ્વચ્છ થશે. લીસ્ટરીન પણ દરદીનાં બીછાનાં પર થોડાં ટીપાં નાખવાથી ડિસઇનફેકટ થશે, ટંકણખાર પાણીમાં પીગળાવી મુકવાથી ખરાબ હવા તથા વાસ ચુંસી લે.

**૩૮૮—ચાક** જમીનમાંથી મળે છે તેને સોજો બનાવવા એક રતલ સાધારણ ચાકનો ભુકો પાણી સાથ ઘટ મેળવી સોજાં કાડીના વાસણમાં મુકી તેપર બીજું પાણી રેડી બધો સાથે ભેળી થોડો વખત રાખતાં પાછો ચાક નીચે ઠરી જાય ને ઉપલું નીતર્યું પાણી કાઢી નાખી ચાકને બીજાં છાલકાં વાસનમાં પાંથરી સુકાયા પછી પાછી બારીક ભુકી કરવી, એ ચાક સોજો દવાના તેમજ દાંત વિગેરે સાફ કરવા ને દાઝેલા ભાગપર છાંટવા ઉપયોગી છે.

**૩૮૯—નીમક અને તેના ઘણાક ઉપયોગો** દરીઆનાં ખારાં પાણીથી કાળું જાડું તથા બારીક સફેદ નીમક બને છે તેમજ જમીન અને પાહડમાંથી નીમક નીકળે છે જેને રૉક સૅલ્ટ ( Rock Salt ) કહે છે. દરીઆનું પાણી સુમારે ૧૦૦૦ રતલ જેટલું વજનમાં થાય તેમાં ૩૫ રતલને સુમારે નીમક હોય છે. ખોરાકીમાં નીમક સઉથી ઘણું અવશ્યનું છે જેનાં વગર મુદલ ચાલતું નથી; ઘટતા પ્રમાણમાં ખાવાથી લોહી પણ સુધારે છે, તેમજ બીજા ઘરગતુ ઉપયોગમાં

વાસણો સાફ કરવા, ડાઘો ઘણાક જાતના કાઢવા પણ ચાલુ લેવાય છે. એમાંથી ઘણીક જાતના મીઠાના જુલાબની દવાએ (Salts), અને જાત જાતના ખારો જેવાકે વોશીંગ સોડા, સોડા બાઇકાર્બ, એકીંક પાઉડર, ટેબલ સૉલ્ટ વિગેરે જુદી જુદી નીમકની મેળવણીઓથી બનેલા સર્વે રીતે ઉપયોગી છે. ચુહલમાંના અંગાર સળગી ઉઠીને બળતું થયલું બુજવવું હોય તો નીમક છાંટવું. સાદડી ને બીજા સામાનને ધોવા સારૂ વપરાય છે. શેક કરવા ગરમ પાણીમાં નીમકને પીગળાવી લે છે, તેમજ આખું નીમક ગરમ કરી થેલી અથવા કપડાંમાં બાંધી વાપરી શકાશે, કોગરા કરવા અથવા ગળું સાફ કરવા ઠંડાં અથવા ગરમ પાણીમાં નીમક ભેળી વાપરવું, તેમજ તે પાવાથી પણ ખાધેલું હજમ થઈ ફાયદો કરે છે ને છાતીપર દાહે બળતી નરમ પડશે. ઉલટી લાવવા માટે પાણી સાથ વધુ પ્રમાણમા નીમક પીગળાવીને પાવું અડગરી બંધ કરવા એકીંગ સોડા અર્ધી ચમચી થોડાં પાણીમાં પાવું. બાલને પણ ખારૂં કે દરીઆનું પાણી લગાડવાથી શકતી આવે છે.

નાકમાંથી લોહી જતું હોય તો નીમકનાં પાણીમાં કપડું બોળી નાકમાં ખોસવાથી કેટલીક વખત બંધ થાય છે તેમજ સરદીપર નીમક ચમટીમાં લઈ સુંઘવું. દાંતાર પણ નીમક ઘસે છે. ચામડીના દરદ માટે તેમજ વાગેલા ભાગપર ઘા રૂઝાવા અથવા લોહી જતું બંધ કરવા નીમકનું કે દરીઆનું પાણી ઉપયોગી છે. ડંખ કોઈપી જંતુએ મારેલાપર નીમકનું પાણી લગાડવું દરેક રીતનો નીમકનો ઉપયોગ પાછળ જુદી જુદી ઘરઘતુ તથા વૈદક બાબતોમાં વધુ મળશે. નીમકનાં પદમાં ઈંડાં મુકી ચપટ બંધ કરવાથી સોજા રહે છે.

**૩૯૦—ઘણો દારૂ પીવાની ટેવ છોડવા** પોર્ટવાઈનમાં પાંઉ ભીનવીને ખાવાક ખવાડે છે. જીવતો લેવતો દારૂની બાટલીમાં મુકી તે પાવાથી સુંગ લાગવે કોઈક પીવાનું છોડીદે છે. દારૂ માથે ચઢી જાય તો મોઢાં પર પાણીના ફટકા મારવા અથવા માથાં પર ઠંડુ પાણી રેડવાથી દારૂ ઉતરશે. કેટલીક વખત ઉલટી ઘણી કરે છે.

**૩૯૧—માણસનાં હાર્ત વિષે તથા મુવેલું માણસ પારખવું** બાઈ ખરાબ. કેસોમાં હાર્ત નબલું પડેલું ટેકવી રાખવા દવાના ઈનજેકશનથી સારો સુધારો થાય છે. મરદના હાર્તનું વજન દસથી બાર ઔંસ ને ઓરતનું સુમારે બે ઔંસ ઓછું થશે, તેમજ સાધારણ માપમાં પાંચ ઈંચ લાંબુ, સાડાત્રણ ઇંચ પહોળું ને બે ઈંચ સુમારે ઉંડુ હોય છે. એ બંધ થઈ જવાથી માણસનું મરણ નીપજે છે. મુવેલું પારખવા તેનાં નાક હેઠળ મોઢું જોવાની આરસી પકડવી, દમ સહેજ પણ ચાલતો હશે તો તેનો ભીનાસ પરસેવા માફક આરસી પર પડશે; અથવા તો ઝીણું કાગળ નાક આગળ ધરવાથી સ્વાસ ચાલુ હશે તો તે કાગળ ઉડશે, મોટી ...ી

સામે આંગળાં ધરવાથી જીવતાં માણસનાં લાલ દિશશે, મરી ગયલાંનાં કાળાં દિશે છે. ઊડતા ખરાબ રોગથી માણસનું મરણ થયલું હોય તો તેના નાક, કાન, આખની બાજુએ થોડી ટંકણ ખારની ભુકી છાંટવાથી ખરાબ વાસ ધ્રુયા લગીચી નીકળતી નથી.

૩૯૨—ઊડતા રોગો વિષે સહીએદ, ગોવરૂ, મંમ્પસ, ઇનફ્લુઍનઝા, ટાઇફૉઇડ તાવ, કૉલેરા, દીપથીરીઆ, ગુંચનો ઠાંસો, રગતપીત, ખહી, પ્લેગ વિગેરે એમાંના કેટલાક રોગનાં જંતુઓ જેને ઇંગ્રેજી (Germs, Bacelli, Microbes, Bactria) એવા નામોથી ઓળખે છે અને તે એટલાંતો જલદી એકમાંથી હઝારો ને લાખો પેદા થાય છે જેનો જલદી નાશ થતો નથી, એના તરહેવાર ઘાટો (Microscope) સુક્ષ્મદર્શક યંત્ર વડે જોવાથી દીશે છે એવા ઘણાક રોગો તેમજ દરદો માટેની દવાની રસી શોઢી કાઢેલી હોવાથી ઘણીક વખત તે દરદો પર ઉપયોગમાં લે છે. એમાંનાં કેટલાંક દરદો તાઇફૉઇડ, કૉલેરા, મરડો તેવી ખોરાકી યા ખરાબ પાણી પીધાથી થાય છે અને બીજા રોગોની રશી લાગવાથી કે તેના જર્મસ સામાને ઊડવાથી થવાનો સંભવ રહે છે, માટે તેવા દરદીઓ પાસ હંમેશાં સંભાળથી જવું. યુકૅલીપતસ અને લવંદરનું તેલ ભેળીને કપડાં પર છાંટવું અથવા ગજવામાં કપુરનો ટુકડો એવી વાસવાલી ચીજ રાખવી જ્યારે હવાનાં બીગાડાથી કંઈ રોગ ચાલતો હોય ત્યારે પણ નીશાળે જતાં બચ્ચાંઓ પાસ કપુર રાખવાથી ઘણો બચાવ થાય છે, કોઇબી દરદી પાસ જઈ આવ્યા પછી હાથ મોઢું તુરત ધોવું.

૩૯૩—દમમાં વાસ જતો અટકાવવા રંગ અથવા વારનીશનું કામ ઘરમાં ચાલતું હોય તે વખતે પાણીથી ભીંનાયલું કપડું નાક તથા મોઢું ઢંકાય તેમ તેનો અલગો પાટો બાંધી રાખવો.

૩૯૪—ચાર જાતના તત્વો અને તે વિષેની થોડીક સમજણ આપણી દુન્યાની તમામ પેદાયસો, હવા, પાણી, ઝાડપાન, પ્રાણીઓ તથા ખોરાકાની ચીજો, તેમજ જમીનમાંથી નીકળતા પદાર્થોમાં નીચલા ચાર મુખ્ય તત્વો સમાયલા રસાયણ શાસ્ત્રિઓએ શોધી કાઢયાં છે, જો કે તે તત્વો આપણે નજરે દેખી શકતા નથી:—

**ઑક્ષીજંન (Oxygen)** નામની ગૅસ હવામાં પાંચમો ભાગ ને પાંણીમાં નવમાંથી આઠ ભાગ જેટલી તેમજ બીજા પદાર્થોમા ઘણા પ્રમાણમાં સમાયલી હોય છે, જે સર્વે માણસો, પ્રાણીઓ, ઝાડપાન વિગેરેના દમમાં ચાલુ આવજાવ થવાથી તેઓ જીવે છે. દમમાં જવાથી લોહી સાફ કરે છે, એને પ્રાણવાયુ કહે છે જમીનથી વધુ ઉંચાઈએ આકાશ તરફ ચઢતું જતાં હવામાં ઑક્ષીજનનું પ્રમાણ ઓછું હોવાથી માણસને દમ લેવાની મુશકેલી પડે છે. બલુનમાં ઉંચે ઉડતાં સાથે ઑક્ષીજન હવા ભરી લઇ જવી પડે છે. તેજ મુજબ ન્યુમોનીઆ જેવી ફેફસાંની માંદગીમાં ઑક્ષીજન ગૅસ આપવાથી દરદીને દમ લેવાની મુશકેલી પડતી નથી અને ફાયદો થાય છે. એ ગૅસ લોખંડના મોટા બાટલામાં ભરેલી આવે છે, જે સંભાળીને મુકવી, અકસ્માત

નહિં તેમજ ખોલતી વખતે કોઈનાં મોઢાં સામે રાખવી નહિં બત્તીકે સળગેલી મેચીસ નજદીક ધરવાથી તે સળગી ઉઠવાનો જોખમ રહે છે. ગૅસ જોરમાં ભરેલી અથવાં ખાલી થયલી જાણવા માટે તેના મોઢામાં પોયલી રબરની નળીનો બીજો છેડો પાણીનાં વાસણમાં ધરવાથી તેમાં પરપોટા ઉઠે તો ભરેલી જાણવી, ખાલી હશે તો પાણીમાં પરપોટા ઉઠશે નહિ,

૩૯૫—હાઇડ્રોજન ( Hydrogen ) ઉદક જનક ગૅસ હવા કરતાં ઘણી હલકી આકાશ પર જલદી ચઢી જાય તેવી છે. કોલસો, તેલ, ચરબી, ખાંડ વિગેરે ચીકાશદાર પદાર્થોમાં જુદાં જુદાં પ્રમાણમાં સમાયલી છે, જે ગરમી આપવામાં તેમજ રોશની વિગેરેનાં ઉપયોગની કહેવાય છે. બીજી ખોરાકીની ચીજુસોમાં થોડાં ઘણાં પ્રમાણમાં હોવાથી માણસના શરીરને તે ખાધાગરમીથી મળે છે.

૩૯૬.—નાઇટ્રોજન ( Nitrogen ) પણ હવામાં ઑક્ષીજન સાથ થોડાં પ્રમાણમાં ભેળાયલી હોય છે, એ જલદી સળગી ઉઠતી નથી. કેટલીક ખોરાકીની ચીજો, દરેક જાતનો જાનવરનાં માંસનો ખોરાક, પક્ષીઓ, માંછલી, બધી જાતના કઠોળમાં નાઇટ્રોજન સમાયલી હોવાથી એ ખાધાથી માણસનાં શરીરને ગરમી આપી માંસનો વધારો કરશે.

૩૯૭.—કાર્બન ( Carbon ) કેટલાક નક્કર પદાર્થો જેવા કે કોલસો, લાકડાં, હીરા વિગેરેમાંથી મળે છે; તેમજ ઝાડ પાંન તરકારી, ખાંડ તથા બીજા ચીકાશદાર પદાર્થોમાં વધતાં ઓછાં પ્રમાણમાં એ સમાયલી હોવાથી તે ખાધાથી પણ શરીરને ગરમી આપે છે. ઘણીક ચીકાશવાલી ચીજોમાં કાર્બન હોવાને લીધે તેનાં તેલો બનાવી રોશની તેમજ બાળવાના અને બીજા ઘરધતુ ઉપયોગમાં લેવાય છે. એમાંથી બનેલી ગેસ જલદી સળગી ઉઠે તેવી છે. આ ઉપરથી જણાશે કે ઉપલી ચાર જાતનાં મુખ્ય તત્વો દરેક જાતની ખોરાકી તેમજ બીજી ઘણીક માણસ ને ઉપયોગી ચીજોમાં વધતાં ઓછાં પ્રમાણમાં છે.

એ ઉપરાંત બીજાં પણ કેટલીક જાતનાં તત્વો બીજા બીજા પદાર્થોમાં સમાયલા શોધી કહેલાં છે, અને તેમાંથી રસાયણ શાસ્ત્રની મદદથી જાત જાતની ગૅસો, ઍસીડો દવા તથા સર્વે ઉપયોગની ચીજો બને છે, લાફીંગ ગૅશ ( Laughing Gas ) જે ડૉકટરો દાંત પાડતી વખતે વપરે છે તેમાં પણ ઑક્ષીજન નાઇટ્રોજન ભેળાયલી હોય છે.

૩૯૮.—સુરજની રોશની તડકુ તથા તેની ચાલનો ગણત્રી વિષે સુરજની રોશની ને તડકું પણ માણસો, જાણવરો, પ્રાણીઓ, ઝાડપાંન તથા બીજી દરેક ખુદરતની પેદાયશો માટે ઘણું અવશ્યનું છે. સુરજની ચાલ તથા ઊંગવા આથમવાના વખતમાં ફેરફાર દુન્યા ગોળ હોવાને સબબે ઘણાંક દેશોમાં થાય છે. એ વખતની ગણત્રી ઈંગલંડની મોટી વેધ શાળા ( Observatory ) ગ્રીનીચ ( Greenwich ) શહેરમાં

છે જ્યાં સુરજની ચાલનો વખત ચોકશ મંદાય છે. ત્યાં મધ્ય બપોરે બાર વાગેલા હોય ત્યારે બીજા દેશોમાં આગળ પાછલનો વખત નીચે જોવાથી માલમ પડશે. કોઇબી અંગ્રેજીમાં વખત લખેલા સાથે ( A. M. ) અક્ષરો હોય તો સવાર સમજવી. એટલે રાતે બાર વાગાથી તે બપોરે બાર વાગા સુધીમાં. ત્યાર પછીનો વખત મધરાતે ૧૨ વાગા સુધી માટે ( P. M. ) લખાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| ગ્રીનીચ—૧૨ | વાગા | બપોર | P. M. | લખાય છે. |
| બરલીંન—૧૨-૫૪ | મિનિટ | ,, | ,, | |
| પૅરીસ— | ૧૨-૯ | મિનિટ-બપોર | | |
| કેપટાઊંન— | ૧-૧૨ | ,, | ,, | |
| કૉનસ્તેનતીનોપલ—૧-૫૬ | | ,, | ,, | |
| પેત્રોગ્રાડ— | ૨-૧૪ | ,, | ,, | |
| જેરૂસલમ— | ૨-૩૫ | ,, | ,, | |
| મુંબઇ— | ૪-૫૨ | ,, | સાંજ | |
| કલકતા— | ૫-૫૪ | ,, | ,, | |
| પેકીન— | ૭-૪૬ | મિનિટ-સાંજ | | |
| એડીલેડ— | ૯-૩૫ | ,, | રાત | P. M. |
| ન્યુયોરક— | ૭-૧૪ | ,, | સહવાર | A. M. |
| એડીનબરો— | ૧૧-૪૭ | ,, | ,, | ,, |
| લીસબન— | ૧૧-૨૩ | ,, | ,, | ,, |
| દબલીન— | ૧૧-૩૫ | ,, | ,, | ,, |

## પ્રકરણ ૫૯.

## દવા, દારૂ, તેજાબો અને બીજી ઘણીક વપરાશની ચીજોનાં ઈંગ્રેજી તથા ગુજરાતી નામો અને તેની સમજણ.

### ૩૯૯.—Acids જાત જાતના તેજાબો.

Acid Acetic—ઍસીડ ઍસટીક-સરકામાંથી બને છે. દવા તથા ઘરવ્તુ ઉપ્યોગ.

,, Arsenic—આર્સેનીક-સોમલ એક જાતનું ઝેર દવામાં વપરાય છે, વધતા પ્રમાણમાં લીધાથી નુકશાન થશે.

,, Benzoic—ઍસીડ બૅનઝોઇક-લોબાનના ફુલ એના રસમાંથી બનેલી દવા તથા ડાઘો કાઢવાના ઉપયોગી છે.

Acid Boracic-બોરેસીક અથવા બોરીક એસીડ-ખડીયોખાર દવા ઘરવતુ ઉપયોગનું.

„ Camphoric-કૅ ફ્રીક એસીડ-કપુરમાંથી બનેલી.

„ Carbolic or Phenol-કાર્બોલીક-કોલટારમાંથી બનેલી, હવા સ્વચ્છ કરવા ને દવામાં ઉપયોગી, એના કાર્બન હાઈડ્રોજન ને ઑક્ષીજન વધતા ઓછા પ્રમાણમાં સમાયલા છે.

„ Citric-સાઇટ્રીક-લીંબુના રસમાંથી બનેલી દવા સારૂ વપરાય છે, એમાં બેસ તથા ફીણ આવે છે.

„ Hydrochloric or Muriatic-હાઇડ્રોક્લોરીક અથવા મ્યુરૅટીક-મીઠાના તેજાબમાંથી બને છે દવા તમજ ઘરઘરતુ ઉપયોગની, હાઇડ્રોજન ને ક્લોરીન ગેસો તેમાં સમાયલી છે.

„ Lactic-ઍસીડ લૅક્ટીક-દુધ અથવા છાશમાંથી બનેલી દવા સારૂ વપરાય છે, કેટલાંક ઝાડપાનમાંથી બને છે.

„ Malic—મેલીક—સફરચંદ, રૂબાર્બ તેમજ જંગલી કાચાં બેરીઝમાંથી બનેલી દવાના ઉપયોગમાં આવે છે.

„ Nitric or Aquafortis—નાઇટ્રીક અથવા ઍકવાફૉરટીસ સુરાખારનો તેજાબ દવા તથા ઘરઘતુ ઉપયોગની ભુરા રંગની, હાથને લાગ્યાથી હાથ પણ પાળા થશે, ઘણી જલદ હોવાથી કોઇબી ધાતુ તેમાં પીગળશે.

„ Oxalic—ઑકઝેલીક-રૂબાર્બ તથા બીજાં ઝાડમાંથી બનતી ઝેરી દવા ડાઘો કાઢવા વપરાય છે.

„ Phosphoric-ફૉસફરીક-ફૉસફરસ નામના પદાર્થમાંથી બને છે જે સળગી ઉઠે તેવી છે.

„ Prussic-or Hydrocyanic—પ્રુસીક-બંને એકજ છે, હાઇડ્રોજન, કાર્બન અને નાઇટ્રોજન ત્રણે હવા સાથે મળ્યાથી બને છે. એ સૌથી ઝેરી છે, વાસ કડવી બદામની બીજને મળતો હોય છે, અને કડવી બદામમાં પણ એ હોય છે.

„ Sulphuric-સલફ્યુરીક-ગંધકનો તેજાબ દવાદારૂ તથા ઘરના ઉપયોગનો છે. ઘટ તેલના રંગનો આવે છે તેની ઘણી ગરમીના સબબથી હાથને લાગવાથી દઝે છે તેમજ કંઇબી ચીજને બાળી નાખે છે.

„ Tartaric-ટાર્ટરીક ઍસીડ-ચાઇન દારૂમાં બાઝેલા ખાટા પોપડા વિગેરેમાંથી બનેલી, દવાને ઘરઘતુ ઉપયોગની એ પોપડાને ક્રીમ ઑફ ટાર્ટર કહે છે.

„ Tannic-ઍસીડ ટૅનીક-માંયફળ તેમજ બીજાં ઝાડોમાંથી બનેલી ઘરધંતુ ઉપયોગની તથા ગ્લીસરીનમાં પીગળાવી ગળામાં લાલ થયલું હોય તે વખતે લગાડવા વાપરે છે.

Aconite-ઍકોનાઇટ-વચ્છનાગ, એક જાતની ઝહેરી વનસ્પતી દવામાં વપરાય છે. એનાં મુળીયાં ગાજરને મળતાં આવે છે.

Accorrus-ઍકોરસ-ઘોડાવચ, દવાના ઉપયોગની.

Acorn -એકૉર્ન-ઓક ઝાડનું ફળ, ઓકનું લાકડું સોજુ હોય છે.

Agate-ઍગેટ-ગોમેદર અથવા અકીકનો પથ્થર તરેહવાર રંગના નદી તેમજ દરીઆના કીનારા પરથી મળે છે જેના દાગીના બને છે.

Ajvanseed-અજવંનસીડ-અજમો, ખોરાકી તેમજ શેકવા લે છે.

Albumen-આલ્બ્યુમન-એક જાતના ચીકશદાર પદાર્થ તરકારી તથા જાનવરોમાં થોડો ઘણો સમાયલો છે. ઈંડાંની સફેદીને પણ આલબ્યુમન કહે છે.

Alcohol-ઍલ્કોહલ-દારૂનો અર્ક અથવા વધારે પુરનો સ્પીરીટ, દવા દારૂ તથા ઘરધતુ ઉપયોગનો છે.

Ale-એલ-એક જાતનો દારૂ ભુંજેલા જવમાંથી કાઢેલો.

Aloe-એલો--કુંવારનું ઝાડ, એળીયો દવામાં વાપરે છે.

Aloes-Wood-ઍલોસવુડ-અગર, ઝાડનાં રસમાંથી બનેલું સુગંધવાલું આતશ પર બાળવાથી ખુશબો નીકળશે.

Amber-ઍંબર-કેરબો અથવા વાનુમણી એક જાતનાં ઝાડનાં રસમાંથી બનેલા શોભાના દાણા.

Ambergris-ઍમ્બરગ્રીસ-ખુશબોદાર પદાર્થ વહેલ નામની માછલીમાંથી નીકળેલો દવામાં વપરાય છે.

Ammonia or Salammoniac-ઍમોનીયા-નવસાગર, દવાદારૂ ને ઘરધતુ ઉપયોગનો છે.

Anise—એનીસ-અનીસું, સુવાનો છોડ. એનાં બીમાંથી વરીઆળી નીકળે છે. એ વસાણું દવા તેમજ ખોરાકીમાં વપરાય છે.

Antimony-ઍન્ટીમની-સુરમાની ધાતુ દવા વિગેરેમાં લેવાય છે.

Aquae—એકવા-પાણી માટે દવામાં લખાતો બોલ.

Aquaregia—ઍકવારીજીઆ-હાઇડ્રોક્લોરીક ને નાઇટ્રીક ઍસીડ સરખાં પ્રમાણમાં ભેળેલી હોય સોનુ તથા પ્લેટીનમ તેમાં નાખવાથી પીગળશે પણ બેમાંની એક ઍસીડ છુટી લેવાથી તેમાં પીગળતું નથી.

Arnica-આરનીકા-તંબકુનાં ફુલમાંથી કાઢેલો અર્ક શરીરપર વાગેલું હોય ત્યાં ચોપડવા વપરાય છે.

Asafoetida-ઍસાફ્ટીડા-હીંગ ખોરાકીમાં કોઇક લે છે તેમજ એનો અર્ક દવા માટે બને છે.

Asbestos-ઍસ્બૅસ્ટૉસ-એક જાતની ખનીજ વસ્તુ સણુના જેવી, જેના શાખામાંથી કાગળનાં જેવી સખત મેળવણી બને છે, એ ચીજ આગમાં પણુ બળતી નથી.

Aspen-ઍસ્પન-એક જાતનું ઝાડ જેનાં પાંદડાં હમેશાં હાલે ને ધ્રુજે છે.

Asperin-ઍસ્પરીન-એક જાતની દવા જેની ભુકી અથવા ગોળીઓ સરદી તેમજ શરીરનાં દુખતા ભાગ માટે દવા તરીકે પાવાથી નરમ પડે છે.

Bael-બેલ-બીલ્વાં અથવા બેલ ફ્રુટ નામનાં ફળ દવા તરીકે મરડા પર કાચાં તેમજ તેનું સીરપ, મુરંબો, પાક વિગેરે બનાવીને ખવાડે છે.

Barilla-બેરીલ્લા-એક જાતનું ઝાડ જેમાંથી સાજી ખાર બને છે.

Baryum-બેરીઅંમ-બેરાઇટા નામના ખારમાંથી બનેલી ધાતુ.

Balsam-બાલસંમ-એક જાતનો સુગંધીદાર રસ ઝાડમાંથી નીકળે છે જે લગાડવાની દવા તરીકે વપરાય છે.

Barley-બાર્લી-જવ, એમાંથી મૉલ્ટ, મૉલ્ટીન વિગેરે બને છે.

Basil-બેઝીલ-તુલશીનું ઝાડ.

Bedellium-બડેલીઅમ-ગુંગળ, ગુંદર જેવો પદાર્થ દવામાં વપરાય છે.

Belladona-બૅલેડોના-એક જાતનાં ઝાડનાં પાંદડામાં બનતી ઝેરી દવા શરીરના દુખતા ભાગ તથા ગાંઠ પર લગાડવાથી પીગળે છે. એમાંથી ઍટ્રોપીન નામની દવા બને છે.

Benzine-બેનઝાઇન-કોલટારમાંથી બનેલી કપડાંના ડાઘો કાઢવા તથા ઘરઘતુ તેમજ દવાના ઉપયોગમાં આવે છે.

Benzoine-બેનઝીન-લોબાન, ઝાડમાંથી નીકળતો ખુશબોદાર રસ.

Bergamot-બરગેમૉટ-એક જાતનાં ખાટાં નારંગીની છાલમાંથી બનતું ખુશબોદાર તેલ.

Bismuth-બીસમથ-એક જાતની ધાતુમાંથી બનતી દવાની ભુકી જુલાબ બંધ કરવા વપરાય છે.

Blite-બ્લાઇટ-ચોળાઇની ભાજી.

Blood stone-બ્લડ સ્ટોન-રાતા વર્ણ સોનેરી તથા કાળા રંગના ભેળવાલો હોય છે.

Borax-બોરૅક્ષ-ટંકણુ-ખડીઓ ખાર, દવાને ઘરઘતુ ઉપયોગનો, ખોરાકીની ચીજ પર નાખવાથી જલદી બગડતી નથી.

Brimston or Sulphur-બ્રીમસ્ટોન અથવા સલફર-ગંધક.

Burgundy-Pitch-બરગંડી પીચ-ટરપીંનટાઇનમાંથી બનેલી દવા.

Butter-Milk or Whey-બટર મીલ્ક અથવા વ્હે-છાશ, તાક, માખણ કાઢ્યા પછી રહેલું દુધ જેવું પાણી, ગરમ દુધમાં દહિ નાખ્યા પછી છુટા પડેલાં પાણીને પણ છાશ કહે છે.

Cactus-કૅક્ટસ-થુવર પહોળા હાથ જેવા પાંદડાં ઉપરનાં લાલ ફીડવાં દવામાં વપરાય છે. બીજી લાંબી દાંડીને પ્રીકલી પેર કહે છે.

Caffeine-કૅફીન-કોકોમાંથી બનતો અર્ક દવાના ઉપયોગનો, તાકાત આપે છે.

Cajeput Oil-કાજેપત ઑઇલ-કાયાકોટીનું તેલ સરદી ને દુખતા ભાગ પર લગાડવાનું.

Calomel-કૅલોમેલ-પારાની મેળવણીથી બનેલી દવા જુલાબ પીત માટે આપે છે.

Camphor-કૅમ્ફર-કપુર એક જાતનાં ઝાડમાંથી નીકળે છે, ઘરધતુ ઉપયોગનો તથા તેનો અર્ક દવા તરીકે વપરાય છે.

Calumba-કેલંબા-એક જાતના છોડમાંથી નીકળતી કડવી દવા.

Carat-કૅરટ-ઝવેરાતનું વીલાયતી તોલ ગામડી રતીનાં તોલ કરતાં એક આના ભાર વજનમાં વધુ હોય છે.

Carbonate of Ammonia or Sal Volatile-કાર્બનેટ ઑફ્ ઍમોનીઆ જે સુંઘાડવા તથા દવા માટે નવસાગર ને સ્પરીટ ઑફ્ વાઇન મેળવ્યાથી બને છે.

Carbonate of Soda or Soda Bicarb-સોડા બાઇકાર્બ અથવા કાર્બનેટ ઑફ્ સોડા-બને એકજ જાતના છે, પાપડખાર ઘરધતુ તેમજ દવાના ઉપયોગનો.

Carbuncle-કારબંકલ-પાઠું શરીર પર નીકળતું ફુલ્લા જેવું દરદ.

Carmine-કારમાઇન-કીરમજનો ભુકો રંગમાં વપરાય છે.

Carron Oil-કૅરન ઑઇલ-એક જાતનું તેલ લાઇમવૉટર ને લીનસીડ ઑઇલ ભેળેલું દાઝેલા પર લગાડવા અકશીર છે.

Cascara-કાસકારા-અમેરીકામાં ઉગતા એક જાતનાં ઝાડની છાલમાંથી રસ કાઢી દવા જુલાબ આપવા માટે બનાવે છે.

Caseine-કેશીન-દુધનો બળેલો માવા.

Cashew-કેશ્યુ-કાજુનું ઝાડ. એનાં ફળમાંથી દારૂ બને છે, બીળાંમુ પણ કહે છે.

Cassia-Fistula-કૅસ્યા-ફીસતુલા ગરમાળો, એક જાતનું વસાનું.

Catechu-કેટીકું-કાથો દવા તથા ખોરાકમાં વપરાય છે.

Cat's Eye-કૅટ્સ-આઇ-લસણીઆ. એક જાતનો કીમતી પત્થરો.

Caynepepper-કેનપૅપર-મરી, અગર તું પૅપર પણ કહે છે.

Cedar-સીડાર-દેવદારનું ઝાડ, લાકડું સફેદ રંગનું હોય છે.

Chicory-ચીકરી-કોફીને મળતું, કોઈ વખત કોફી સાથ ભેળે છે.

Chilli or Capsicum-ચીલી અથવા કેપસીકંમ-મરચાં, તરકારી તેમજ દવાના કામમાં લેવાય છે.

Chireta-ચીરેતા-કરીઆતું, પાતળી ઝાડની ડાળીઓ તાવની દવામાં ઉપયોગી.

Chloride of Lime or Bleaching Powder-ક્લોરાઇડ ઑફ લાઇમ અથવા બ્લીચીંગ પાઉડર, કપડાં ઓસરવા તથા હવા સાફ કરવા વપરે છે.

Chocolate-ચૉકોલેટ-મીઠાસવાળો પદાર્થ કોકો ઝાડનાં ફળમાંથી નીકળે છે, બીજી મેળવણી સાથ ભેળી ચૉકોલેટ બને છે.

Chloroform-ક્લોરોફૉર્મ-ક્લોરાઇડ ઑફ લાઇમ ને દારૂનો અર્ક ભેળીને ડીસ્ટીલ કરવાથી બને છે.

Cinnamon-સીનમંન-તજ, દાલચીની, ઘરવખરીને દવાના ઉપયોગની.

Cider-સાઇડર-સફરજનમાંથી બનેલો દારૂ

Cinnabar-સીનેબાર-હીંગળોક-લાલ રંગની ભુકી.

Cinchona-સીનકોના-ઝાડની છાલ-થી કીનીન દવા બને છે. એને પીરૂવીઅન બાર્ક પણ કહે છે.

Citron-સીટ્રન-માલુંગાં અથવા બીજોરાં નામનું ફળ. લીંબુની એક જાત કહેવાય છે. ખોરાકી તેમજ દવા માટે ઉપયોગનાં.

Clover-ક્લોવર-એક જાતનું ઝાડ જેમાંથી ગ્રાઇફેલીઅમ નામનું સીરપ દવા માટે બને છે, મરઘાંને પશુ ખવાડે છે ઈંડાં મુકવા માટે.

Cocaine-કોકેન-કોકોના ઝાડ પાંદડામાંથી બનતી ઝેરી વસ્ત.

Cochineal-કોચીનીઅલ-કીરમજ-કાળમરચીથી દાણા જેવી વસ્તુ એક જાતનાં જંતુઓ મરી જઇને તેના સુકવેલા દાણા. સુમારે ૭૦,૦૦૦ હશે તો એક રતલ થશે. કપડાં રંગવાનાં તથા દવાનાં ઉપયોગમાં આવે છે.

Colza-Oil-કોલઝા ઑઇલ-કોબી (કેબેજ) તરકારીમાંથી બનતું ગ્રીન તેલ.

Copperas-કૉપરાસ-હીરાકસી.

Copal-કોપાલ-ચંદ્રુસ-એક જાતનો સરસ રાજમને મળતો. વારનીશ બનાવવામાં વપરાય છે જે પાણીમાં પીગળતો નથી.

Coral-કૉરલ-પરવાળું, દરીઆમાં ઊગતા છોડમાંથી બનેલાં લાલ, ગુલાબી તથા સફેદ રંગના હોય છે.

Coriander-Seed-કોરીએંનડર સીડ-ધાણા, એ રોપવાથી કોથમીર ઉગે છે.

Corrosive Sublimate-કૉરોસીવ સબ્લીમેટ-રસકપુર, રસાંયણી ઝેરી ચીજ.

Creosote-ક્રીઓસોટ-બીચ તથા પાઇનનાં ઝાડમાંથી બનાવેલું તેલ. દવામાં વપરાયછે.

Croton Oil-ક્રોટન ઑઇલ-જમાલગોટાનું તેલ. દવામાં ઉપયોગી.
Cubeb-ક્યુબેબ-ચીનીકબાલા, એક જાતનું કરીઆનું.
Cucumber-ક્યુકમ્બર-કાકડી, ખાવામાં ને દવામાં વપરાતી તરકારી.
Date-ડેટ-ખજુર, કાચાં ખજુર, સુકવેલાંને ખારક કહે છે.
Dill-દીલ-સુવા, એક જાતનું વસાણુ, એનું પાણી બનાવી નાનાં બચ્ચાંને દુધ હજમ કરવા માટે સાથે ભેળે છે.
Dough-ડો-મસળેલો આટો, એનો ગોળો વાળીને કપડાં યા કાગળ પર ઘસવાથી મેલ તેપરનો નીકળી સાફ થાય છે.
Dragon's-Blood-ડ્રેગન્સ બ્લડ-હીરાદખન.
Digitalis-ડીજીટેલીસ-Fox Glove નામનાં છોડમાંથી બનતી દવા, હાર્ત વિગેરેને ટાકાત આપવા વપરાય છે.
Emery Powder-ઍમરી પાઊડર-કુરંજ પત્થરમાંની ભુકી વાસણો, ઝવેરાત સાફ ચળકટાં કરવા વપરાય છે.
Ergot-અરગટ-એક જાતની દવા, જે (Rye) રાઇ નામનાં જવને મળતાં અનાજમાંથી બને છે.
Ether-ઇથર-એક પાતલી ચીજ, હવા અને આકાશની વચેની જગ્યામાં પસરેલી ધારવામાં આવે છે, કેટલાક ઍસીડોની મેળવણી કરી રેશાયણ શાસ્ત્રથી ઇથરની દવા બનાવી ઉપયોગમાં લે છે.
Evergreen-Tree-ઍવરગ્રીન ટ્રી-સફેદ પાદડાંનું ઝાડ, જેને વીલાયતી વડ કહે છે.
Facet-ફેસેટ-હીરાને કાપીને તેપર પાડેલા પહેલ અથવા પાસા.
Flea-Bane-ફ્લી-બેન-કાળી જીરી, દવાના ઉપયોગની.
Flint-ફ્લીન્ટ-ચકમકનો પત્થર, એક એક સાથ ઘસવાથી અંગાર પડે છે.
Fuller's-Earth-ફુલર્સ અર્થ-એક જાતની સફેદ ભુકી, જુદી જુદી વનસ્પતી ભેળીને બનાવેલી. વાસણો સાફ કરવાનાં ઘરઘતુ ઉપયોગની તથા શરીર પર છાંટે છે.
Flowers of Sulphur-ફ્લાવર્સ ઑફ સલફર-ગંધકનાં ફુલ દવાનાં.
Gallnut-ગૉલનટ-માંયફળ, દવા તમેજ ઘરઘતુ તથા કાળો રંગ કરવા વપરાય છે.
Gamboge-ગૅમબોજ-રેવનચીનો શીરો, એક જાતના ઝાડનો કડણુ થયલો રસ. વાગેલા ભાગપર પાણી સાથ ઘસીને લગાડવા ઉપયોગનું.
Garlic-ગાર્લીક-લસણ, દવાદારૂ તેમજ ખોરાકીમાં અને હવા સાફ કરવા વપરાય છે.
Germansilver-જર્મન સીલ્વર-ત્રાંબુ, જસત ને નીકળની ભેળ.
Ginger-જીંનજર-આદુ, દવા તથા ખોરાકીમાં લેવાય છે અને સુકવ્યાથી સુંઠ બનેછે.

Glair-ગ્લૅર-ઈંડાંની રફેદી, એને આલબ્યુમન પણ કહે છે.

Glow-worm-ગ્લોવર્મ-આગીઆ કીડા તેનાં શરીરના નીચલા ભાગમાં ફૉસફરસનો પદાર્થ થોડો હોવાથી તે ઉડે ત્યારે ચમકાટ આપે છે, એને ફાયર-ફ્લાઇ પણ કહે છે.

Glue-ગ્લુ-સરસ, એ બનાવવા માટે જાનવરોનાં ચામડાં તથા ખડી વિગેરે ઉકાળે છે.

Glucose-ગ્લુકોસ-દ્રાક્ષ તથા બીજી વનસ્પતીમાંથી બનતી મીઠાસવાળી ચીજ નબલાંને ટાકાત આપવા ખવડાવે છે, સફેદ ભુકી તેમજ પ્રવાહી પણ આવે છે.

Glycerine-ગ્લીસરીન-ચરબી ને તેલમાંથી બનતી મીઠી વાસ વગરની પ્રવાહી, દવા તથા ઘરઘતુ વપરાશમાં લેવાય છે, જેઠી-મધમાંથી પણ બને છે.

Gokru-ગોકરૂ-એક જાતનું વસાણું દવામાં તથા ખાવામાં વપરાય છે.

Gum acacia-ગમ એકેશીઆ-
Gum Arabic- ,, ઍરેબીક
Gum Benzoic ,, બેનઝોઇક
Gum Mastic ,, મૅસ્ટીક
Gum Resin ,, રેઝીન
Gum Sandrach ,, સેનડ્રેક
} ગુંદર. જાતજાતનાં બાવળ કેટલાક જાતનાં ઝાડની ડાળીઓમાંથી નીકળતો રસ બંધાઇને સુકો થાય જે ગુંદર તરીકે ઘરઘતુ તથા દવા માટેનો રેવનચાનો શીરો, ગુંગળ, એળીઓ વિગેરે ઝાડામાંથી બને છે.

Gum Lac ,, લૅક-એક જાતના કીડામાંથી નીકળતો પદાર્થ સુકા યા બીજી મેળવણી સાથ તેની લાખ બનાવે છે.

Gutta-Percha-ગટાપર્ચા-એક જાતનાં ઝાડમાંથી ચીકણો પદાર્થ નીકળે છે રબર વિગેરે વળાગાદવા વપરાય છે.

Gypsum-જીપસમ-એક જાતનો પદાર્થ ચુનો ને ગંધક મેળવ્યાથી બનેલો, એમાં થીજ પ્લાસ્ટર ઑફ પેરીસ નામના ભુકા બનાવે છે.

Hazelnut-હેઝલનટ-હેઝલીન દવા બને છે જે ઘા રૂઝાવા વપરાય છે.

Hemp-હેંમ્પ-સણ, દોરડાં તેમજ કાપડ વણવામાં લે છે, એ છોડ કનચને મળતા છે એનાં બી પક્ષીને ખવાડે છે.

Henbane-હેનબેન-ગાંજો સણના ફુલમાંથી બને છે.

Hogplum-હોગપ્લમ-આમલા.

Hops-હોપ્સ-બીઅર દારૂ બનાવતી વખતે કડવાસ આપવા વાપરે છે એમાંથી કેફની દવા પણ બને છે.

Hyocymus-હાયોસાઇમસ-હેનબેન નામના ગાંજાની એક જાત, દવામા ઉપયોગી એને ખુરાસાની અજમો કહે છે.

Iodine-આયોડીન-દરિઆમાં ઉગતાં ઝાડોમાંથી તેમજ સુરાખારમાંથી બનતી દવા.

Idoform-આયોડોફોર્મ-આયોડીન સાથે ભેળવાથી દવા બનેલી છે.

Indigo-ઈનડીગો-ગુલી, એક જાતનાં ઝાડમાથી નીકળતો ઘેરો બ્લુ રંગ કપડા ધોતી ને રંગતી વખતે વમરાય છે.

Ipecac-ઇપીકેક-એક જાતની દવા દસ્ત મોની.

Iridium-ઈરીડીઅંમ-પ્લેટીનમને મળતી ચળકટી ધાતુ સર્વે ધાતુઓ કરતા વજનમા ઘણી ભારી હોય છે.

Jack Tree-જૅકટ્રી-ફણુસનું ઝાડ, જૅકફ્રુટ-ચાપાનું ફળ, એના ઠળીઆ પણ ભારી તથા ભુજીને ખવાય .

Jasmine-જૅસમીન-ચંબેલી, એરેબીઅન જેસમીન-મોઘરાના ફુલ.

Japan Wood-જેપાન વુડ-પતંગનું લાકડું.

Juniper Berries-જુનીપર બેરીઝ-જીન દારૂ બનાવવા વપરાતા ફળ એમાથી તેલ જેવો અર્ક નીકળે છે તેનજ ડાળીમાંથી ગુંદર નીકલે.

Koumiss-કયુમીસ-દુધ, છાશ વિગેરેના મેળવણીથી બનેલું.

Lard-લાર્ડ-ડુક્કરની ચરબી.

Laudanum-લૉડેનંમ-અફીમ દવાના ઉપયોગનું.

Lead-લેડ-સીસું, દવા તથા ઘરચત્તુ વપરાશમા આવે છે.

Lead Black-બ્લૅક લૅડ-કાળાં સીસાંની ભુકી.

Lead Red-લૅડ રેડ-સીંદુર, રંગવા માટે વાપરે છે.

Lead White-લૅડ વાઈટ-સફેદો, સફેદ રંગમાં લે છે.

Leech-લીચ-જળો માણુસનું લોહી ચુસવા માટે વાપરે છે.

Leek-લીક-લીલા કાંદા.

Lentil-લેનટીલ-મસુરની દાળ.

Lemon grass-લેમંન ગ્રાસ-લીલી ચાહે.

Lettuce-લેટ્યુસ-સાલીડનાં પાદડાં.

Liquorice-લીકરીસ-જેઠીમધ વસાણુ દવા માટે વાપરે છે.

Linseed-લીનસીડ-અલસીનાં દાણા, શણનાં છોડવામાંથી નીકળે છે, અને તેલ બનેલું દવાના તથા ધંધતું ઉપયોગનું છે.

Lupulin-લ્યુપ્યુલીન-હેપ્સમાથી બનેલો આટો.

Mace-મેસ-જાવંત્રી, જાયફળને વળગેલી પાતલી છાલ.

Madder-મૅડર-મજીઠ, એક જાતનો છોડ રંગવાના ઉપયોગનો.

Magnesia-મૅગનીશીઆ-મૅગનીસીઅંમ ધાતુની ભુકી.

Maize-મેઝ-મકાઇ, એક જાતનો અનાજ.

Malt-મૉલ્ટ-ભીનવેલા જવ, ખોરાકીમા, તથા બીઅર, પોર્ટર, દારૂમા વપરાય છે.

Marigold-મૅરી ગોલ્ડ-ગોટાનું ફુલ અને (Calandula)-કેલેનડયુલા પણ કહે છે, તેનો રસ લગાડવાની દવા તરીકે વપરાય છે.

Marking Nut-મારકીંગ નટ-ભીલામું.

Marl-માર્લ-એક જાતની ચીકણી માટોડીમાથી કોડીના વાસણ બને છે.

Mandrake-મૅનડ્રેક-લખમણી નામનું સપરચનને મળતું ફળ, જેમાં કેફી ગુણ હોય છે. ખ્રીસ્તી ધરમ મુજબ ઍદમ અને ઇવ ને એ ફળ બગીચામાંથી ખાવાની ખુદાએ મનાઇ કરી હતી.

Manna-માના-એક જાતનો રસ ઍશ લાર્થ નામના ઝાડમાથી નીકળે છે જે જુલાબની દવા તરીકે વપરાય છે.

Menthol-મેંનથોલ-પેપરમીંન્ટનાં ફુલ સફેદ અણીવાલા નાના ચળકતા ટુકડા ચીન, જાપાનથી આવે છે, દવા દારૂમા ઉપયોગી.

Mercury or Quicksilver-મરકયુરી-પારો, ધાતુ તથા હીંગળામાથી બને છે.

Metre-મીતર-કપડાની લંબાઇ માપવાનું ફ્રેંચ માપ.

Mica-માઇકા-અબરક, કાળી, સફેદ, તાંબ્ર લીલા રંગની કાચ જેવી એક ખાણીજ વસ્તુ. ઘણી ગરમી ખમી શકે છે.

Mildew-મીલડયુ-ફુગ, વરસાદના દિવસમાં કપડાં તેમજ સામાન પર પડતા સફેદ ડાઘા.

Millet-મીલેટ-બાજરી, એક જાતનો અનાજ.

Mimosa-મીમોસા-સરમાઉ ઝાડ, એક જાતનો છોડ હાથ લગાડવાથી તેનાં પાંદડાં ચીમરાઇને બંધ થઇ થોડે વખતે પોતીકી મેળે ઉઘડીને પાછાં સરખાં થઇ જાય છે.

Mint-મીંન્ટ-ફુદનો, ખોરાકી તેમજ દવાના ઉપયોગનો.

Mint Tree-મીંન્ટ ત્રી-લીમડાનું ઝાડ, જ્યાં તે હોય ત્યાંની ખરાબ હવા સ્વચ્છ કરે, પાળો શેકવા વાપરે છે.

Moringa-મૉરીંગા-શેગતાનું ઝાડ.

Morphia-મૉરફીઆ-અફીણમાંથી બનેલી કેફી દવા.

Mowrah-Berries-મોવરા બેરીઝ-મોવડાંનાં ફુલ એમાંથી દારૂ બને છે.

Mulberry-મલ્બેરી-શેતુરનું ફળ, એની પર થતા કીડા રેશમ કાઢે છે.

Musk-મસ્ક-કસ્તુરી, હરણની ડુંટી આગળથી નીકળતા ઝીણા દાંના. ખોરાકી તેમજ દવાદારૂમાં તેનો અર્ક ટાકાત આપવા વપરાય છે. એ જાતનાં હરણને સીંગડાં હોતાં નથી.

Myrobolan-માઇરોબોલન-હરડાં બેડાં અથવા આંબળા.

Myrrh-મારહ-હીરાબોલ, દવાનાં ઉપયોગનાં.

**Myrtle**-મર્ટલ-મેંદીનો છોડ, લાલ રંગ માટે વપરાય છે. પાંદડાંમાં સારી ખુશબો હોય છે.

**Naptha**-નૅફ્થા-નખતેલ ઘરઘતુ ઉપયોગમાં લેવાય છે.

**Naphthalene**-નૅફ્થલીન-કોલટારમાંથી બનાવેલી સફેદ વસ્તુ હવા સ્વચ્છ કરવા તેમજ જંતુઓ નહસાડવા વપરાય છે. એ પાંણીમાં પીગળતી નથી.

**Neroli Oil**-નીરોલી ઑઇલ-ઑરંજનાં ફુલમાંથી બનતું તેલ.

**Nettle**-નેટલ-કૌવચનું ઝાડ જેને હાથ લાગવાથી આગ બળે છે.

**Nicotine**-નીકોટીન-તંબાકુમાંથી બનતી ઝેરી કેફી પદાર્થ કુતરાને ફક્ત એક ટીપું આપવાથી તેનું ઝેર ચઢી મરી જશે.

**Nitrate of Silver**-નાઇટ્રેટ ઑફ સીલ્વર-કાઢીખાર, રૂપાંને સુરાખારના તેજાબ સાથ મેળવ્યાથી બને છે.

**Nitre or Saltpetre**-નાઇટર અથવા સૉલ્ટ પીટર-સુરોખાર.

**Nitrogen**-નાઇટ્રોજન હવા વાયુ, એ વિષે પાછલાં પ્રકરણમાં જુવો.

**Nutmeg**-નટમેગ-જાયફળ.

**Nux Vomica**-નકસ વૉમીકા-ઝેરી કચુરો દવામાં ઉપયોગી છે એનાં ફળમાંથી સ્ત્રીકનીઆ નામની કેફી દવા બને છે.

**Ochre**-ઓકર-ગેરૂ, લાલ તથા પીળી માટી રંગમાં વપરાય છે.

**Oil-Ricini**-ઑઇલરીસીની-એરંડીનાં તેલનું બીજું નામ.

**Olibanum**-ઑલીબેનમ-ઇસસ, એક જાતનાં રસમાંથી બનેલી ચીજ, બાળવાથી હવા સ્વચ્છ થાય છે.

**Olive Oil**-ઑલીવ ઑઇલ-સુકવેલા ઑલીવ અથવા જીત ફળમાંથી બને છે, સાલીડ તેલ, લુકા ઑઇલ, ઝઇતુનનું તેલ સર્વ એકજ. બધાં તેલોમાં વજનમાં સઉથી હલકું છે.

**Orpiment**-ઑરપીમેન્ટ-હડતાલ, લાલ તથા પીળા રંગની.

**Orrisroot**-ઑરીસ રૂટ-કેવડાનાં ઝાડનાં સુગંધીદાર મુળીઆં પાઉડર તથા દવા, વિગેરે બનાવવામાં વપરાય છે.

**Oxide of Zinc**-ઑક્સાઇડ ઑફ ઝીંક-જસતમાંથી બનાવેલી ભુકી દવા તથા ઘરઘતુ ઉપયોગમાં આવે છે.

**Oxygen**-ઑક્સીજન-પ્રાણવાયું દંમમાં લઇએ છીએ તે હવા, જેના વગર માણસ જીવી શકતુ નથી, પાછલા પ્રકરણમાં છે.

**Ozone**-ઓઝોન-ઑક્સીજનમાંથી બનેલી ચોખી હવા જે દરીઆ કીનારા પર વધુ પ્રમાણમાં હોય છે.

Paraffin-પૅરેફીન-ટારમાંથી કાઢેલી પારદર્શક ચીકાશવાલી વસ્તુ તેલનાં જેવી, ઘર· ધતુ તથા દવાનાં વપરાસમાં આવે છે.

Pearlash-પર્લઍશ-રાખ, તરકારી છાલ વિગેરે બાળીને બનેલી છે, એને ઍશ સોડા પણ કહે છે.

Pepsin-પૅપસીન-ડુક્કર, તથા વાછરડાંની હોજરીમાંથી નીકળતો પદાર્થ દવા તરીકે ખાધેલું જેરવવા વપરાય છે.

Perfuming-Match-પરફ્યુમીંગ મેત્ચ-અગરબતી, જેને સળગાવ્યાથી ખુશબો નીકળી ખરાબ વાસ દુર કરે છે.

Pellitory-પૅલોટરી-અકલગરો દવાના ઉપયોગનું.

Pewter-પ્યુતર-કઠીર એક જાતની ધાતુ.

Phosphous-ફૉસફરસ-એક જાતનો ઝેરી પદાથ પીળા રંગનો ચળકટો પ્રાણીઓને માછલીના હાડકામાં હોય છે. દવા તરીક પણ વપરાય છે.

Pimento-પીમેન્ટો-ચીનીકબાલા એમાંથી તેલ પણ બને છે.

Pinchback-પીન્ચ બૅક-એક જાતની સોનાને મળતી હલકી ધાતુ, ત્રાંબુ ને જસત મેળવ્યાથી બને છે.

Platinum-પ્લૅટીનમ-એક જાતની કીમતી ધાતુ રૂપાંને મળતી પણ મોંઘી ગણાયછે.

Popyseed-પૉપીસીડ-ખસખસ એ ઝાડનાં દીંડવામાંથી અફીમ બને છે તેમજ તેનું તેલ ખોરાકમાં વપરાય છે.

Pulse-પલ્સ-તુવરની દાળ. માણુસની નાડને પણ પલ્સ કહે છે.

Pumicestone-પ્યુમીસ્ટોન-જવાલા મુખીમાંથી નીકળતો રસ બંધાઇ જવાથી બનેલો એક જાતનો પત્થર.

Putty-પતી-લાંબી જે કાચ વળગાડવામાં વાપરે છે.

Quassia-કવેશીઆ-એક જાતનાં ઝાડની કડવી છાલ દવામાં વાપરે છે.

Quicklime-કવીક લાઇમ-કળી ચુનો.

Quinine-કવીનીન-સીંકોના ઝાડના છાલમાંથી નીકળતી કડવી દવા.

Raddish-રૅડીશ-મુળા, સુફેદ તથા લાલ રંગના થાય છે.

Raggy-રૅગી-નાગલી એક જાતનું અનાજ.

Radium-રેડીયંમ-એક જાતની ખુલ્લા પીળા રંગની ઘણી કીમતી ધાતુ, જેના કીરણો લગાડયાથી કેટલાક જાતની ગાંઠો ખાસ કરીને કંઠમાળાની સારી થાય છે.

Rectifide Spirit or Spirit of Wine-રૅકટીફાઇડ સ્પીરીટ અને સ્પીરીટ ઓફ વાઇન, ચોકખો સ્પીરીટ.

Rhubarb-રયુબાર્બ-રેવંનચી અથવા રોઇબાગ, દવામાં વપરાય છે.

Rock Salt-રૉક સૉલ્ટ-ખડકમાંના લાલ નીમકના કુકડા.

Rosin or Resin-રેઝીન-રાજમ ઘરઘર્તુ ઉપયોગની, પીળો તથા લાલરંગ.

Rotten Stone-રૉટન સ્ટોન-પૉલીશ કરવા માટે ચરકપર ઘસવા વપરાતો નરમ પત્થર, એની ભુકી ઘરઘતુ વપરાશમાં આવે છે.

Saccharine-સૅકરીન-સાકર કરતાં પણ ઘની ઘણી મીઠાસ ધરાવતી મેળવણી.

Saffron or Crocus-સૅફરન અથવા ક્રોકસ-કેસર, ખાવાનાં તેમજ કપડાં રંગવામાં વપરાય છે.

Sage-સેજ-પેપરમીન્ટની જાતનું ઝાડ.

Salep-સાલેપ-સાલમ મીશ્રી વસાણું બનાવવા વપરાય છે.

Salsoda-સૅલસોડા-સાજીખાર, ઘરઘતુ ઉપયોગનો.

Salt or Sodium Chloride-સૉલ્ટ અથવા સેડીઅમ કલોરાઇડ, નીમક જે દરેક રીતે સૌને ઉપયોગમાં ઘણશાં લેવાય છે. અને એમાં ઘણીક જાતની મેળવણીથી જુદા જુદા ખારો બને છે.

Salt Alkaline સૉલ્ટ ઍલકલાઇન-જવખાર, હળદર સાથ ભેળવાથી એ ખાર લાલ કકુંના જેવા રંગનો થાય છે. ઘણી જાતના દવાના વપરાશ માટે આવે છે.

Salts of lemon-સૉલ્ટસ ઑફ લૅમન-સાઇટ્રીક એસીડને ક્રીમ ઑફ ટાર્ટર સરખા વજનની ભેળવાથી બનેલ.

Salt Rochal-સૉલ્ટ રેકલ-સંચળખાર, વસાણામાં વપરાતો.

Sandal Wood-સૅન્ડલ વુડ-સુખડ, ચંદન આ વરાર બાળવાથી સુગંધ નીકળે છે.

Santonine-સૅન્ટોનીન-મદ્રેદ ચળકટી દવાની ભુકી. દમનાનાં ઝાડમાંથી બનાવેલી કરમ પર આપે છે.

Sarsaparilla-સારસાપેરીલા-એક જાતનો છોડ અમેરીકામાં ઊગે છે, જેની છાલ ઊકાળીને સારસાપરેલા બને છે એ લોહી સુધારવા માટે પાય છે, એનાં મુળ ઘણુ લાંબા કકીલને વટવા હોય છે.

Seedpearl-સીડપર્લ-ઘણો ઝીણો મોટીનો દાણો (બાંધા).

Senna-સૅના-સનાંમખી, એક જાતના પાંદડા તથા તેની સીંગને સૅના પૉડસ કહે છે જે જુલાબ તરીકે વાપરાય છે.

Sesame-સેસામી-તલ, ખોરાકીમાં વપરાય છે તેમજ એમાંથી તેલ પણ બને છે.

Shamrock-શૅમરોક-એક જાતનો છોડ, જેનુ એક પાંદડું ત્રણ પાંખડીઓ મળીને બનેલુ છે એને તીપતીઓ છોડ કહે છે.

Shellac-શેલૅક-લાખનાં પતરાં.

Soap-Nuts-સોપ નટ્સ-અરીઠાં કપડાં ધોવા માટે વપરાય છે.

Sparrows-Tongue-સ્પૅરોટંગ-ઈંદ્રજવ, એક જાતનું વસાણું, મરડા વિગેરે પર આપે છે.

Spermaciti-સ્પરમેસીટી-મગરમછની ચરબી.

Spongle Seed-સ્પોંગલ સીડ-ઈસબગોળના બી દવા તરીકે મરડા પર તેનુ પાણી ઠંડક માટે પાયે છે.

Squill-સ્કુવીલ-એક જાતનો જંગલી કાંદો, દરીઆમાં ઊગે છે, દવાના ઊપયોગનો.

Stramonium-સ્ટ્રૅમોનીઅમ-ધતુરા ઝાડ, હાંફણ વિગેરેમાં દવા તરીકે વપરાય છે.

Sublimed Sulphur-સબલાઇમ્ડ સલફર-ગંધકનાં ફુલ.

Sugar of Milk or Lactin-શુગર ઑફ મીલ્ક-દુધમાંથી બનાવેલી ભુકી, નાના બચ્ચાંને ટાકાત આપવા પાયે છે.

Sulphate of Iron-સલફેટ ઑફ આયરન-હીરાકસી દવા તથા ધરધતુ ઊપયોગની.

Sulphate of Maguesia-Magnus Sulphus-Epsom Salt-સલફેટ ઑફ મૅગનીશીઆ-એના બીજા નામો; બધા એકજ જાતના જુલાબનાં મીઠાં છે, એ ધંધાનુ ઊપયોગનાં પણ લેવાય છે.

Sweet Flag-સ્વીટ ફ્લૅગ-ઘોડા વચ દવામાં વપરાતી ઝણસ.

Sweet Root-સ્વીટ રૂટ-જેઠીમધનુ મુળીયુ અથવા લીકરીસ દવાના ઊપયોગની.

Talc-ટાલ્ક-અબરક, એક જાતનો ખનીજ પદાર્થ, એનો ભુકો ધંધાનુ તેમજ દવામાં પાઊડર તરીકે છાંટવા વપરાય છે.

Tannin-ટૅનીન-એક જાતનો પદાર્થ, માજુફળ તથા ઓકના ઝાડમાંથી બનેલી દવા, કોગળા તથા ગળામાં લગાડે છે.

Terebenthin-ટૅરીબેનથીન-ટરપેન્ટાઇનમાંથી બનેલી દવા ચોપડવા માટેની.

Theobrome-થીઓબ્રોમ-કોકમ એક જાતના ઝાડની ચીકણો પદાર્થ, તાડના ઝાડના બીમાંથી એનું ઘી તથા તેલ ચામડા પર લગાડાય છે.

Tinfoil-ટીનફૉઇલ-કલાઇનો વરખ.

Treacle or Molasses-ટ્રીકલ ગોળ.

Turmeric-ટર્મેરીક-હળદર; એક જાતના કંકુમાં નામનાં ઝાડનાં મુળીઆમાંથી બનેલી, ખોરાક તથા રંગવાના ઊપયોગની, આંબાહળદ પણ એને મળતી ભુરા રંગનાં ટુકડા પાણીમાં ઘસી વાગેલા ભાગ પર ચોપડે છે.

Upas-યુપાસ-એક જાતના ઝાડમાંથી નીકળતો ઝેરી રસ એમાંથી સ્ત્રીકનીન નામની દવા બનાવે છે, તેમજ એ ઝેરી રસ તીરની અણીઓ પર લગાડવા તે દેશના રહેવાશીઓ વાપરે છે.

Verdigris-વર્ડીગ્રીસ-જંગાલ, ત્રાંબુને સરકાની મેળવણીથી બનેલો.

Vermilion-વરમીલીઅન-હીંગળોક, પારોને ગંધક મેળવ્યાથી બનેલી લાલ ભુકી, રંગ માટે વપરાય છે.

Vitriol-વીઓટ્રીલ-મોરથુથુ એને સલ્ફેટ ઑફ્ કૉપર પણ કહે છે; ત્રાંબાને ગંધકની મેળવણીથી બનેલો ઝેરી પદાર્થ; લીલા, બ્લુ, લાલ તથા સફેદ રંગનો દવા તથા ધરવખરુ ઉપયોગી.

Witch-Hazel-વીત્ચ હેઝલ-હેઝલ નામના ઝાડમાંથી બનતી દવા ઘા રૂઝાવા તથા ચામડી માટે વપરાય છે.

White Ant-વાહિટ ઍન્ટ-ઊંધાઇ.

Whey-વ્હે-છાશ, દહીનુ માખણુ બનાવ્યા પછીનું પાણી અથવા દુધને ફીડયા પછી રહેલું પાણી, ટાકાત આપવા પીએ છે.

Worm Wood-વર્મ વુડ-દમનો એક જાતનો છોડ.

X Ray-ઍક્સ રે-નવી શોધથી માણુસનાં ભીતરના ભાગમાંના દરદોની શબી પાડી શકાય છે.

Zinc-ઝીંક-જસતની ધાતુઓમાં બીજી મેળવણીથી દવાના ઉપયોગનો પાઊડરો પણ બને છે.

